શ્રી

# જૈન તત્વ સંગ્રહ.

આત્માર્થિ ભાઇઓના હિતને અર્થે

રચનાર તથા પ્રસિદ્ધ કર્ત્તા

## શા. ખેમચંદ પીતાંબરદાસ

મુ૦ વળાદ.



અમદાવાદમાં

## શા. જેઠાલાલ દલસુખભાઇએ

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું

સંવત્ ૧૯૬૦ સને ૧૯૦૪

રૂ. ૧—૦—૦

# અર્પણ પત્રિકા.

મારા પરમ ઉપકારી, શ્રુત ધર્મમાં સહાયકારી,—

આભારી ગુણધારી.

શેઠ. રવચંદભાઇ જયચંદ સુબા સાહેબ.

જૈન વિદ્યાશાળાના મુખ્ય અધિપતી—અમદાવાદ

સાધર્મિ ભાઇઓને ધર્મોપદેશ આપવા ખાસ
પ્રયત્નથી પ્રયાસ લેઇ સ્વધર્મમાં
જોડવા ઉદ્યમી હોવાથી તથા
મને પુરતી રીતે પુષ્ટ કર
વાથી તેમની સ્થાપેલી
વિદ્યાશાળામાં આ
અપૂર્વ ગ્રંથ
અર્પણ
કરૂં
છું.

લી. હું-છું.

શા. ખેમચંદ પીતાંબરદાસ.

મુ૦ વળાદ.

# પ્રસ્તાવના.



માર્ગાભિમુખી વાચક વર્ગ સ્વજન પુરુષોને સુચના,જે બીજું પુસ્તક એકવાર વંચવાથી બસ છે પણ આ પુસ્તકનો તો દરરોજ અનુભવ કરવો યોગ્ય છે. કારણ દરેક વિષય વાંચવાથી વર્ત્તમાન નિર્વિકલ્પ દશા થયા વિના રહેજ નહીં એટલુંજ નહીં પણ શ્રોતાને શ્રવણ ગોચર થવાથી સહેજ સમ્યકત્વ ગુણ પ્રકટ થવા પરમ સાધનભુત છે એ નિર્વિવાદ છે.

પ્રથમ સમ્યકત્વ ધર્મ રત્નની ઓળખાણ થવાથી કુશળાનુંબંધીપણું (મોક્ષમાં જોડવાપણું) થાય છે જે કારણ માટે પ્રથમ એજ વિષય દાખલ કરી પછી ધર્મનું સ્વરૂપ દર્શાવ્યું છે તથા તેને લગતાં અનેક સાધનો બતાવ્યાં છે ઘણા દીવસથી મારા પ્રિય મિ- ત્રોનો શુભ આગ્રહ હતો કે એકજ પુસ્તકમાં અનેક ધાર્મિક વિષયો દાખલ કરી બહાર પાડવા કારણ કે અવકાશ મળવાથી તેમાં પ્રવેશ થાય તો સ્વરુપાનુયાયીપણાનો અપૂર્વ લાભ ઉત્તરોત્તર કરી શકાય આવી ભલામણથી મારી ઉતારેલી નોટ તથા બીજા કેટલાંક શાસ્ત્રોમાંથી વિષયો લઇ દાખલ કર્યા છે. આ પુસ્તકની રચનાનો પ્રયાસ પ્રીયે સામાયકમાંજ લીધેલો છે. તેમાં જે સૂત્રનાં દૃષ્ટાંતો આપેલા છે તે દૃષ્ટિગોચર કરીને, તથા ગુરૂમુખથી ધારીને તથા બીજા શાસ્ત્રોની ભલામણથી આપ્યા છે. આ પુસ્તક શોધવામાં એક વિદ્વાન તથા સંઘવી છોટાલાલ લલુભાઇએ જે પરિશ્રમ લીધો છે તેમનો ઉપકાર માનું છે તેમ છતાં દૃષ્ટિદોષથી તથા મારી અલ્પબુદ્ધિથી અપૂર્વ શ્રુતાનુભવની ખામીથી જિનાજ્ઞા વિરૂદ્ધ અધિક ન્યુન લખાયું હોય તેનો ચતુર્વિધ સંઘ સાંથે મીચ્છામીદુક્કડં દેઉંછું વળી મોટી ભુલ થઇ હોય તો સુજ્ઞ જનોએ પત્રદ્વારાએ મને જાહેર કરવી જેથી પુનરાવૃત્તિમાં સુધારવા લક્ષ આપું બીજી કેટલીક કવિતાઓ તથા સ્તવનાદિ વિષયો નાંખવાનો વિચાર હતો પણ છાપવાને ઘણો કાળ રોકાવાથી મોકુફ રાખ્યું છે એજ

લી. શેવક,

**શા. ખેમચંદ પીતાંબરદાસ.**

**મુ૦ વળાદ.**

# અનુક્રમણીકા.

| પ્રશ્ન. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|



# श्री जैनतत्वसंग्रह.



## ॥ श्री अजितनाथायनमः श्री गुरुगौतमायनमः ॥

### ॥ अथ मंगलाचरण ॥

अर्हंतो भगवंत इन्द्रमहिताः सिद्धाश्चसिद्धिस्थिताः ।
आचार्या जिन शासनोन्नतिकराःपूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः ।
पंचैतेपरमेष्ठिनःप्रतिदिनंकुर्वन्तुवोमंगलं ॥ १ ॥

### दुहो.

मथनकरीबहुशास्त्रनुं । नवनितपरेसार ॥
शोधिने संग्रह कर्यो । तत्वसार निरधार ॥ १ ॥

**પ્રશ્ન ૧—સમ્યગ્ ધર્મરૂપ કલ્પવૃક્ષનું બીજ એવું જે સમકિત તે શું પદાર્થ છે તે ટુંકામાં સમજાવો ?**

ઉત્તર.—મિથ્યાત્વ વિકારનો અણઉપજાવણહાર એવો કોઇ અતિ વિશુદ્ધ અધ્યંવસાય વિશેષ આત્માનું પરિણમન તે સમકિત કહીએ. તે ભવ્ય સંજ્ઞિ પંચેંદ્રિય જીવને સ્વભાવથી વા ઉપદેશથી જીનોક્ત તત્વોને વિષે રૂચિછે જેને તે સમ્યગ્ શ્રદ્ધાવંત, વિરતિપણાનું રૂડુ ફલ જાણતો તેની અભિલાષા કરતો છતો અપ્રત્યાખ્યાની કષાયોદયથી કરી શકે નહી. અનંતાનુબંધી કષાયની ચોકડી, સમકિત મોહની મિશ્ર મોહની મિથ્યાત્વ મોહની એ સાત પ્રકૃતિનો ઉપસમ, ક્ષયોપશમ, ક્ષય થવાથી ઉપસમ, ક્ષયોપશમ, ક્ષાયક સમકિત પ્રાપ્ત થાયછે. તેના સમ, સવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તા, એ પાંચ લક્ષણ જાણવાં. વ્રત નિયમ નથી તોપણ દેવગુરૂ સંગની ભક્તિ કરવા ઉત્સાહવંત થકો જીન નામ કર્મ, મનુષ્યાયુ, દેવાયુનો બંધ કરેછે. ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્ત કાલમાં નિયમાનિર્વાણ પદ પામેછે. એ ગુણ વિના સંજમ જપ તપ ક્રિયા કલાપથી ભવ ભ્રમણ ન ટળે

તે સમકિત નિશ્ચય વ્યવહાર બે ભેદે જાણવું. વ્યવહારમાં અરિહંત સર્વજ્ઞ દેવની પૂજા ભક્તિ અને નિશ્ચયથી તો શુદ્ધાત્મ સ્વરૂપ અનુભવતે નિશ્ચય દેવતત્વ છે. વ્યવહાર ગુરૂ તો પંચમહાવ્રતધારી શ્રમણ અને નિશ્ચય ગુરૂ તત્વ તો શુદ્ધાત્મ વિજ્ઞાનપૂર્વક જે હેયોપાદેય ઉપયોગ યુક્ત પરિહાર પ્રવૃત્તિ જ્ઞાન તે વ્યવહાર ધર્મ-તે શુદ્ધ સ્યાદ્વાદશૈલી વિજ્ઞાનપૂર્વક સિદ્ધાંતોક્ત દાન શીલ તપ ભાવનારૂપ શુભ પ્રવૃત્તિ તે. અને નિશ્ચય ધર્મ તો વસ્તુ સ્વભાવને જાણે શુદ્ધ ચૈતન્ય અમુર્ત્તિ, અ-વિનાશી, અવિકારી સચ્ચિદાનંદાદિ અનંત ગુણમણી અલંકૃત એવો મારો આત્મા ઉપાદેય, એથી ભીન્ન જે પુદગલાદિ વસ્તુ તે માહરો ધર્મ નહી. એ ત્રણ નિશ્ચય તત્વને પ્રગટ કરવા સર્વ શુદ્ધ વ્યવહાર નયનિમિત્ત માત્ર છે. પરંતુ મુખ્યતત્વપણે તો સ્વસ્વભાવમાં રમણ કરવું. એજ શુદ્ધ સાધનછે. એ ત્રણ તત્વોની જે શ્રદ્ધા નિશ્ચલપણું વા जिणुत्ततत्तेरूइलक्खणस्त-જીનોક્ત તત્વને વિષે રૂચિ લક્ષણ તેજ સમકિત કહીએ એટલે વસ્તુ સ્વરૂપ જાણી તેને વિષે જે પ્રતીત કરવી તેને સમકિત કહીએ. એથી વિપરિતને મિથ્યાત્વ કહીએ. ઇહાં વ્યવહારે કહ્યું તે વ્યવહાર સમકિત અને નિશ્ચયથી કહ્યું તે નિશ્ચય સમકિત કહીએ. તથા જીવાદિ નવ પદાર્થ-નયનિક્ષેપાદિકે જાણી સદ્દહે તેને સમકિત કહીએ છતાં તેમાં પ્રવેશ ન થાય તો કદાગ્રહ છોડી કેવલીના ઘરની વસ્તુની ખેંચતાણ ન કરતાં तमेवसच्चं-ભગવંતે ભાખ્યું તે સત્ય છે એમ ધારી હલુકર્મિ જીવોએ આજ્ઞા આરાધક થવું સારાંશ જે સાચામાંજ સમકિત છે. किं बहुना.

પ્ર૦ ૨:—સર્વ લોકો પોતપોતાના કુલ ધર્મને વિષે પ્રીતી પૂર્વક મોક્ષ માની રહેલા છે તે વારે વસ્તુગતે સત્યધર્મનું સ્વરૂપ શું છે તે પ્રકાશ કરો.

ઉ૦—दुर्गतौ पततः प्राणिनो धारयतीति धर्मः-દુરગતીમાં પડતાં જીવને ધારણ કરે તે ધર્મ કહીએ. વા આત્માનો જે શુદ્ધ સ્વભાવ તે ધર્મ કહીએ.

વ્યવહાર ધર્મના ચાર પ્રકાર છે, ૧ દાન, ૨ શીલ, ૩ તપ, ૪ ભાવ, તે સમકિત યુક્ત કરતાં કર્મ નિર્જરે, નહી તો પુન્ય પ્રકૃતિ ઉપાર્જન કરે.

૧ આચાર ધર્મ વળી-આદરતો અનાચારપણું ટલે જેથી અન્ય પણ જૈનની પ્રશંસા કરે.

૨ દયાધર્મ જેથી હિંસા ટલે, શુભ પુન્ય બાંધે. મુક્તિ પામે.

૩ ક્રિયાધર્મ શુભ ક્રિયા પોસહ પ્રતિક્રમણ જીન પૂજાદિવિધ ક્રિયા કરતો છતો કર્મનો કાટ ઉતારે, ભવતુચ્છ કરે.

૪ વસ્તુધર્મ સ્વરૂપાચરણ પૂર્ણ સમકિત પામે, કર્મ નિર્જરે, ધર્મરૂપ રથનાં એ ચાર પઇડાં છે. તેથી રથ ચાલે છે, વસ્તુગતે એ ધર્મના ભેદછે, તેમાં દાનાદિક ચાર પ્રકારનો ધર્મ તે કારણરૂપ છે. ધનબલથી દાન દેવાય છે, મનબલથી શીલ પળે છે, તનબળથી તપ થાય છે. સમ્યગ્ જ્ઞાનબળથી ભાવ ધર્મ વધે છે, અને ૧ વસ્તુને વસ્તુનો જે સ્વભાવ, જેમ ચેતનને ચેતન સ્વભાવ તે. ૨ દશ પ્રકારનો યતિધર્મ ક્ષમાદિ. ૩ જ્ઞાન દર્શન ચારિત્ર એ રત્નત્રયરૂપ આત્મ પ્ર-

ણામ ધર્મ, ૪ જીવની દ્રવ્યભાવથી દયા પાલે તે ધર્મ. એ ચાર પ્રકારે હવે જીવ દ્રવ્યના ગુણ પર્યાયના ઘાતક તથા પુષ્ટિકારક કોણ છે તે કહેછે. ૧ અજ્ઞાનપણો તે આત્મ દ્રવ્યનો ઘાતીછે, ૨ મિથ્યાત્વ તે આત્મગુણ ઘાતીછે, ૩ અવિરતિ તે આત્મીક સુખપર્યાય ઘાતી છે, એટલે દાબે છે, તેમ દર્શન જ્ઞાન ચારિત્ર એ ત્રણથી જીવના ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ પર્યાય, સમરે છે એ અનુક્રમથી સમજવું. વળી એ રત્નત્રયી જન્મ જરા મરણના ભયને મટાડવાનો હેતુ છે, એટલે દર્શન ( સમકિત ) થી ઘણા જન્મ ઘટે છે જ્ઞાનથી જરા દુઃખ વેદના મટે છે, ચારિત્ર ગુણથી મરણ ભય ટળે છે, એમ એ રત્નત્રયીથી ત્રણ ગુણ પ્રગટ થાયછે. ઇતિ૦

હવે કયાં કયાં કર્મ કયા કયા ગુણથી નષ્ટ થાય છે તે કહેછે ત્રણ જોગથી ઉપાર્જન કરેલાં કર્મ તે તપ સંજમાદિ શુભ ક્રિયાથી ટળે છે, તથા સત્તા એ કર્મ છે તે શુદ્ધ ઉપયોગે નિર્જરાય છે. મિથ્યાત્વનાં બાંધ્યાં કર્મ સમકિત પામ્યાથી મટે અવિરતિનાં તે વિરતિથી ટલે, કષાયનાં બાંધ્યાં કર્મ તે ઉપશમથી ટળે, ઇંદ્રિય વિષયનાં બાંધ્યાં કર્મ તે તપસ્યાએ ટલેછે. ૧ ધર્મની ઉત્પત્તિ સત્યે કરી થાય છે. ૨ દયા દાને કરી વૃદ્ધિ પામેછે, ૩ ક્ષમાદિ ગુણે કરી સ્થિર રહેછે. ૪ ક્રોધ લોભે કરી વિનાશ પામે છે. ઇતિ ધર્મ વિષય ચાર ભાવના. હવે ધર્મ ૧ કર્મ (અધર્મ) ૨ પુન્ય, ૩ પાપ, ૪ એ ચારનું સ્વરૂપ કહેછે.

૧ શુદ્ધોપયોગ તે ધર્મ, એટલે જીવ પોતાના દ્રવ્ય ગુણ પર્યાયશું તદાકારે આત્મપણે પ્રણમે તે ધર્મ, તેથી કર્મ ક્ષય કરી મુક્તિ પામે.

૨ અશુધ્ધોપયોગ તે કર્મ, જે રાગદ્વેષથી બંધાયછે તેથી ઘણો સંસાર કરે.

૩ શુભ યોગ તે પુન્ય એટલે મન વચન કાયાના યોગ પ્રશસ્ત વ્યાપારે, પૂજા સામાયક દાનાદિ શુભ યોગે પ્રવર્તન તેથી પુન્ય બંધાય, તેથી જીવ શુભ ગતી શુભ સામગ્રી શાતાપણું પામે.

૪ અશુભ યોગ તે પાપ, એટલે મન વચન કાયાના યોગ વિષયાદિક વ્યાપારે તન્મય તલ્લીનતાપણે પ્રણમે ત્યાં પાપ બંધાય છે, તેથી ઘણી અશાતા પામે અર્થાત પાપે અશાતા, પુન્યે શાતા, કર્મે સંસાર વધે, અને ધર્મે મોક્ષ, એમ ચાર પ્રકાર જાણવા લક્ષ આપવું. વલી વિશેષે કહેછે, ધર્મ તે આત્મ સ્વભાવ જનીત છે, અને પુન્ય પાપ તે કર્મ જનીત છે. કર્મ તે અશુધ્ધોપયોગ અજ્ઞાન જનીત છે ઇહાં પુન્ય અને ધર્મની વેહેંચણ કરે છે.

પુન્ય તે અન્નપુણે પાણપુણે આદે નવ પ્રકારે બંધાય છે અને ઊંચ ગોત્રાદિ ૪૨ ભેદે ભોગવાય છે તે બંધરૂપે છે. આશ્રવ છે, પુન્ય તો મિથ્યાદ્રષ્ટિને પણ હોય, હવે ધર્મ તે ખંતી પ્રમુખ દશ પ્રકારે હોય તેનું ફલ મોક્ષછે તે સમ્યગ્ દ્રષ્ટિને હોય, તે સંવરરૂપે છે, નિર્જરારૂપ અક્ષયછે એમ ધર્મ, પુન્ય, વસ્તુ, ભિન્ન, ગતીભિન્ન, ફલભિન્ન જાણવું હવે ધર્મ કર્મ ઉપજે છે તે, છદ્મસ્થ કેમ જાણે તે કહેછે. સંકલ્પ વિકલ્પ પરિણામ જે વારે જીવને વર્તેછે ત્યાં કર્મ નિપજેછે, અને જે વારે જીવ નિર્વિકલ્પ ભાવે વર્તેછે ત્યાં ધર્મ નિપજેછે, ઇહાં સમકિત પામ્યા પછી જ્ઞાન ચેતના હોય, અને મિથ્યાત્વીને અજ્ઞાન ચેતના હોય, એમ જીવની

ચેતના બે પ્રકારે જાણવી. શુધ્ધોપયોગ તે સમકિત પામ્યા પછી હોય શેષ સર્વે સંસારી મિથ્યા દ્રષ્ટિ જીવોને અશુધ્ધોપયોગ હોય; ઇહાં મિથ્યા દ્રષ્ટિને શુભ ક્રિયા હોય પણ શુભોપયોગ નહિ, શુભોપયોગ તો શુદ્ધના ઘરનો છે, તે તો અણુઇચ્છકરૂપે હોય, અને મિથ્યાત્વીને તો શુભ ક્રિયારૂપ શુભ ઉપયોગ હોય પણ નિયાણુ સહિત હોવાથી અશુભરૂપ કહ્યો.

શિષ્ય—પૂર્વે જે પુન્યનું વર્ણન કર્યું તે આદરવા જોગેછે કે નહી.

ગુરૂ—પુન્યે સોનાની બેડી સમાન છે, અને પાપ લોઢાની બેડી સમાન છે. જેથી બંને મુક્તિનો અટકાવ કરનાર છે. જેથી નિશ્ચયનયથી તજવા યોગ્ય છે પરંતુ વ્યવહારથી તો આદરવા યોગ્ય છે. હવે પુન્ય ઉપર ચૌભંગી કહેછે. કેમકે કેટલાક અધર્મિ અન્યાઇ, સુખી દેખીએ છીએ અને કેટલા ધર્મિષ્ટ દુખી દેખીએ છીએ. તે પૂર્વ કૃત કર્મ ફળ જાણવું તે કહેછે.

૧ પુન્યાનુબંધિ પુન્ય-પૂર્વ પુન્ય પ્રભાવે ઇહાં રાજ રિદ્ધિ દિર્ઘાયુ ભોગવતો છતો પણ પુન્યનો અનુબંધ કરેછે. ભરતેસરવત્ જેથી સારા ઘરમાંથી નિકળીને વધારે સારા ઘરમાં એટલે ઉતમ સ્થાનમાં તે જાયછે. દયા, વૈરાગ્ય, ગુરૂ પૂજન શ્રદ્ધાશિલ પંચાશ્રવ ત્યાગ રૂપ શુધ્ધવૃતિ તે પુન્યાબંધી પુન્ય મોક્ષનું આપનારછે માટે સર્વ મનુષ્યોએ અવશ્ય આદરવું.

૨ પાપાનુબંધિ પુન્ય-પૂર્વના પુન્યયોગે નિરોગી દિર્ઘાયુ રૂપવંત થાય પણ ઈહાં પાપનો બંધ કરી કુગતીએ ગમન કરે, કુણીકવત્ સારા ઘરમાંથી નઠારા ઘરમાં એટલે મનુષ્યમાંથી નરકાદિમાં જાય એ પુન્ય પૂર્વ ભવ અજ્ઞાન કષ્ટ કરવાથી થાયછે.

૩ પુન્યાનુબંધિ પાપ-પાપના ઉદયથી દુઃખીઆથકા પણ દયા પાળે છે, ગુણીની સેવા કરે, ધર્મ કૃત્યમાં તત્પર હોય દુવિધ ધર્મ આરાધે. દ્રુમક મુનિવત્ નઠારા ઘરમાંથી સારા ઘરમાં એટલે તિર્યંચમાંથી મનુષ્યમાં જાય તેમ છે. તે પૂર્વભવ લેશ માત્ર દયાદિ સુકૃત કરવાથી થાય છે.

૪ પાપાનુબંધિ પાપ-કુકર્મના ઉદયથી દુઃખ પામતો થકો પણ નિર્દયાદિ પાપ કર્મમાં ઘણો આશક્ત, કાલ સૌકરીક કષઇવત્ નઠારા ઘરમાંથી નિકલી વધારે નઠારા ઘરમાં જાય એટલે તિર્યંચાદિમાંથી નિકલી નારકીમાં જાય, અર્થાત્ એવી રીતનું પાપ બાંધ્યું છે કે તે ભવાંતરે પણ પાપનો ઉદય ભોગવતો છતો પણ પાપનોજ બંધ પાડે છે. ઇતિ શ્રાદ્ધ વિધિ ગ્રંથાદિ વચનાત્.

હવે પ્રભુત પુન્યોદયથી શું શું પ્રાપ્ત થાયછે તે કહેછે.

પાંચે ઇંદ્રિ અખંડીતપણું, સુકુલ, આર્યદેશ જીન ભાષિત ધર્મ, માતા, પિતા પક્ષ સંપૂર્ણ એ પ્રભુત પુન્યોદયથી થાયછે. અગણ્યોતેર કોડાકોડી સાગરોપમની ઝાઝેરી સ્થિતિ ક્ષય થાય દેસે ઊંણી એક કોડાકોડીની સ્થિતિ રહેથી પ્રભુત પુન્યનો ઉદય હોય, જીનની સેવા ભક્તિ, સુગુરૂની ભક્તિ, સજ્ઝાયનું કરવું, કુમતનું તજવું, મોટાઈપણું પામવું, વિના પ્રયાસે બોધિનું પામવું, ભલા ગુરૂનો સમાગમ કષાયનું તજવું, સર્વ જીવની દયાનું કરવું, કપટ રહિત થવું યથાર્થ વ્રતનું પાલવું, ધર્મ શાસ્ત્રનું ભણવું, સ્યાદ્વાદમાં નિપુણપણું, સ્વપર

મતનો જાણ, ત્રણ શુદ્ધિનું ધરવું, અવિકારપણું, વૈરાગ્યપણું, પરોપકારનું કરવું, ધર્મ ધ્યાનમાં સ્થિર ચિત્ત, પોતાની પ્રશંસા અને પરની નિંધા ન કરે, દાન દેવાનો ઉલ્લાસ, ચાર ગતીના દુઃખથી ભય પામે, દુષ્કૃત્યનું નિંદવું, ભલા કૃત્યનું અનુમોદવું, પ્રાયતિછતનું લેવું, તપ કરવું, નમસ્કારાદિ ધ્યાન કરવું, એ પામવું ઉગ્ર પુન્યે કરી જીવને હોય એમ પુન્ય કુલકમાં કહ્યું છે. વળી પુન્ય પ્રભાવે ૧ વનને વિષે, ૨ રણમાં, ૩ શત્રુ, ૪ જલ, ૫ અગ્નિ, ૬ સમુદ્ર, ૭ પર્વત એ સાત વિષમ સ્થાનકમાં રક્ષણ થાય છે. पुनः मयणा कहे मति न्यायनी शीक शुं निर्मल देह ॥ संगत गुरु गुणवंतनी । पुन्ये पामी जे ऐह ॥ તેમજ રૂડાં ગામ, ઠામ, જાત, ભાત, માત, તાત, કુલ બલ, સ્ત્રી, પુત્ર, પાત્ર, ક્ષેત્ર, દાન, માન, રૂપ, વિદ્યા, દેવ, ગુરૂ, ધર્મ, વેશ, દેશ, વાત,એ બાવીસ પ્રકારની સમ્યગ્ સામગ્રી પ્રબલ પુન્ય વિના ન પામીએ. હવે દેશવિરતિ તથા સર્વ વિરતિ બે પ્રકારના ચારિત્ર મધ્યેથી, સામાન્ય પ્રકારે સ્થુલ પ્રાણાતિપાત વિરમણાદિક તે દેશવિરતિ શ્રાવકના બાર વ્રતનું સ્વરૂપ નિશ્ચય વ્યવહારથી આગમ સારાદિ ગ્રંથાનુસારે લીખ્યતે.

૧ પ્રાણાતિપાત વિરમણ વ્રતતે–પરજીવને આપણા જીવ સરખો જાણી સર્વ જીવની રક્ષા કરે તે વ્યવહાર પ્રાણાતિપાત વિરમણ વ્રત કહીએ;અહાં મુનિની પેરે સર્વ જીવની દયા કહી તે સામાન્ય ભેદે સમજવું. અન્યથા શ્રાવકને સવા વશાની દયા ત્રસ જીવ આશ્રી સમજવી. થાવરની પણ જયણા કરે અર્થાત્ બનતી રીતે થાવરનું પણ છેદન ભેદન થોડું થાય તેમ કરે.

આપણો જીવ કર્મ વશ્ય થવાથી દુઃખી થાય છે, જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ભાવ પ્રાણનો મિથ્યાત્વ કષાયાદિક અશુદ્ધ પ્રવર્તનથી પ્રતીક્ષણે ઘાત થાય છે તેથી છુટવાનો ઉપાય જે પરભાવ ત્યાગ, આત્મ રમણતા શુદ્ધ ઉપયોગે વર્તે, સ્વભાવ મગ્નતા એ સમસ્ત કર્મ શત્રુને ઉછેદવા અમોઘ શસ્ત્ર છે એતાવતા સકલ પરભાવ ઇષ્ટતા દુર કરી સ્વરૂપ સનમુખ ઉપયોગ રાખે તેને ભાવ પ્રાણતિપાત વિરમણ વ્રત કહીએ. ઈહાં જ્ઞાન તે શુદ્ધ સ્વરૂપનું જાણવું તે, દર્શન તે શુદ્ધ સ્વરૂપનું અવલોકન કરવું, ચારિત્ર તે શુદ્ધ સ્વરૂપનું આચરણ કરવું, એ રીતે ભેદ જ્ઞાને કરી જીવને કર્મ બંધનથી છોડાવે વા, આવતા કર્મને અનુભવ જ્ઞાનવડે રોકે અર્થાત આત્મહિંસા નિવારવી, એમ વ્યવહાર નયે આલવું અને નિશ્ચયનયે સદ્દહવું. ઇતિ.

૨ જુઠું બોલવું નહી તે વ્યવહાર મૃષાવાદિ વિરમણ વ્રત કહીએ. તે કન્યાલિક આદે પાંચ ભેદે છે.

પરપુદ્ગલાદિક વસ્તુને આપણી કહેવી. સિદ્ધાંતના અર્થ ખોટા કરે, જીવને અજીવ કહે અજીવને જીવ કહે ઇત્યાદિ અજ્ઞાન ભાવ તેથી વીરમવું તેને નિશ્ચય મૃષાવાદ વિરમણ વ્રત કહીએ ચોરી કરનાર માત્ર ચારિત્રથી ભંગ થાય ચોથા વ્રતનો ભાગનાર મુનિ પ્રાયછિતે છુટે, પણ મૃષા ઉપદેશક આલોયણે શુદ્ધ ન થાય. નિશ્ચય મૃષાવાદી રત્નત્રયનો નાશ કરનાર

છે દુર્લભ બોધિ થાય, દ્રવ્ય મૃષાવાદના ત્યાગી તો અન્ય દર્શનમાં છે પણ ભાવ મૃષાવાદના ત્યાગી તો જીનેંદ્ર મતમાંજ છે, માટે ષટ દ્રવ્યના ગુણ પર્યાય જાણવા ખપ કરવો.

૩ પરવસ્તુ ધણીને વગર કહે છુપાવે, ચોરી કરે, ઠગાઇ લે ઇત્યાદિ ત્યાગ કરે તે વ્યવહાર અદત્તાદાન વિરમણ વ્રત કહીએ, તેના સ્વામી અદત્ત આદે સામાન્યે ચાર ભેદ છે.

પાંચ ઇંદ્રિના ત્રેવીસ વિષય, આઠ કર્મ વર્ગણા ઇત્યાદિ પર વસ્તુ લેવી નહી, તેની વાંછા કરવી નહી, એ આત્માને અગ્રાહ્ય છે, તે નિશ્ચય અદત્તાદાન વિરમણ વ્રત કહીએ.

૪ સ્વદારા સંતોષ પર સ્ત્રી વિરમણ તે વ્યવહારથી મૈથુન વિરમણ વ્રત કહીએ. રતી ક્રિડા, કામ સેવા, ચાર દારા તજે તે.

હવે ત્રષ્ણા મમતા વિષયાભિલાષારૂપ કુવાસનાનું ત્યાગપણું, અહો આત્મા તું જ્ઞાનાદિ ગુણનો ભોગી છે અને એ પુદગલખંધ તે અનંતા જીવની એઠ છે તે કેમ ભોગવાય એ રીતે ત્યાગ બુદ્ધિ તે નિશ્ચય મૈથુન વિરમણ વ્રત કહીએ, જેણે બાહ્ય વિષય છાંડયો છે અને અંતરંગ લાલચ છોડી નથી તો તેને મૈથુનનાં કર્મ લાગી રહ્યાં છે, જ્ઞાન દ્રષ્ટિથીપર પરણતી મમતા ત્યાગે, શુદ્ધ ચેતના સંગી થાય તેને ભાવ મૈથુન ત્યાગી કહીએ. ઇહાં દ્રવ્ય મૈથુન ત્યાગી તો અન્ય દર્શનમાં હોય પણ ભાવ મૈથુન ત્યાગી તો જીન મતમાં ભેદ જ્ઞાનવંત જ હોય છે.

૫ ઇચ્છા પૂર્વક નવ વિધ પરિગ્રહનુ પરમાણ કરી બાકીનો ત્યાગ કરે તે વ્યવહાર પરિગ્રહ પરિમાણ વ્રત કહીએ.

જ્ઞાનાવર્ણાદિ આઠ કર્મ તે દ્રવ્ય કર્મ છે, અને રાગ દ્વેષરૂપ ભાવ કર્મ છે, શરીર ઇંદ્રિ પરવસ્તુ જાણી પરિહાર કરે, મિથ્યાત્વ કષાયાદિ ચાદ અભ્યંતર ગ્રંથીરૂપ પરભાવનું વર્જવું, જેણે મુર્છા છોડી તેણે પરિગ્રહ છોડયો એમ સમજવું તે નિશ્ચય પરિગ્રહ પરિમાણ વ્રત કહીએ.

૬ છ દિસીનું પરિમાણ કરી અધિકનો ત્યાગ કરે તે વ્યવહારથી દિસીત પરિમાણ વ્રત કહીએ. વા દીગ વિરમણ વ્રત કહીએ.

ચાર ગતી ભટકવું એટલે જીવ પૂર્વ કર્માનુસારે ગતી ભ્રમણ કરે છે, પરંતુ શુદ્ધ ચૈતન્ય અગતી નિશ્ચલ સ્વભાવમયી છે એમ જાણી સર્વ ક્ષેત્રથી ઉદાસ રહે સિદ્ધ અવસ્થાનું ઉપાદેયપણું તે નિશ્ચય દિસી પરિમાણ વ્રત કહીએ.

૭ એકવાર આહારાદિ વસ્તુ ભોગવે તે ભોગ, અને વારંવાર, ઘર, સ્ત્રી, વસ્ત્ર, ઘરેણુ આદે ભોગવે તે ઉપભોગ, તેનું પરિમાણ કરે, ઉત્સર્ગે તો શ્રાવકને નિરવદ્ય આહાર કરવો કહ્યો છે, શક્તિ અભાવે સચિત્ત ત્યાગે, વા પ્રમાણ કરે, અભક્ષ અનંતકાય ત્યાગ કરે તે વ્યવહાર ભોગોપભોગ વ્રત કહીએ પંદર કર્માદાન વર્જે. અર્થાત્ બહુ આરંભ ત્યાગે અલ્પારંભ થાય તેમ કરે.

નિશ્ચયથી તો આત્મા સ્વભાવનો કર્તા ભોક્તા છે. પરંતુ ઉપગરણ અવરાણથી પરભાવ ભોગી થયો છે તેથી સ્વકાર્ય કરી શકતો નથી. એતાવતા જગ-

તમાં પરવસ્તુ છે તે પુદ્ગલ પર્યાય સર્વ જગતની એઠ છે તેનો ભોગ કરવો તત્વ વેત્તાને ઊચીત નહી એમ જાણી પરભાવ ત્યાગે તે નિશ્ચયથી ભોગોપભોગ વિરમણ વ્રત કહીએ.

૮. જે કામ વિના જીવ વધ કરવો, વા, પરને અરથે આરંભ કરાવવા આજ્ઞા આપવી તે વ્યવહાર અનર્થ દંડ કહીએ. તે ચાર પ્રકારે, ૧ અપધ્યાનાનર્થ દંડ, ૨, પાપકર્મોપદેશ અનર્થ દંડ. ૩ હિંસા પ્રદાન અનર્થ દંડ, ૪ પ્રમાદાચરણ અનર્થ દંડ તે, કતોહલ જુએ ક્રિડા કરે, ઇંદ્રિ વિષય પુષ્ટ કરે, વિકથા અતો નિંદા કરે ઇત્યાદિ ચાર પ્રકારે અનર્થ દંડ તજવાથી. વિરમણ વ્રત કહેવાય છે.

જે શુભાશુભ કર્મ મિથ્યાત્વ અવિરતિ કષાય યોગથી બંધાય છે તેને જીવ આપણા કરી જાણે તે નિશ્ચય અનર્થ કહીએ, તેને ત્યાગ કરે તે નિશ્ચય અનર્થ દંડ વિરમણ વ્રત કહીએ.

૯ ત્રીકરણ જોગ નિરારંભપણે વર્તાવે તેને વ્યવહાર સામાયક વ્રત કહીએ. સમતા સમભાવમાં રહેવું. મુહુર્ત કાલમાન છે જેનું, પૂર્વોક્ત આઠ વ્રતોને તથા આત્મગુણને પુષ્ટિકારક, અવિરતિ કષાયરૂપ અનાદિ શુદ્રતા વિભાવ પરિણતી અભ્યાસને મટાડવા, આત્મ અનુભવ સહજાનંદ પ્રગટ કરવા નવમું સામાયક વ્રત છે, સાવદ્ય વર્જવાથી શ્રમણવત્ શ્રાવક કહીએ.

હવે જીવના જ્ઞાનાદિગુણનું વિચારવું, સર્વ જીવ ગુણ સત્તાએ સમાન જાણી સર્વ સાથે મૈત્રીભાવ સમતા પ્રણામે વર્તે તે નિશ્ચયથી સમતારૂપ સામાયક કહીએ.

૧૦ ત્રીકરણ યોગ એક ઠોર કરી એક સ્થાનકે બેસી ધર્મ ધ્યાન કરે તે વ્યવહાર દેશાવગાસીક વ્રત કહીએ. છઠા વ્રતમાં બહુ ક્ષેત્રની મોકલાસ રાખી છે તેનો અહીઆં સંક્ષેપ કરે તે મુહૂર્ત, દીનરાત્રિ આદેનું થાય છે.

હવે શ્રુતજ્ઞાને કરી ષટ્ દ્રવ્ય ઓલખી પાંચ દ્રવ્યથી નિરપેક્ષ થઇ જ્ઞાનવંત જીવને ધ્યાવે તે નિશ્ચય દેશાવગાસીક વ્રત કહીએ.

૧૧ ચાર આઠ પ્રહર શુદ્ધિ સમતા પ્રણામે સાવદ્ય ત્યાગ કરી સઝાય ધ્યાનમાં પ્રવર્તે તે વ્યવહાર પૌષધોપવાસ વ્રત કહીએ. તે આહાર ૧ શરિર. ૨. અબ્રહ્મ ૩ અવ્યાપારાદિ ૪ ચાર ભેદ છે,

જે પોતાના જીવને જ્ઞાન ધ્યાનથી પોષીને પુષ્ટ કરે તે નિશ્ચય પૌષધ કહીએ, અર્થાત્ જીવને પોતાના સ્વગુણે કરી પોષીએ તે પૌષધ વ્રત કહીએ.

૧૨ પૌષધને પારણે, વા સદા સર્વદા સાધુને, વા શ્રાવકને પોતાની શક્તિ પ્રમાણે દાન દેવું તે વ્યવહાર અતીથી સંવીભાગ વ્રત કહીએ, અર્થાત પ્રાહુણાવત્ અણચિંતે આવે તેને સંવીભાગ જે નિર્દોષ અહારનું દાન દેવું તે.

પોતાનાજીવને, વા, પરને જ્ઞાનદાન જે ભણવું ભણાવવું તે નિશ્ચયથી અતિથી સંવીભાગ વ્રત કહીએ. એ રીતે શ્રાવકનાં બાર વ્રત સામાન્યે કહ્યા. તે સમકિત સહિત નિશ્ચય વ્યવહારથી ધારે તેને પાંચમે ગુણ ઠાણે દેશવિરતિ શ્રાવક કહીએ: એકાદ વ્રતવાલાને પણ દેશવિરતિ કહીએ વિશેષ વ્રતનું સ્વરૂપ જોવું હોય

તો બાર વ્રતની ટીપ છાપેલી તથા ધર્મરત્ન પ્રકરણ ગ્રંથ જોવો. યાવત્ જેટલું બને તેટલું આદરીને પાલવું. અને ન થાય તો તેનું શ્રદ્ધાન કરવું. यदुक्तं ॥ जंसक्कतंकिरइ । अह्ननसक्केइतहयसद्दहइ । सद्दहमाणोजीवो । पावइअयरामरंठाणं ॥१॥ અર્થ= રે જીવ તું કરી શકે તો કર. અને જો ન કરી શકે તો જીન વચને સદ્દહણા કર શુદ્ધ સદ્દહણા રાખનાર જીવ અજરામર જે મોક્ષ સ્થાનક પામે છે. ઈત્યર્થ વ્યવહારથી વ્રતનું સ્વરૂપ જાણવું સુલભ છે પણ નિશ્ચયથી સ્વરૂપ સમજવું દુષ્કર જાણી અત્રે વિશેષ તેની વાખ્યા કરી છે એ સર્વે વ્રતો પ્રથમ વ્રતની પુષ્ટી અરથેવાડ છે. માટે તે પહેલું વ્રત જીવ દયા, તે આઠ પ્રકારે કહે છે.

૧ દ્રવ્યદયા—યતનાપૂર્વક સર્વ કામ કરવું—જીવ રક્ષા કરવો તે.

૨ ભાવ દયા—બીજા જીવોને ગુણની પ્રાપ્તિ થવા સારૂ, વા, દુરગતીથી રક્ષણ કરવા અનુકંપા યુક્તપરને હિતોપદેશ કરવો તે, વા, ધર્મથી પડતાને થિર કરવો તે.

૩ સ્વદયા—કષાયાદિ ભાવ શસ્ત્રવડે પોતાના આત્માના જ્ઞાનાદિ ગુણ રૂપ ભાવ પ્રાણની હિંસા થાય છે માટે શુદ્ધોપયોગ ધારી વિષય કષાયથી દુર રહેવું. સુખ દુઃખમાં હર્ષ વિષાદ ન કરવો. અશુભ કર્મ નિદાન દુર કરવાની જે ચિંતા તે, એ સ્વદયા ધર્મ સાધવા પરમ સાધન ભૂત છે.

૪ પરદયા—છકાય જીવની રક્ષા કરવી, જીહાં સ્વદયા ત્યાં પરદયા નિયમા હોય; અને પરદયામાં સ્વદયાની ભજના છે. એટલે હોય અથવા ન હોય.

૫ સ્વરૂપદયા—પુદ્ગલ સુખ અરથે દેખાદેખી જીવ રક્ષા કરે તે દેખવામાં દયા છે પરંતુ ભાવે હિંસા છે.

૬ અનુબંધ દયા—શ્રાવક બડા આડંબરે મુનિને વાંદવા જાય તથા ઉપગાર બુધ્ધિએ કોઇને તાડના કરે, શિક્ષા આપે, સાધુ પણ શિષ્યને શિક્ષા દે, શાસનના પ્રત્યનિકને લબ્ધિવડે દંડ દે, ઇત્યાદિ કામોમાં દેખીતી હિંસા છે પણ ફલ દયાનું છે.

૭ વ્યવહાર દયા—વિધિ માર્ગાનુયાયી સર્વ ક્રિયા કલાપ (સમુહ) ઉપયોગ પૂર્વક કરે જીવ દયા પાલે તે.

૮ નિશ્ચય દયા—શુદ્ધ સાધ્ય ઉપયોગમાં એકત્વભાવ અભેદોપયોગ સાધ્ય ભાવમાં એકતા જ્ઞાન, તે ભાવ દયાથી જીવ ઉપરલે ગુણ ઠાણે ચઢેછે માટે શ્રેષ્ટ છે. એવં પંચાંગી પ્રમાણ સ્યાદ્વાદસૈલી સિદ્ધાંતોક્તદાનાદિ શુભ પ્રવૃત્તિ તેનું નામ શુદ્ધ વ્યવહાર ધર્મ કહીએ તેનું હે ભવ્ય જીવો સેવન કરો, એજ ઇષ્ટ સુખનું પુષ્ટ સાધન છે.

હવે સંસાર વ્યવહારમાં પણ સદય પ્રણામે જયણા પૂર્વક વર્તવું તે કહે છે, ઇંધણ છાંણાં સોધી બાલે, ઘૃત તેલાદિનાં ભાજન ઢાંકી રાખે, ચુલા પાણીયારા ઉપર ચંદરવા રાખે જીવ રહિત નવાં ધાન્ય ખાવા લાવે, પાણી ગલવા સારૂ દઢ ગાઢુ વસ્ત્ર રાખે. એક પ્રહર પછે પાણી ફેર ગલે. તેનો સંખારો તે લાવેલા પાણીમાં નાખે, વર્ષા ઋતુમાં ઘણા જીવ ઉત્પન્ન થાય છે માટે ગાડી રથની સ્વારી ન કરે કેમકે જીહાં ચક્ર ફરે ત્યાં અસંખ્ય જીવોનો વિનાશ થાય

છે, વનસ્પતિ બહુ બીજ ફલત્ર સજીવ સંયુક્ત ન ખાવું, માંચો સડેલુ ધાન્ય ધુંપમાં ન નાખે કેમકે ત્રસ જીવ ભસ્મભૂત થઇ જાય છે. એઠું પાણી કુંડીમાં ન રાખે જેથી જીવોત્પત્તિ તથા રોગોત્પત્તિ થાય છે, ફાગુણ ચૌમાસાથી આઠ માસ-સુધી પત્રોનું સાક ન ખાવું, કારણ કે એમાં ઘણા ત્રસ જીવ ઉત્પન્ન થાય છે, પક-વાન વર્ષાઋતુમાં દીન ૧૫ શીયાલે દીન. ૩૦ ઊન્હાલે દીન. ૨૦ ઊપરાંત ન ખાવું ત્રસ જીવ ઊપજે છે માટે, ખાનારને પણ રોગ થાય છે, તે પહેલાં પણ તેના વર્ણગંધાદિ ફરે તો તે પણ અભક્ષ છે, વાશી અન્ન પણ વર્જવું, સાવરણી સુંઆલી કોમલ રાખવી, સ્નાન થોડા જલથી રેતીમાં કરે પણ જીવાકુલભૂમિએ ન કરે, મહા પાપકારી વ્યાપાર ન કરે કોઇનો હક તોડે નહી, કોઇની આજી-વિકા ભાગે નહી. એડા જુઠા માનનું પાણી બે ઘડી ઉપરાંત રાખે નહી હરેક વસ્તુ લેતાં મુકતાં જોઈ પુંજીને કામ કરે, દીવા બત્તી ફાનસમાં યત્નથી કરે, પીવાનુ વાસણ ફેર પાણીમાં બોલવું નહી, એક ડાંડીવાલો ચડુઓ જુદો રાખી કાઢીને પાણી પીવું, નહી તો મુખની લારથી જીવ ઉત્પન્ન થાય છે. વળી ઘણાનું એઠું ખાવાપીવાથી તે રોગીનો રોગ બીજાને પણ લાગે છે માટે એઠુ તથા ઘણા જનોએ ભેગા બેસી ખાવું નહી.

નિધ્વંદ્ધસપણે પાપારંભ ન કરે, કોઈક નિર્દઇ, સર્પ, વિંછુ, ઘેટાં બકરાં સસલાં હરણ ઇંડાં વીગેરે જીવોનો વિનાશ કરે છે ગર્ભ ગળાવે છે, ઝેર આપે, સસ્ત્ર મારે, ઊંદર ઘોના બીલ ફોડે, કંટક, પત્ર એકઠા કરી બાલે છે, વનદવ ઘાસ બાલે, લાહ્ય કરે, ઝીલણાં ઝીલે, રંગતાં ધોળતાં ભીંતે કરોલીઆ આદિ ઘસી નાખે. ખણતાં, ચણતાં, છેદમાં, છુંદતાં, વૃક્ષોનુ છેદન ભેદન કરતાં, ઈટવાડ, ભ-ઠ્ઠીનો આરંભ કરતાં, કરાવતાં, અનુમોદતાં, પાણીની (ન્હેર) કઢાવતાં, મહારંભી કષાઇ વાઘરી મચ્છી લોકોં સાથે લેણદેણ કરતાં, હિંસક જીવો જે શ્વાન, મંજાર, કુર્કટ કાગ દેવસી, વાઘ સર્પ ગરોલી આદિ અપર જીવોને મારતા દેખી દુષ્ટ બુદ્ધિથી બચાવે નહી. અને કહે જે એ તો એનો ભક્ષ છે માટે અંતરાય કોણ કરે. એહવા રૂદ્ર પ્રણામી અજ્ઞાની મિથ્યાર્દષ્ટિ મહારંભો નિર્દઈ માંસ ભક્ષી અહોનીશ જીવ વધનો જ ઊદ્યમ કરનાર અધર્મિ પાપીષ્ટ માત્ર એક જ ભવના કિંચિત પુદ્ગલ સુખ માટે અનંત ભવમાં દુઃખની પરંપરાના પોટલાનો બોજો ઊપાડવા ઊદ્યમ કરે છે હા ઇતિખેદ. વલી સંચા, જીન, અંજીન, ચલાવે, કુવા, તલાવ ખણાવે, પાણીના નળ ચલાવે, કૃષિ કર્મ (ખેતી) કરાવે, મનુષ્યાદિકનો વધ કરે, ત્રસ જીવોનાં અંગોપાંગ છેદે, છુંદે, ભક્ષણ કરે ત્રાસ પાડે. બંધન ઘાલે; ક્રુરલેશ્યાનો ધણી પૂર્વોપાર્જીત કર્મ ઊદયથી કોઈ પ્રાણીને અત્યંત વેદના થતી દેખીને તેથી મુક્ત કરવા શિઘ્ર તેના પ્રાણનો નાશ કરી ધર્મ માને છે તે મહા મુઢમતી પાપીષ્ટ જાણવો. કેમકે કોઇ જીવને મરણ પ્રીય નથી. તે માટે વૈર ભાવ છોડી મૈત્રી ભાવ કરો. એતાવતા. ઘર આરંભ વ્યાપારાદિ હરેક કામમાં જતના પૂર્વક શુદ્ધ વ્યવહારમાં પ્રવર્તતાં શ્રાવકને સવા વિશ્વાની દયા હોય તે કહે છે.

૧૦ ૫ ૨॥ ૧૦
ત્રસજીવને સંકલ્પથી નિરપરાધે હણવાની બુદ્ધિએ હણે નહી. તે વિસ્તારથી કહે છે.

પ્રશ્ન—મુનિને વિસ વિસ્વાની દયા, અને શ્રાવકને સવાવિશ્વાની દયા તે કેમ?

ઉ૦—ત્રસ અને થાવર એ પ્રકારના જીવ મધ્યે થાવરની દયા ગૃહસ્થને ન પલે માટે અડધા ગયાથી દશવિશ્વા રહ્યા. ફેર ત્રસજીવને સંકલ્પી નહી પણ આરંભે હણ્યાથી પાંચ રહ્યા, વલી તે નિરાપરાધિને ન હણે પણ સાપરાધિને હણેથી અઢી રહ્યા, તે નિરપેક્ષ ન હણે પણ ઘોડા બળદ પ્રમુખ હાંકતાં પંચેંદ્રિને બચાવા કીડા પ્રમુખનું ઓસડ કરતાં સાપેક્ષ હણેથી સવા વસ્યો રહ્યો. એતાવતા ત્રસજીવને સંકલ્પી, નિરાપરાધે, કારણ વિના હણવુ નહી. વા. નિરપેક્ષ, નિરાપરાધી, ત્રસવજીને, સંકલ્પી ન હણું એ સવા વિશ્વાની દયા શુદ્ધ શ્રાવકને હોય.

ઈહાં કોઈ કહેશે કે, ગૃહસ્થાશ્રમમાં રહેવું તેનાથી પૂર્વોક્ત વાત કેમ બને? તેણે સમજવું કે જેમ શ્રૃંગી મત્સ ખારા જલના સમૂહમાં રહ્યા થકો પણ સદા નદીનુ મીઠુ પાણી પીએ છે, તેમ ગૃહસ્થ સંસારમાં રહીને પણ આદર સહિત જીન વાણીરૂપ અમૃત રસનું પાન કરે છે તેને ધન્ય છે.

દિર્ઘાયુ, જશ, વિદ્યા, સુખ, લક્ષ્મી, સંતાન, મનુષ્યપણુ આદે સર્વે ધર્મપસાએ થાય છે માટે એક ધર્મ એજ સાર છે કેમકે,—

(पुन मुक्तं च) धर्मो जन्म कुले शरीर पटुता सौभाग्यमायुर्बलं ।
धर्मेणेव भवंति निर्म्मल यशो विद्यार्थ संपत्तय: ।
कांताराश्चमहाभयाच्च सततं धर्म्मं परित्रायते ।
धर्म्मःसम्यगुपासितोभवातिहिस्वर्गापवर्गाप्रदः ॥ १ ॥

અર્થાત્ ધર્મ પ્રભાવે પૂર્વોક્ત સામગ્રી મલે છે.

यस्मात् ॥ न धम्मकज्जापरमात्थकज्जं. इतिवचनात् ॥

વળી કહ્યુંછે કે,

एषांनविद्यान तपोनदानं, नचापीशीलं नगुणो न धर्मं ।
ते मृत्यु लोके भुवि भार भूता, मनुष्यरूपेण मृगाश्चरंति ॥ १ ॥

અર્થાત્ મનુષ્યપણું પામીને જેમણે એવો ધર્મ સાધ્યો નહી તે પશુવત્ જાણવા. અર્થ અને કામ એ બે વર્ગ તો જાનવર પણ સાધે છે પરંતુ ત્રીજો વર્ગ જે ધર્મ સાધે તે મનુષ્ય જાણવો, અને તેથીજ ચોથો મોક્ષ વર્ગ પ્રાપ્ત થાયછે.

સમસ્ત સંસારીક સુખ છતાં પણ ધર્મવિના અવર કોઇ સખાઈ નથી.

(यदुक्तं) दारापुत्रो न राणां परिजन सुहृदो बंधु वर्गो पिसोख्यं ।
माता भ्राता पिता वा स्वसुर कूल जनौ भोगयैश्वर्यवित्तं ।

विद्यारूपं विशेषं सुविमल नयनं यौवनं मान दर्प ।
सर्वं व्यर्थ जनानांहि मरण समये धर्म एकःसहायः ॥ १ ॥

હવે તે ધર્મ વિષે દ્રષ્ટાંત આપે છે.

शांतितुल्यं तपोनास्ति । संतोषा न परंसुखं ।
नचतृष्णापरोव्याधि । नचधर्मोदयापरः ॥ १ ॥ ઇતિ૦

હવે જીવ હિંસાનો ત્યાગ શા માટે કરવો તે કહે છે.

सव्वे जीवावि इच्छंति । जीविऊनमरिज्जऊं ॥
तम्हापाणि वहं घोरं । निग्गंथा, वज्जयंतिणं ॥ १ ॥

અર્થ—સર્વે જીવો જીવવું વાંછેછે, પણ કોઇ જીવો મરવું વાંછતા નથી, માટે મુનિઓ પ્રાણિ વધનો ત્યાગ કરેછે.

पुनः ॥ यथा मम प्रीया प्राणा । तथा तस्यापि देहीनां ।
इति मत्वा न कर्तव्यो । घोर प्राणी वधो बुधैः ॥

હવે આ જીવ સર્વ જાતિ યોનિમાં ઉત્પન્ન થયો છે તે કહેછે.

नसाजाइ नसाजोणी, नतं ठाणं नतं कुलं ।
नजाया नमुयाजत्थ, सव्व जीवा अणं तसो ॥ १ ॥

અર્થ—જાતી, યોનિ, ઠાણ, કુલ, આ જીવે અનુભવ્યાં જે ભોગવ્યા વિના રહ્યા નથી, અર્થાત્ સર્વે જીવો તેમાં અનંતી વાર ઉત્પન્ન થઇ ગયા છે માટે હે ભવ્ય જીવો જયાં શુદ્ધિ ધર્મકળામાં નિપુણપણું નથી ત્યાં શુદ્ધિ પુરૂષની બહોતેર કળાયોનો પરિશ્રમ વ્યર્થ જાણવો, કેમકે ધર્મ વિના ભવાટવીનું પરિભ્રમણ ન ટળે.

માટે કહ્યુંછે કે, सव्व कला धम्म कळाप्यहाणं । इति वचनात् ॥

હવે તે ધર્મને સનમુખ કરનાર શું કર્તવ્ય છે તે કહેછે.

जयंचरे जयचिट्ठे । जयंमासे जयंसये । जयं भुंजंतो भासंतो । पावकम्मंनबंधइ ॥ १ ॥

અર્થ જયણાએ ચાલતાં, ૧ ઊભાં રહેતાં, ૨, બેસતાં, ૩, સુતાં, ૪, ખાતાં,૫, બોલતાં, ૬, જીવ પાપકર્મ ન બાંધે. એથી વિપરીતપણે વર્તતો પાપકર્મ બાંધે એમ દશ વૈકાલીક સૂત્રમાં કહ્યું છે. વળી સંબોધસત્તરીની ગાથા ૬૭ માં કહ્યુંછે જે.

जयणाय धम्मजणणी । जयणा धम्मस्स पालणीचेव ॥
तव वुद्धि करी जयणा । एगं तसुहावहाजयणा ॥ १ ॥

અર્થ-ધર્મની જનેતા ધર્મની પાલનારી, તપની વૃદ્ધિ કરનારી, સુખની આપનારી એકાંત જીવની જતના છે. યોગ શાસ્ત્રના બીજા પ્રકાશમાં છાપેલી ચોપડી પૃષ્ટ ૧૫૫ માં ઇંદ્રિયોનું જીતવું, દેવગુરૂની સેવા, સુપાત્ર પ્રતે દાન, શાસ્ત્રનો અભ્યાસ, ચંદ્રાયણાદિ તપ કરે, પણ જો હિંસાને તજે નહી તો સર્વે નિષ્ફળ જાણવું.

અન્ય શાસ્ત્રેપિ, ઉક્તં.

अहिंसा लक्षणो धर्मः । अधर्मः प्राणीनां वधः ।
तस्मात् धर्मार्थिभिर्लोकैः । कर्तव्याप्राणीनांदया ॥ १ ॥ ઇતિ.
पुनःत्यजेत् धर्मं दयाहिनं । विद्याहिनंगुरुत्यजेत् ।
त्यजेत्क्रोधमुखिभार्या । निस्नेहाबांधवात्यजेत् ॥ २ ॥

શિષ્ય-હિંસાએ અધર્મ છે તે ખરી વાત પણ જીવ દ્રવ્ય તો અમૂર્તિમંત છે, કોઇનો માર્યો મરતો નથી માટે તેની હિંસા શી રીતે થાય?

ગુરૂ-સર્વ જીવ માત્રના ચારથી દશ શુદ્ધિ પ્રાણ હોય છે તેનો જે વિનાશ કરવો તેને હિંસા કહે છે.

यदुक्तं । पंचेंद्रियाणि त्रिविधंबलंच । उत्स्वास निश्वासमथान्यदायु ।
प्राणादशैतेभगवद्भिरुक्ता स्तेषांवियोगीकरणंतुहिंसा ॥ १ ॥

તે, અના ઉપયોગે થાય તેને દ્રવ્ય હિંસા કહીએ અને જાણીને તિવ્ર પ્રણાંમેં કરે તે ભાવ હિંસા છે. તેનુ ફળ ભવાંતરે તિવ્ર વેદનાનો રસોદય પ્રાપ્ત થાય છે તે મધ્યમ સ્થિતિ નિકાચિત વર્તિ તથા વિધ ઊપાએ છુટીએ અને ઉત્કૃષ્ટ સ્થિતિ નિકાચિત વર્તિ કર્મબંધ તે ભોગવ્યા વિના છુટે નહીં, માટે તિવ્ર ભાવે હે ભવ્ય જીવો કોઇ કર્મબંધ કરશો નહી, ઈહાં કહેશે જે તથા વિધકર્મનું શુભાશુભ ફળ આ ભવમાં મળે કે કેમ,

( तत्राह ) षडभि मासे तथापक्षे सडभिरेव दीने किल ।
अत्युग्र पुन्य पापानि महेव फल जायते ॥ १ ॥

એટલે અતી ઉગ્ર પુન્ય તથા પાપનું ફળ છ મહીના, છ પક્ષ, છ દીવસમાં જરૂર મળે છે, માટે વિચાર કરી કામ કરવું, કેમકે થોડા જીવીતવ્યને માટે જીવને ભારે કર્મી કરવો નહી, કાચના કટકા માટે કામ કુંભ અને રત્ન ચિંતામણી ભાગવું. ખીલા અર્થે ઝાઝ ભાગવું, દોરડી સારૂ નશ કાઢવી, ઊંદર પકડવા ડુંગર ફોડવો, સસલા સારૂ સૈન્ય મોકલવું, દોરા માટે નવ લખ હાર તોડવો, એ કેવી અજ્ઞાન દશા છે, તિવ્ર પાપથી પુર્વના સુકૃત્યો પણ બળીને ભસ્મ ભૂત થઈ જાયછે. માટે ભવ ભીરૂ પુરૂષોએ ભારે કર્મિ ન થવું. મહાવ્રત, અણુવ્રત, અઢાર પાપ સ્થાન, સાત વ્યસન, પાંચ પ્રમાદ, મિથ્યાત્વાદિ ચાર હેતુ જીવાદિક નવતત્વ, ખટ દ્રવ્યાદિ અનેક પદાર્થની વાખ્યા કરી છે તે પ્રાયે અહિંસા ધર્મની પુષ્ટીને માટેજ છે, અર્થાત્ જીવ રક્ષારૂપ દયા ધર્મનાં સાધન ભૂત સમસ્ત કૃત્ય જાણવાં.

વૈરાગ્ય શતકમાં કહ્યું છે જે. જ્યાં સુધી ઇંદ્રિયો બલ હીણ થઇ નથી. જરા આવી નથી, રોગ થયો નથી. મૃત્યુ સરણ થયું નથી, ત્યાં સુધી હે ચેતન ધર્મ બનશે. પછે તે સર્વેને સ્વાધિન થએ છતે કેમ ધર્મ સાધીશ. જેમ ઘર બળવા લાગે તે કૂપ ખોદી પાણી કાઢી ન શકીએ, વળી પાછલી રાત્રીએ

ભાવવું જે હે ચેતન આ દેહરૂપ આપણુ ઘર બળે છે. અને તું નિચિંત કેમ સુઈ રહ્યો છું, જે ધર્મ વિના દિવસ રાત્રિ જાય છે તે ફરી નહી આવે આ પુદ્ગલ જીવીતવ્ય વિષય સુખ તે અશાસ્વત જેમ સંધ્યાનાં વાદલાં, ઇંદ્ર ધનુષ, પંથીનો મેળો નાશવંત છે તેમ જાણી બુઝ બુઝ, પ્રમાદરૂપ અંધ કુવામાં પડીને આપ આપણો વૈરી થયો છું. સ્વજનવર્ગ કોઇ તારૂં સરણ નથી. તાહરાં કૃત કર્મ તુંહીજ ભોગવીશ. માટે જેને ધર્મરૂપ રત્નની પરિક્ષા નથી તે નરના ગુણ અને ડહાપણને ધિક્કાર હો. ઇતિ.

તે ધર્મની પરિક્ષા સુવર્ણની પેરે થાય છે, જેમ સોનુ કસોટીએ કસવાથી ૧ છેદવાથી, ૨ તાપ દેવાથી ૩ કુટવાથી ૪ માલમ પડે છે તેમ ધર્મનુ સ્વરૂપ પરિક્ષા કરી ધારવું, ઈહાં ધર્મને પાંચ વનની ઊપમા આપે છે.

૧ કંથેરી વન સમાન, નાસ્તિક મતીઓ છે.

૨ ખીજડી તથા બાવળના વન સમાન, બૌધમતીઓ છે.

૩ જંગલી વનવત્, વૈશ્નવ, નૈયાયીક, વૈષેસિક, સાંખ્ય, જૈમનીય, આદે લૌકીક ધર્મ છે.

૪ રાજવન સમાન, શ્રાવક ધર્મ, વ્રતધારી, સમકિતી જાણવા.

૫ દેવતાના વન સમાન, પુલાક, બકુસ, કુસિલ, નિગ્રંથ, સ્નાતકાદિ વિચિત્ર મુનિયો છે. એ ચોથો પાંચમો ભેદ ઉત્તમ છે એમ જનધર્મ પ્રશ્નોત્તરમાં આત્મારામજીએ કહ્યું છે.

હવે શ્રાવકને સર્વદા આરંભ ત્યાગી ન શકાય તો પર્વતોથી કલ્યાણક દીવસ અઠાઇમાં જીવનું છેદનભેદન આદે અવશ્ય વર્જવું, અને ધર્માનુષ્ટાન વિચિત્ર પ્રકારે કરવું. ન બને તો પાંચ તીથીએ પ્રાયઃ જીવોને પરભવનું આયુ બંધાય છે માટે વિશેષે કરી પર્વમાં ધર્મ આરાધન કરવું. બીજ બે પ્રકારનો ધર્મ આરાધવા અરથે, પાંચમ પાંચ જ્ઞાન આરાધવા અરથે, આઠમ આઠ કર્મ ખપાવવા સારૂ, એકાદશી અગીયાર અંગની સેવા નિમિતે, ચૌદસ ચૌદ પૂર્વની આરાધના અરથે જાણવી. એ પાંચમાં અમાવાસ્યા પુન્યમ ઊમેરીએ તો પ્રત્યેક પક્ષમાં ઉત્કૃષ્ટ છ પર્વ થાય છે, શુભ કૃત્ય કરવાથી રૂડી ગતીનો બંધ પડે છે અને પાપારંભ અશુભ કર્મ કરવાથી માઠીગતીનો બંધ પડે છે. અવરનાં પર્વ તો આરંભકારી જે, મારવું, બાળવું, રમવું, રોવું, કાપવું, કુટવું, ધૂળ ઊડાડવી, ધૂણવુ, રાત્રિએ ખાવું, જાપસોઇ કુટવી આદે અનેક પ્રકારની આચરણા કરે છે, અને વીતરાગના પર્વમાં તો ધર્માચરણ પ્રકાસ્યું છે, તે ઊપગારીને ધન્ય છે, પરપીડા જાણે તેજ કરૂણાવંત દયાળુ કહીએ. પણ જે પોતાને દુઃખ આવે તે જાણે પરંતુ પરની પીડ ન જાણે તે અધમ દુષ્ટ જાણવા. શ્રી હરીચંદ રાસ મધ્યે કહ્યું છે કે,

राजा वेश्या यमो वन्हि । प्राहुणोवालयाचका ।
परपीडानजानाति । अष्टमोग्रामकोटक ॥१॥ ઇતિ૦

હવે ક્ષમા સત્ય સંતોષ શીલ આદે સમસ્ત સુંદર પરિવાર છે જેહનો, દેવ મનુષ્યોએ આજ્ઞા માની છે જેહની એવો દયારૂપી ધર્મ, સિદ્ધિરૂપી ગૃહનું પગથાલીયું, મોક્ષ સુખનુ મુખ્ય સાધન, જેના આધારે નિરાલંબ પૃથ્વિ અધ્ધર રહે છે. જગત જીવોને આશ્રયભૂત, સંસાર ભયનો નાશ કરનાર, જેના પસાએ જગતમાં સર્પ, મેઘ, સમુદ્ર, વાઘ, દાવાનલ પવનાદિ પરાભવ કરી શકતા નથી તે સર્વે ધર્મનોજ પ્રભાવ જાણવો. માત તાત પુત્ર મિત્ર સર્વત્ર સજ્જન અત્યંત આદર બહુ માન કરે છે તે પણ એહીજ પસાએ વલી કષ્ટ અવસરે ધર્મરૂપ બક્તર સહાયકારી થાય છે. વિકટ સંકટથી બચાવનાર મોટુ રાજ સુંદર સ્ત્રી, પુત્ર, પુત્રીઓ, કવિત ચતુરાઈ સુસ્વર આરોગ્યપણુ ગુણ પરિચય સજ્જનપણું સુબુદ્ધિ ઇત્યાદિ સર્વ ધર્મરૂપ કલ્પવૃક્ષનાં જ ફુલ જાણવાં તે પૂર્વ પુન્યોદયથી પ્રાપ્ત થાય છે, જેના મહિમાથી અરજુન માલી, શુક પરિવ્રાજક, રાય પરદેશી, ગૌતમશિષ્ય, આદે શિવપૂર ગયા છે, એવો ભવ સમુદ્રથી તારવા ઝાઝ સમાન ધર્મ તે જયવંતો વર્તો.

હે ચેતન જ્યાં સુધી તાહરા સ્વાધીન આ શરીર છે ત્યાં સુધી તું તાહરૂ કલ્યાણ કર. કેમકે તલાવ ફુટી પાણી બાહેર નિકલ્યા પછે પાળ્ય કેવી રીતે બાંધીશ. સમુદ્રમાં પડી ગએલું ચિંતામણી રત્ન પાછુ ફરી હાથમાં આવવું અતિ દુર્લભ છે તેમ જીન પ્રણિત ધર્મ મળવો મુશ્કેલ છે. માટે વિલંબ રહિત પરમધર્માવલંબ ન કર.

અરેરે ધર્મ વિનાનો ધનવાન માણસ, કપાએલા મૂળવાળા વૃક્ષ તથા કપાએલા મસ્તકવાળા યોદ્ધાની માફક કેટલો કાળ મહાલશે? અર્થાત્ ધર્મરૂપી ધન છે તેજ નિશ્ચળ સુખનુ પુષ્ટ નિધાન છે, એ નિર્વિવાદ જાણવું.

ઇહાં વિશેષ એ છે જે-દ્વિવિધ ધર્મનું આરાધન સમ્યક્ત સંયુક્ત સફળ જાણવું. ઇતિ૦

પ્રઃ—૩ સામાયકમાં મનનો સંવર સર્વથા થઈ શકતો નથી અને મનના કુવ્યાપારથી સામાયક ભંગ થાય છે માટે તેનું પ્રાયશ્ચિત ફરી ફરી કરવું જોઇએ. જેથી કર્યા કરતાં ન કરવું તેજ ભલું છે.

ઊ૦—જઘન્યથી સામાયક વ્રત બે ઘડીનું છે તેમાં મન વચન કાયાયે કરી સાવદ્ય જે પાપ વ્યાપાર કરવો કરાવવો તેનું પચ્ચખાણ છે, તે છ કોટીએ છે, અને મુનિને તો તેની અનુમોદના ત્યાગવાથી નવ કોટીએ છે. એમ વિશેષતા છે, ગૃહસ્થ સામાયકમાં છતાં પણ સંસારીક રિદ્ધિનો માલીક ગણાય છે, ઈહાં અનાભોગે મન ભંગ નથી, જેમ ઊઠ બેસ કરતાં બોલતાં કાયા વચનથી જીવ હિંસા દુષણ ન લાગે તેમ સમજવું. યથા સામાયક માંહે મન આહટ્ટ દોહટ્ટ ચિંતવ્યું. એમ આ વ્રતના અતિચારની આદિમાં છે, વા. તિવિહે દુપ્પણિહાણે

નવમા વ્રતના પાંચ અતિચાર કહ્યા છે તેમાં પણ મન દુઃપ્રતિધ્યાન અતિચાર કહ્યો છે પરંતુ અનાચાર નહી. દ્રષ્ટાંત જેમ ૧ પરવસ્તુ લેવા કલ્પના કરે તે અતિક્રમ. ૨ પરવસ્તુ લેવા પ્રયાણ કરે વ્યતિક્રમ ૩ પરવસ્તુ લેવા ઘરમાં પ્રવેશ કરે તે અતિચાર. ૪ પરવસ્તુ ગ્રહણ કરે તે અનાચાર કહીએ, માટે ઇહાં ત્રીજા ભંગવંત્ અતિચારરૂપ દુષણનો સંભવ થાય છે. દશ દોષ મનના ટાળવા એ ભાવ વિધિ છે, અને વચન કાયાના બાવીસ દોષ ટાળવા તે દ્રવ્ય વિધિ છે, પરંતુ મનની ચપળતા સ્થિર કરવા અશક્યપણું છે તો પણ તેને ઉપયોગ આવ્યાથી ખેચતાણ કરતા રહેવું જે હે ચેતન! તું કુવિકલ્પ કરે છે પણ તાહરૂ અસાધારણ ઊજવલ અમુલ્ય પદાર્થ જે દેશવિરતિરૂપ પાંચમું ગુણઠાણું, તેને વિખર ચિત્તરૂપ કાદવે કરી મલીન કરે છે. હા, ઇતિખેદે, માત્ર બે ઘડીનું વ્રત તાહરાથી સાધી શકાતું નથી, અને સમભાવ રહેતો નથી તો તાહરા દુઃપ્રતિધ્યાનને ધિક્કાર હો. એમ ચેતનને બોધ કરતો થકો જીનાગમરૂપ અવલંબન ગ્રહી જ્ઞાન ધ્યાન કરે તેને ધન્ય છે. શાસ્ત્રમાં વિખર ચિત્તથી સામાયિકનું નિષ્ફળપણું કહ્યું છે તે ખરૂ. પરંતુ કોઇ એમ કહેશે કે અવિધિ કર્યા કરતાં ન કરવું તે સારૂ છે જેમ કોઇ રોગીએ વૈદ્યની દવાને નિવારેલા કુપથ્ય સાથે ખાધી તેથી રોગ વૃદ્ધિ પામ્યો, દુઃખી થયો તેમ વ્રત લેઇ ભંગ કરનાર દુઃખી થાય વળી કૃષિ વાણીજ્ય દ્રવ્ય ક્ષેત્ર કાલાદિકે કરી ફળીભૂત થાય છે તેમ વિધિએ કરવું તે વિશેષે ફળીભુત થાય છે, એમ આશંકા કરનારને જૈનતત્વાદર્શ પૃષ્ટ ૪૧૮ થી ઉત્તર આપે છે.

॥ अविहिकया वरमकयं असूआवयणंभणंतिसमयन्नु ।

पायच्छितंअकए, गुरु अवितहंकएलहुअं १

ભાવાર્થ—અવિધિ કરવાથી ન કરવું સારૂ તે અસુઆ વચન છે, જૈન શાસ્ત્રના જાણકાર તો એમ કહે છે જે ન કરે તેને ગુરૂ પ્રાયશ્ચિત અને જે અવિધિ કરે તેને લઘુ પ્રાયશ્ચિત છે.

કારણ કે કરનારને પ્રથમ વીર્ય ઉલ્લાસ, શુભાધ્યવસાય થાય છે માટે ધર્માનુષ્ઠાન નિરંતર કરવું. અને કરનારે સર્વ શક્તિએ કરીને વિધિમાન યત્ન કરવો એજ શ્રદ્ધાનું લક્ષણ છે, ક્રિયાના પ્રાંતે અવિધિ આશાતના નિમિત્તે મિથ્યા દુષ્કૃત દેવું. વળી બત્રીસ દોષમાં મનના દશ દોષ અતિચારરૂપે કહ્યા છે, પણ અનાચારરૂપે નથી. માટે સામાયકનું નિર્મૂલપણું કરવું યોગ નથી, કારણ સર્વ વિરતિ સામાયકને વિષે પણ ગુપ્તિ આદિના દોષથી મિથ્યા દુઃકૃત્ય પ્રાયશ્ચિત કહેલું છે. વળી સાતીચાર અનુષ્ઠાન તે પણ અભ્યાસથી નિરતિચાર અનુષ્ઠાન થાય છે એમ પૂર્વાચાર્યે કહ્યું છે જેમ તિર્યંચનું બાળક અનાદિના અભ્યાસથી જન્મવેળાએ તુરત સ્તન પાન કરેછે તેમજ જન્માંતરે પાછળ ચાલનાર અભ્યાસ છે તે બળવાન જાણવો કભી દુવિહંતિ વિહેણં એ છ ભાંગા માંહેથી કેવારે એક ભાંગો દુષિત થાય તો પણ પાંચ તો અખંડ રહે. અને મનના કુવ્યાપારનું ફળ અલ્પ હોય તે મિચ્છામિ દુક્કડંથી છુટીએ પરંતુ શુદ્ધનો ખપ કરવો.

વર્તમાન સામાયક શિક્ષા અભ્યાસરૂપ છે જેથી કોઇક વખતે શુદ્ધ ચારિત્રનો લાભ થાય જેમ કોઇક સાર્થવાહ માર્ગ ભ્રષ્ટ ત્રસાએ પીડીત અટવીમાં ડહોળું પાણીપીવાથી સુખી થયો, પછે નિર્મળ પાણી પણ મળ્યું. પરંતુ પ્રથમ જો ડહોળા પાણી પીવાથી ભડકી તેનો અનાદર કર્યો હોત તો તૃષાએ પીડાઇ અટવીમાં મરણ પામત. તેમ સાતિચાર અનુષ્ટાન ધર્મનો અનાદર ન કરતાં ઉત્કૃષ્ટાનો ખંપ કરવો. એજ સાર પદ્ધતિ છે. અનાભોગ જે મનનો સુન્યોપયોગ થવાથી ઉપન્યું જે દુ-ષણ તેમ નથી મિચ્છામિ દુક્કડં દેતાં છુટીએ સર્વથા નાશ ન થાય, ન કરવાથી વ્રત હીણુ થાય, જેમ મસગા નાગા કરતાં ફાટાં તુટા વસ્ત્ર પહેરવાં તે સારાંછે. વ્યાપાર કરતાં ધન સંપદા નિપજે, તેમ મોક્ષરૂપ નિધાન પ્રાપ્ત કરવા સામાયક કારણ ભુત છે, વચન કાયા વશ્ય કરનાર કોઇ વખત મનને પણ વશ્ય કરશે, મનને મારવાથી અનુક્રમે સિદ્ધિ સુખ પ્રાપ્ત થાય છે.

यथा) मनमरणे इंदियमरणं । इंदियमरणे मरंति कम्माइ ।
कम्ममरणेणमुक्खो । तम्हायमणं वसीकिरणं ॥ १ ॥ઇતિ.

સુગમાર્થ–એમ જાણી સાધક પુરૂષોએ ઉદ્યમ છોડવો નહી. કહ્યું છે કે,

अभ्यासे न स्थिरं चित्तं । अभ्यासे न जितेंद्रियः ।
अभ्यासे न परानंदो । ऽभ्यासे नैवात्म दर्शनं ॥ १ ॥

હવે વિધિ માર્ગની પુષ્ટિ આપેછે. શ્રાદ્ધ વિધિની છાપેલી ચોપડીમાં પૃષ્ટ ૧૫૮ મે કહ્યું છે જે ચિત્રકાર પુત્રે સુર પ્રિય જક્ષનો વિધિ યુક્ત અષ્ટ, પટ, મુખ કોષ, શરીર, વસ્ત્ર, પીછી, રંગાદિ પવિત્ર વસ્તુથી ચિત્રીને પગે લાગી ખમાવ્યો, જેથી યક્ષ પ્રસન્ન થઇ વર આપી મારીનો ઉપદ્રવ્ય નિવારી ચિત્રકળા આપી, એમ દેવતા, મંત્ર, વિદ્યા, સર્વ વિધિએ કરી ફળે છે. ઇહાં સમજવાનું એ છે જે વિધિ માર્ગ બળવાન છે જેથી સિઘ્ર ફળ મળે છે, તથાપિ એકાંત નહી. સર્વ ગુણી તો વીતરાગ છે. પરંતુ ગુણ વિશેષે કરી જેમ આતમ ધર્મ વૃદ્ધિ પામે. જડતાનો ઉચ્છેદ થાય, વ્યવહાર ક્રિયારૂપ ધોક માર્ગનો લોપ ન થાય એમ પ્ર-વર્તવું, એજ સાર છે.

असठ गीता रथ अणमत्सरी । जे जे वात कहेते खरी ।
लाभा लाभ विचारे जेह । विधि गीतारथ कहिए तेह ॥ १ ॥

એમ વડીલોની છાપરૂપ પ્રમાણો છતાં કુવિકલ્પ કરી સામાયક ન કરવું એ કહેવું અનુચિત છે જે અવસરે અમદાવાદમાં શાંતિસાગરના મત વિષે ચરચા ચાલી હતી, તે વખતે મને સામાયક ધર્મ વિષે અનેક પ્રકારના ન્યાય યુક્તિવડે મનની ચપળતાનું સમાધાન પૂર્ણ દ્રઢતા કરી થીર ભાવ વર્તાવનાર મુનિ ગુલાબ વિજયજી મહારાજનો મહાન ઉપકાર માનુંછું. શ્રાવક સામાયક કરતો થકો ગૃહકાર્ય ચિંતવે, રૈદ્રધ્યાન કરે તેનું સામાયક નિરર્થકછે એમ સંબોધ સત્તરીની ગાથા ૨૬ મધ્યે કહ્યુંછે માટે વિખર ચિત્ત ટાળી સ્વરૂપાનુયાયી થિર ચિત્ત

થઈ સમભાવે સામાયક કરવું શ્રેષ્ઠછે. પ્રાણાતિપાત વિરમણાદિ આઠ વ્રતોને તથા આત્મ ગુણને પુષ્ટિકારક, તથા અનાદિ અશુદ્ધતારૂપ વિભાવ પરણતીના અભ્યાસને મટાડવા અને આત્મ અનુભવ, સહજાનંદ સ્વરૂપ પ્રગટ કરવા એ નવમું વ્રત છે. એવું બે ઘડીના કાળ માનનું સામાયક તે મુખ્યતાએ તો એક આસને બેસીને કરવું, શક્તિ અભાવે, અથવા કાઉસગ્ગ કરતાં ક્ષમાસમણાદિ દેતાં પૂંજી પ્રમાર્જી યતના પૂર્વક ઉભો થાય હવે પોસહમાં તો વધારે કાળ હોવાથી અને તેના ભાંગા પ્રમાણે કરવાથી ગમણા ગમણ, તથા અહાર પાણી કરેછે તે વિધિ માર્ગ જાણવો.

રખડઉ હરાયું ઢોર જેમ ડેરે બાંધવાથી વશ થાયછે તેમ પ્રમાદી જીવોના ઉન્મત્ત ભાવના ઉછાળા વિરતિ ભાવથી પ્રાયે વશ્ય થાયછે.

હવે શ્રુત સામાયક ૧ સમ્યક્ત સામાયક ૨ દેશ વિરતિ સામાયક ૩ સર્વ વિરતિ સામાયક ૪ એવાં ચાર પ્રકારનાં સામાયક શાસ્ત્રમાં કહ્યાં છે, વળી ત્રણ પ્રકારનાં સામાયક પણ કહ્યાં છે તે કહે છે.

१ जावनियमपज्जुवासामी.
२ जावसाहुपज्जुवासामी.
३ जावचैत्यपज्जुवासामी.

હવે સામાન્ય શ્રાવક, ઘેર ચૈત્યે, પૌષધશાળાએ સામાયક કરે. અને રિદ્ધિવંત શ્રાવક, રાજા મંત્રી, બડા આડંબરે ઘોડા રથ સહિત ગુરૂ પાસે આવી સામાયક કરે જેથી ખટ દર્શનવાલા જૈનની પ્રશંસા કરે. પોસહમાં જેમ આભૂષણનો નિષેધ કર્યો છે તેમ સામાયકમાં પણ આ ભૂષણ રાખવું. સેન પ્રશ્નાદિકે નિષેધ્યું છે. પરંતુ સ્ત્રીને સૌભાગ્યપણાનો નિષેધ નહી.

च पुनः समणोइवसावओहवइजम्हा, इतिवचनात् ,

અર્થાત્ સામાયકવાલા શ્રાવકને સાધુ સરખો કહ્યો છે તે તાદાત્મ મુનિ વૃત્તિ આશ્રયી સમજવું. વર્તમાન રૂઢીથી સામાન્યપણે ગૃહસ્થ લોકો આભૂષણ છતાં સામાયક કરે છે તેનો અતિશે કદાગ્રહ કરવો ઠીક નહી. કેમકે ગૃહસ્થને જે વખતે અવકાશ મળે તે વખતે સામાયક કરી લે એમ પુનઃ પુનઃ કાર્યાંતરે અવસર પામી સામાયકમાં પ્રવેશ કરે. પરંતુ પુર્વોક્ત મુખ્ય વૃત્તિએ આભૂષણની ખામી સમજીને ભુલ સુધારવી. આધુનિક વખતમાં અવિરતિ છુટો શ્રાવક બીજા શ્રાવકને સામાયક ઊચરાવે છે તે પ્રવૃત્તિ સારી સમજાતી નથી. કેમકે સર્વ વિરતિ સાધ્વિ પણ પુરૂષ પ્રધાનપણાથી શ્રાવકને સામાયક દંડક પાઠ ન ઉચરાવે તો વિરતિ શ્રાવક વિના બીજાથી સામાયક કેમ ઉચરાવાય; ઇહાં કોઇ કહેશે જે અવિરતિમાં બેઠા કરતાં લાભ છે કે કેમ? તેણે સમજવું જે આણામાં ધર્મ છે, વળી વિશેષે સમજવાનું એ છે જે, બીજા પચખાણમાં પચખ્ખાઇ, વોસીરે કહેવાય છે, અને કરેમિભંતેના પાઠમાં તો પચખ્ખામી, વોશિરામી શબ્દ છે. જેથી પોતામાં વ્રત લાભે છે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે વિરતિવંત હોય તે

બીજાને સામાયક ઉચરાવે તેમ ન બને તો છેવટ મોકલો શ્રાવક સામાયક લેનારને કરેમીભંતેના પાઠનો શબ્દોચાર તેના મ્હોડે કરાવે. પાલવામાં છુટો શ્રાવક પલાવે. કોઇ કારણે મોકલો શ્રાવક બીજાને સામાયક લેવરાવે તે અપવાદરૂપ છીંડી છે, પરંતુ એ ધોક માર્ગ નહી. તત્વ બહુ શ્રુત ગમ્ય." મારો કુટંબી ભાઈ મૃત્યુ શરણ થવાથી ક્ષણભંગુર દેહ જાણી ભવ ભયથી સંવત ૧૯૩૧ ની સાલથી નિરંતર સામાયકની શરૂઆત મારે ચાલુ થઇ છે. તે આજ પણ તથા વિધ ચાલે છે સામાયક વ્રત વિષે મને પૂર્ણ પ્રીતીનો ઉછાળો મારે છે, કેમકે બે ઘડીનું વિરતિપણું અમુલ્ય પદાર્થને આપવા શક્તિમાન છે અને તે મનુષ્ય વિના બીજા ત્રેવીસ ડંડકના જીવોથી સાધિ શકાય તેમ નથી. માટે જે વખતે ફુરસદ મળે તે વખતે શ્રાવકને અવશ્ય સામાયક કરવુંજ. किं बहुना.

ઓછામાં ઓછો દીવસ ઘડી ૨૪ હોય અને રાત્રિ પણ થોડામાં થોડી ઘડી ૨૪ હોય છે. તેમજ વધારેમાં વધારે દીવસ તથા રાત્રિ ઘડી ૩૬ મળી કુલ ઘડી ૬૦ અહો રાત્રિ મધ્યેથી ધર્મ કાર્યમાં જે વખત જાય છે તેજ સફળ જાણવો, શેષ સંસાર ફળ હેતુ છે. દ્રવ્યથી કોઇ મેરૂથી અધિક દાન આપે પણ એક સામાયકના તોલે ન આવે, વળી એક સામાયક કરતાં થકાં, ૯૨૫૯૨૫૯૨૫ પલ્યોપમ જાજેરૂ દેવાયુ બાંધે, એ વ્યવહારથી જાણવું, અને અતિ વિશુદ્ધાધ્યવસાયે ક્ષપક શ્રેણિ માંડી કેવળ જ્ઞાન પામે. એ નિઃસંદેહ છે.

ઇહાં सावज्जंजोगंपच्चख्खामी જેથી વર્તમાનકાલની વિરતિનો લાભ થાય છે.

जावनियमपज्जुवासामी જેથી ભવિષ્યકાલની વિરતિનો લાભ થાય છે.

तसभंतेपडिकमामि તે પહેલાનું પાપ નિંદા ગર્હા કરવાથી ભૂતકાળની વિરતિનું ફળ થાય છે.

અર્થાત્ સામાયક કરવાથી ત્રણ કાળના સાવદ્ય વ્યાપારના વિરામરૂપ વિરતિનો લાભ થાય છે. અપ્રત્યાખ્યાની કષાયના અભાવથી પાંચમું ગુણઠાણુ પ્રગટ થાય છે, બીજાં મૂલોત્તર ગુણ પચ્ચખાણ કરે, પણ પાંચમું દેશવિરતિ ગુણઠાણું ક્યારે હોય જે પૂર્વોક્ત કષાયની ચોકડી ખપાવે ત્યારે. તે ચોથા ગુણઠાણા સહિત હોય.

હવે સામાયકનાં આઠ નામ અર્થ સાથે લખીએ છે. समआयातिती सामायकं इति व्युत्पत्तयः

૧ सामाइयं=समइकं=સમભાવ.

૨ समइयं=समइकं=સમ્યગ્ દયા પૂર્વક સર્વ જીવેષુ પ્રવર્તનં.

૩ सम्मंवाओ=सम्मग्वाद्दौ=રાગદ્વેષ ભાવાદિ પરિહારેણ યથાસ્થિત કથનં.

૪ समास=समास=સ્તોકાક્ષરૈ કર્મ નાશક સ્તત્વાવબોધ.

૫ संखेवो=संक्षेप=સ્તોકાક્ષરા મહાર્થા દ્વાદશાંગી.

૬ अणवज्जुंच=अनवद्यं=નિઃપાપાચરણં.

૭ परिणा=परिज्ञा=પાપ ત્યાગે ન સમંતાત્ વસ્તુ તત્વજ્ઞાન.

૮ पच्चख्खाणेय=प्रत्याख्यानं=પરિ હરણીય વસ્તુ ત્યાગ. इत्यष्टौनामानि समासानि॥

શિષ્ય—સામાયક તે જીવછે કે અજીવ છે, તથા રૂપી કે અરૂપી છે.

ગુરૂ—સમભાવે વર્તે, તે આત્માને સામાયકવંત કહીએ અને સામાયક તે એહીજ આત્મા છે, માટે સામાયક છે તે જીવ છે, તેમજ અરૂપી છે. ઇ. અહો ઇતિ આશ્ચર્ય સર્વ વિરતિ ચારિત્રવંત મુનિરાજનો લઘુ બાંધવ દેશ વિરતિ સામાયક્વંત પુરૂષનો કોણ આદર ન કરે ઈહાં ગુરૂ આદિકના વિનય બહુ માન અર્થે આદેશ પૂર્વક ઉભા થઈ સામાયક વ્રત ઉચરવું. यदुक्तं बेसणे संदिसाहु बेसणे वाउ इति वचनात्.

જેના આદરથી ધનં-મીત્ર, કેસરી ચોર, સુલસા રેવતી શ્રાવિકા, આદે ઘણા એક સ્વર્ગ અપવર્ગ સુખના ભાજન થયાછે. અને થશે, માટે હે પ્રિય મીત્રો વગર પ્રયાસે મહા નિર્જ્જરાનું કરનાર એવું જે નિશ્ચય વ્યવહાર બે પ્રકારનું સામાયક તેનો લાભ લેવા અવસર ચુકવો નહી. એ જ મારી ભક્તિરાગે ભલામણ છે. ઇતિ.

પ્રશ્ન:—૪ મોક્ષનો માર્ગ જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય છે, તે કેમ પામીએ ?

ઉત્તર—૧ ધર્મ સાંભળવાની રૂચી હોય તે સમ્યગ દર્શન ગુણ પમાડે.

૨ તત્વા તત્વની ગવેષણા બુદ્ધિ હોય તે સમ્યગ્ જ્ઞાન ગુણ પમાડે.

૩ પાંચ ઇંદ્રિયોના વિષય કષાય પ્રમાદની ત્યાગ બુદ્ધિ હોય તે ચારિત્ર ગુણ પમાડે.

૪ વસ્તુગતે અનુભવ લગ્ન તલ્લિન હોય તે વીર્ય ગુણ પમાડે. ઇતિ.

પ્ર૦—૫ સિદ્ધ ભગવાન કીએ અનંત છે તથા તેમને રૂપારૂપી કેમ કહ્યા.

ઉ૦—સિદ્ધ ભગવાન આઠમે અનંતે તથા પાંચમે અનંતે કહેછે, પણ નિગોદ આઠમે અનંતે છે, અને સિદ્ધ પાંચમે અનંતે સંભવે છે, પ્રસંગે અભવી ચોથા અનંતે છે, જ્ઞાન વિમલકૃત અલ્પા બહુત્વ સઝાયમાં પાઠાંતર આઠમે અનંતે સિદ્ધ કહેછે. આત્મારામજી પણ તેમજ કહેછે. સિદ્ધ ભગવાન અનાદિ અનંત સાદિ અનંત ભાંગે વર્તેછે. સિદ્ધ ભગવાનને રૂપારૂપી કહેવાનું જે આત્મ સ્વરૂપે રૂપીછે, અને પુદગલ અભાવે અરૂપીછે. ઇતિ.

પ્ર૦—૬ સિદ્ધ ભગવાન કયાંછે, અને તેમનું કેવું સ્વરૂપ છે તથા તેમને અનંત ચતુષ્ટયીવંત તથા તેમના સુખનું પ્રમાણ અને સમશ્રેણિ, યોજન પ્રમાણ ચાર નિક્ષેપા, દ્રવ્ય ક્ષેત્રાદિકનું સ્વરૂપ વર્ણન કરો.

ઉ૦—સિદ્ધ સિલા પીસ્તાલીસ લક્ષ જોજન પ્રમાણ છે તે ઉપર અધર સિદ્ધ રહેછે, તે અત્રે ઉભા, બેઠા, સુતાં જેવી રીતે જે આકારે સીઝે તેવી રીતે ત્યાં અવગાહના ત્રીજો ભાગ દેહ પોલાણનો જતાં હોય છે. તે આત્મ પ્રદેશ નિરાવર્ણ અરૂપી છે. પણ કોઇ પુદ્ગલ નથી કારણ કે ખટ દ્રવ્યમાં પુદગલરૂપી છે તે અત્રે સંભવે નહી.

ભરત ઐરવતે દશ કોડા કોડી સાગરમાન, છો આરા હોય તેમાં એક કોડા કોડી આગરમાં મુક્તિ હોય, અને મહા વિદેહે તો સર્વ કાલ મુક્તિ માર્ગ

ચાલુછે. એ સિદ્ધ અનંત પદાર્થના વેતા હોવાથી અનંત જ્ઞાની કહીએ, તેમજ અનંતી કર્મ વર્ગણાના આવર્ણ ક્ષય થયાથી નિરાવર્ણ અરૂપી કહીએ. ૬૦

વળી જ્ઞાનાવરણી, ૧ દર્શનાવરણી, ૨ મોહની, ૩ અંતરાય ૪ એ ચારના ક્ષયથી અનંત ચતુષ્ટયીવંત કહીએ તથા તે સિદ્ધ એક જોજનના ચોવીસ ભાગ કલ્પીને ત્રેવીસ ભાગ હેઠળ મુકી ઉપરના ચોવીસમા ભાગના ક્ષેત્રમાં પાંચસે ધનુષનો ત્રીજો ભાગ ઘટાડતાં શેષ અવગાહના ઉત્કૃષ્ટથી ત્રણસે તેત્રીસ ધનુષને બત્રીસ આંગળનો સમાવેશ સંપૂર્ણ રીતે ઉત્સેધ આંગળના અર્થાત્ ચાર ગાઉના જોજનમાં થાયછે જઘન્ય બત્રીસ અંગુલ અવગાહના હોય પરંતુ સર્વ સિદ્ધનાં મસ્તક લોકાંતે રહેલાં છે. સેન પ્રશ્નમાં પણ ઉત્સેધ આંગળ કહ્યા છે. તે ઉપર અલોક છે, ત્યાં આકાસ્તિકાય વિના પાંચે દ્રવ્યનો અભાવછે તેથી ત્યાં જવાય નહી.

સિદ્ધિ જતાં જીવ સમશ્રેણે એક સમયે લોકાંતે જાય अफुसमाणगइ એટલે બીજા પ્રદેશને અણફરશે, અર્થાત્ જે ઇહાં આકાશરૂપ ક્ષેત્રના પ્રદેશ ફરસ્યા હતા તેહીજ ત્યાં ફરસ્યા પણ બીજા પ્રદેશ અણ ફરસતાં, શુદ્ધ જ્ઞાનાદિ ચેતનાના ગુણરૂપ ભાવે સહિત સિદ્ધ પરમાત્મા આત્મ પ્રદેશનો ઘન કરી લોક સિખરે બીરાજમાન વર્તેછે. ઈહાં એક સમય તે કાલ આશ્રી છે, અને સમશ્રેણિ તે ક્ષેત્ર આશ્રી જાણવી.

એમ અધ્યાતમ ગીતાની ગાથા ૩૮ માં કહ્યું છે. વળી બીજા કર્મ ગ્રંથની ગાથા ૩૫ ના ભાવાર્થમાં ઇહાં જે આકાશ પ્રદેશ અવગાહ્યા હતા તેહની ઉર્ધ્વ સમશ્રેણિએ જે સિદ્ધક્ષેત્રના આકાશ પ્રદેશ તે અવગાહી અચલરૂપ રહ્યા. અર્થાત્ સમશ્રેણિના ફરસે બીજા નહી.

ચાર નિકાયના દેવતાનાં ઇંદ્રિજનીત પુદ્‌ગલીક સુખ ત્રણે કાળનાં ભેળાં કરીએ તેને અનંત વર્ગે વર્ગીત કરીએ પણ સિદ્ધ ભગવાનના અજરામર સ્થાનક આત્મીક સુખના તોલે એક લેશ માત્ર પણ ન આવે.

તે સિદ્ધ દ્રવ્યથી શુદ્ધ ચેતન ૧ ક્ષેત્રથી અસંખ્યાત પ્રદેશી છે ૨ કાળથી સાદિ અનંત તથા અનાદિ અનંત છે, ૩ ભાવથી શુદ્ધ ઉપયોગ ગુણ મયછે. ૪ હવે તે સિદ્ધ (મોક્ષ) વિષે ચાર નિક્ષેપા ઉતારે છે.

૧ નામ મોક્ષ—મોક્ષ એવું નામ તે. ૨ સ્થાપના મોક્ષ—મોક્ષનો ચિત્રપટ, મૂર્ત્તિ, વા અક્ષર લખવા તે. ૩ દ્રવ્ય મોક્ષ=બારમા તેરમા ચૌદમા ગુણ ઠાણે રહ્યા તે. કેવળી ૪ ભાવમોક્ષ=લોકાંતે રહેલા સિદ્ધ ભગવાન તે.

ઘાણીથી ખોળ તેલ જુદુ કરે વલોણાથી છાસ માખણ જુદુ કરે, અગ્નિથી ધાતુ અને ધુળ જુદી કરે, તેમ જ્ઞાનાદિકે કરી જીવ અને કર્મ જુદાં કરે તે મોક્ષ.

શિષ્ય—સિદ્ધને દશ પ્રાણ મધ્યેનો એકે નહી છતાં જીવ કેમ કહીએ?

ગુરૂ—સિદ્ધને દ્રવ્ય પ્રાણ નથી પણ ભાવ પ્રાણ છે તેથી જીવછે, તે કહેછે અનંતજ્ઞાન પ્રાણ, દર્શન પ્રાણ, સુખપ્રાણ, વીર્યપ્રાણ એવં ચાર અનંતા પ્રાણ ભાવે પ્રાણી જીવેછે તેથી જીવ કહીએ. ઇત્યર્થ.

પ્ર૦—૭ કર્મ રહિત આત્મા તેજ સમયે લોકાંતે શી રીતે જાયછે. અને તેની ગતી કેવી છે?

ઉ—જેમ ડોડા માંહેથી મુકાણુ એરંડ ફળ તે સ્વભાવ વિશેષ આકાશે ઉડે છે, તથા ધૂમ્રગતી સહેજે ઊંચી હોયછે. વળી ધનુષથી છુટો બાણ પાધરો જાય છે, તથા માટીના લેપથી રહિત તુંબડુ પાણી માંહે નાખ્યું છતું ઊંચું ચઢી આવેછે, ડંડે કરી ફેરવ્યા ચક્ર ભ્રમની પેરે પ્રયોગ કર્યોછે, અને જીવ કર્મબંધણથી મુકાણો તેથી જીવની સહચારી ગતી પરિણામ ઊંચોજ છે માટે તે જીવ એક સમયમાં ઊંચો લોકાંતે જાય, ત્યાં શાસ્વતાં સુખ અનુભવે, ઉપરાંત ધર્માસ્તિકાયાદિકનો અભાવ હોવાથી અલોકમાં જવાતું નથી, માટે સર્વે સિદ્ધ ત્યાં જ રહે છે.

શિષ્ય—નિરંતર મુક્તિ માર્ગે વહે છે તોપણ ત્યાં સંકડાસ થતી નથી અને અહીંઆં સંસાર ખાલી પણ થતો નથી તે કેમ?

ગુરૂ—જેમ મેઘજલથી કાદવ કચરો સમુદ્રમાં તણાઈ જવાથી સમુદ્ર પુરાતો નથી અને ભૂમિએ ખાડો પડતો નથી, તેજ રીતે અનંતાસિદ્ધિવરે તોપણ સંસાર ખાલી થવાનો નથી. અર્થાત્ જ્યારે પુછીએ ત્યારે નિગોદનો અનંતમો ભાગ સિદ્ધિવર્યો કહેવાશે. એ નિઃસંદેહ છે.

કહ્યું છે કે-गटेनरास निगौदकी बधेन सिधि अनंत ઈ૦

પ્ર૦—૮ સિદ્ધસિલ્લાનું સમ્યગ સ્વરૂપ, તથા સુખ, નામ, ગુણ, બલાદિકનું વર્ણન શાસ્ત્રાનુસારે કહો?.

ઊ૦—જૈનતત્વાદર્શ ષષ્ટ પરિચ્છેદ પૃષ્ટ ૨૮૯ તથા ૨૯૦ મે આત્મારામજી લીખતે હે કે—

ઇષત્ પ્રાગભારા નામા સિદ્ધસિલા ચૌદ રજ્જુ લોકકે મસ્તકકે ઉપરે વ્યવસ્થિત હે. ઊસકુ સિદ્ધોકે નિટક હોનેસે સિદ્ધસિલ્લા કહેતે હૈ, પરંતુ સિદ્ધ કુછ ઊસ સિલ્લાકે ઉપર બેઠે હુએ નહી હે, સિલ્લાસે ઊંચે લોકાંતમે બિરાજમાન હે, વો સિલ્લા કેસી હે, મનોજ્ઞ, મનોહરણી, સુરભી, કર્પુરસેભી અધિક સુગંધીવાલી હે, અરૂકો, મળ હે, સુક્ષ્મ હે અવયવ જીસકે પવિત્ર પરમ ભાસુરા પ્રકૃષ્ટ તેજવાલી હે, અઢી દ્વીપકા ઢંકણ રૂપ, મનુષ્ય ક્ષેત્રપ્રમાણ લંબી ચૌડી હે. સ્વેત ઊતાન છત્રાકારે હે. ઊસકા બડા શુભરૂપ હે. સર્વાર્થસિદ્ધ વિમાનસે બાર જોજન ઉપરિ હે, મધ્ય ભાગમે આઠ જોજન જાડી હે, પ્રાંતમે ઘટતી ઘટતી મક્ષીકી પાંખસેભી પતલી હે, તે સિલ્લાકે ઉપરે એક જોજન લોકાંત હે, ઉસ જોજનકે ચૌવિસમે ભાગમે સિદ્ધોકી અવગાહના હે, તે આત્મપ્રદેશોકી અવગાહનાકા આકાર લીખતે હે, જેસી કુઠાળી (મુષા)-કુલડીતી સમે મોમ. (મિણ) ભરકે ગાળીએ, તીસકે ગલનેસે જો આકાશકા આકાર હે, તેસા સિદ્ધાંકા આકાર હે, તે સિદ્ધો ચૌદ રજાત્મક લોકકા સ્વરૂપ કેવળ જ્ઞાન દર્શનસે સામાન્ય વિશેષરૂપ કરકે દેખતે હે જાનતે હે, તે સિદ્ધોકુ આઠ કર્મ ક્ષય કરનેસે આઠ ગુણ પ્રગટ ભયે હે, ચક્રવર્તિકી પદવીકા અરૂ ઇંદ્રાદિકકી પદવીકા જો સુખ

હૈ તીનસેભી સિદ્ધોકા સુખ અનંત ગુણા હૈ. " किंबहुना " જ્ઞાનાદિ આઠ ગુણ આઠ કર્મોથી રોકાએલા તે છુટવાથી જીવને મોક્ષ હોય.

આશંકા—સિદ્ધને પુદ્ગલ અભાવે ખાવું નથી, પીવું નથી, ભોગસંજોગ નથી. બોલવું ચાલવું નથી. શય્યામાં પોઢવું નથી, ગીત ગાન તાનમાં નવિલાસ નથી, રાજલીલા નથી, હુકમ અધિકારીપણું નથી, પહેરવું ઓઢવું નથી ઇંદ્રિજનિત કાંઇ પણ સુખ નથી તો અનંતુ સુખ કીયું?

સમાધાન—જડ સંગવિકલ્પ દશા છુટવાથી અને સંપૂર્ણ વસ્તુ સ્વરૂપ દેખવાથી જાણવાથી સિદ્ધ ભગવાન અનંત સુખ અનુભવે છે, કેમકે આધિવ્યાધ ભય ક્ષુધાવેદની ભવફેરી વિઘટી જેથી ગર્ભાવાસ, જન્મ, મરણનાં અનાદિ કાળનાં અનંતા દુઃખવિનાશ થવાથી અનંતુ સુખ પ્રગટ થયું છે.

વળી તે સિદ્ધસ્થાનક કેવું છે—

१ २ ३ ४ ५ ६ ७

**शिव, मयल, मरुअ, मणंत, मरूखय, मव्वाबाह, मपुणरावित्ति,**

**सिद्धि गइ नाम धेयं ठाणं संपत्ताणं नमोजिणाणं ॥** ઇતિ૦ ॥

હવે તે શુદ્ધ જીવ દ્રવ્યનાં નામ કહેછે. પરમેશ્વર, પરમયોનિ, પરિભ્રમ, પ્રધાન, અનાદિ, અનંત, અવિનાશી, અમ્લાન, મુક્તિ, મુકુંદ, અજ, અવ્યક્ત, સર્વદર્શિ, સર્વજ્ઞ, સિદ્ધ, ઇશ, જગદીશ, ભગવાન, નિરાબાધ, નિરંજન, નિગમ, નિર્વિકાર, નિરાકાર, નાથ, શિવ, સ્વામી, પરમપુરૂષ ઇત્યાદિ અનેક નામ જાણવાં તેમજ અષ્ટમી ભૂમિ જે સિદ્ધ ક્ષેત્રના નામ કહેછે, સિદ્ધિ, કૈવલ્ય, અપુર્નભવ, બ્રહ્મપદ, મોક્ષમુક્તિ, નિર્વાણ, અક્ષર, નિર્વૃતિ અક્ષય, અચલ, મહોદય. ઇત્યાદિ.

શિષ્ય—સિદ્ધની અવગાહનામાં નિગોદીયા જીવ હોય કે કેમ.

ગુરૂ—સિદ્ધની અવગાહનામાં નિગોદીયા જીવ અનંતા લાભે ઊત્તરાધ્યયન ટીકાયાં.

શિષ્ય—સિદ્ધ ભગવાન બળ ફોરવતા નથી તેવારે અનંત વીર્યવંતકેમ કહ્યા,

ગુરૂ—બળ તો પુદ્ગલ ભાવનું છે અને વીર્ય તે આત્મશક્તિ જનિત છે. એટલે જ્ઞાનદર્શનને વિષે આત્મશક્તિ સ્થિરતાપણે વિસ્તરેલી છે તેથી અનંત વીર્યવંત કહીએ, અંતરાય કર્મ ક્ષય થવાથી એ ગુણ પ્રગટ થાય છે. ઇતિ.

પ્ર૦—૯ ઉ૦—સેન પ્રશ્નમાં પુછેલા પ્રશ્નોતર મધ્યેથી કેટલાક ઉપયોગી ઉત્તર લખીએ છીએ.

૧ કમળ પ્રભાચાર્યે તીર્થંકર નામ કર્મ બાંધ્યું તે સ્ત્રીના સંઘટથી લિંગીયાએ પુછયું ત્યાં પ્રમાદથી ચોથા વ્રતને દુષણ નથી એવું કહેવાથી તીર્થંકરનાં દલીઆં વિખેરી સંસાર વધાર્યો.

૨ સાતમા સુપાર્શ્વનાથના મસ્તકે. ૧, ૫, ૯ ફણા હોય, કારણ, તેમની માતાએ સ્વપ્નમાં તેવી ફણાના સર્પ દીઠાછે, અને પાર્શ્વનાથના મસ્તકે ૩, ૭, ૧૧

કૃષ્ણા થાય, તેમની માતાએ સ્વપ્નમાં તેમજ દીઠા છે માટે.

૩ કેવળજ્ઞાની સાધ્વિ છદ્મસ્થ સાધુને ન વાંદે, તેમજ તે સાધુ કેવળી સાધ્વિને પણ ન વાંદે, પુરૂષ પ્રધાન માટે.

૪ ચક્ષુ વિકલ જે અંધ તેને કેવળ જ્ઞાન ઉપજે.

૫ ઔષધમાં વિષવાળી વસ્તુ આવે તે ઔષધ બુદ્ધિએ ભક્ષછે, અને કામ વિકાર બુદ્ધિએ અભક્ષ છે.

૬ અષ્ટોત્તરી સ્નાત્રે જગન્યથી સ્નાત્રીયા ૮ હોય.

૭ મિથ્યા દ્રષ્ટિ ઇચ્છા વિના તપ કરે તે અકામ નિર્જરા, અને કર્મ ખપાવાની અભિલાષાએ તપ કરે તો સકામ નિર્જરા અલ્પ થાય, સમકિત સહિત ઘણી નિર્જરા થાય.

૮ દેશવિરતિ, સર્વે વિરતિ તે દ્રવ્ય થી સચિત્તના સંઘટ્ટથી અને ક્ષેત્રથી ૧૦૦ હાથ ઉપરાંત ગમન કરવાથી ઈરીયાવહી કહે.

૯ છપ્પન દીગ્ કુમારી કહી તે ભુવનપતીની કુમાર ક્રીડા કરેછે તેથી જેમ અસુર કુમારાદિકની સંજ્ઞાછે તેમ કુમારી સંજ્ઞાછે, પરંતુ કુમારી નહી.

૧૦ પોષધ મધ્યે ભોજનના અક્ષર શ્રાદ્ધ પ્રતિક્રમણ ચુરણી તથા પંચાશકની ચૂરણીમાં છે.

૧૧ ઉપધાન વહ્યાની શ્રદ્ધા ન રાખતાં ભણે તે અનંત સંસારી જાણવો.

૧૨ સુગુરૂને વંદણા કરતાં મુહપત્તિ ચરવલા ઉપર અથવા ભૂમિ ઉપર થાપવી, પણ બેસવાનું આંસન જે કટાસણા ઉપર મુકવી નહી.

૧૩ ખાટી છાશ મિઠી છાશ, ઉષ્ણ જળ, ઠંડુ જળ, ખારૂ, મીઠું જળ, ગાયનું દુધ, ભેંસનું દુધ. દહીં, ઘી, છાશ, એકજ દ્રવ્ય ગણાય, નામ સ્વાદ વર્ણાદિ ફેરથી જુદુ દ્રવ્ય ગણાય.

૧૪ ગંગા નદી છઠ્ઠે આરે રથ પંથ પ્રમાણે રહેશે. બાકીની ચૌદ હજાર નદીયો તાપે કરી સુકઇ જશે.

૧૫ ગવાર ચણા મેથી પ્રમુખ વિદલની ભાજી તે પણ વિદલ જેવી જાણવી તેમાં કાચું ગોરસ એટલે છાશ દુધ દહીં ન ખપે.

૧૬ જન્મ મરણ સુતક ન્હાયા પછે પ્રભુ પૂજા કરવાનું નિષેધ જણાતું નથી.

૧૭ કોઈ શ્રાવકે સામાન્યપણે યોજન ઉપરાંત જવું નિષેધ કર્યું છે. છતાં ધર્મ કાર્યે અધિક ભૂમિ જાય પણ ત્યાં સંસારીક કામ ન કરે, પચ્ચખાણ અવ્રતનાં થાયછે માટે જાય.

૧૮ જથ્થજલં તથ્થવનં-જ્યાં જળ ત્યાં સાધારણ પ્રત્યેક વનસ્પતિ હોયજ ઘડો પાણી વાવરે તેને જળ વનસ્પતિ બેહુની વિરાધના થાય, પણ વનસ્પતિના વ્રતનો ભંગ નહી.

૧૯ પાસત્થાદિકની પ્રતિષ્ટિત પડિમા પૂજવા વાંદવા યોગ્ય છે પણ પાસત્થાદિક વાંદવા યોગ્ય નથી.

૨૦ પ્રભાતે ચોવિહાર ઉપવાસનું પચખાણ કર્યું હોય તો સાંજે માત્ર પડીકમણામાં સંભારવું.

૨૧ જીવના આઠ રૂચક પ્રદેશ ગોસ્તન આકારે છે, તેને કર્મ ન લાગે, જ્ઞાન દીપીકામાં છે.

૨૨ ઊંચ નિચ કુળની ગોચરી મુનિ કરે, ઇહાં રીદ્ધીવંત તે ઊંચ અને અરીદ્ધીવંત તે નિચ કુળ કહીએ. પણ નિચ શબ્દે નિચ કુળ બીજું ન સમજવું.

૨૩ ચૈત્ર માસ બે હોય તો પહેલા ચૈત્ર વદમાં અને બીજા ચૈત્ર સુદમાં કલ્યાણકાદિ ચૈત્ર માસનો તપ કરવો, એમ સરવે અધિક માસ સમજવો. પહેલો ન ગણવો. એ શાસ્ત્રોક્ત પુનમીઆ મહીના પ્રમાણે જાણવું.

૨૪ મલ્લીનાથને દેશના કાલે બાર પ્રખદાદિ સર્વે તીર્થંકરની પેરે હોય પણ વૈયાવચ્ચ અવસરે સાધ્વિઓ હોય.

૨૫ ચોમાસી અઠાઇ ચૌદશ શુદ્ધિ જાણવી પણ પુન્યમ પર્વતીથી છે માટે આરાધવી.

૨૬ ભગવાનહં આદે ચાર ખામણામાં પ્રથમ ભગવાન શબ્દે ધર્માચાર્ય વા તીર્થંકર ભગવાન જાણવા.

૨૭ આગળ પાછળ એકાસણુ કર્યા વિના પણ ચોથભક્ત છઠ ભત્તંનુ પચ્ચખાણ કલ્પસૂત્રની સમાચારી અનુસારે અપાય છે.

૨૮ લીલુ શાક ઉપધાનમાં તથા છુટા પોસામાં ન ખપે.

૨૯ જ્ઞાનદ્રવ્ય દેરાશરમાં ખપે પણ દેવદ્રવ્ય જ્ઞાન દ્રવ્યમાં ન ખપે, તેમજ માળ સબંધી સુવર્ણ રજત આદે દેવદ્રવ્યમાં ખપે.

૩૦ અંધારે અહાર કરતાં રાત્રિભોજનનો દોષ લાગે. તથા શેષ બે ઘડીએ સાંજે તથા પ્રભાતે ભોજન કરતાં રાત્રિભોજનનો દોષ લાગે.

૩૧ આસો ચૈતર મધ્યે ૭-૮-૯નો ઊપવાસ વિસસ્થાનકમાં ન ગણાય.

૩૨ કોઈક સચિત ત્યાગીને કારણે રાત્રિએ પાણી પીવુ પડે તો ઊષ્ણ જળ કલ્પે.

૩૩ શ્રાવકકૃત્ય સ્તુતિસ્તોત્ર મંડળી મધ્યે કહેવું શુદ્ધ છે. પરંતુ શ્રાવકકૃત સઝાય, સાધુ શ્રાવકને ક્રિયામાં ન સુઝે.

૩૪ લોકાકાશ પ્રદેશ અને જીવના પ્રદેશ સરખા જાણવા.

૩૫ જીનમંદીરે પેસતાં મોકળા શ્રાવકને નિસિહી કહેવી પણ નિકળતાં આવસહી ન કહેવી, પોસાવાળા તથા સાધુ આવસહી કહે, પૌષધશાળામાં પણ જીનમંદિરવત્ જાણવું,

૩૬ જીનમંદીરે રાત્રિએ ગીત, નાટક, ગાન, તાન કરવું શાસ્ત્રાનુસારે શુદ્ધ નથી, પરંતુ દેવદ્રવ્યની વૃદ્ધિ આદે કારણે કરતાં લાભ છે.

૩૭ તીર્થંકર અને સામાન્ય કેવળીનું વીર્ય અંતરાય કર્મના ક્ષયથી સરખુ હોય તોપણ નામ કર્મ ભેદે રૂપ, શરીર, બળ, તીર્થંકરનું ઘણુ હોય.

૩૮ દહીંને મેળવ્યા પછી બે રાત્રિ વિત્યા કેડે અભક્ષ થાય, આજ પ્રભાતે મેળવે તો પ્રહર સોળ થાય અને આજ સાંજે મેળવે તો પ્રહર બાર થાય પછી અભક્ષ છે.

૩૯ દેવદર્શન દ્રવ્યપૂજા કરી ઘંટા વજાડવી તે હર્ષની રૂઢી છે.

૪૦ પોસહવાળો શ્રાવક ઇરિયા સુમતિ સોધતો ધર્મ અરથે ઇચ્છા પ્રમાણે ક્ષેત્રભૂમિ જાય, ગ્રામાંતરે જાય. સો હાથ ઉપરાંત જવાથી ઇરિયાવહી ગમણાગમણે આલોવવું. અને સામાયક ગ્રહે તો સો હાથ ઉપરાંત કહ્યું નથી,

૪૧ વીરપ્રભુ પહેલાં ઘણા દુકાળ પડ્યા છે પણ શાસ્ત્રાનુસારે બાર વરસની દુકાલી ત્રણવાર પડી છે.

૪૨ જીવને કોઈનું દેવું હોય તે આપે કર્મથી છુટે, તથા તપ સજ્ઝાયાદિકથી કર્મ નિર્જરાઈ વગર આપે છુટે.

૪૩ મધ, મદીરા, માખણને વિષે બેરેંદ્રી જીવ ઉપજે, તથા વાસીમાં પણ બેરેંદ્રી જીવ ઉપજે, અને વિદલ ગોરસમાં બેરેંદ્રિયાદિક ત્રશ જીવ ઉપજે, અને તિર્યંચના માંસમાં તો એકેંદ્રિ બાદર નિગોદરૂપ તથા બેરેંદ્રી જીવ ઉપજે, અને મનુષ્યના માંસમાં તો બાદર નિગોદીયા તથા બેરેંદ્રિ તથા સમુર્છિમ મનુષ્ય જીવ ઉપજે, યોગશાસ્ત્રમાં પણ અનંતા નિગોદીયા કહ્યા છે.

૪૪ સ્ત્રી તથા સચિત્તનો આનંતરે અને પરસ્પર સંઘટો વચમાં એક બે પુરૂષ હોય ત્યાં શુદ્ધિ લાગે, ત્રણથી ન લાગે.

૪૫ સ્થાપનાચાર્યની પડિલેહણા કરતાં પોસહ વિના છુટા શ્રાવકને પડિલેહણા પડિલેહાવોજી આદેશ માગવો નહી. પડિલેહણ કરૂં એમ આદેશ માગવો, મુહપત્તી પ્રમુખ વસ્ત્ર પડિલેહીને પછે સ્થાપનાચાર્યની પડિલેહણા કરવી.

૪૬ કોઇક આવિક લેઇ તથા બ્રહ્મવ્રત ગ્રહીને કર્મવશે ભંગ કરે તે લઘુ કર્મી જાણવો. કારણ કે વ્રત લેતાં શુભ પ્રણામ થવાથી, અને કોઇ વ્રત ભંગ ભયથી વ્રત લેજ નહીં તે ભારે કર્મી જાણવો.

૪૭ સ્થુલીભદ્ર કોશ્યાના ઘેર રહ્યા, સજાતર આહાર કર્યો તે આગમ વ્યવહારી ભણી જાણવું.

૪૮ પાસત્થાદિ દિક્ષીત ૧-૨-૩ પરંપરા શુદ્ધિ સાધુ ગણમાં કહેવાય, તે ઉપરાંત પાસત્થાદિકની પરંપરા દિક્ષીત સાધુ ન કહેવાય.

૪૯ જુગલીયાંનો આહાર પહેલે આરે તુવર જેટલો, બીજા આરે બોર જેટલો, ત્રીજા આરે આંબળા જેટલો, તે તુવર, બોર, આંબળાં તે આરા પ્રમાણે જાણવાં.

૫૦ સાગારી અણસણ કરતાં અન્નથણા ભોગેણં આદે આગાર તથા જઇ મેહુજ્જપમાઓ તે ગાથા સહિત કહેવું.

૫૧ રાયપસેણી સુત્રમાં સુર્યાભ વિમાને ભમરાદિક જીવ કહ્યા છે તે પૃથ્વિ કાયરૂપ જાણવા, સ્યા માટે જે દેવલોકમાં વિગલેંદ્રિ નથી, પન્નવણાપદે વિગલેંદ્રિ નિષેધ્યા છે માટે.

૫૨ તીર્થંકરની સાથે જે દિક્ષા લે તે પોતાની મેળે સમજીને પાઠ ઉચરે, અને તપસ્યા પણ કરે.

૫૩ દ્રવ્યલિંગીનો દ્રવ્ય ચૈત્યને વિષે કામ ન આવે, પણ જીવ દયામાં તથા પુસ્તકમાં સર્વને વાંચવા કામ આવે.

૫૪ શ્રાવકને નિંદ્રા અવસરે ચાર વસ્તુ વર્જવી, ૧ તંબોલ રાખે તો મુખ ગંધાય, ૨ તીલક રાખેથી આયુ ઘટે, ૩ ફુલમાળથી સર્પ ભય થાય, ૪ સ્ત્રી પાસે રાખે તો બળહીણ થાય.

૫૫ સાધ્વિને શ્રાવક વાંદે તે અણુજાણહ ભગવતી પસાય કરી કહે, પણ ખમાસમણ નહી.

૫૬ આ અવસરપણીએ સમય સમય અનંતી હાણી કહીછે તે વર્ણ ગંધ રસ ફરસપર જાય પ્રણામ આશ્રી જાણવી.

૫૭ સુલસાએ બત્રીસ પુત્ર સમકાળે પ્રસવ્યા છે તે વીર ચરીત્રે છે.

૫૮ શરીરના મેલમાં, નાહ્યાના પાણીમાં તથા પરસેવાના વસ્ત્રમાં સમુછીમ મનુષ્ય પંચેદ્રિ ઉપજે.

૫૯ વનીતા નગરીથી બાર જોજન છેટે અષ્ટાપદ છે એવો પ્રઘોષ છે.

૬૦ શ્રાવક સાધુ ભેગુ પ્રતિક્રમણ કરે તો કરેમીભંતે આદે કાંઇ પણ જુદું ન કહેવું.

૬૧ સંવત્છરી પ્રતિક્રમણે કાઉસગ્ગ લોગસ્સ ૪૦) ૧ નોકારનો કરવો. પરંતુ એકલા નોકાર ગણે તો ૧૬૦) ગણવા.

૬૨ ચોખાનું ધોયણ અને રખ્યાનું જળફાસુ થાય પણ શ્રાવકને કલ્પે નહી.

૬૩ ગુરૂ અભાવે પોતે ચારિત્ર લીધું હોય પછી ગુરૂ મળ્યાથી ફરી ચારિત્ર ન લેતો વિરાધક કહીએ.

૬૪ સમવસરણમાં દેવતા તથા દેવીઓને મનુષ્ય દેખે.

૬૫ શ્રાવકના અવંગદ્વાર=ઉઘાડાં બારણાં તે ભીક્ષુકને દાંન દેવાની ઉદારતા એ મુકયાં છે.

૬૬ હું ભવી છું કે અભવીછું એવો મનમાં વિચાર થાય તે ભવિ જાણવો.

૬૭ એક કુળમાં ૧૦૮ પુરૂષ હોય તેવી છપ્પન કુળ કોટી જાદવની જાણવી.

૬૮ શાલીભદ્ર પૂર્વભવે સંગમ ગોવાળભવે ભદ્રકભાવે મુનિને દાન દીધું. તેથી પુન્ય ઉપાર્જન કર્યું પણ સમક્તિ નહી.

૬૯ યવન ( મુસલમાન ) ધીવર ( ભીલ ) શ્રાવક થયો હોય તેને શરીર વસ્ત્ર શુદ્ધિ કરી પ્રભુ પૂજા કરવાનો નિષેધ જાણ્યો નથી.

૭૦ કટાસણા ઉપર બેસીને વંદીતા સીવાય પ્રતિક્રમણ ન થાય.

૭૧ નાતબાહેર મુકેલાના ઘેર કારણ વીના મુનિને વહોરવું ન કલ્પે લોક વિરૂધ ભણી.

૭૨ દેરાસરના પૂજારી પ્રમુખ પાસે આપણા ઘરનું કામ ન કરાવવું.

૭૩ કોઇ શ્રાવક એકાસણું બેસણુ કર્યા વીના ફાસુ પાણી પીએછે તે પાણસના આગાર લે. તેને સાંજે ચૌવિહાર થાય પણ પાણહારનું પચખાણ નહી.

૭૪ કાચી કેરી ચીભડાં નિરબીજ કરી કડકા કર્યા હોય તોપણ બે ઘડી પછે ફાસુ ન થાય, અને પાકાં ફળ નિરબીજ કરી કડકા કર્યા હોય તે સચિત્ત ત્યાગીને બે ઘડી પછે કામ આવે.

૭૫ વિકસીત ફુલની નાળ મધ્યે સંખ્યાતા, અસંખ્યાતા, અનંતા જીવ પન્નવણાએ કહ્યા છે.

૭૬ શ્રાવકને દાતણની શુદ્ધિ કરી પૂજા કરવી, પરંતુ વ્રત પચ્ચખાણ હોય તો દાતણ કર્યા વિના પણ જીન પૂજા થાય.

૭૭ બે ઘડી આદિ શેષ રાત્રિસમ એ પોસહ કરવો તે મૂળ વિધિ છે, અને પડીલેહણ આદે કરીને કાળ અતિક્રમે પોસહ કરવો તે અપવાદ છે.

૭૮ બોળ અથાણું પાણીના ભાગથી થાય છે.

૭૯ ચોમાસામાં સાધુ ગૌચરીએ જતાં આવતાં પાંચ ગાઉ શુદ્ધિ ગમન કરે.

૮૦ પોસાતી શ્રાવક પુસ્તકની કપૂરાદિકે પૂજા ન કરે, તેમજ શ્રાવીકાએ લુછણાં ગહુલી કરવી ગુરૂને ન કલ્પે, દ્રવ્યસ્તવ માટે.

૮૧ લઘુ, પંડિત છે, બીજા પર્યાયે જેષ્ટ છે, પરસ્પર આદેશનો હઠ કદાગ્રહ ન કરવો.

૮૨ આ ભરત ક્ષેત્રે દશ અચ્છેરાં થયાં તેવાં દશ ક્ષેત્રે જાણવાં, પણ ગમે તે દશ અચ્છેરાં થાય.

૮૩ ભુવનપતી દેવ પહેલા દેવલોક સુધી જાય, અને પહેલા બીજા દેવલોકની દેવીઓ આઠમા સુધી જાય અને પહેલા દેવલોકના દેવતા બારમા દેવલોક સુધી જાય, અને નિચે ત્રીજી નરક સુધી જાય, ત્યાં અનુગામી અવધિ છે માટે તેટલું દેખે.

૮૪ બેસણું કરતાં બેઠા છતાં ઉલટી થાય તો ફરી ત્યાં ખાય પણ ઉઠા પછી ઉલટી થાય તો ફરી બેસણુ કરવું ન કલ્પે.

૮૫ પાખી, ચૌમાસી, સંવત્છરી પ્રતિક્રમણમાં અતિચાર પહેલી છીંક આવે તો ચૈત્ય વંદનથી ફરી કહેવું. યાવત્ વડી શાંતિ સુધી છીંક નિવારવી, અને અતિચાર પછી છીંક આવે તો સઝાય પહેલાં ઇરીયાવહી લોગસ્સ કહી, ખમાસમણે દેઇ ઇચ્છા. ક્ષુદ્રોપદ્રવ વારણાર્થે કાઉસગ્ગ કરૂ ? ઇચ્છં ક્ષુદ્રોપદ્રવ વારણાર્થે કરેમીકાઉસગ્ગં, લોગસ, ૧ વા, ૪ ગણીને એક જણ પાળી ગાથા કહે બીજા કાઉસગ્ગમાં સાંભળે, તેથી સંઘોપદ્રવ ટળે છે. તે કહેછે.

सर्वे यक्षां बिकाद्याये । वैयावृत्य कराजिने ॥

क्षुद्रोपद्रव संघातं । द्रुत्तं ते द्रावयं तुनः ॥ १ ॥ ઇતિ.

હવે પાખી ચૌમાસી પ્રતિક્રમણમાં નમોસ્તુ વર્ધમાનાયની ગાથા ૨ કહ્યા પછી, અને સંવત્છરીમાં ગાથા. ૩ કહ્યા પછી, અને દેવસીમાં પ્રથમની ગાથા ૧

કહ્યા બાદ બીજા સર્વે ત્રણ ગાથા બોલે, એ વડીલ મુનિ આશ્રી જાણવું.

૮૬ ઉઘાડે મુખે બોલતાં ઇરિયાવહી આવે પણ વાંદણાં લેતાં વિધિ માર્ગે ભણી ન આવે.

૮૭ પ્રભાતે વીસ પૂજા હાથ પગ શુદ્ધ કરી નિર્માલ્ય ઉતાર્યા વિના પણ કરે.

૮૮ વ્યવહાર રાસી જીવ ફરી સુક્ષ્મ નિગોદમાં જાય તો પણ વ્યવહારીયો કહેવાય.

૮૯ સામુદાણી ભીક્ષા તે ધનવંત તથા ધન રહિતની ગોચરી કરવી તે.

૯૦ સાધુ, શ્રાવકને ઘેર બેસીને કારણ વિના ગોચરી ન કરે, અને રોગી વૃદ્ધ, તપસ્વી હોય તો બેસીને લે.

૯૧ અભવી જીવ શત્રુંજય તીર્થે ન ફરશે.

૯૨ સુકુ લસણ અચિત છે, કારણ આશ્રી મુનિને લેવું નિષેધ નહી.

૯૩ લવણ બાવીસ અભક્ષમાં નથી પણ આચરણા નહી.

૯૪ સો દોકડાનાં ફુલ માળી પાસેથી લેઇ પ્રભુને ચઢાવ્યાં હોય અને તેને વસ્ત્ર ગોળ પ્રમુખ આલીને નેઉ દોકડાનો આપે તો દશ દોકડાનો લાભ રહ્યો તે દેવદ્રવ્ય જાણવો, ભંડારમાં નાંખે તો દોષ નહી,

૯૫ પોસહ પાર્યા પછે સામાયક પારવાની મુહપતી પડીલેહતાં પંચેંદ્રિની આડ પડે તો પોસહ પણ ફરી પાળવો.

૯૬ નીલવણ ત્યાગવાળાને કેરીપાક પ્રમુખ તેજ દીવસનો નિપજેલો કલ્પે.

૯૭ છમાસી તપનું ફળ પાંચ પદની ટીપ ગણતાં અને વરસી તપનું ફળ નવ પદની અનાનુપુરવી ગણતાં હોય.

૯૮ રાત્રિ ભોજનના પચખાણવાળો બે ઘડી શેષ દીવસે ભોજન કરે તો રાત્રિ ભોજનનો અતિચાર લાગે.

૯૯ શ્રાવકને દેવ દ્રવ્ય વ્યાજે મોટા કારણ વીનાં ન લેવો.

૧૦૦ કેવળજ્ઞાની ક્ષુધા[૧], ત્રશા[૨], શીત[૩], ઉષ્ણ[૪], ડંસ[૫], વધ[૬], રોગ[૭], ત્રણ ફરસ[૮], મલ[૯], ચર્યા[૧૦], (ચાલવું) શય્યા[૧૧]. એ અગીયાર પરિસહ હોય.

પ્રઃ—૧૦ ગૃહસ્થના આચારવાળો યતી, સાધુ, ગોરજી, મહાત્મા, સામાયક લીધા વિના પ્રતિક્રમણ કરે કે કેમ ?

ઉઃ—હીર પ્રશ્નને વિષે ગૃહસ્થના આચારવાળો યતી સામાયક ઉચરીને પ્રતિક્રમણ કરે.

હવે ઈહાં અનુભવી ભવ ભીરૂ પુરૂષોએ વિચારવું જે હે ચેતન તારી પાસે વિરતિ ભાવની વાનગી બોલફુલ નહી છતાં ફોગટ ફુણા ટોપ કરેછે તેથી તાહરૂ સફૃત્ય કેમ સુધરશે, માટે પુનઃ પુનઃ સામાયક સંજમ નો આદર કરી પાપ નિવર્તવારૂપ પ્રતિક્રમણ કર. એમ જીનાજ્ઞારૂપ વ્યવહારનું સેવન કરવું. એજ ઉત્તમ પદ્ધતિ જાણવી.

પ્રઃ—૧૧ શ્રી હીર સૂરિજીએ શ્રીપતન (પાટણ) નગરે સમસ્ત સંઘ આગળ સંવત્ ૧૬૪૬ ના પોસ સુદ ૧૩ શુક્રવારે બાર જલ્પ કહ્યા તે કેવી રીતે.

ઊ—૧ પરપક્ષીને કઠણ વચને બોલવું નહી.

૨ પરપક્ષી કૃત્ય ધર્મ કાર્ય અનુમોદવા યોગ્ય છે, શા માટે જે દાનરૂચીપણું, વિનિતપણું, અલ્પકષાયપણું, પરોપકારપણું, પ્રિય ભાષિતપણું, ભવ્યપણું, ઈત્યાદિ જે માર્ગાનુસારી ધર્મ કર્તવ્ય જીન શાસન થકી અનેરાજીવને વિષે પણ અનુમોદવા યોગ્ય છે.

૩ ગચ્છ નાયકને પુછ્યા વિના શાસ્ત્ર સંબંધી નવી પ્રરૂપણા કરવી નહી.

૪ ડીગંબર સબંધી ચૈત્ય, કેવળ શ્રાવક પ્રતિષ્ઠિત ચૈત્ય, દ્રવ્યલિંગીના દ્રવ્યે નિસ્પન ચૈત્ય એ ત્રણ ચૈત્ય વિના બીજાં ચૈત્ય વાંદવા પૂજવા યોગ્ય છે.

૫ સ્વપક્ષીના ઘરને વિષે પૂર્વે કહેલી ત્રણ પ્રતિમા અવંદણીક છે, પણ સાધુના વાસક્ષેપે વંદનીક પૂજનીક થાય.

૬ સાધુની જ પ્રતિષ્ઠા શાસ્ત્રમાં કહી છે.

૭ સાધર્મી વત્સલ કરતાં સ્વજનાદિક સબંધ ભણી કદાચિત્ પરપક્ષીને જમાડવા તેડતાં સ્વામી વત્સલ ફોક નહી,

૮ શાસ્ત્રોક્ત દેશ વિસંવાદીનિન્હવ ૭ અને સર્વ વસંવાદી ૯ વિના બીજા કોઇને નિન્હવ કહેવો નહી બીજા એક છુટા પત્રમાં સર્વ વિસંવાદી. ૧) પણ કહેલ છે ત્યાં ગુરૂગમ લેવો.

૯ પરપક્ષી સાથે કોઇએ ચરચાની ઊદીરણા ન કરવી, અને પરપક્ષી ઊદીરણા કરે તો શાસ્ત્રાનુસારે ઉત્તર દેવો, પણ કલેશ વધે તેમ કરવું નહી.

૧૦ શ્રી વિજયદાનસૂરિજીએ બાહુ જન સમક્ષ ઊત્સૂત્ર કંદ કુડા ગ્રંથજલ શરણ કર્યો છે તે અર્થ બીજા કોઈ શાસ્ત્રમાં આણ્યો હોય તે અપ્રમાણ જાણવો.

૧૧ સ્વપક્ષીના સાથના અભાવે, પર સાથે યાત્રા કરતાં ફોક નહી.

૧૨ પૂર્વાચાર્યના વારે પરપક્ષી કૃત્ય સ્તોત્રાદિ કહેવાતા તે કહેતાં કોઇને ના ન કહેવી. એ બાર બોલથી વિપરીત પ્રરૂપણા કરવી નહી. સેનસૂરિ શિષ્યાદિ સમ્મત્તં. પુનઃ પુન્યમ સર્વ પર્વપણે અંગીકાર કરવી મતાંતરીને અંત સમયે નોકાર આરાધન ધર્મ બુદ્ધિ એ સંભળાવતાં લાભ છે, પ્રતિમા સ્થાપના સચવાતાં જાણી ઉપાડે, આશાતના નહીં, અણસણીયા શ્રાવકને તિવિહાર પચખાણ કરાવી રાત્રિએ ઊક્ષ પાણી પાવાથી અણસણને કારણ આશ્રી દુષણ નહી. એ વંહીરસૂરિ કથીતં એમ એક છુટા પત્ર મધ્યે લખેલું હતું તે રીતે અત્રે ઉતાર્યું છે.

પ્રઃ—૧૨ જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ ચૈત્યવંદન કેવી રીતે થાય છે, તથા પ્રણામ કેટલી પ્રકારે થાય છે.

ઊ૦—સાધુને પ્રતિદીન સાત ચૈત્યવંદન કરવાં તે કહે છે, રાઇ પ્રતિક્રમણે ૧ જીન મંદીરે, ૨ અહારપાણી અવસરે, ૩ દીવસ ચરિમ વખતે ૪ દેવસી પ્રતિક્રમણમાં, ૫ સુઇ રહેવા પહેલાં, ૬ જાગ્યા પછે ૭ એ રીતે મુનિને કહ્યાં. હવે શ્રાવકને ઉત્કૃષ્ટથી સાત ચૈત્યવંદન કહે છે. પ્રતિક્રમણને અવસરે બે સુતાં જાગતાં

એ ત્રીકાલ પૂજામાં ત્રણ એવં સાત જાણવાં. પ્રતિક્રમણ ન કરે તેને પાંચવાર અને એકવાર પડિક્રમણાવાલાને છ વાર થાય છે. ઇહાં જઘન્યથી ત્રણવાર, મધ્યમ પાંચ વાર, ઉત્કૃષ્ટ સાતવાર જાણવું વળી વિશેષે કહે છે. હાથ જોડી નમસ્કાર કરવાથી, વા નમો અરિહંતાણં, વા, એકાદ શ્લોક સ્તુતિ કહેવાથી, વા, એકવાર નમોથ્થુણં કહેવાથી જઘન્ય ચૈત્યવંદન થાય છે. અરિહંતચેઇયાણં પાઠ. કહી એક નોકાર ગણી થોય કહે તે મધ્યમ ચૈત્યવંદન કહીએ. પાંચ દંડક એટલે શક્રસ્તવ ૧ ચૈત્યસ્તવ. ૨ નામસ્તવ, ૩ શ્રુતસ્તવ, ૪ સિદ્ધસ્તવ, ૫ આઠ થોય છે કહી જયવિયરાયરૂપ પ્રણિધાન કહેવાથી ઉત્કૃષ્ટ ચૈત્યવંદન થાય છે. વળી જઘન્ય, મધ્યમ ઉત્કૃષ્ટ પરસ્પર ઉલટ પાલટ નવ ભેદે પણ ચૈત્વંદન થાય છે તે ચતુર્થ સ્તુતિ નિર્ણયથી જાણવું. હવે પ્રણામ કહે છે.

૧ શરીર નામવું તે એકાંગ પ્રણાંમ ૨ બે હાથથી દ્વયાંગે પ્રણામ થાય છે, ૩ બે હાથ મસ્તકથી ત્રઅંગ પ્રણામ, ૪ બે હાથ, બે ઘુંટણથી ચતુરંગ પ્રણામ થાયછે, ૫ બે હાથ બે ઘુંટણ, એક મસ્તકથી પંચાંગ પ્રણાંમ થાયછે વળી ઉર ૧ શીર, ૨ પૃષ્ટ ૩ જાનુ ૪ નાશા ૫ ગ્રીવા ૬ કર ૭ નયન ૮ એવં અષ્ટાંગ પ્રણામ જાણવો.

એમ બાહ્ય પ્રતિપત્ય તથા અભ્યંતર બહુ માનભક્તિ દેવવંદન ૨૦૭૪ બોલે થાયછે. અને ગુરૂવંદન ૪૯૨ બોલે થાય છે. ઇતિ.

પ્ર:—૧૩ તુચ્છ સંસાર કેમ સમજાય ?

ઉ:—૧ તુચ્છ નિંદ્રા હોય, ૨ તુચ્છ આરંભ હોય, ૩ તુચ્છ કષાય હોય, તેને સંસાર પણ તુચ્છ જાણવો.

પ્ર:—૧૪ દર્શન, જ્ઞાન, ચારિત્રના પર્યાયકીયા. અને તેથી શા ગુણ થાયછે.

ઉ:—૧ આસ્થા, ૧ શ્રદ્ધા, ૨ પરતીત, ૩ નિરધાર, ૪ રૂચિ, ૫ અભિલાષા ૬ બહુ માન, ૭ આથપણો, ૮ તત્વએહા, ૯ ગુણ અદ્ભૂતતા, ૧૦ ગુણગુણી આશ્ચર્યતા, ૧૧ તદવિરહકારકતા, ૧૨ એ સમકિતના પર્યાય જાણવા, તેથી ખાર જાય છે.

૨ આ લોકન ૧ ભાષન ૨ પરિછેદન ૩ વિવેચન ૪ અમુર્ત્તિ ચેતતત્વં ૫ સર્વવેત્તા ૬ નિરાવર્ણત્વં ૭ ઇત્યાદિ જ્ઞાન પર્યાય જાણવા, તેથી વૈર જાય છે.

૩ થિરતા ૧ તત્વ રમણતા ૨ નિશ્ચલાનુભૂતિ ૩ પરમક્ષમા ૪ પરમ આર્જવતા ૫ પરમમા ર્દવતા ૬ અનાશંસય ૭ સુખ ૮ ઇત્યાદિ અનંત પર્યાય ચારિત્રના જાણવા. તેથી ઝેર જાયછે ઇત્યાદિ ગુણ થાય છે.

પ્ર:—૧૫ ચાર પ્રકારના જીવ કીયા.

ઉ—૧ સઘન રાત્રિ સમાન ભવાભીનંદી જીવ મિથ્યાત્વી જેમાં કાંઈ પણ અજવાળું નથી.

૨ અઘન રાત્રિ સમાન માર્ગાનુસારી માર્ગાભીમુખી જીવ જાણવા.

૩ સઘન દીન સમાન ચોથાથી બારમા ગુણ ઠાણા સુધી જીવ જાણવા.

૪ અઘન દીન સમાન કેવળી ભગવાન જાણવા. એવં ચોવિધા.

પ્રઃ—૧૬ પાંચ ખાટકીશાળાનાં સ્થાનકીયાં.

ઉઃ—૧ ચૂલાની ખાટકીશાળા, ૨ પાણીહારીની ખાટકીશાળા, ૩ ઘંટીની ખાટકીશાળા, ૪ ઉખલ-ખાંયણીયાની ખાટકીશાળા, ૫ સાવરણીની ખાટકીશાળા, એમ જીવ વધનાં સ્થાનક જાણવાં. અર્થાત્ એ પાંચ સ્થાનક છકાયજીવનો કુટો કરવા અમોઘ શસ્ત્રરૂપ છે. માટે યતનાએ વર્તવું.

પ્રઃ—૧૭ બાદર અગ્નિકાય તથા અપકાય કયાં સુધી છે.

ઉઃ—બાદર તેઉકાય ત્રીછી અઢી દ્વિપ શુદ્ધિ અને ઊંચી મેરૂની ચૂલિકા સુધી કહી છે, અને બાદર અપકાય બારમા દેવલોક સુધી ઊંચે અને ત્રીછી સ્વયંભૂ રમણ સમુદ્ર સુધી જાણવી.

પ્રઃ—૧૮ અભવી જીવનાં પ્રસિદ્ધ નામ તથા તે શું ન પામે તેનું સ્વરૂપ કહો.

ઊ—૧ સંગમો દેવ, ૨ કાલયસુરિયો કષઇ, ૩ કપીલા દાસી, ૪ અંગાર મર્દકા ચાર્ય, ૫ પાલક પાપી, ૬ કૃષ્ન પુત્ર બીજો પાલક, ૭ ઊદાઈ નૃપ મારનારો એ સાત અભવ્ય પ્રસિદ્ધ છે. એવા અભવ્ય જીવતે, સુપાત્ર દાન, ૧ નિર્મલ સમક્તિ, ૨ સમાધિ મરણ, ૩ એ ત્રણ વાનાં ન પામે.

॥ यदुक्तं ॥ कालेसुपत्तदानं, सम्मत्तं विशुद्ध बोहिलाभं च ॥
अंतेसमाहि मरणं । अभव्वजिवा न पावंति ॥ १ ॥ ઇતિ૦

વળી અભવી જીવ શું શું ન પામે તે કહે છે. ઇંદ્રિપણું, અનુત્તર દેવપણું, ત્રયસઠ સલાખીની પદવી, કેવલી, ગણધર હાથે દીક્ષા, વરસીદાન, લોકાંતીક દેવપણું, શાસનના અધિષ્ટાયક દેવપણુ, તેત્રીસ ગુરૂ સ્થાનકીયા દેવપણું, પરમાધામીપણું, વિમાનના સ્વામીપણું, સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રપણું, ગુણીગુણની ભાવભક્તિપણું, એટલાં વાનાં અભવી જીવ ન પામે.

જુગલીક મનુષ્ય ન થાય, તીર્થંકરના, વા, તેમની પ્રતિમા શરીરના ભોગાદિક કારણમાં પણ ન આવે, ચક્રિના ચૌદ રત્નમાં પણ ન આવે. સંસાર દુઃખની ખાણ છે એવો ભાવ ન થાય, તીર્થંકરના માતા પિતા સ્ત્રી ન થાય, આચાર્ય સંઘ આદે દશ પદનો વિનય ન કરે. ત્રણ અહિંસાનું સ્વરૂપ દ્રવ્ય ભાવથી ન પામે, જીન આણાએ સાધર્મિની, વા, સંઘની ભક્તિ સહાજયન સાધી શકે, સંભીનશ્રોત પૂર્વધરની અહારક પુલાક લબ્ધિ, ક્ષીરાશ્રવ, વિદ્યાચારણ જંઘાચારણ, અક્ષીણ માણસી લબ્ધિ ન પામે, મતી શ્રુત, જ્ઞાનાદિની લાબ્ધ ન પામે. અર્થાત્ અભવી જીવ એ પૂર્વોક્ત ભાવ ન પામે.

શિષ્ય—અભવિ જીવ ચારિત્ર પાળતો છતો મોક્ષ કેમ ન જાય.

ગુરૂ—વંધ્યા સ્ત્રી ઘણા કાળ પુરૂષ ભોગવે અનેક ઉપાય કરે પણ પુત્ર ન પામે તદ્વત્ અભવ્ય જીવ વ્યવહાર ચારિત્રની ક્રિયા આદરી નવમા ગ્રૈવેયક સુધી જાય પણ સિદ્ધિ ન પામે.

શિષ્ય—સર્વ જીવ સત્તાએ સિદ્ધ સમાન કહ્યા. કેમકે આઠ રૂચક પ્રદેશને કર્મ બીલકુલ લાગતાં નથી તે માટે ભવ્ય અભવ્ય બેહુ સિદ્ધ સમાન ઠર્યા.

છતાં અભવ્ય તો મોક્ષ જતા નથી તેનું કેમ? તેને ઉત્તર આપે છે જે. અભવ્યમાં પરાવર્ત ધર્મ નથી. કર્મનો સંબંધ અનાદિ અનંતમે ભાગે વર્તે છે. તેથી કોઈ કાળે મોક્ષ જશે નહી, અને ભવ્ય જીવમાં તો પરાવર્ત ધર્મ છે માટે કારણ સામગ્રી મળે પલટણ પામે ગુણ શ્રેણિ ચઢીને સિદ્ધ થાય છે. ઇતિ તત્વ૦

પ્ર:—૧૯ ભામંડળનું તેજ સૂર્યથી અધિકતર છે તે કેમ.

ઉ—તીર્થંકરનું પરમ ઉદારીક શરીરનું તેજ વિશેષ છે. જે મનુષ્યથી ખમી શકાય નહી તે ભણી તે તેજના પુદગલ દેવતા સંહરીને પ્રભુની પુઠે ભામંડળ કરે તે બાર સૂર્યથી પણ અધિક તેજવંત હોય છે. જે કારણ માટે તેમની પૂજા ભક્તિ કરવી મનુષ્યને ઘણી દુષ્કર છે.

પ્રઃ—૨૦ ચાર કારણ વસ્તુ માત્ર માહે છે તે કીયાં?

ઉ—૧ ઉપાદાન કારણ-દ્રષ્ટાંત મૃતિકા, જે માંહે ઘટ ઉપજવાની શક્તિ.

૨ નિમિત્ત કારણ-ઘટને ઉત્પન્ન કરનાર ચક્ર ચિવરાદિ જેણે કરી ઘટ નિપજે.

૩ અસાધારણ કારણ-કુંભકાર જે ઘટ નિપજાવે તે.

૪ અપેક્ષા કારણ-વસ્તુ જેમ છે તેમની તેમ રહે પણ જેની સહાયે આપણું કાર્ય કરીએ જેમ ઘટ નિપનો તેમને તેમ રહે પણ તેની સહાયે જલભરણરૂપ કામ નિપજે તથા જેમ સૂર્ય દીપે છે તેની સહાયે આપણાં કાર્ય કરીએ તે અપેક્ષા કારણ કહીએ એ ચારમાં ઉપાદાન કારણ દુરથી છેહેડા સુધી રહે. ઇતિ.

પ્ર:—૨૧ મિથ્યાત્વ વિષે ચોભંગી, તથા સાદિ અનાદિ મિથ્યાત્વ કોને કહીએ અને મિથ્યાત્વને ગુણ ઠાણુ કેમ કહ્યું.

ઉ:—૧ અનાદિ અનંત મિથ્યાત્વ, અભવીને હોય. ૨ અનાદિ શાંત મિથ્યાત્વ, ભવ્ય જીવને હોય, ૩ સાદિ શાંત મિથ્યાત્વ સમકિત પામીને ફરી પાછો મિથ્યાત્વે જાય અને ફરી સમકિત પામે તેને હોય. ૪ સાદિ અનંત તો કોઇને ન હોય.

હવે જે જીવે મિથ્યાત્વ ગ્રંથી ભેદી નથી સર્વ કાળ મમતામાંજ મગ્ન રહે છે. તે જીવ અનાદિ મિથ્યાત્વી જાણવો, અને જેણે મિથ્યાત્વ મોહનીના દલને ઉપસમાવી ગ્રંથી ભેદીને સમકિતી થઇને પાછો મિથ્યાત્વમાં આવે તેને સાદિ મિથ્યાત્વી કહીએ. એ બેહુ ભેદ જાણવા. એ બેહુ મિથ્યાત્વ છતાં જે અનુષ્ટાન કરેછે તે નિષ્ફળ થાય છે. કહ્યું છે કે–

कष्ट करो परिपारि दमो अप्पा, धर्म काजे धन खरचोजी ।
पण मिथ्यात्व छते ते जुठो, तिणे कारण तुमे विरचोजी ॥ १ ॥

એમ જશોવિજયજીએ સ્વાધ્યાયમાં કહ્યુંછે, જીન વચનથી વિપરિત દૃષ્ટિ તે મિથ્યાત્વ કહીએ. હવે સંસાર ભમતાં જીવને અનાદિ મોહ લક્ષણ મિથ્યાત્વ સદા સર્વદા છેજ, પરંતુ જે પ્રગટપણે કુદેવાદિ ઉપર સુદેવની બુદ્ધિ એજ મિથ્યાત્વ ઉદયને ગુણસ્થાન કહીએ.

પ્રઃ—૨૨ ચાર પ્રકારના મિથ્યાત્વનું સ્વરૂપ કહો.

ઊ—૧ પ્રદેશ મિથ્યાત્વ, ૨ પરણામ મિથ્યાત્વ, ૩ પરૂપણા મિથ્યાત્વ, ૪ પ્રવર્તન મિથ્યાત્વ એવં ચાર પ્રકાર તેમાં વ્યવહાર સમક્તિ પામે ત્યારે. પરૂપણા તથા પ્રવર્તન બેહુ મિથ્યાત્વ ટળે. અને ગ્રંથી ભેદ કરી ઊપશમ ક્ષયોપશમ સમક્તિ પામે તે વારે મિથ્યાત્વ પ્રણામ મિથ્યાત્વથી ટળે. અને ક્ષાયક પામે તે વારે પ્રદેશ મિથ્યાત્વ ટળે. અર્થાત્ જીન પ્રણિત અર્થથી વિપરીત પરૂપણા કરવી તે પરૂપણા મિથ્યાત્વ કહીએ. ૧ લૌકીક લોકોત્તર મિથ્યાત્વની કરણી કરવી તે પ્રવર્તન મિથ્યાત્વં કહીએ. ૨ કેવળી ભાષિત નવ તત્વના અર્થ યથાર્થ સદ્દહે નહી તે પરણામ મિથ્યાત્વ કહીએ. ૩ સત્તાએ રહેલી મોહની કર્મની સાત પ્રકૃત્તિ તે પ્રદેશ મિથ્યાત્વ જાણવું.૪ એવા મિથ્યાત્વરૂપ ઘોર અંધકારમાંથી નિકળી સમ્યકત્વરૂપ દીપક ધરી આત્મ સ્વરૂપ અવલોકન કરશે તેને ધન્ય છે.

પ્રઃ—૨૩ જૈનમાર્ગી કોને કહીએ.

ઊઃ—રાગદ્વેષાદિ દુષણે રહિત વિતરાગ દેવની આજ્ઞાપૂર્વક ચાલે તેને જૈનમાર્ગી કહીએ. ।। કહ્યું છે ।। પદ ।। પરમગુરૂ જૈન કહો કયો હોવે, સ્યાદવાદ પૂરણ જોજાને ।। નયગર્ભિત જશ વાચા, ગુણપર્યાય દ્રવ્ય જો બુઝે, સોઇ જૈન હે સાચા, પરમ. ।। ૧ ।। પરપરણતિ અપની કર આને કિરીયા ગરવે ઘેહેલો, ઉનકુ જૈન કહો કયોં કહીએ, સો મુરખમે પેહેલો. પરમ. ।। ૨ ।। ઇતિ.

પ્રઃ—૨૪ આ સંસારમાં કયા કયા પદાર્થો કઈ કઈ વસ્તુથી ત્રપ્ત પામતા નથી અને તેથી શું ફળ મળે છે.

ઊ—જગતવાસી જીવોને સર્વ પદાર્થ મળે તો પણ અપૂર્ણ ઇચ્છાથી વિશેષની વાંચ્છા કરેછે, જેમ હજાર મળેથી લાખની ઇચ્છા થાય છે. લાખ દ્રવ્ય મળે તો ક્રોડની વાંચ્છા થાય છે. જુઓ કે સગર ચક્રિને સાઠહજાર પુત્ર છતાં પણ ત્રપ્તી થઇ નહી, ગાયોના સમૂહથી કુચીકર્ણ, તીલકશેઠ ધાન્યથી નંદરાજા સુવર્ણથી અત્રપ્ત હતા. પુનઃ ૧ વિપ્ર સર્વથી અત્રપ્ત અગ્નિઈંધણથી ૨ યમ જીવથી ૩ રાજા, પૃથ્વિથી ૪ સમુદ્ર, નદીથી ૫ ઊદર અશનથી ૬ ધરધન્યથી, ૭ નારીવ્યભિચારથી ૮ એ આઠ પદાર્થો આઠ વસ્તુથી અતૃપ્ત છે. અહાહા ! ! મોહની પ્રબલતા, अहंमम દશા કયારે છુટશે, અને પરિગ્રહના પુરમાંથી કયારે નિકળશું. પરિગ્રહ પાપનું મુળ છે. શ્રીમદ્ યશોવિજયજીએ કહ્યું છે કે,

परिग्रहमदगरु अतणे भवमांहेपडेजंतसलूणे ।

यानपात्रजेमसायरे भाराक्रांतअत्यंतसलूणे परिग्रहममतापरिहरो ॥ १ ॥

અર્થાત ઘણા ભારથી જેમ ઝાઝ ડુબી જાય છે તેમજ જીવ મહા પરિગ્રહ રૂપ ભારથી ભવ સમુદ્રમાં ડુબી જાય છે. માટે ભવ્ય જીવોએ સંતોષ કરવો. કેમકે संतोषानपरंसुखं इति વચનાત્ ઇહાં ધનધાન્યાદિ નવ પ્રકારનો બાહ્ય પરિગ્રહ કહીએ અને મિથ્યાત્વ. ૧ હાસ્યાદિ. ૬ કષાય. ૪ વેદ. ૩ એવં ચૌદ પ્રકારે અભ્યંતર પરિગ્રહ જાણવો, વા જે વસ્તુ ઉપર મુરછાભાવ છે તેને પરિગ્રહવંત કહીએ. ઇતિ૦

પ્ર:—૨૫ સચિત અચીત ભૂમિ કેટલી હોય.

ઊ—રાજમાર્ગની ભૂમિકા આંગલ પાંચ અચીત્ત પછી હેઠળ સચીત હોય શેરીની ભૂમિ આંગળ ૭ અચીત હોય. ઘરની ભૂમિ આંગળ ૧૦ મળમુત્રની ભૂમિ આંગળ ૧૫ ગાય ભેંસ બકરૂ પ્રમુખ બેસે ત્યાં આંગળ ૨૧ ચૂલા હેઠળ આંગળ ૩૨ ની ભાડાની ભૂમિ આંગળ ૭૨ ઇટવા નિચે ભૂમિ આંગળ ૧૦૧ અચીત્ત જાણવી. શેષ સર્વે સચીત જાણવી. કેમકે જ્યાં ઉપક્રમ વધારે લાગે ત્યાં વધારે અચીત થાય છે. ઇતિ.

પ્ર:—૨૬ પાંચ ઇંદ્રિયોનાં નામ અને તેનો વિષય કેટલો છે.

| ઊ— નામ. | વિષય. |
|---|---|
| ૧ રસના ઇંદ્રિ, જીહ્વા | નવ જોજન ઉત્કૃષ્ટ જાણવો. |
| ૨ નેત્ર, ચક્ષુ, ઇંદ્રિ | લાખ જોજન ઝાઝેરો ઉત્કૃષ્ટ. |
| ૩ નાસિકા, ઘ્રાણેંદ્રિ | નવ જોજન ઉત્કૃષ્ટ. |
| ૪ કર્ણ, શ્રોતેંદ્રિ | બાર જોજન ઉત્કૃષ્ટ |
| ૫ શરીર, સ્પર્શેંદ્રિ | નવ જોજન ઉત્કૃષ્ટથી. |

જઘન્યથી તો આંગળનો અસંખ્યાતમો ભાગ પાંચ ઇંદ્રિયોનો વિષય હોય હવે વિશેષ સમજુતી આપેછે, શ્રોતેંદ્રિ ગર્જારવ શબ્દ જોજન બાર સાંભળે, તેમજ વાયુ યોગે નવ જોજનથી આવ્યા ખારા ખાટા પુદ્ગલનું જીહ્વાએ ગ્રહણ થાય. અને નાસીકા નવ જોજનથી સુરભી દુરભી ગ્રહે, સ્પર્શેંદ્રિ નવ જોજનથી વાયુ યોગે આગ્રહણ થાય, અને ચક્ષુ ઇંદ્રિનો વિષય એક લક્ષ જોજન કહ્યા છતાં ઘણા લાખ જોજન સૂર્ય બીંબને કેમ દેખી શકેછે, તત્રોતરં, આસરે આપણા ગાઊ ૧૩૦૦ નુ સૂર્યવિમાન મહોટુ છે તે સંપુર્ણ મનુષ્યની નજરે નથી આવતું પણ તેના વિમાનના તળીયાનો તેજનો આભાસ માન ઝલક કાંતી દીસેછે પણ વિમાન જેવડું છે તેવડુ દ્રષ્ટે ન આવે વળી તેજવંત પદાર્થ વધારે દેખે તો પણ નિષેધ નહી. ઇતિ.

પ્ર:—૨૭ છ કાયનાં નામ તથા ગોત્ર કહો.

| ઊ:— નામ. | ગોત્ર. |
|---|---|
| ૧ ઇંદ્રીથાવર કાય | પૃથ્વિકાય ગોત્ર, માટીના જીવ |
| ૨ બંભીથાવર કાય | અપકાય ગોત્ર, પાણીના જીવ, |
| ૩ સીપીથાવર કાય | તેઊકાય ગોત્ર, અગ્નિના જીવ, |
| ૪ સુમુઇયા થાવરકાય | વાઊકાય ગોત્ર, વાયુના જીવ, |
| ૫ આવસ્સથાવરકાય | વનસ્પતિકાય ગોત્ર, વનસ્પતિના જીવ, |
| ૬ જંગમ કાય નામ | ત્રસ કાય ગોત્ર, બેરેંદ્રિ, તેરેંદ્રિ, ચૌરેંદ્રિ, પંચેદ્રિજીવ. |

એ રીતે છકાયનાં નામ ગોત્ર જાણવાં, જેમ સાત નરકનાં નામ ગોત્ર છે તેમ એ પણ જાણવાં.

પ્ર:—૨૮ વિગલેંદ્રિ એટલે બેરેંદ્રિ, તેરેંદ્રિ ચૌરેંદ્રિને રસના ઇંદ્રિ છતાં કેમ બોલતા નથી.

ઊ:—મંદશકિતથી વચન ઉચ્ચાર કરી સકતા નથી પણ મંદ સ્વરે બોલે છે. ॥ ઇતિ.

પ્ર:—૨૯ પાંચ ઇંદ્રિયોના ત્રેવીસ વિષય તો સ્વાભાવિક છે. પરંતુ તેથી થતા તેના (૨૫૨) વિકારવડે જીવકર્મ બંધ કરે છે તે વિકારનું સ્વરૂપ તથા કામી ભોગીન કોણછે અને તે શી વસ્તુએ ભરેલી છે.

ઉ:—૧ શ્રોતેંદ્રિનાં ૧૨ વિકાર કહેછે. સચિત શબ્દ રૂડો મયૂર કોકીલ પ્રમુખ ૧ અચિત શબ્દ મૃદંગ તાલ પ્રમુખ, ૨ મીશ્ર શબ્દ ભેરી પ્રમુખ, ૩ તે શુભ અશુભ ભેદે. ૬ તે રાગ દ્વેષે. ૧૨ ભેદે શ્રોતેંદ્રિના વિષય વિકાર જાણવા. ઇહાં શુભા શુભ સાંભળવું તે તો શ્રોતેંદ્રિનો સ્વભાવીક વિષય છે. પરંતુ તેને વિષે રાગદ્વેષની બુદ્ધિએ ઇષ્ટાનિષ્ટપણે વર્તવું તેજ વિકાર ભાવ તજવા યોગ્ય છે, એમ સર્વે સ્થળે સમજવું.

૨ ચક્ષુ ઇંદ્રિના ૬૦ વિકાર કહેછે, વર્ણ પાંચ, તે શુભ રત્નાદિક, અશુભ વર્ણ કેશાદિ મળી ૧૦ તે સચિત્તા ચિત્ત મિશ્ર ભેદે ત્રીગુણ કરતાં ૩૦ ભેદ થાય તે રાગદ્વેષે બમણા કરતાં ૬૦ ભેદ જાણવા.

૩ ઘ્રાણેંદ્રિના ૨૪ કહેછે, સુરભીગંધ, દુરભીગંધ, બેહુ ભેદ તે સચિત્તા ચિત્ત મિશ્ર ભેદે. ૬ થાય તે શુભા શુભ કરતાં ૧૨ ભેદ થાય, તે રાગદ્વેષે કરી ૨૪ ભેદ જાણવા.

૪ રસેંદ્રીના ૬૦ વિકાર કહેછે, પાંચ રસ, તે શુભાશુભ કરતાં ૧૦ સચિત્તાચિત્ત મિશ્ર ગણતાં ૩૦ તે રાગદ્વેષે કરી ૬૦ ભેદ જાણવા, ઈહાં કષાયલા રસ ભેગો ખારા રસનો સમાવેશ થાયછે.

૫ સ્પર્શેદ્રિના ૯૬ ભેદ કહેછે, સ્પર્શ ૮ હલવો સ્પર્શ, અર્કતુલ્ય ૧ ગુરૂ તે વજ્રાદિક, ૨ મૃદુસ્પર્શ, હંસના રોમરૂપ, ૩ ખરસ્પર્શ કરવતધાર, ૪ શીતસ્પર્શ હેમ પ્રમુખ, ૫ ઉષ્ણસ્પર્શ, અગ્નિ પ્રમુખ, ૬ સ્નિગ્ધ સ્પર્શ, ઘૃતાદિ, ૭ લુખો સ્પર્શ, રાક્ષાદિ, ૮ તે સચિત્તાચિત્ત મિશ્ર ભેદે ત્રીગુણા કરતાં ચોવિસ થાય, તે રૂડા અને ભુંડા કરતાં ૪૮ થાય, તે રાગદ્વેષે કરતાં ૯૬ ભેદ થાયછે, એવં સર્વે મળી પાંચે ઇંદ્રિયોના વિષય ૨૩ અને વિકાર ૨૫૨ જાણવા. તે તજે તેને ધન્યછે.

શિષ્ય:—પૂર્વોક્ત પાંચે ઇંદ્રિયોમાં કામી તથા ભોગી કોણછે.

ગુરૂ:—શ્રોતેંદ્રિ શબ્દથી અને ચક્ષુઇંદ્રિ રૂપથી કામીછે અને સ્પર્શેદ્રિ, રસેંદ્રિ, ઘ્રાણેંદ્રિ, એ ત્રણ પોત પોતાના વિષયની ભોગીછે. વળી.

શિષ્ય:—પાંચ ઇંદ્રિયો શી વસ્તુથી ભરેલી છે.

ગુરૂ:—૧ દ્રવેંદ્રિ આકાર તે મળમૂત્ર રક્તમાંસાદિ અશુભ પુદ્ગલોથી ભરેલી છે. ૨ ભાવેંદ્રિ તે રાગદ્વેષ વિકાર ભરેલી છે. ઇહાં રસનાઇંદ્રિના વશવડે જીવ પ્રબળ દુઃખી થાયછે માટે તેને ઉપદેશ કરેછે જે.

हे जींह्वे कुरु मर्यादा । भोजने भाषणे पिवा ॥
अकाले नियते मृत्यु । जीह्वा दोषेण मानवाः ॥ १ ॥ઈતિ સુગમાર્થ.

પ્રઃ—૩૦ છ પ્રકારના પુદ્ગલ તથા ત્રણ પ્રકારના પુદ્ગલનું સ્વરૂપ શી રીતેછે?

ઉઃ—૧ બાદર પુદ્ગલ, ૨ બાદર બાદર, ૩ બાદર સૂક્ષ્મ, ૪ સૂક્ષ્મ બાદર, ૫ સૂક્ષ્મ, ૬ સૂક્ષ્મ સૂક્ષ્મ એવં છ તે વિસ્તારથી કહેછે.

૧ પાણી, દુધ, ઘૃત, તેલ, મધુ ઇત્યાદિના પુદ્ગલ તે બાદર કહીએ. જે માટે છેદ્યા થકા એકમેક થાય.

૨ માટી, પાષાણ, કાષ્ટ પ્રમુખના જે પુદ્ગલ તે બાદર બાદર કહીએ. જે માટે છેદ્યા થકા એકમેક ન થાય, ભીન્ન રહે માટે.

૩ શરીરની છાયા, ધુમાડા આશ્રી મધ્યે વિશ્રસા દીસેછે તેને બાદર સૂક્ષ્મ પુદ્ગલ કહીએ જે માટે નજરે દેખીએ પણ હાથમાં ન આવે.

૪ ચક્ષુ વિના બાકીની ચાર ઇંદ્રિએ ગ્રહીએ તે સૂક્ષ્મ બાદર પુદ્ગલ કહીએ શા માટે જે ગંધ રસ સ્પર્શ શબ્દના પુદ્ગલ આવતા ન દેખીએ તે માટે સૂક્ષ્મ અને ગંધે રસે સ્પર્શે શબ્દે જાણીએ તે માટે એ જાતીના પુદ્ગલને સૂક્ષ્મ બાદર કહીએ.

૫ કર્મની વર્ગણાના પુદ્ગલ તે દ્રષ્ટે ન આવે તે માટે ચૌફાસીઆ સૂક્ષ્મ પુદ્ગલ કહીએ.

૬ કર્માતીત એક છુટો પરમાણુ પુદ્ગલ તે સૂક્ષ્મ સૂક્ષ્મ કહીએ. એ રીતે છ પ્રકારના પુદ્ગલ સંસાર મધ્યે વ્યાપી રહ્યા છે, જેમ છકાયના જીવ વ્યાપી રહ્યા છે તેમ એ જાણવા. હવે ત્રણ પ્રકારના પુદ્ગલ કહેછે. ૧ જીવે જે ગ્રહણ કરેલા તેમાં જીવછે ત્યાં સુધિ પ્રયોગસા પુદ્ગલ કહીએ.૨ તેજીવ શરીરમાંથી ગયા પછી રહ્યા તે મિશ્રસા કહીએ. ૩ સ્વભાવીક સ્કંધ પુદ્ગલ અંધારાના વાદળના લીલા પીળા સ્વભાવીક થઇ જાયછે તે વિશ્રસા જાણવા.

પ્રઃ—૩૧ ચાર પ્રકારના પુરૂષ વિષે ચૌભંગી કહો.

ઉઃ—૧ ઉગીને ઉગ્યા તે ભરતેસર, ૨ ઉગીને આથમ્યા તે બ્રહ્મદત્ત ચક્રિ, ૩ આથમીને ઉગ્યા તે હરીકેસી મુનિ, ૪ આથમીને આથમ્યા તે કાલિક. શૂર કષાઇ ઇતિ વૈરાગ્ય રત્નાકરે.

પ્રઃ—૩૨ ચાર પ્રકારના પુરૂષ કીયા ?

ઉઃ—૧ ક્ષમાસૂર અરિહંત દેવ, મહાવીરવત્ ૨ તપસૂર અણગાર, દ્રઢ પ્રહારીવત્. ૩ દાનસૂર વૈશ્રમણ દેવતા, લોકપાલવત્, ૪ યુદ્ધસૂર વાસુદેવ, ત્રણસેં સાઠ સંગ્રામ કરે તે માટે.

પ્રઃ—૩૩ પાંચ પ્રકારે જીવને કાયામાંથી નિકળવાનો માર્ગ કહ્યોછે તે કેમ ?

ઉઃ—જીવને અંત સમયે જે અંગ ફુરકી, રહી જાયછે તે જોવું. ૧ જેમકે સર્વ અંગ રહ્યા પછી માત્ર પગના પ્રદેશ હાલતા હોય તે પછી બંધ થાય તે જીવ નરકે જાય ૨ તેમજ જંઘાથી નિકળે તો ત્રીજંચ થાય, ૩ હૃદયથી નિકળે

તો મનુષ્ય થાય, ૪ મસ્તકથી નિકળે તો દેવલોકે જાય, ૫ સર્વાંગ પ્રદેશ સાથે ઉપડે તે મોક્ષ ગામી જીવ જાણવો. ઇતિ ઠાણાંગે.

પ્રઃ—૩૪ જાતી સ્મરણ જ્ઞાનવાળો કેટલા ભવ દેખે, અને કયા જ્ઞાનના ભેદમાં છે. ૩

ઉ:—જાતી સ્મરણ, મતિ જ્ઞાનના ભેદમાં છે, અને તે એક બે ત્રણ યાવત્ નવ ભવ પૂર્વના દેખે, ઉપરાંત તેનો વિષય નથી. એજ એનો સ્વભાવ છે. પૂર્વે પ્રભુની વાણી સુણી જાતી સ્મરણ જ્ઞાનથી પૂર્વ ભવસ્વરૂપ વિચારી ચારિત્ર લેઈ સંસાર પાર થાય, જેમ વિભંગ જ્ઞાનથી દેખે તે અવધિ દર્શનના ભેદમાં છે તેમ ઇહાં જાણવું

પ્ર:—૩૫ પાંચ પ્રકારની લબ્ધિનું સ્વરૂપ કહો.

ઉ:—૧ કાલલબ્ધિ, ૨ ઇંદ્રિલબ્ધિ, ૩ ઉપદેશલબ્ધિ, ૪ ઉપસમલબ્ધિ, ૫ પ્રયોગતાલબ્ધિ, એવં પાંચ લબ્ધિ પામે તે વારે જીવ આત્મબોધ સમકિત ધર્મ પામે. ઇહાં કાળલબ્ધિ તે યથા પ્રવૃત્તિ કરણ થયે આવે. આયુકર્મ વર્જી સાત કર્મની સ્થિતિ અકામ નિર્જરાદિકે ઓછી કરતો ઘટાડતો નવી અણ બાંધતે ઉ-ત્કૃષ્ટમાંથી એક કોડાકોડી માંહે આણી મુકે એટલે સાત કર્મની સાત કોડા કોડી સાગર માંહે લાવી મુકે ત્યારે જીવ કાળલબ્ધિ પામ્યો કહીએ. ૧ પણ તે એ-કંદ્રી વિગલેંદ્રી પણ પામ્યો તે કામ ન આવે જે માટે અકામ નિર્જરાયે ઊંચો આવી સંજ્ઞી પંચેદ્રીપણું પામે તે વારે બીજી ઇંદ્રીલબ્ધિ પામ્યો કહીએ. ૨ ત્રીજી ઉપદેશલબ્ધિ પામે, ૩ ત્યારે તે સમે ત્યાં ઉપશમભાવે વર્તતો અપૂર્વ કરણ પા-મેથી ગંઠીને ભેદે ત્યાં ચોથી લબ્ધિ પામ્યો કહીએ, ૪ પછી અનિવૃત્તિ કરણ અંતર કરણે વર્તતો જીવ પ્રયોગતા લબ્ધિ પામે, ૫ ત્યાં વીતરાગ ધર્મ રૂચિ પ્રતીતાત્મક ધર્મે શુદ્ધ શ્રદ્ધાન આત્મ સ્વરૂપનો દર્શન જ્ઞાન સ્વરૂપા ચરણરૂપે સમકિત પામે. ઇતિ.

પ્રઃ—૩૬ શ્રી વીતરાગ ભાષિત ધર્મ કોણ ન પામે ?

ઉઃ—૧ જ્ઞાત કુળથી ભ્રષ્ટ થયો તે, ૨ દેવનો પુજારો દેવ કોમા લખાય તે, ૩ વિષયાશક્ત લોલુપી, સ્ત્રી લંપટ હોય તે, ૪ આર્યાનો પુત્ર એટલે જે સાધ્વિએ વ્યભિચાર સેવ્યું હોય તેનો પુત્ર, ૫ દેવગુરૂનો નિંદક ઉત્થાપક, ઘાતક, એ પાંચ નિધમ્મા કહ્યા, એટલે વીતરાગ ભાષિત ધર્મ ન પામે.

પ્રઃ—૩૭ ત્રણ પ્રકારનાં કર્મ અને તેને ટાળવા પ્રબળ સાધનભૂત ઉપચાર શું છે?

ઉઃ—૧ દ્રવ્યકર્મ—આઠ કર્મની વર્ગણારૂપ પુદ્ગલ તે અર્થાત્ ભાવકર્મ આ-કર્ષણે કર્મ વર્ગણા બંધાય તે.

૨ ભાવકર્મ—અશુદ્ધોપયોગે વિભાવ જે રાગદ્વેષ મોહરૂપ આત્માં પ્રણમે તે.

૩ નોકર્મ—ઉદારીકાદિ પાંચ શરીર દ્રવ્યકર્મને સમીપે રહ્યાં માટે તે શરીરને પણ નોકર્મ કહીએ. અર્થાત્ તે કર્મ વર્ગણા જે વારે પાંચ શરીરે પ્રણમે તે નો-કર્મ કહીએ એ ત્રણ પ્રકારના કર્મરૂપ રોગના મહા વૈદ્ય જીનેશ્વર ગણધરજી છે.

તે ત્રણ પ્રકારની દેશના આપેછે, તે કહેછે ૧ યથાર્થ વાદ દેશના-જીવાદિકનું સ્વરૂપ ધાર્યાથી પ્રણમ્યાથી વસ્તુ તત્વનો પ્રકાશ થવાથી ભાવકર્મ રોગ ટળેછે. ૨ વિધિ વાદ દેશના-દેશવિરતિ મહાપ્રતીરૂપ ક્રિયા શુભોપયોગે આચરતાં દ્રવ્ય કર્મ રોગ ટળેછે. ૩ ચરિતાનુવાદ દેશના-જંબુસ્વામી પ્રમુખનાં ચરિત્ર સુણી વિષય કષાયની નિવર્તિરૂપ વૈરાગ્ય ગુણ પ્રગટ થવાથી નોકર્મ રોગ મટેછે, એટલે એ ત્રણ પ્રકારની દેશના ત્રણ પ્રકારના કર્મ રોગ ટાળવા કારણભુત છે. ઇતિ.

પ્ર:—૩૮ સંઘ થકી દુર કોને કરવો.

ઉ:— जो भणइ नथी धम्मो न सामाइयं चेव न वयाइं ।
सो समण संघ बज्झो कायव्वो समण संघेण ॥ १ ॥

અર્થ:—કોઈ કહે જે આજ તો ધર્મ નથી, સામાયક નથી, વ્રત નથી એમ બોલનારને સંઘે મળી સંઘ થકી દુર કરવો.

પ્ર:—૩૯ દેવતાને શાસ્ત્રમાં નોધમ્મિયા કહ્યા છે તે કેમ.

ઉ:—દેશવિરતિ સર્વ વિરતિપણુ નથી માટે પરંતુ સમકિત ધર્મ શ્રુત ધર્મની અપેક્ષાએ ધર્મિ છે. એટલે દેવતાને વ્રત પચખાણ નથી પરંતુ ભક્તિરાગે નિર્જરા કરેછે. ઇતિ.

પ્ર:—૪૦ ચૌદ મહોટી વિદ્યાનાં નામ.

ઉ:— ૧ નભોગામિની | ૨ પરશરીર પ્રવેસની.
૩ રૂપપરાવર્તની | ૪ સ્તંભની
૫ મોહની | ૬ સ્વર્ણસિદ્ધિ
૭ રજતસિદ્ધિ | ૮ રસસિદ્ધિ
૯ બંધમોક્ષણી | ૧૦ શત્રુપરાયણી
૧૧ વસ્યકરણી | ૧૨ ભૂતાદિદમની
૧૩ સર્વ સંપત કરી | ૧૪ શિવપદ પ્રાપણી

તથા બીજી લૌકીક ચૌદ વિદ્યાનાં નામ કહો ?

૧ રૂગવેદ-કર્મમાર્ગ | ૨ યજુર્વેદ-યાગવિધિ
૩ અથરવેદ-દેવતાના આરા | ૪ સ્યામવેદ-જ્ઞાનશાસ્ત્ર
૫ શિક્ષા-ગુરૂ શિષ્યનો ધર્મ | ૬ કલ્પ-આચાર
૭ વ્યાકરણ-શુદ્ધ શબ્દસાધન વિધિ | ૮ છંદ-અનેક પ્રકારે કાવ્ય વિગેરે
૯ જોતિષ-ખગોલવિદ્યા આકાશપૃથ્વિની | ૧૦ નિર્યુક્તિ-સિદ્ધાંતનિર્ણય
૧૧ મીમાંસક-કર્મકાંડ વિગેરે | ૧૨ આન્વીક્ષીકા-જ્ઞાનકાંડ કલ્પસૂત્રે તર્કવિદ્યા કરી છે
૧૩ ધર્મશાસ્ત્ર-ધર્મનિર્ણય | ૧૪ પુરાણ-ઘણા કાલની બીના.

ઇતિ ચૌદ વિદ્યાના નામ જાણવાં.

ઈહાં ચાર વેદના કર્તા પુરૂષ કોઇ નથી એમ વેદમતીયો કહે છે. उक्तंच अपौरुषेय इ० પણ તે ખોટું છે કેમકે અક્ષરમય વેદ છે તો તાલુઆદિ સ્થાન તેઃ

પુરૂષને હોય છે માટે કોઇ પણ પુરૂષ કર્તા હોવો જોઇએ એ નિઃસંદેહ છે.

પ્રઃ—૪૧ લૌકિક અઢાર પુરાણનાં નામ કીયાં ?

ઊઃ—૧ બ્રહ્મપુરાણ. ૨ પદ્મપુરાણ.
૩ વિશ્નુપુરાણ. ૪ શિવપુરાણ.
૫ ભાગવતપુરાણ. ૬ માર્કંડેયપુરાણ.
૭ અગ્નેયપુરાણ. ૮ નારદપુરાણ.
૯ ભવિષ્યપુરાણ. ૧૦ બ્રહતવૈવર્તપુરાણ.
૧૧ લિંગપુરાણ. ૧૨ સ્કંધપુરાણ.
૧૩ વરાહપુરાણ. ૧૪ વામનપુરાણ.
૧૫ કુર્મપુરાણ. ૧૬ મત્સ્યપુરાણ.
૧૭ ગરૂડપુરાણ. ૧૮ બ્રહ્માંડપુરાણ.

એ રીતે અઢાર પુરાણનાં નામ જાણવાં.

પ્રઃ—૪૨ ઇંદ્ર કેટલી દેવીયો સાથે ભોગ ભોગવેછે.

ઊઃ—ચમરેંદ્રને પાંચ અગ્ર મહીષી છે, તે પ્રતેકને આઠ આઠ સહસ્ર દેવીનો પરિવાર ગણતાં ચાલીસહજાર દેવીયો સાથે ભોગ ભોગવતો વિચરે છે. અને સુધર્મ ઇંદ્રને આઠ અગ્ર મહીષી છે, તે એકેકી સોલ હજાર રૂપ વિકુર્વે તે ઇંદ્રિ પણ વિષય ભોગવતાં ૧૨૮૦૦૦ રૂપ વિકુર્વે આ રીતે આ જીવે દેવમનુષ્ય સબંધી ઘણા પુદ્‌ગલીક ભોગ ભોગવ્યા પણ અત્રપ્તથકો હજુ પણ તેની લાલછા છુટતી નથી હા ઇતિ ખેદ. ? आतम रामेरे मुनिरमे इति०

પ્રઃ—૪૩ એક ભવમાં ચક્રવર્તી તીર્થંકરની પદવી ભોગવતાં થકાં માગધાદિ તીર્થ સાધતી વખત અઠમ કરે કે નહી.

ઊઃ—તીર્થંકર ચક્રિ માગધાદિ તીર્થ સાધતાં અઠમ તપ ન કરે તીર્થંકર પદવી છે માટે શાંતિનાથ ચરિત્રે કહ્યું છે.

પ્રઃ—૪૪ તીર્થંકરનો જન્મ થાય તે વખતે સાતે નરકમાં કેટલું અજવાળું થાય ?

ઊઃ—પહેલી નરકે સૂર્ય સરીખો ઉદ્યોત થાય. બીજી નરકે સાભ્ર સૂર્ય સમતેજ. ત્રીજી પુન્યમ ચંદ્રસમ ઉદ્યોત ચોથીએ સાભ્રચંદ્ર સમ તેજ પાંચમી નરકે શુક્રાદિગ્રહ સરીખો તેજ છઠીએ નક્ષત્ર સરીખો તેજ સાતમીએ તારાસરીખો તેજ હોય એહવો ઉદ્યોત તીર્થંકરના કલ્યાણક અવસરે હોય.

પ્રઃ—૪૫ ચાર ચિત કીયાં.

ઊઃ—૧ વિક્ષિપ્ત-એટલે ચપલ ચિત વિખર ચિત તે. ૨ જાતાયત્ત-ખેંચી લાવે તે. ૩ સંસ્લીષ્ટ-વળગાડી રાખે તે. ૪ સંલીનતા-નિશ્ચલ ચિત્ત, ઇત્યર્થઃ મણિચંદ્રકુત સઝાયથી.

પ્રઃ—૪૬ ઊત્સર્ગ અપવાદ તે શું.

ઊઃ—ઊત્સર્ગ તે-શક્તિ સામર્થ છતે આગમોક્ત વિધિએ સાહત જીન આ-

ણયુક્ત ઉત્કૃષ્ટ ઘોરવ્રત પચખાણ બ્રહ્મચર્યાદિપાળે પરિસહ સહન કરે જીનકલ્પી આદિ નિશ્ચલપણે આત્મ ઉપયોગે વર્તે તે પુન્યમ ચંદ્રવત્ છે.

૨ અપવાદ તે—કોમલ માર્ગ, છ છીંડી ચાર આગારે કરી સહિત યથાશક્તિ એ કારણ ભાવે દ્રવ્યક્ષેત્ર કાળભાવથી ન્યુનાધિકપણે કરે. શિષ્ય સાખાદિક કરે, ધર્મોપદેશ આપે અસકય પરિહાર હોવાથી કરે તે બીજના ચંદ્રવત્ જાણવો. સાધક ભાવને બાધક પડતાં આત્મગુણ રાખવા કરવું તે અપવાદ છે.

પ્રઃ—૪૭ સિદ્ધિ સડક બતાવો.

ઉઃ—૧ આગમ અનુસારે પ્રવર્તવું. ૨ સંવિગ્ન ગીતાર્થ વૃદ્ધોની આચરણાએ ચાલવું, તે મુક્તિ પુરી જવા સિદ્ધિ સડક છે, અને જે સ્ત્રીયોને પરપુરૂષની અતિ અભિલાખા, વા પુરૂષને ઘણી સ્ત્રીયોની અભિલાખા છે તેજ નરકગતી જવા સિદ્ધિ સડકછે. જેમ વિષ તે ખાધાથી મારેછે. અને વિષયરૂપ વિષ તે સ્મરણ કર્યાથી મારેછે. માટે ઉત્તમ જીવોને તે તજવા યોગ્યછે. ઇતિ.

પ્રઃ—૪૮ શુદ્ધ વ્યવહાર તથા અશુદ્ધ વ્યવહાર કોને કહીએ ?

ઉઃ—૧ શુદ્ધ વ્યવહાર-જીવ સાથે જોડાએલા કર્મોની નિર્જરા પૂર્વક સમકિતાદિ ગુણ શ્રેણિનું ચઢવું એમ પ્રણામ વિશુદ્ધતાપૂર્વક જ્ઞાન, જ્ઞાનાદિને વિષે વર્તવું, જેની હદ પ્રાયે ચોથાથી ચૌદમા ગુણ ઠાણા સુધી હોય.

૨ અશુદ્ધ વ્યવહાર-શુભાશુભ કર્માશ્રવ લાગુ પડે એવા પ્રમાદ પૂર્વક જે શરીર જન્ય વ્યાપાર તેની હદ પ્રાયે પહેલાથી છઠ્ઠા ગુણ ઠાણા સુધી હોય, શુભાશુભ ઉપચરિત અનુપચરિત વ્યવહારનો એમાં જે સમાવેશ થાય છે.

પ્રઃ—૪૯ ગંઠસી વેઢસીવાળાને શું ફળ થાય ?

ઉઃ—દીવસે એકાસણુ, સાંજે ચોવિહાર સહિત કરી ગંઠસી પચખાણ કરે તેને માસ એકે ઓગણત્રીસ ઉપવાસનો લાભ કહ્યો છે, અને બે વખત ભોજન કરનારને અઠાવીસ ઉપવાસનું ફળ કહ્યું છે, ઉપયોગ ચુકવાથી, તે વખતથી ચોવિહાર બીજે દીવસ સૂર્યોદય સુધી કરે, પ્રમાદ રહિત જે નોકાર ગણી ગાંઠ બાંધે છે તે મુક્તિ સુખની ગાંઠ બાંધેછે, તેમજ નોકાર ગણી ગાંઠ છોડે છે તે કર્મની ગાંઠ છોડેછે. વળી પુનઃ પુનઃ નોકાર સંભાળવાથી નિર્જરાનો લાભ પણ થાયછે. ગાંઠ તથા વીંટી ફેરવે તેટલી વખત મોકલું છે શેષ સર્વ કાળનો ચોવિહારરૂપ વિરતિનો લાભ થાયછે. આ કેવી મજાનું ઉત્તમ સ્વભાવીક નીયમછે. આ વ્રત વિષે મારા પ્રિય મીત્ર મંગનલાલ અમીમંદની પક્કી દ્રઢતા હતી. ઇતિ.

પ્રઃ—૫૦ મૈથુન સેવવાથી ચૌવિહાર ભંગ થાય કે નહી ?

ઉઃ—મૈથુન સેવવાથી ચૌવિહાર ભંગ નહી, પરંતુ મુખ ચુંબન કરે, અથવા લેપવાળી આંગળી મુખમાં ઘાલવાથી ચૌવિહાર, તિવિહાર ભંગ થાય, લેપરહિત પોતાની આંગળી મુખમાં ઘાલવાથી વ્રતભંગ નહી, તેમજ અપવાદે અણહારી વસ્તુ વાપરતાં ચૌવિહાર ભંગ નહી. ઇતિ.

પ્રઃ—૫૧ દયામાં ધર્મ છે કે આજ્ઞામાં ધર્મ છે ?

ઉઃ—આણા સહિત દયામાં ધર્મછે. નહીતો જમાલીએ રાજ મુકી દીક્ષા લેઈ માખીની પાંખ ન દુહવાય એમ દયા પાળી પણ માત્ર વચન ઉથાપવાથી સંસાર વધાર્યો.

અર્થાત્ મહાવીર પ્રભુએ કહ્યું કે જે કામ કરવા માંડયું તે કર્યું કહીએ અને જમાલી કહે કે પુરૂ થયા પછી એટલે કર્યા પછી કર્યું કહીએ, ઈહાં ફક્ત શબ્દ માત્રાનો ફેર ઉત્સૂત્ર ભાષણથી ભવ ભ્રમણ કર્યો, તો વધારે વિપરીત પરૂપણા રૂપ ઉત્સૂત્ર ભાષણનું શું કહેવું, શ્રી આનંદઘનજીએ ચૌદમા પ્રભુના સ્તવનમાં કહ્યુંછે. જેઃ—

पाप नही कोइउतसूत्र भाषण जिस्यु धर्म नही कोइ जग सूत्र सरीखो।
सूत्रानुसार जे भविक किरीया करे शुद्ध चारित्र तेहनोज परखो ॥धार. १॥

બીજાં પાપ કર્યા છતાં ભવાંતરે સમકિતની પ્રાપ્તિ થવાનો સંભવ છે, પરંતુ વિપરીત પરૂપણાદિક મિથ્યાત્વનો લવ માત્ર પણ ભવાંતરને વિષે બોધિ જે સમકિતનો નાશ કરેછે. કેમકે आणाभंगो महादोषो, ષષ્ટીશતક ગાથા ૧૦ મીથી જાણવું. વળી જુઓ કે પર્વત, વસુરાજા અજાહોમ અસત્ય વચનથી નરકે ગયા, અને નારદનો યશ થયો, માટે ઉત્સૂત્ર ભાષણ ન કરવું. ઇહાં કોઇને શંકા થશે કે જે કામ કરવા પ્રારંભ્યું તેમાં અનેક વિઘ્ન થાયછે તો પુરૂ થયા પછી થયું કહેવું એ ઠીકછે. તેણે સમજવું કે ભવિષ્યકાળે થવાનું છે પણ વર્તમાન કરવાના અભિલાષથી કર્યું કહીએ, જેમ કોઈ માણસ અમુક નગરે જવા નિકળ્યો, તે વારે અવર પુરૂષે તેના સંબંધીને પુછયું જે મોટા ભાઇ કયાં ગયા છે, તેણે કહ્યું જે અમુક નગરે ગયાછે, હવે તે તો રસ્તામાં છે, ઠેઠ પહોંચ્યો નથી, તોપણ ગયો કહીએ. વળી કોઈ કે ઉપવાસ કર્યો છે તે બીજે દીવસે પુર્ણ થાયછે, તો પણ તેણે ઉપવાસ કર્યો કહીએ. જેમ ઘર વસ્ત્ર બળવા લાગ્યું હોય તે સર્વત્ર નહી બળ્યા છતાં પણ બળ્યું કહીએ છે. માટે વીર વચન સત્ય કહીએ.

પ્રઃ—પર ચાર પ્રકારના પુરૂષ કીયા ?

ઉઃ—૧ ઉત્તમ પુરૂષ–દ્રાક્ષવત્ બાહ્યાભ્યંતર બેહુનરમ, કોમળ હોયછે, તેમ બાહ્ય અભ્યંતર ગુણ પણ હોય છે.

૨ મધ્યમ પુરૂષ–નારીએરવત્, અંતર કોમળ હોય, ઉપર કઠણ હોયછે.

૩ અધમ પુરૂષ–બોરવત્, અંતર કઠણ ઉપર નરમ હોય.

૪ અધમાધમ પુરૂષ–સોપારીવત્, માંહેથી અને બાહેરથી બેહુ કઠણ હોય એમ પુરૂષની પરિક્ષા કરવી.

પ્રઃ—પ૩ નવ પ્રકારની ભક્તિ બતાવો ?

ઉઃ—૧ ઉપાદેય સ્વરૂપને સાંભળવું, ૨ કીરતન કરવું, ૩ ચિંતવન કરવું, ૪ સેવા પૂજા કરવી, ૫ વંદન સ્તુતિ કરવી, ૬ ધ્યાન ધરવું, ૭ તન્મયતા કરવી, ૮ સમાધિ કરવી, ૯ એકમેક લય લીન થવું. ઇ.

પ્રઃ—૫૪ તીર્થંકર જ્ઞાનવાન છતાં ભોગ કર્મ કેમ કરેછે?

ઉઃ—પુર્વોપાર્જીત જે કર્મ ઉદય આવ્યું તેનું ફળ રોગવત્ જાણી રાગનિવારી ભોગવે, પ્રવાલાં પેરે બાહ્યરંગધરે પણ અંતરવિકારભાવ, અતિ આશક્ત તિવ્રાભિલાષ ન હોય, કારણ કે સમ્યગ્ પ્રકારે વસ્તુ સ્વભાવના વેત્તાછે માટે.

પ્રઃ—૫૫ સાતક્ષેત્રે ધન વાવરવું તે કેવી રીતે તથા પુન્ય કેવી રીતે કહેવું અને કેવી રીતે વાપરવું વીગેરે વિસ્તારથી કહો.

ઉઃ—૧ જ્ઞાન, ૨ જીન ભુવન, ૩ જીન પડિમા, ૪ સાધુ, ૫ સાધ્વિ ૬ શ્રાવક, ૭ સાવિકા એ રીતે સાત પુન્યક્ષેત્ર જાણવાં, ઈહાં મુનિને માટે કાઢેલુ ધન તે ઉત્સર્ગે મુનિને ન કલ્પે, પરંતુ અપવાદે મહારોગાદિ કારણે વૈદ્યાદિકને, વા, અપવાદ નિવારવા, આપદાથી વારવા, વા નિવારણ ખરચમાં ગૃહસ્થ અભાવે એ દ્રવ્ય વાપરે શેષ ધન જેમ ઘટે તેમ નિમિ મુદતસર વાવરવું શ્રાવકને ઘણું કરીને જે પુન્ય કહેવું તે મુખ્યતાએ સાધારણમાં જ કહેવું, કારણ કે હરકોઇ ધરમાદામાં ટુટ ફુટ હોય ત્યાં વાપરી શકાય, વળી તે તાકીદથી વાપરવું, કેમકે કાળ અકસ્માત્ ગ્રાસ કરે તો એ બંધન છુટાય નહી, વા, નરમ હાલત આવી પડ્યાથી ભવાંતરે એ રણ દુઃખદાઇ થઇ પડે માટે હરેક ધર્માદાનું દેવું હોય તે પોતે જાતીથી જલદીએ કરી દેવું."

હવે મરણાંત અવસરે જે પુન્ય કહેવું તે ઘણા શ્રાવક સમુદાય સમક્ષ કહેવું જોઇએ, અને મરનારને કહે જે તમો તેની અનુમોદના કરો. પછી તે ધન પોતાના નામથી નહી પરંતુ પૂર્વ વૃતાંતે તે મુદત પહેલાં વાપરી દેવું, તેમાંથી જે તીર્થાદિકે જઈ વાવરે તો ભોજન ભાડુ એમાંથી ન વાવરવું. જો તેમાંથી ખાય તો ધર્માદાનું ભક્ષણ કરનાર કહીએ, દેવું તો કોઇનું રાખવું નહી. પરંતુ સાધારણ આદે પુન્યનું દેવું તો અવશ્ય નહી જ રાખવું, વળી મરનાર પાછળ જાનવરને કહેલા દાણા પણ મુદતસર આપવા. તેમાં કસુર કરે તો તે દાણાનો વ્યાજ વધારાનું ભક્ષણ કરનાર તે કબુલ કરનાર વાલીવારસો જાણવા. ઇહાં સાધારણ દ્રવ્ય સાત ક્ષેત્રમાં વાપરવું કલ્પે પણ માગણને દેવું કલ્પે નહી. કેટલાક લોકો શુભ ખાતે પુન્ય કહેલા રૂપૈઆ મધ્યેથી પુસ્તક, ઘડી, કટાસણાં, ચરવલા, રૂમાલ, આજોઠાદિ ઊપગરણ લાવી પોતાને તાબે મારાપણુ કરી રાખે છે. વળી ઊજમણું કાઢી જ્ઞાનાદિકનાં ઊપગરણનો સિધ્ધપણે ઊપયોગ નહી કરતાં માલીક તરીકે પોતાને કબજે રાખે છે, તે ઘણા પ્રયાસે અમુક વસ્તુ દાક્ષણતાએ આપે છે. સીપારસ વિના જેવા તેવાને ન આપે આ કેવી અજ્ઞાન દશા છે.

વળી કોઈક કહેલા પુન્યના રૂપૈયામાંથી તીર્થયાત્રાએ જતાં ભોજન ભાડુ સગાંસંબંધીનું ખરચ ગણી તેમાં ઊધારી મજરે પાડે છે, વળી તે રકમમાંથી ટીપ લખતાં પોતાના નામથી ભરી આપે છે, તથા ધર્માદામાંથી આપીને હું આપું છું એમ કહે, વા, બગડેલી વસ્તુનું મુલ ગણી ધર્માદા મજરે પાડે છે, એટલે વિણસેલું ધાન્ય, બગડેલી ઘાસ, જીર્ણ વસ્ત્ર, નજીવી વસ્તુ ઊપયોગ વગ-

રની જમીન, ઝાડ, ઘર, ઢોર, ઘરેણું આદિ સાધારણ ખાતામાં વાળે. વળી દાંતની ચુડીઓ ધર્માદે ઠરાવેલી. સરસનીરસ અદલબદલ કરી આપે, તથા વેપારાદિકમાં ધર્માદો કહેલો તે ખોડા ઢોર વીગેરે ફુટ ફુટ ખાતે નહી આપતાં મિથ્યાત્વીઓના મકાનમાં અથવા બ્રાહ્મણાદિકની ચોરાસી ખાતે, વા, કુટુંબાદિકના પોષણ અર્થે, વા, પંચના ટંટા ફજેતાદિક ખરચમાં વાપરે, વળી વિવાહ સંબંધી વર કન્યા લગ્નકર પંચના ઠરાવ પ્રમાણે ધર્માદો રીતભાતમાં મજરે લેઇ આપે નહી. તેમજ કેસરીઆજી વીગેરેના હીસ્સાના રૂપૈયા જમે કરી વ્યાજ અને મુડી સર્વે આખું કૌહોળું દેખતા ડોળે ગલત કરી જાય છે. ગોફણ ગોળા સાથે ઉડાવી દે છે. ધમધોખ ધણીઆપુ કરી ધોળે દહાડે ધાડ પાડે તેવું કરે છે હા ઇતિ ખેદ, આ કેવી ધીઠાઈ છે ? એ પૂર્વોક્ત સર્વે ધર્મ ઠગ, સબળ ધૂર્ત ખળ પુરૂષ દુરગતી ગાંમી જાણવા.

વળી પ્રતિષ્ટાદિ મહોત્સવમાં, તીર્થયાત્રાએ, ઊજમણામાં, સમોસરણ, ધજા, શીખર, પુજા આદે ચડાવાની માગણીમાં સેંકડુ હજારો રૂપૈયા કહેલા તે નીમેલી મુદત અંદર આપતા નથી, અને પાછળથી નરમ દશા આવવાથી તમામ દેવ દ્રવ્યાદિ ધર્માદો દેવાળા ખાતે પડી જાય છે, કેમકે પોતાની શક્તિની તુલના ન કરતાં માત્ર યશ કીર્તિ લોક રંજન ઉદ્ધત અભિમાનપણાથી માગણીનો ચડાવો કરે છે તેથી કેમ બની શકે. માટે ચતુર પુરૂષોએ વિચાર પૂર્વક આપશક્તિ અનુસારે આતમહીત ભણી દેવ દ્રવ્યનો વધારો કરવા માગણી કરવી, પણ તે જલદીથી આપવું દેવું રાખવું નહી તે ઉપર શ્રાદ્ધ વિધિમાં કહેલા વિષયની વાખ્યામાં સાગર શેઠની કથા જોવી.

ઇહાં કોઈ કહેસે કે ન કરે વણજ કે નાવે ટોટો, માટે બીલકુલ માગણી ન કરવી, તો ખટપટ શાની થાય. તે વિષે સમજવું જે.

> भक्ति करणं जिन राजनीरे शक्ति छते करे नुन्य ।
> पुन्यानू.बंधि पुन्यनारे फलमां ते पामे उंन ॥

એમ રૂપવિજયજી પુજામાં લાવ્યા છે અર્થાત્ શક્તિ પણ ગોપવવી નહી.

કુટિલપણુ મુકીને યથાર્થ જેમ કહેલુ તેમ વિવેક સહિત ગુરૂ લાઘવનો વિચાર કરી જલદીથી ભલા માર્ગમાં ઉપયોગ કરવો. એટલુજ નહી પણ કોઇની રકમ હીસાબમાં વધારે આવી છતાં જાણ્યા પછી મજરે ન આપે, વા જાણીને વધારે લે, સર્વાળામાં ગોથવે તોલ માપમાં ગડબડ કરે ઊલટ પાલટ સેળભેળ સરસ નિરસ વસ્તુ કરી આપે, થાપણ ઓળવે, ઇત્યાદિ કપટક્રિયા કરી વિષને વધારી મકલાય જે અમને આજ વ્યાપારમાં સારો લાભ મળ્યો. પરંતુ વસ્તુનુ જડામૂળ સત્યાનાશ ઘાલ્યુ તે સમજતા નથી જુઓં કે દેવાનંદા બ્રાહ્મણોના જીવે પૂર્વ ભવે ત્રીસલા દેવીની રત્ન ડાબડી ચોરી હતી તો ભવાંતરે અમુલ્ય પદાર્થ ભાવરત્ન શ્રીવીર પ્રભુનુ અપહરણ શ્રીત્રીસલાની કુખે થયુ, એજ રીતે કરેલુ દેવુ ભવાંતરે પણ આપ્યા વિના છુટે નહી. એમ કર્મની વિ-

ચિત્રતા જાણી હે ભવ્ય જીવો મિથ્યા કૃત્ય કરી મકલાસો નહી. કેમકે પરિણામે દુઃખદાઈ છે, જમ બીલાડો દુધ દેખે પણ ડાંગ ન દેખે, તેમ અજ્ઞાની જીવો શેર જારના ભાતા માટે સેકડુ મણ બોજો ઊપાડતા બીહુતા નથી. એ કેવી ખેદની વાત છે શું જ્ઞાની નથી જાણતા? અન્ય દર્શની પણ કહેછે કે,—

अंतरजामीनुं नथी अजाण्युं, मन माने त्यां माल्हो ।
पुन्य पापना दो मारग छे जोइ विंचारी चालो ॥ १ ॥
जे जे करशो ते भोगवशो भवसागरमां भमशो ।
वंटींनुं बीज वावीने तमे कमोद क्यांथी जमशो ॥ २ ॥

ઇત્યર્થઃ—માટે બીજાનુ દેવુ નહી રાખવું તો ધર્માદાનુ તો કેમ રખાય. જલદી આપી છુટવું.

પ્રઃ—૫૬ પૂર્વધર કયાં શુદ્ધિ હુતા?

ઊઃ—ભગવતીજીમાં વીસમા શતકના આઠમા ઊદ્દેસે શ્રીવીર પ્રભુએ કહ્યું છે. હે ગૌતમ માહરા પછી એક હુજાર વર્ષ શુદ્ધિ પુર્વધર હોસે. વળી શ્રીવીર પ્રભુથી ૪૭૦ વર્ષે રાજા વિક્રમનો સંવત્સર પ્રવર્તસે, તે વાર પછી શ્રી સુધર્મ સ્વામીના કીધેલા ઉપરથી શ્રીધનેશ્વર સૂરિએ શત્રુંજય મહાત્મ્ય ૪૭૭ વર્ષે કીધુ વળી શ્રીહરિભદ્રસૂરિ ૧૪૪૪ ગ્રંથના કર્તા શ્રી વીર પ્રભુથી ૯૭૭ વર્ષે થયા જણાય છે. ઇ૦

પ્રઃ—૫૭ સાત ભય દ્રવ્યભાવથી કહો.

ઊઃ—૧ ઇહલોક ભય, ૨ પરલોક ભય, ૩ આદાન ભય, ૪ અકસ્માત ભય, ૫ આજીવીકા ભય, ૬ અપયશ ભય, ૭ મરણ ભય, એ સાત દ્રવ્ય ભય કહીએ. એટલે ૧ મનુષ્યને મનુષ્યનો ભય. ૨ મનુષ્યને દેવાદિકનો ભય, ૩ રખે માહરૂ કોઇ લેઇ જાય, ૪ ભીંત પ્રમુખ પડવાને શબ્દે બીક રાખે, ૫ રખે માહરી આજીવિકા હુણાઇ જાય, ૬ અપયશ થવાનો ભય, ૭ રખે મુજને મરણ આવે. ૧ કામ, ૨ ક્રોધ, ૩ મદ, ૪ હુર્ષ, ૫ રાગ, ૬ દ્વેષ, ૭ મિથ્યાત્વ, એવં સાત ભાવભય જાણવા. તે શ્રીવિતરાગ [illegible] જીત્યા છે, जीयभयाणं, इति वचनात् ॥ એવા સાત ભય વારક જીનેશ્વરનું સેવન કરવું.

પ્રઃ—૫૮ દ્રવ્યસ્તવ અને ભાવ સ્તવ તે શું અને તેનું ફલ શું.

ઊઃ—દેવપુજા, દાન, દીક્ષા મહોત્સવાદિ ધનાદિકે કરી વિતરાગના છતા ગુણ પ્રગટ કરે તે દ્રવ્યસ્તવ કહીએ. અને શ્રુત અધ્યવસાયે કરી ક્રિયા અનુષ્ટાન કરે તે ભાવ સ્તવ કહીએ. દ્રવ્ય સ્તવથી યાવત્ બારમા દેવલોકે જાય, અને ભાવસ્તવથી અંતર મુહુર્તમાં મોક્ષ થાય.

यदुक्तं ऊक्ता सदव्व त्थयं आरा .णे जाइ अच्चुयं ।
जाव भावच्छवाओ पावइ अंत मुहूत्तेण निव्वाणं ॥ २ ॥ इति० .

પ્ર:—૫૯ જીવ ઉત્પન થવાની આઠ ખાણ છે તે કેઇ.

ઊ:—૧ અંડા. } એ બેહુ ખાણ ત્રીજંચ પંચંદ્રિ ગરભજની જાણવી.
૨. પોપયા. }

૩ જરાયુ—એ ગર્ભજ મનુષ્ય તિર્યંચની ખાણ છે.

૪ રસયા—તે વાસી વિદલ, બોલાદિકને વિષે પાણીના સંસર્ગથકી બેરેંદ્રિયાદિકની ખાણ જાણવી.

૫ સંસેઇમણ. } એ બેહુ વિગલેંદ્રિની ખાણ જાણવી, એટલે બેરેંદ્રિ, તેરેંદ્રિ, ચૌરેંદ્રિની ખાણ જાણવી.
૬—ઊભીયા. }

૭ સમુચ્છિમા—એ વિગલેંદ્રિ, પંચેંદ્રિ, અસન્નિયા સમુર્છમ મનુષ્ય તિર્યંચની ખાણ જાણવી.

૮ ઊવવાઈયા—ઉતપાતીકા, એ દેવતા નારકીની ખાણ જાણવી, એ રીતે આઠ ખાણ ત્રસ જીવ ઉપજવાની શ્રીસમકિત પરિક્ષા ગ્રંથથી જાણવી. ઇતિ.

પ્ર:—૬૦ નિશ્ચય વ્યવહાર જ્ઞાન, તથા જ્ઞાન વિષે ચાર નિક્ષેપા ઉતારો.

ઊ:—૧ પરદર્શનીનાં શાસ્ત્ર તથા જૈન આગમ ચાર અનુયોગ તે વ્યવહાર જ્ઞાન કહીએ. ૨ ખટ દ્રવ્યના ગુણ પર્યાય જાણે તેમાં પાંચ અજીવ છે, છઠો જીવ છે, તેમાં પાંચ છાંડવા યોગ્ય અને જીવ દ્રવ્યમોક્ષનો કારણભૂત અનંતગુણી જાણી ધ્યાવે તે નિશ્ચય જ્ઞાન કહીએ.

જ્ઞાન વિના ક્રિયા આડંબર તે મિથ્યા છે શા માટે જે અભવ્ય પણ એવી ક્રિયા કરેછે માટે આત્મસ્વરૂપ ઓળખ્યા વિના સામાયક પોસહ કરે તે દ્રવ્ય નિક્ષેપે પુન્યાશ્રવ છે, પણ સંવર નથી, જીવસ્વરૂપ જાણ્યાવિના તપ સંયમ કરે તે દેવાદિ ગતી પામે પણ અંતસ્કરણ જ્ઞાન ઉપર રાગ નથી તો જ્ઞાન સફળ થાય નહી, હવે ચાર નિક્ષેપા કહેછે.

૧ નામજ્ઞાન—તે નામ નિક્ષેપો.

૨ પુસ્તક—તે સ્થાપના નિક્ષેપો.

૩ પુસ્તકમાં લખેલુ—તે દ્રવ્ય નિક્ષેપો.

૪ નવતત્વ ખટદ્રવ્યાદિ સ્વરૂપ જાણવું—તે ભાવ નિક્ષેપો, એ રીતે જ્ઞાન વિષે ચાર નિક્ષેપા જાણવા. સમકિત દૃષ્ટિનું ભણવુ ગણવુ જાણપણુ તે ભાવજ્ઞાન.

પ્ર:—૬૧ નિગોદનુ સ્વરૂપ શી રીતે છે તે સમ્યગ પ્રકારે ટુંકામાં સમજાવો.

ઊ:—જીવ દ્રવ્ય અનંતા છે તે કહે છે. સંજ્ઞિ મનુષ્ય સંખ્યાતા છે, અસજ્ઞિ મનુષ્ય, નારકી, દેવતા તિર્યંચપંચેદ્રિ, વિગલેંદ્રિ, પાંચ થાવર બાદર વિગેરે અનુક્રમે અસંખ્યાતા છે. તેથી સિદ્ધના જીવ અનંતા છે, તેથી બાદર નિગોદના જીવ અનંત ગુણા છે, તે સર્વથકી સુક્ષ્મ નિગોદના જીવ અનંત ગુણા છે, તે સુક્ષ્મ નિગોદનો વિચાર કાંઇક કહીએ છે.

જેટલા લોકાકાશના પ્રદેશ છે તેટલા ગોળા છે: તે એક એક ગોળામાં અ-

સંખ્યાતા નિગોદ છે. નિગોદ શબ્દનો અર્થ જે અનંતા જીવનો પિંડભૂત એક શરીર તેને નિગોદ કહીએ, તે એક એક નિગોદ મધ્યે અનંતા જીવ છે, અતીત અનાગત કાળના સર્વ સમયને વર્તમાનકાળનો એક સમય તેને ભેળા કરી અનંતગુણા કરીએ એટલા એક નિગોદમાં જીવ છે, અર્થાત્ અનંતા જીવ છે. આ સંસારી જીવ એકેકના અસંખ્યાતા પ્રદેશ છે. તે એકેકા પ્રદેશે અનંતી 'કર્મ વર્ગણા લાગી રહી છે. તે એકેકી વર્ગણા મધ્યે અનંતા પુદગલ પરમાણુ છે. એમ અનંતા પરમાણુ જીવ સાથે લાગ્યા છે, તે થકી અનંતગુણા પુદ્ગલ પરમાણુ જીવરહિત છુટા છે, નિગોદીયા જીવ મનુષ્યના એક ઊશાસ માંહે સતર ભવ ઝાઝેરા કરેછે, તે ૩૭૭૩ શ્વાસોશ્વાસ એક મુહુર્તના થાય છે. અવ્યવહાર રાસી નિગોદના જીવ તો કોઇ કાળે નિગોદમાંથી નિકલ્યાજ નથી.

પહેલા પણ ત્રસપણું પામ્યા નથી, વારંવાર એમાંજ ઉપજવું છે, તે અવ્યવહારી કહીએ. હવે જે બાદર એકેંદ્રિ વા, ત્રસપણું પામીને પછી નિગોદમાં જઈ પડયો તેને તો વ્યવહાર રાશી નિગોદ કહીએ, અહારાદિક ચાર સંજ્ઞાની મંદતાએ ઊંચો આવે છે, અને તેની જ તીવ્રતાએ પાછો ફરી અધોગતીએ (નીચી ગતી) જાય છે, ઇહાં જેટલા મનુષ્ય એક સમયમાં કર્મ ખપાવી મોક્ષ જાય તેટલા જીવ એક સમયમાં અવ્યવહાર સુક્ષ્મ નિગોદમાંથી નિકળીને ઊંચા આવે છે કોઇ વખત ભવ્ય ઓછા નીકળે તો અભવ્ય પણ એકાદ નીકળે. પણ વ્યવહાર રાશીમાં જીવ વધે ઘટે નહી. આ કેવી ખુબી છે, એવા નિગોદના અસંખ્યાતા લોક માંહેલા ગોળા તે મધેના જીવ છ દીસીના આવ્યા પુદગલને અહારાદિપણે લે છે. તે સકળ ગોળા કહેવાય. એ સુક્ષ્મ નિગોદમાં પાંચ થાવરના સુક્ષ્મ જીવ તે સર્વ લોકમાં કાજળની કુંપળી સમભર્યા થકા વ્યાપી રહ્યા છે, સાધારણપણો તો માત્ર એક વનસ્પતિમાં છે. ઇહાં પ્રતેક વનસ્પતિના એક શરીરે એક જીવ છે તે વાત જુદી છે, અને આ તો એક શરીરે અનંતા જીવ છે, તે સુક્ષ્મ નિગોદનું દુઃખ ઊદાહરણ સાથે કહે છે. સાતમી નારકીના તેત્રીસ સાગરોપમના જેટલા સમય થાય તેટલીવાર સાતમી નારકીમાં જાય તેને જે છેદનભેદનાદિ દુઃખ થાય તેને એકઠું કરીએ તેથી અનંત ગુણ દુઃખ નિગોદના જીવ એક સમય માત્રમાં ભોગવે છે. દ્રષ્ટાંત-જેમ કોઇ મનુષ્યને ઊઠ ક્રોડ લોઢાની સોયો તપાવીને કોઇ દેવતા સમકાળે ચાંપે તેને જે વેદના થાય તેથી અનંતગુણી વેદના નિગોદ મધ્યે છે. નિગોદીયા જીવના ગોળાની અવગાહના અંગુલ અસંખ્ય ભાગ છે. લોક પ્રદેશ જેટલા જીવના પ્રદેશ છે. એક મુહૂર્ત્તમાં નિગોદીયા જીવ, ૬૫૫૩૬ ભવ કરે. અને નિગોદનો એક ભવ ૨૫૬ આવલીનો છે. એ ક્ષુલક ભવ પ્રમાણ છે, એમ આગમસારથી જાણવું, એતાવતા જન્મ મરણ સંઘટન ઠાંસી ભરેલા જઘન્ય ઉત્કૃષ્ટ અંતર મુહુર્ત્ત આયું તેથી અતી વેદનાનું દુઃખ થાય છે, નરકથી અધિક દુઃખ તેનું કારણ જે, નારકીને વૈક્રિય શરીરે સહન શક્તિ છે, અને નિગોદને ઉદારીક શરીરે વેદવું છે; વળી સ્વજાતી

શસ્ત્ર દુઃખ ક્ષુલક ભવ જન્મ મરણથી મહા વેદના થાય છે, હા ઇતિ ખેદ, અનંતાજીવ એકઠા શ્વાસોશ્વાસ કરે અને એકઠા આહાર કરે છે, એવી નિગોદ છે. એ દુઃખ કેવળ જ્ઞાની ગમ્ય છે.

શિષ્યઃ—તે નિગોદીયા જીવ અકામ નિર્જરાદિકે ઊંચા આવે કે નહી?

ગુરૂઃ—એકેંદ્રિ જીવો કવલ અહાર બીલકુલ કરતા નથી તો પણ તેમને ઉપવાસનું ફળ મળતુ નથી. વળી એકેંદ્રિ જીવો મન વચન કાયાથી સાવદ્ય વ્યાપાર કરતા નથી તો પણ તેમને અનંતો કાળ તે કાયમાં રહેવું પડે છે તે સર્વે અવિરતિનું ફળ જાણવું. એટલુંજ નહી પણ અવિરતિપણાથી એકેંદ્રિને અઢાર પાપ સ્થાન અને પાંચ ક્રિયા લાગી રહી છે એમ પંચમ અંગે કહ્યું છે. માટે ઊંચે આવવાનું પ્રબળ સાધન નથી, જેથી અનંતોકાળ તેમાંજ રહે છે, અને તે અનંતુ દુઃખ અનુભવે છે કદાચ કાલ સ્વભાવે ઊંચા પણ આવે. સુક્ષ્મ વનસ્પતિના અસંખ્યાતા શરીર એકઠા કરીએ તે વારે એક વાયુકાયનું શરીર થાય, એમ અસંખ્યાતા વાયુકાયના શરીરે એક તેઊકાયનું શરીર થાય તેવા અસંખ્યાતા તે ઊકાયના શરીરે એક અપકાય થાય. એવા અસંખ્યાતા અપકાએ એક પૃથ્વિકાયનું શરીર થાય. અર્થાત્ વનસ્પતિમાં ઘણા જીવ રહ્યા છે, તે સુચવવા ભણી આ સ્વરૂપ કહ્યું. તરૂણ સુખી પુરૂષના સાત શ્વાસોશ્વાસે એક થોવ થાય, સાત થોવે એક લવ થાય. સીતોતેર લવે એક મુહૂર્ત્ત થાય. ઇહાં કોઇક આંચાર્ય નાડીના ઊલારાને પણ શ્વાસોશ્વાસ કહે છે. તે એક શ્વાસોશ્વાસમાં નિગોદીયા જીવ ક્ષુલક ભવ સત્તર ઝાઝેરા કરે છે. નવ સમયથી માંડીને બે ઘડી પર્યંત એક સમય ઊંણને અંતર મુહૂર્ત્ત કહે છે, તેના પણ ઘણા ભેદ છે. વળી જે કાળે પુછીએ તે વખત નિગોદને અનંતમે ભાગે સિદ્ધિ વર્યા છે. એમ શાસ્ત્રમાં કહ્યું છે. માટે ભવ્ય જીવ કોઇ કાળે ખાલી થવાના નથી. અને સિદ્ધ સિદ્ધા ભરાવાની નથી. વળી તે નિગોદના જીવ, વજ્ર જેવી કઠણ વસ્તુને પણ ભેદીને ચાલ્યા જાય છે. બાળ્યા બળે નહી. ગાળ્યા ગળે નહી. ખાળ્યા ખળે નહી એવા જીવ નિગોદના જાણવા. એવા દુઃખથી ઉભગી હે ભવ્યો આત્મ સાધન રસિક થાઓ.

પ્રઃ—૬૨ ચાર પ્રકારની શીક્ષા સમજાવો.

ઊ—૧ સારણા-ભુલતાને સંભારી આપે તે ॥૨॥ વારણા-ખોટી ક્રિયા ભાષણથી વારે તે. ॥૩॥ ચોયણા-ક્રિયાદિમાં પ્રેરણા કરે. બતાવે તે. ॥૪॥ પડિચોયણા-પ્રમાદી સાધુને વિશેષે પ્રેરણા કરે તે. એમ સર્વ સ્થળે સમજવું.

પ્રઃ—૬૩ ત્રેસઠ સલાખી પુરૂષનાં માતા, પિતા, જીવ, દેહ, વર્ણગતી આદિનું સ્વરૂપ કહો.

ઊ—રીષભાદિક તીર્થંકર. ૨૪. ૧ ભરતચક્રિ, ૨ સગર ચક્રિ, ૩ મઘવા, ૪ સનત કુમાર, ૫ શાંતિ, ૬ કુંથું, ૭ અર, ૮ સુભૂમ, ૯ મહા પદ્મ, ૧૦ હરિષેણ, ૧૧ જયચક્રિ, ૧૨ બ્રહ્મદત્ત, એવંબારચક્રિ, ૧ ત્રિપૃષ્ટ વાસુદેવ, ૨ દ્વિપૃષ્ટ,

૩ સ્વયંભુ, ૪ પુરૂષોત્તમ, ૫ પુરૂષસિંહ, ૬ પુરૂષ પુંડરીક, ૭ દત્ત, ૮ લક્ષ્મણ, ૯ કૃષ્ણ વાસુદેવ, એવંનવ વાસુદેવ. ૧ અશ્વગ્રીવ પ્રતિ વાસુદેવ, ૨ મેતાર્ય, ૩ મેરક, ૪ મધુકેટભ, ૫ નિસુંભ, બલ, ૭ પ્રલાહ, ૮ રાવણ ૯ જરાસિંધ એવં-નવ પ્રતિ વાસુદેવ." ૧ અચળ બળદેવ, ૨ વિજય, ૩ ભદ્ર ૪ સુપ્રભ, ૫ સુદર્શન, ૬ આનંદ, ૭ નંદન, ૮ રામચંદ્ર, ૯ બલભદ્ર, એવં બલદેવ મળી. ૬૩ સલાખી જાણવા. તેમાં તીર્થંકર પંચવર્ણ હોય અને ચક્રિ સુવર્ણ વર્ણ હોય, વાસુદેવ સ્યામવર્ણ, બળદેવ ઉજ્વળ વર્ણ હોય, બ્રહ્મદત્ત, અને સુભૂંમ, બેચક્રિ-સાતમી નરકે ગયા, શેષ દશ ચક્રિ દેવલોકમાં તથા મોક્ષ ગયા છે. સર્વ વાસુદેવ, તથા પ્રતિ વાસુદેવ નરકે ગયા છે, બલભદ્ર પાંચમા દેવલોકે ગયા છે. શેષ આઠ બળદેવ મોક્ષ ગયા છે. છેવટ સર્વે મોક્ષ ગાંમી છે. નવ વાસુદેવને વારે નવ નારદ થયા તે સર્વે ભીમ આદે મોક્ષ ગયા છે.

હવે ઈહાં ત્રેસઠ સલાખીના પિતા (૫૨) તે કોણ. ૧૬-૧૭-૧૮ મા તીર્થંકર ચક્રિના પિતા ૩ અને સલાખી ૬ વાસુદેવ ૯ અને બળદેવ ૯ કુલ ૧૮ ના પિતા ૯ એટલે ત્રેસઠ મધ્યેથી (૧૨) બાદ કરતાં (૫૧) રહ્યા, અને વીરનાપિતા સીધાર્થ તથા રીખવદત બંને તેમાંથી એક ઉમેરતાં (૫૨) પિતા થયા. હવે સલાખી ૬૩ ની માતા (૬૧) તે કહેછે. ૧૬-૧૭-૧૮ ત્તીર્થંકર ચક્રિની માતા ૩ અને સલાખી ૬ એટલે ત્રેસઠમાંથી ત્રણ બાદ કરતાં (૬૦) રહ્યા પછી વીરની માતાઓ બે, ત્રીસલા અને દેવાનંદા તે એક વધારતાં (૬૧) માતા થઈ હવે સલાખી ૬૩ નાં શરીર (૬૦ તે કીમ ૧૬-૧૭-૧૮ તીર્થંકર ચક્રિનાં શરીર ૩ અને સલાખી ૬ એટલે ત્રેસઠમાંથી ત્રણ બાદ કરતાં (૬૦) દેહ રહ્યાં. હવે સલાખી ૬૩ ના જીવ (૫૯) તે કીમ. ૧૬-૧૭-૧૮ તીર્થંકર ચક્રિના જીવ ૩ અને સલાખી ૬ અને વીર ત્રીપૃષ્ટ વાસુદેવનો જીવ એક મળી (૪) જીવ બાદ કરતાં (૫૯) જીવ રહ્યા. અહો ઇતિ આશ્ચર્ય આ કેવી યુક્તિ છે.

પ્ર:—૬૪ ઉઘાડે મુખે બોલતાં શું દુષણ છે.

ઊ:—ભગવતીજીમાં વીર પ્રભુને ગૌતમજીએ પ્રશ્ન કર્યું છે જે ઇંદ્ર સાવદ્ય કે નિરવદ્ય ભાષા બોલેછે. ત્યારે ભગવાને કહ્યું કે જે વખત ઇંદ્ર વસ્ત્રાદિ રાખી બોલેછે તે નિરવદ્ય અને ઉઘાડે મુખે બોલેછે ત્યારે સાવદ્ય ભાષા કહીએ. આ ઉપરથી સમજવુ જે શ્રાવકને પણ અવસ્ય મુખ વસ્ત્રીકા અથવા હાથ રાખી બોલવું ઉચિત છે.

શિષ્ય—સર્વથા ઉપયોગ રહેતો નથી માટે હમેશાં મુખવસ્ત્રીકા બાંધી રાખીએ તો કેમ?

ગુરૂ—એ પણ યુક્ત નહી, કારણ જે ઘણી વખત બાંધી રાખે તો મુખની લારથી સમુર્છિમ જીવની ઉત્પત્તિ તથા વિનાશનો સંભવ થાય છે, તેથી વ્રત ભંગ થાય છે. વળી વિપાકસૂત્રમાં મૃગા લોઢીઆને જોવા ગયેલા ગૌતમ સ્વામીને મૃગાવતીએ અતિ દુર્ગંધથી મુખવસ્ત્રીકા બાંધવાનું કહ્યું જેથી નાસીકા પણ

ઢંકાય છે, આ ઉપરથી પુર્વે પણ મહોપત્તી મુખે બાંધેલી નહિ એમ સિદ્ધ થાય છે વિશેષે કરીને મુનિને તો ભાષા સમિતિ સાચવવા ભણી અવસ્ય અવસરે એટલે શબ્દોચ્ચાર કરતાં મુખવસ્ત્રીકા રાખવીજ. તેમ ન કરે તો જીનાજ્ઞા ભંગ દોષ લાગે. બીજુ થુંક ઉડવાથી ગુરૂ આદિનુ અપમાન તથા જ્ઞાનની આસાતના અને ત્રસાદિક જીવની હિંસા પણ થાય છે. માટે ઉઘાડે મુખે બોલનારની ભગવંતે સાવદ્ય ભાષા કહી છે, તે પ્રસંગ દોષના સંભવથી મુનિ અને ગૃહસ્થ સર્વને ઉપયોગયુક્ત બોલવું શ્રેષ્ટ છે વળી ઉઘાડે મુખે બોલતાં ઇરિયાવહી આવે તે ખરૂ, પણ સુગુરૂ વંદણા કરતાં વિધિમાર્ગ ભણી દુષણ નહી. ઇતિસેન પ્રશ્ન૦ આધુનિક વખતમાં ઘણા ભાગે મુનિગણમાં મુખવસ્ત્રીકા માત્ર કેડે લટકાવી મુકે છે તે મોટી ભુલ ભરી વાત છે. અને તે પ્રમાદાચરણ તજવા યોગ્ય છે, અહો, વિરતિવંત ઉત્તમ પુરૂષોને પુનઃ પુનઃ ઊપયોગમાં ખામી લાગે છે. એ કેવી શ્રમ ભરી વાત છે?

ઈહાં ઢુંઢક હમેશાં નિરંતર બાંધી રાખે છે તે તદન ખોટું છે, કેમકે ઓઘનિરયુક્તી તથા આવસ્યકમાં मुहपोत्तियंउज्जुहथे મુખ વસ્રીકા જમણા હાથે રાખવી. એવું કહ્યા છતાં નિરંતર બાંધવાથી નિગોદ ઊત્પત્તિ સમુર્છીમ હિંસા થાય છે. વળી કાઊસગ્ગના આગારમાં પણ, खासीएणं, छीएणं, ઇત્યાદિ કારણથી કાઊસગ્ગમાં પણ હાથ ઊપાડી વસ્ત્રાદિ રાખતાં કાઊસગ્ગ ભંગ નહી. તેથી પણ સિદ્ધ થાય છે કે, હમેશાં મુહપત્તી બાંધેલી નહી. ઈહાં મુખના પવનથી પણ વાઊકાય હણાય છે માટે ઉપયોગ રાખવો. મુહપત્તી રજોહરણ ત્રસજીવની રક્ષાને માટે શાસ્ત્રમાં કહ્યાં છે. એતાવતા મુખ વસ્રીકા મુખે બાંધવી કહી છે, પણ તે અવસરે અવસરે છે. જેમ પડીલેહેણ કરતાં, કાજો લેતાં, ઠલ્લે જતાં, મૃતકને અવસરે બાંધવી પણ સદાકાલ બાંધવી યુક્ત નહી, ઈહાં કેટલાક મુનિ વાખ્યાન અવસરે હાથમાં મહોપત્તી રાખી વાંચે છે, અને કેટલાક મુનિ મહોડે બાંધી વાંચે છે. તે વાતનો અત્રે કદાગ્રહ નથી. પરંતુ ઉપયોગની ખામીને લીધે મુખે બાંધી વાખ્યાન કરવાની પદ્ધતિ સારી જણાય છે. પછે બહુ શ્રુત ગમ્ય. ઇતિ.

પ્રઃ—૬૫ ચાર દશા તથા ત્રણ દશાનું સ્વરૂપ સમજાવો.

ઊઃ—मोहोअणाइनिद्दा ॥ सुयणदशाभवबोहिपरिणामो ॥ अपमत्तमुणिजागर ॥ उज्झायरवीयराओत्ति ॥ १ ॥ અર્થ: જીવને અનાદિ મોહ તે નિંદદશા છે. ॥ ૧ ॥ ભવને વિષે બોધિ એટલે સમકિતના પ્રણામ તે સુપન દશા છે ॥ ૨ ॥ અપ્રમતમુનિની જાગર દશા છે ॥ ૩ ॥ વિતરાગની ઊજાગર દશા કહીએ ॥ ૪ ॥ ૧ મિથ્યાત્વ દશા તે બાધક દશા જાણવી. ૨ સમકિતથી ચૌદમા ગુણ ઠાણા લગે સાધક દશા જાણવી. ૩ સર્વકર્મથી રહીત દશા તે સિદ્ધ દશા જાણવી. ઇતિ.

પ્રઃ—૬૬ સાડીપચવીસ આર્ય દેશ તથા તેના મુખ્ય શહેર, નગર, ગામ કેટલાં છે?

ઊ:—જીહાં દેવગુરૂ ધર્મની સામગ્રીનો સદભાવ છે તે આર્ય દેશ કહીએ, જ્યાં સલાખી પુરૂષનું ઊપજવું છે, તેવા સાડી પચવીસ આર્ય દેશ છે. અને ૩૧૯૭ ૪ા અનાર્ય દેશ છે, ત્યાં દેવગુરૂ ધર્મની સામગ્રીનો અભાવ છે, એવં સર્વ મળી ૩૨૦૦૦ દેશ આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં છે, તે જ્યારે ચક્રવર્તિ થાય ત્યારે તે સર્વ દેશ વા ખટખંડનો ધણી થાય, વાસુદેવ પ્રતિવાસુદેવ અર્ધના ત્રણ ખંડનો ધણી થાય.

૧ મગધદેશ—રાજગૃહી નગરી ત્યાં ૧૬૬૦૦૦૦૦ ગામ.
૨ અંગદેશ—ચંપાપુર નગર—૫૦૦૦૦૦ ગામ.
૩ વંગદેશ—તામલી નગર—૮૦૦૦૦ ગામ.
૪ કલિંગદેશ—કંચનપુર નગર—૧૦૦૦૦૦ ગામ.
૫ કાશીદેશ—બનારસ નગર—૫૧૯૨૦૦૦ ગામ.
૬ કોસલદેશ—અયોદ્ધાનગરી—૯૯૦૦૦ ગામ.
૭ કુરૂદેશ—ગજપુર નગર—૮૭૩૨૫ ગામ.
૮ કુસાવર્તદેશ—સૌરીપુર નગર—૧૪૨૮૩ ગામ.
૯ પંચાલદેશ—કાંપીલપુર નગર—૩૮૩૦૦૦ ગામ.
૧૦ જંગલદેશ—અહિછત્રા નગરી—૧૪૫૦૦૦ ગામ.
૧૧ સૌરઠદેશ—દ્વારકાં નગરી—૬૮૦૫૨૫ ગામ.
૧૨ વિદેહુદેશ—મીથુલા નગરી—૮૩૦૦ ગામ.
૧૩ વચ્છદેશ—કોસંબી નગરી—૨૮૦૦૦ ગામ.
૧૪ સાંડીલદેશ—નંદનપુર નગર—૨૫૦૦૦ ગામ.
૧૫ માલવદેશ—ભદ્દિલપુર નગર—૭૦૦૦૦૦ ગામ.
૧૬ વૈરાટદેશ—વૈરાટ નગર—૨૮૦૦૦ ગામ.
૧૭ દિસારણદેશ—વિરતાવતી નગરી ૯૨૦૦૦ ગામ.
૧૮ વરૂણદેશ—ઇંદ્રપુર નગર—૨૪૦૦૦ ગામ.
૧૯ વિદેહદેશ—સત્યવતી નગરી—૨૪૦૦૦ ગામ.
૨૦ સિંધુ સોવીરદેસ—વિતભયપુર પાટણ—૬૮૦૦૦ ગામ.
૨૧ ચેદીદેશ—સોક્તા કાવતાનગર—૬૦૨૮ ગામ.
૨૨ સુરસયનદેશ—મથુરા નગરી—૩૬૦૦૦ ગામ.
૨૩ ભંગીદેશ—પાવાપુર નગર—૧૬૦૨૫ ગામ.
૨૪ લાટદેશ—કોટીવર્તનપુર નગર—૨૧૧૬૦૦૦ ગામ.
૨૫ કુલાણદેશ—સાવત્થી નગરી—૬૩૦૦૦ ગામ.
૨૫ા કૈકેઇદેશ—સેતંબીકા નગરી—૨૫૮ ગામ.

એ રીતે આર્યદેશ સાડીપચવીસ ભવ્ય જીવોને જાણવા સારૂ લખ્યા છે, 'બીજા કોઈ સ્થલે પાઠાંતર દેશ નગર ફારફેર હોય તો તે પ્રમાણ છે. ઇહાંતો પ્રવચન સારોદ્ધાર. ૨૭૫ વિગેરેથી લખ્યા છે. શકદેશ, યવનદેશ, શબર, બાબર, ગો-

ણ, પારસ, કોશીક, બુકસ, પ્રાલંદ, ચંચુક, દ્રવિડ, કિરાત, ખરમુખ, ગજમુખ, તુરંગમુખ, ગજકર્ણ, કોચ, અંધ્ર, ચીણ આદિ બીજા ઘણા અનાર્યદેશ છે. જેમાં મહા પાપીષ્ટ રૂદ્ર પ્રણામી, અભક્ષ ભક્ષણ કરનારા, નિર્દઇ, તેવા જીવોને અનાર્ય જાણવા. અહીંથી આર્ય ક્ષેત્રવાલા ત્યાં જાય પણ અનાર્યવાલા ધર્મ પામે નહી. કદાપી આર્દ્ર કુમારવત કોઇ જીવ વિશેષ જાતી સ્મરણાદિક જ્ઞાને કરી ધર્મ પામે તેનો નિષેધ નહી. ઇતિ.

પ્ર:—૬૭ અષ્ટભંગીનું સ્વરૂપ સમ્યગ્ પ્રકારે સમજાવો.

ઊ:—૧ કેટલાક જીવો ધર્મનુ સ્વરૂપ સ્યાદ્વાદસૈલીએ કરી જાણે નહી, આદરે નહી, પાલે નહી તે સર્વે મિથ્યા દ્રષ્ટિ જાણવા. એ પ્રથમ ભંગ૦

૨ કેટલાક જીવો ધર્મનુ સ્વરૂપ સમ્યગ્ પ્રકારે જાણે નહી, આદરે નહી, અને પાળે તે કષ્ટ ક્રિયા તપ જપ શીલ આદિ કરી કાયા ગાળે તે સર્વે મિથ્યાત્વી. એ બીજો ભંગ જાણવો.

૩ કેટલાક ધર્મનુ સ્વરૂપ જાણે નહી, આદરે, પાળે નહી, તે મિથ્યાદ્રષ્ટિ. એ ત્રીજો ભંગ.

૪ કેટલાક ધર્મનુ સ્વરૂપ જાણે નહી, આદરે, પાળે તે પણ મિથ્યા દ્રષ્ટિ. એ ચોથો ભંગ જાણવો.

૫ કેટલાક જીવો ધર્મનું સ્વરૂપ સ્યાદ્વાદસૈલીએ કરી જાણે પણ આદરે નહી, પાલે નહી, એ શ્રેણિકવત પાંચમો ભાંગો અવિરતિસમ્યગ્દ્રષ્ટિનો જાણવો.

૬ કેટલાક ધર્મનુ સ્વરૂપ જાણે, આદરે નહી, અને શીલ આદિ પાલે, તે અનુત્તર વાસાદેવ જાણવા, એ છઠો ભંગ કહ્યો.

૭ કેટલાક ધર્મનુ સ્વરૂપ જાણે, મુનિ આદિનાં વ્રત આદરે, અને પાલે નહી, પણ શુદ્ધ પરૂપણા કરે છે, પોતામાં મુનિપણુ સ્થાપતા નથી, એવા જાણ ગીતાર્થ સંવિજ્ઞપક્ષા સર્વે સમકિતી જાણવા. એ સાતમો ભંગ સમજવો.

૮ કેટલાક ધર્મનુ સ્વરૂપ જાણે છે, આદરે છે, પાલે છે, એહવા જીનમતના જાણ રત્નત્રયવંત પુરૂષો સર્વે સમકિતી જાણવા. એ આઠમો ભંગ સર્વોત્કૃષ્ટ જાણવો. અર્થાત જાણની ક્રિયા શ્રેષ્ટ છે, એ પૂર્વોક્ત અષ્ટભંગ મધ્યે પ્રથમના ચાર ભાંગા મિથ્યા દ્રષ્ટિને લાભે, અને પાછળના ચાર ભાંગા સમકિતીને લાભે. એ રીતે સમ્યગ્ પ્રકારે અષ્ટભંગીનુ સ્વરૂપ સમજીને યથાયોગ્ય ગ્રહણ કરવું. શ્રી જ્ઞાનવિમલજી પણ અષ્ટભંગીની સ્વાધ્યાયમાં એવો ભાવ લાવ્યા છે. એતાવતા જાણી સમજીને વા જાણની નિશ્રાએ કરવું તે શુદ્ધ છે. ઇતિ.

પ્ર:—૬૮ ષટદ્રવ્ય તથા નવ તત્વને હેય, જ્ઞેય, ઉપાદેયરૂપે તથા નવ તત્વ દ્રષ્ટાંતરૂપે કહો.

ઊ:—ષડ દ્રવ્યમાં ૧ જીવ દ્રવ્ય જ્ઞાનાદિ ગુણની અપેક્ષાએ આદરવા યોગ્ય છે. ૨ ધર્માસ્તિકાય, ૩ અધર્માસ્તિકાય, ૪ આકાસ્તિકાય, ૫ કાલ, જાણવા યોગ્ય છે, ૬ પુદગલાસ્તિકાય છાંડવા યોગ્ય છે. તેમજ આપણા દ્રવ્યની અશુદ્ધતા હેય

છાંડવા યોગ્ય છે. અને ષટદ્રવ્યનુ સ્વરૂપ જ્ઞેય વિચારવારૂપ છે. પોતાના દ્રવ્યની શુદ્ધતા ઉપાદેય આચરણરૂપ છે. ૧ જીવ તત્વ, ૨ અજીવ તત્વ જાણવા યોગ્ય છે, ૩ પુન્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ બંધ છાંડવા યોગ્ય છે, ૭ સંવર, ૮ નિર્જરા, ૯ મોક્ષતત્વ આદરવા યોગ્ય છે, એને સાચ કરી જાણે તેને વ્યવહાર સમકિતી કહીએ. ઇહાં કોઇ શંકા કરે જે પુન્યને છાંડવાનુ કેમ કહ્યું પણ તે સોના ની બેડી સમાન હોવાથી ગુણઠાણાની હદ્દ મુજબ આત્મીક ધર્મની અપેક્ષાએ જાણવું. જીવરૂપ તલાવ. ૧ અજીવરૂપ પાણી, ૨ આશ્રયરૂપ ધડનાલાં, ૩ તેમાં સારૂ પાણી આવે તે પુન્ય, ૪ ખરાબ પાણી આવે તે પાપ, ૫ તે પાણી અને તલાવ એકમેક હોય તે બંધ, ૬ આવતાં ધડનાલાં રોકયા તે સંવર, ૭ અરહાટાદિકે આગલું પાણી કાઢે તે નિર્જરા, ૮ સર્વ તલાવ ખાલી થાય તે મોક્ષ. ૯ ઇતિ નવ તત્વરૂપ દ્રવ્ય કથનં વ્યવહારે આદરવા યોગ્ય છે.

પ્ર:—૬૯ સોચ્ચા કેવલી, અસોચ્ચા કેવલી વિષે શું સમજવું.

ઊ:—કેવલી આદે દશની સમીપે કેવલી પરૂપ્યો ધર્મ સાંભલીને કેવલ જ્ઞાન પામે તે સોચ્ચા કેવલી કહીએ, તે ધર્મોપદેશ કરે, શેષ અસોચ્ચા કેવલી તે ધર્મોપદેશ ન કરે, દીક્ષા પણ ન આપે, પુછયાનો ઊત્તર આપે.

પ્ર:—૭૦ મનુષ્યને શું કરવું કઠણ છે.

ઊ:—પાંચ ઇંદ્રિયોમાં રસના ઇંદ્રિ દુર્જય છે, ૨ આઠ કર્મમાં મોહની કર્મ જીતવું ઘણું કઠણ છે, ૩ વ્રત માંહે ચોથુ વ્રત પાલવું દુસ્કર છે, ૪ ત્રણ ગુપ્તિ માંહે મનવશ કરવું મુસ્કેલ છે, તેમજ જીવને જિન પ્રણિત ધર્મ મલવો દુર્લભ છે. ઇતિ૦ તે પ્રભુત પુન્યોદયથી પામી હારવું નહી.

પ્ર:—૭૧ દુવિહાર તેવિહારવાલાને કેટલી રાત્રી સુધી પાણી આદે વાવરવાની મરજાદ છે ?

ઊ:—સેનપ્રશ્ન ૪૫૩ માં ઊપવાસ કરવો હોય તે મધ્યરાત્રિ પછે તો સુખડી પ્રમુખ નજ વાવરે, તે ઉપરથી જણાય છે કે પ્રથમના બે પ્રહર શુદ્ધિની મરજાદ નોકારસી આદેનુ પચખાણ કરનારની છે. પરંતુ બીજા દીવસે મોકલા પચખાણવાળાને મરજાદનુ પ્રમાણ જણાતું નથી.

પ્ર:—૭૨ "નિશ્ચય વ્યવહાર તે શું"

ઊ:—આચારાંગે મનની અસમાધિએ ભાવ ચારિત્રીયો નહિ એ નિશ્ચયનો મત છે, વળી મોક્ષરૂપ મહેલ ઉપર ચઢવા નિશ્રેણિરૂપ નિશ્ચયની દ્રષ્ટિ રાખવી. એજ પ્રબળ છે, એ વિના ગુણ શ્રેણિ ન હોય. હરેક સાધનને વિષે નિશ્ચયદ્રષ્ટિ સહિત વ્યવહારમાં વર્તવું એ જૈનશૈલી છે.

૨ શુદ્ધ વ્યવહાર સંયમાનુષ્ટાન પ્રવૃતિરૂપ વિના નિશ્ચય પરિણમે નહી, યથા મલીનં વસ્ત્રે કેસરનો રંગ ન લાગે. તેમજ હીણ વ્યવહારવંતને ગુણ ન ન હોય, જલસેકયાદિ ક્રિયાવિના ભુખ્યાની ઇચ્છાએ ઊંબર ફુલ ન પાકે તેમ એકલો નિશ્ચય નયવાદી જાણવો. ક્ષણ તોલો ક્ષણમાસો થાય પણ સ્થિર ભાવ

ન થાય. માટે ધુર પડનાલીકા વ્યવહારની વાખ્યા વિસેષ પ્રકારે કરેછે, જે મુનિ આધાકર્મી આહાર શુદ્ધ જાણી લાવે તે કેવળી વાવરે, તે વ્યવહાર સાચવવા ભણી જાણવું. શ્રી મહાનિસિથે લોકલજ્યા ઇશીલ પાળનારને ધન્ય કહ્યા છે. જેમ દ્રવ્ય ક્રિયારૂપ શુકલબીજની ચંદ્રકળા તે પુનમને મળે છે માટે વ્યવહાર પણ બળવાન કહ્યા છે. મોક્ષરૂપ નગરે વહેલા પહોચાડવા અશ્વવત્ વ્યવહાર છે, ઇહાં કોઈ ભરતાદિકતું નિશ્ચય આલંબન એકાંત છીડી પકડી દેવપૂજા દયા દાંન આવસ્યક પોસહ સામાયક વ્રતાદિધોક માર્ગ છોડેછે રોખવદત વિપ્ર પુત્ર, વીર છતાં સીધાર્થ પુત્ર કહીએ છે તે વ્યવહારથી જાણવું. સિંધુ દેસે પંદરસે સાધુ ભુખ્યા તરસ્યા છતાં વીર પ્રભુએ અચિત જળનો દ્રહ અને તલનુ ગાડુ ભરેલુ દીઠુ પણ અવસ્થા દોષ ભણી આદેશ આપ્યો નહી, તે પણ વ્યવહાર સાચવવા ભણી જાણવું. માટે બંનેનય સમ્મત શ્રદ્ધા ઉપયોગ સહિત થોડી ક્રિયા પણ સફળ છે. જેમ મંત્ર થોડા અક્ષરી પણ વિષ પ્રહારી છે. રત્ન નહાનુ પણ પ્રકાસકારી છે. રસાયણ થોડુ પણ રોગાપહારી છે. અગ્નિ કિંચિત પણ બાળે. અમૃત બીંદુ માત્રથી રોગ ભુખ ત્રસાદિ શાંત થાય છે. તેમજ નિશ્ચયનયથી આત્મદ્રષ્ટે અધિકારીને થોડી વ્યવહાર ક્રિયા કરે તો પણ સફળ જાણવી. ઇ૦

પ્રઃ—૭૩ જ્ઞાનથી મોક્ષ કે ક્રિયાથી મોક્ષ છે? અને એ બેહુના પરસ્પર સંવાદનુ શી રીતે સમાધાન છે.

ઊઃ—જ્ઞાનવાદી–મારા વીના ક્રિયા જુઠી છે. કેમકે રૂપુ જાણી છીપને પકડેથી શું કાર્ય સધાય? અર્થાત્ અજાણ શું સાધન કરી શકે.

૨ ક્રિયાવાદી–મારા વીના જ્ઞાન શું કરે, જેમ જળમાં પેસી હાથ પગ ન હલાવે તે નર કેમ કરી તરી શકે, મતલબ એ છે જે જ્ઞાનવાદી પાંગળો છે, અને ક્રિયાવાદી આંધળો છે. દેખતો એવો પાંગળો માણસ અગ્નિથી બળી ગયો અને દોડતો એવો આંધળો માણસ તે પણ દાઝયો માટે બહુ ભેગા થવાથી ઇચ્છિત સ્થાનકે પહોચે, અર્થાત્ જ્ઞાનક્રિયા બેહુ મળે મોક્ષ છે, જ્ઞાનથી વસ્તુ સ્વભાવ જાણે, અને ક્રિયાથી તેમાં સ્થિર રહે. અનાદિ અશુદ્ધતાનો વિનાશ થવાથી જે શુદ્ધતાના પોષણની આત્મ પરણતી થાય તેજ જ્ઞાનક્રિયા છે તેજ મોક્ષદાયી છે. तस्मात् ज्ञान क्रियाभ्यां मोक्षः ઇ૦

પ્રઃ—૭૪ ત્રણ પ્રકારે મુનિ નિર્જરા કેવી રીતે કરે.

ઊઃ—૧ કેવારે હું થોડુ પણ શ્રુત ભણીશ. એમ ચિંતવે તે.

૨ કેવારે હું એકલવિહારીની પડિમા દ્રવ્યભાવથી એકલાપણું રાગદ્વેષ રહિતપણે અંગીકાર કરી વિચરીસ.

૩ કેવારે હું મરણાંતિક સંલેખણા સેવના સેવીસ, ભાત પાણીનો નિષેધ કરી મરણને અણવાંછતો પાદપોપગમન અણસણ કરીસ. એ ત્રણ જોગથી પ્રગટ કરતો ચિંતવતો મુનિ મહાનિર્જરા કરે. કર્મક્ષય કરે. ઇતિ ઠાણાંગે.

પ્રઃ—૭૫ ત્રણ સ્થાનકે શ્રાવક મહા નિર્જરા કરે તે કેવી રીતે?

ઊઃ—૧ બાહ્ય અભ્યંતર પરિગ્રહ જે મહા પાપનુ મૂળ, દુરગતીનો વધારનાર પંચાશ્રવનો આગાર, અનર્થકારી માઠી લેસ્યાનો કરનાર, સમકિતનો નાશ કરનાર, કટુક ફલદાઈ અનિત્ય અશાસ્વતો અધ્રુવ એહવો આરંભ પરિગ્રહ તેને હું કેવારે છોડીસ. તે દીવસ ધન્ય છે, એ પ્રથમ મનોરથ શ્રાવક ચિંતવે.

૨ કેવારે હું સત્તર ભેદે સંજમધારી, બ્રહ્મચારી, અપ્રતિબંધ વિહારી, વિરસ વિશુદ્ધ અહારી સર્વ સાવદ્ય પરિહારી અડપવયણ ધારી જીનાજ્ઞાકારી ઈત્યાદિ ગુણધારી અણગાર તે હું કેવારે થઇસ. એમ બીજો મનોરથ ચિંતવે.

૩ કેવારે હું સર્વ પાપસ્થાનક આલોઇને નિસલ્ય થઇને સર્વ જીવ રાસ ખમાવીને સર્વ વ્રત સંભારીને અઢાર પાપસ્થાન ત્રિવિધે વોસરાવી, ચાર અહાર પચખીને છેલ્લે શ્વાસોશ્વાસે શરીર વોસરાવીને અરિહંતાદિ ચાર સરણ કરી પાદપોપગમન સંથારા સહિત અતિચાર ટાળી મરણને અણવાંછતોથકો અંતકાળે એહવો પંડીત મરણ મુજને કયારે હોસે. એ ત્રણ મનોરથ શુદ્ધ યોગે ધ્યાવતો કર્મ નિર્જરી સંસારનો અંત કરી અનુક્રમે મોક્ષસુખ પામે. ઇતિભાવ.

પ્રઃ—૭૬ તમસ્કાયનુ સ્વરૂપ સમજાવો.

ઊઃ—જંબુદ્વિપથી અસંખ્યાતમો અરૂણવર સમુદ્ર છે, તેની જગતીથી ૪૨૦૦૦ જોજન અવગાહીએ તેણે પ્રદેશે તેના પાણી ઉપરથી મહા અંધકારરૂપ અપકાયમય તમસ્કાય નિકળ્યો છે, તે ૧૭૨૧ જોજન વિસ્તર્યો છે. વલયાકારે ત્રિછો વિસ્તરતો વળી બ્રહ્મદેવ લોકના ત્રીજા પાથડા શુદ્ધિ આવરી રહ્યો છે, તમજે અંધકાર, કાયને સમૂહ તેને તમસ્કાય કહીએ શ્રાવલાના આકારે રહ્યો છે. ત્રણ ચપટીમાં એકવીશવાર જંબુદ્વિપ ફરે એહવો દેવતા પરંતુ તમસ્કાય આગળ જઈ શકે નહી, કદાપી કોઇ અપરાધી દેવતા માંહે પેસી ગયો તેને પકડવા બીજો દેવ બીહતો થકો તે તમસ્કાય માંહે પ્રવેસ કરી સકે નહી. એમ પ્રવચન સારોધ્ધાર ૨૫૫ થી જાણવું.

પ્રઃ—૭૭ છ પ્રકારની ભાષા, તથા ષટદર્શનનાં નામ કીયાં ?

ઊઃ—૧ સંસ્કૃત, ૨ પ્રાકુત, ૩ સૌરસેની, ૪ માગધી, ૫ પૈસાચીકી, ૬ અપભ્રંશક, એ ભાષાના ગદ્ય, પદ્ય મળી બાર ભેદ થાય છે.

૧ બૌધ, ૨ નૈયાયિક, ૩ સાંખ્ય, ૪ જૈન, ૫ વૈશેષિક, ૬ જૈમનીયં ઇતિ ષટ દર્શન જાણવાં.

પ્રઃ—૭૮ સાલંબન, નિરાલંબન, બે પ્રકારનાં ધ્યાન કેવી રીતે થાય છે અને ધ્યાની કોને કહીએ. ?

ઊઃ—૧ સાલંબન=સમવસરણ સ્થજીનજીના સ્વરૂપનુ ધ્યાન કરવું વા જીનમુદ્રા દેખી જીનેશ્વરના ગુણનું ચિંતન કરે, જેથી ચેતના સ્થિર થાયછે. ખેદ ઉદ્દવેગાદિ આઠ દોષે કરી રહિત હોય તે મનની એકાગ્રતા એટલે પ્રણિધાન સાધે, વળી શાંત ગુણ પણ આવે, ઇતિ આલંબન ધ્યાન.

૨ નિરાલંબન ધ્યાન—સિદ્ધ ભગવાનનુ રૂપાતીત ધ્યાન કરે જે સિદ્ધ તો સકલ પ્રદેસે નિરાવર્ણ થયા, અવ્યાબાધ સુખના ભોક્તા થયા, વર્ણાદિ રહિત અનંત જ્ઞાન દર્શનધરા સર્વ ઉપાધિ રહિત થયા. એવું નિરાલંબન ધ્યાનયોગની એકાગ્રતાએ તીવ્ર પ્રણામે કરે તે ક્ષપક શ્રેણે ચઢી તત્કાલ કેવળ જ્ઞાન પામે, વા, વિતરાગના શુદ્ધ નિરાવર્ણ આત્મ પ્રદેશ સમુદાય કેવળ જ્ઞાનાદિક સ્વભાવનું ધ્યાન કરવું તે, यदुक्तं ॥

शुद्ध परमात्म गुण ध्यानं निरालंबन इति वचनात् ॥

અશુભ કાર્યના મનોરથરૂપ દુર્વિકલ્પ તેથી વિરમ્યો તે સદાધ્યાનીજ છે. મનની શુભાશુભ કલ્પનાએ કરીને મોક્ષ નરક ગમન થાય છે. પ્રસન્ન ચંદ્રમુનિ અને તંદુલીઆ મચ્છવત્ માટે મોક્ષાભિલાખી છતા યોગે ત્રીકરણ સંવરે તેને ધ્યાની કહીએ. તેનુ ફળ કહેછે.

पूजा कोटी समं स्तोत्रं । स्तोत्र कोटी समो जपः ॥
जप कोटी सम ध्यानं । ध्यान कोटी समोलयः ॥ १ ॥

ઇહાં ध्याता=જીવ. ध्येय=આત્મસ્વરૂપં. ध्यान=વસ્તુ સ્વરૂપનું ઇતિ.

પ્રઃ—૭૯ નિમિત્ત ઉપાદાન કારણ વિષે ચૌભંગી કહો.

ઊઃ—નિમિત્તજે સંજોગરૂપ કારણ, અને ઉપાદાન તે વસ્તુની સહજ શક્તિ.

૧ એક વક્તા અજ્ઞાની છે અને શ્રોતા પણ અજ્ઞાની છે તે તો નિમિત્ત ઉપાદાન બેહુ અશુદ્ધ છે.

૨ બીજો વક્તા અજ્ઞાની અને શ્રોતા જ્ઞાની છે તે નિમિત અશુદ્ધ અને ઉપાદાન શુદ્ધ છે,

૩ ત્રીજો વક્તા જ્ઞાની છે અને શ્રોતા અજ્ઞાની છે તે નિમિત શુદ્ધ ઉપાદાન અશુદ્ધ છે.

૪ ચોથો વક્તા જ્ઞાની અને શ્રોતા પણ જ્ઞાની છે તે નિમિત ઉપાદાન બેહુ શુદ્ધ છે, ઇહાં નિશ્ચય રૂપ ઉપાદાન છે અને વ્યવહારરૂપ નિમિત કારણ જાણવું. જેમ જ્ઞાનરૂપ ચક્ષુ, ક્રિયારૂપ ચરણ બંને શિવમાર્ગની ધારા છે, તેમ એ બંને કારણ આલંબન ભૂત જાણવાં.

ઇહાં વક્તાજે ગુરૂ ઉપદેશરૂપ નિમિતથી શ્રોતારૂપ ઉપાદાન બલવાન થાય છે. યથા વનરાજીમાં ફુલ સ્વભાવ છે પણ રૂતુરૂપ નિમિત મળ્યાથી સારી ખીલે છે.ઇ૦

પ્રઃ—૮૦ પ્રકૃતિ, સ્થિતિ, રસ, પ્રદેશ તથા પરભવ આયુશાથી બંધાયછે.

ઊઃ—યોગવડે પ્રકૃતિબંધ અને પ્રદેશ દળ બંધાય છે. કષાયથી સ્થિતિ અને રસ બંધાય છે. તેમજ યોગ ૧ કષાય, ૨ ધ્યાન, ૩ લેસ્યા, ૪ એ ચાર એકઠા મળેથી જીવ પરભવનું આયુ બાંધે છે.

પ્રઃ—૮૧ પારીઠાવણી યાગારેણં એ પાઠમુનિ આશ્રી છે તો શ્રાવકને પચખાણમાં કેમ કહોછો.

ઊ:—શ્રાવકને પચખાણની જુદી વિવક્ષા કરી નથી જે માટે પરીપાટી પાઠ તુટે નહી, જેમ નિશ્ચંપર દારગમણ વિરિઓ. તેમાં પરસ્ત્રી વિરમણ કર્યું, તેવારે શું પરપુરૂષ ન વર્જવો ! એતો સૈલી છે વળી રાઇ પ્રતિક્રમણને વિષે મુનિ દાનના અતિચાર આલોવાય છે. તો શું રાત્રિએ દાન દેવાય છે! જ્યાં પુરૂષને ઉદ્દેસીને ઉપદેશ કર્યો છે ત્યાં સ્ત્રીયોનો પણ સમાવેસ થાય છે જેમ નવવાડમાં મુનિને ઉદ્દેસીને વાખ્યા કરી છે. તો શું શ્રાવકની હદ પ્રમાણે પરસ્ત્રી આશ્રી નવવાડ ન સમજવી ? વળી મુનિ ભેગુ પ્રતિક્રમણ કરતાં શ્રાવકને જો મે દેવસીઓ કરેમીભંતે આદે જુદા પાઠ છતાં પણ પ્રાયે જુદા બોલવાની જરૂર નથી કેમકે પોતપોતાની મર્યાદ પ્રમાણે વર્તવું છે. શ્રી વીરપ્રભુએ ગાતમને ઉદેસીને કહ્યું છે કે હે ગૌતમ લગાર માત્ર પ્રમાદ ન કરીસ. તેથી શું બીજા જીવોને માટે નથી ? વળી શ્રેણીક ઉદ્દેસીને ઉપદેશ કર્યો છે તેથી શું વિરતિ ગુણીનો અનાદર ગણાય ? ઇત્યાદિ ઘણાં દ્રષ્ટાંત છે. अत्रकःसंदेह આ પ્રશ્ન મને એક ઢુંઢકમતીએ પુછેલો તેનુ શાસ્ત્રોક્ત યુક્તિએ નિરાકરણ કરવા દ્રષ્ટાંત સાથે આ વિષય દાખલ કર્યો છે.

પ્ર:—૮૨ શ્રાવકને પોસહમાં ભેગુ સામાયક વ્રત લેવાનું શું કારણ છે તથા પૂજા કર્યા વિના પોસહ થાય કે કેમ.

ઊ:—પોસહ છે તે આહારાદિચ્ચાર પ્રકારે તે એસી ભાંગે લેવાયછે, અને સામાયકમાં તેવી રીતે ભાંગાના આગાર નથી. વળી સર્વ સાવદ્ય ત્યાગ અરથે પોસહમાં સામાયક લેવું કહ્યું છે. તથા સામાયક ચારિત્ર ગ્રહણ કરવા ભણી સામાયક ડંડક ઉચરવું છે.

શિષ્ય—પ્રભુ પડિમા પૂજીને પોસહ કરવો કહ્યો છે તે એકાંત કે સ્યાદવાદ.

ગુરૂ—ઊત્સર્ગ માર્ગે મુખ્ય વૃત્તિએ તો સુર્યોદય પહેલાં પોસહ ઉચરી પ્રતિક્રમણ કરે પછી પડિલેહેણ કરે પછી દેવવંદન વિધિ કરે. એ સંવર જોગરૂપ ભાવ પૂજામાં દ્રવ્ય પૂજા નિયમા છે, પરંતુ કારણસર સંસારીક કાર્યમાં રોકાયો થકો જીનપૂજા કરી પોસહ કરે તે પણ નિષેધ નહી. કાલાતીક્રમે પોસહ ઉચરે તેને સેન પ્રશ્ને અપવાદમાં ગણ્યો છે. ઇતિ સ્યાદવાદ.

પ્ર:—[illegible] જીનેશ્વર વીતરાગ છે તો તેની ભક્તિથી કૈવી રીતે ફલ પ્રાપ્ત થાય છે. ?

ઊ:—ચિંતામણી રત્ન જેમ મનોવાંછીત પુર્ણ કરેછે, એટલે શુભચિંતકને શુભ અને અશુભ ઇચ્છકને અશુભ ફળ મળેછે તેજ રીતે પ્રભુની ભક્તિકારકને રૂડુ ફલ મળે છે, અને નિંદક અવર્ણવાદીને અશુભ ફલ મળે છે. હેમજેમ ઠડુ છતાં વન દહે છે તેમ પ્રભુજી વીતરાગ છતાં તેની ભક્તિથી કર્મરૂપ વન બળે છે શ્રી દેવચંદ્રજીએ પણ કહ્યું છે કે,

तुज कुरुणा सऊ उपरेरे सरखी छे महाराय ।

पण अविराधक जीवनुंरे कारण सफलुं थायरे ॥ चंद्राननजिन ॥१॥

પ્રઃ—૮૪ સંજ્ઞા કેટલી પ્રકારની હોય છે ?

ઊઃ—ઈહાં દશ પ્રકારની સંજ્ઞા કહી છે તે સ્વામી સાથે કહેછે.

૧ અહાર સંજ્ઞા—વૃક્ષ જળનો અહાર કરેછે. ૨ ભયસંજ્ઞા-ભયથી સંકોચાય તે. ૩ પરિગ્રહ સંજ્ઞા-વેલ તંતુવડે વૃક્ષને વીંટે છે. ૪ મૈથુન સંજ્ઞા-સ્ત્રીના હાવભાવે કરી કદંબ વૃક્ષ ફળે છે, ૫ ક્રોધસંજ્ઞા-ક્રોધે કરી કોકદ વૃક્ષ હુંકાર કરેછે. ૬ માનસંજ્ઞા-માને કરી રૂદન્તી રૂએછે જે સુજ સરીખી ઔષધી છતાં લોક દુખીયા દરીદ્રી કેમ રહેછે. જેથી સુવર્ણ સિદ્ધિ થાય છે તે. ૭ માયાસંજ્ઞા વેલ કપટાઈથી ફળોને ઢાંકે છે. ૮ લોભસંજ્ઞા-લોભે કરી બીલો, પલાસ નિધાનને જડે વીંટે છે. ૯ ઓઘસંજ્ઞા-વૃક્ષના ઉત્તમ અંગવેલો ચઢે છે તે. ૧૦ લોક સંજ્ઞા રાત્રીને વિષે કમળનો સંકોચ થાય છે તે. એ રીતે એકેંદ્રિ વનસ્પતિ આદે જીવોની સંજ્ઞા જાણવી વળી મનુષ્ય આદેને બીજી ૭ સંજ્ઞા વિશેષે હોય તે નિચે પ્રમાણે જાણવી. ૧૧ સુખસંજ્ઞા. ૧૨ દુઃખસંજ્ઞા ૧૩ મોહસંજ્ઞા. ૧૪ દુગંચ્છા સંજ્ઞા.૧૫ સોક સંજ્ઞા, ૧૬ ધર્મ સંજ્ઞા. એવં પ્રકારે સોલ સંજ્ઞા જાણવી.

પ્રઃ—૮૫ સંસાર વ્યવહાર રાજનિતી ધર્મનિતી જ્ઞાનાદિની ઉત્પતિ તથા તીર્થંકરની ઉત્પતિ અને સિદ્ધિ કયારે હોય.

ઊઃ—ત્રીજા આરઅંતે નવ કુલગરની જાતી, રાજનિતી, સર્વ સંસાર વ્યવહાર જીનધર્મ બાદર અગ્નિકાય, જ્ઞાન, વિજ્ઞાન (કળા) પ્રમુખ સર્વની ઉત્પત્તિ થાય, લઘુક્ષેત્ર સમાસની ગાથા ૯૯ ઉત્સર્પિણી કાળનઃ ત્રીજા તથા ચોથા. આરાના નેવ્યાસી પક્ષ જાય તેવારે પહેલા તથા છેલા તીર્થંકર અનુક્રમે થાય. તેમજ અવસરપિણી કાળના ત્રીજા તથા ચોથા આરાના પાછલના નેવ્યાસીપક્ષ શેષ રહે તેવારે પહેલા તથા છેલ્લા જીન અનુક્રમે સિદ્ધિ પામે, ઇતિ ગાથા ૧૮૦ થી જાણવું.

પ્રઃ—૮૬ કોઈ મતાવલંબી કહેછે કે જે ગતીમાંથી જીવ મરી જાય તે ફરી ભવાંતરે તેજ ગતીમાં ઉત્પન્ન થાયછે. મનુષ્ય મરી મનુષ્ય થાય છે અને જાનવર મરી જાનવર થાય છે. તેનુ કેમ ?

ઊઃ—જીવ ભવાંતરે કર્માનુસારે પુનઃ પુનઃ રૂપાંતર કરેછે, જેમ ભેંસના સીંગડાથી કેલ થાય છે, કાશથી સેલડી થાય છે, માખીની હગારથી કદલીની ભાજી થાય છે. ઇલકા ભ્રમરી થાય છે માટે ઇંદ્રિ ગતી તથા વેદનું પલટાવું ન થાય એ ભ્રમણા વ્યર્થ છે. અહો કર્મની વિચિત્ર ગતી છે, એકેંદ્રિયાદિક જીવ છેદન ભેદન દુઃખ સહન કર્યાથી અકામ નિર્જરા યોગે વિગલેંદ્રિયાદિમાં આવે, વળી પ્રાણ પર્યાપ્તી શરીરાદિક અધિકરણ યોગે હિંસાદિક દોષની બહુલતાએ ફરી એકેંદ્રિમાં પણ જાય, વળી વિશેષ આયુ શરીરવડે અકામ નિર્જરાએ ઊંચો પણ ચઢેછે. પંચેદ્રિ, વા દેવાદિ ગતીમાં પણ જાય છે. અર્થાત કર્માનુસારે જીવને અનુપુર્વિ ખેંચી લેછે. જેમ નાથે ઝાલ્યો વૃષભ ઘેર જાય તેની પેરે જાણવું. ૬૦

પ્રઃ—૮૭ સાતુનયનુ સ્વરૂપ ટુંકામાં સમજાવો.

ઊ—૧ નૈગમનય-અંસ ગુણગ્રાહી; જેમ સુક્ષ્મ નિગોદીયા જીવમાં અક્ષરના અનંતમા ભાગનું જ્ઞાન છતાં તેને સિદ્ધ સમાન કહે છે. વલી જે કાર્ય કરવાની ઇચ્છાને કર્યું કહે સર્વ જીવોના આઠ રૂચક પ્રદેશ નિર્મલ સિદ્ધરૂપ છે જે જાણી એક એશે સિદ્ધ સમાન કહે છે. નથી એક ગમો કહેતાં અભિપ્રાય તે જેનો તેને નૈગમનય કહીએ.

૨ સંગ્રહનય-સત્તાગ્રાહી, સર્વ જીવ સત્તાગુણે સરખા છે. બીજમાં જેમ વૃક્ષની સત્તા છે. માત્ર નામ લેવાથી સર્વે ગુણપર્યાય આવે, જેમ કોઇ લાડુ જમવાનું કહે તે ભેગાં દાળ સાક ભાત વિગેરેનો સમાવેશ થાય છે. વળી જેમ દાતણ મંગાવ્યાથી પાણી રૂમાલ વીગેરે લાવે તે.

૩ વ્યવહારનય-બાહ્ય ગુણગ્રાહી છે. જેમ જીવ અમર છતાં કોઇ કહે જે અમુક જીવને મારવાથી હિંસા થાય છે. ઇ૦ ઇહાં આચાર ક્રિયા મુખ્ય છે.

૪ રિજુસૂત્રનય-વર્તમાન પ્રણામ ગુણગ્રાહી છે. જેમ કોઇ જીવ ગ્રહસ્થ છે પણ અંતરંગ મુનિ સમ પરણામ વર્તે છે. તેથી મુનિ કહે, અને મુનિમાં ગૃહસ્થના ગુણ હોવાથી ગૃહસ્થ કહે તે.

૫ શબ્દનય-શબ્દોચ્ચાર નામ ગ્રાહી, ભાષાથી વચન ગોચર થાય તે, નામ સ્થાપના દ્રવ્ય ભાવ એ ચારના આધારે જે બોલવું તે. ઘટની ચેષ્ટાને કરતો હોય તે ઘટ કહેવાય.

૬ સમભિરૂઢનય-અપૂર્ણ પૂર્ણગ્રાહી, અંસ ઓછી વસ્તુને પૂર્ણ માને, જેમ અયોગી, સયોગી, કેવળ જ્ઞાનીને સિદ્ધ કહે.

૭ એવંભૂતનય-ગુણ ક્રિયા પૂર્ણગ્રાહી, જેમ સિદ્ધને જ સિદ્ધ કહે, સ્ત્રી, ઘટમાં જળ ભરી મસ્તકે ધરી જતી હોય તેને ઘટ કહે પરંતુ ખાલી ઘટને ઘડો ન કહે. ઇહાં વિસ્તાર ઘણો છે તે આગમ સારાદિગ્રંથથી જાણવો. એ સાત નયના સાતસો ભેદ થાય છે. તે ગુરૂગમ ધારવા, નય એટલે વસ્તુનો પ્રતેક ગુણ અવલંબી વચન બોલવું તે. (દ્રષ્ટાંત) કોઇકે પુછયું જે. અનાજ શાથી થાય છે ત્યાં એક જણ બોલ્યો જે ઊદકથી, બીજો કહે પૃથ્વિથી, ત્રીજો કહે હળથી, ચોથો કહે બળધથી, પાંચમો કહે બીજથી, છઠો કહે ઋતુથી, સાતમો કહે ભાગ્યથી, એમ સર્વે એકેક અંસ ગ્રહી બોલ્યા; ઇહાં જે એક નય પકડે તે મિથ્યાત્વી જાણવો, સર્વ નય માને તે સમકતી કહીએ. અપેક્ષા વચન છે, જેમ કોઇ સ્ત્રીને સ્ત્રી કહે છે, કોઇ તેને બહેન કહે છે, કોઇ દીકરી માને છે. એમ અનેકાંત માર્ગ જૈન પદ્ધતી છે. ।। ઇતિ૦

પ્રઃ—૮૮ સપ્તભંગી ષટ આવસ્યકને વિષે ઉતારો.

ઊ—૧ સ્યાદ્ અસ્તિ, ૨ સ્યાદ્ નાસ્તિ ૩ સ્યાદ્ અસ્તિ નાસ્તિ ૪ સ્યાદ્ અવક્તવ્ય ૫ સ્યાદ્ અસ્તિ અવક્તવ્ય ૬ સ્યાદ્ નાસ્તિ અવક્તવ્ય ૭ સ્યાદ્ અસ્તિ નાસ્તિયુગપત્ અવક્તવ્ય એવંસપ્તનામ જાણવા. હવે તે છ આવસ્યકને વિષે ઉતારે છે. સ્યાત્ શબ્દે અનેકાંતપણે સર્વ અપેક્ષા લેઈ કહેવું તે.

૧ સામાયક સંવરરૂપે સ્યાત અસ્તિ છે ૧ ચૌવિસત્થો કીરત્તનરૂપે અસ્તિ છે, ૨, વંદણા ગુણવંત પ્રતિપત્તીરૂપે અસ્તિ છે, ૩, પડીક્રમણો આલોયણરૂપે અસ્તિ છે ૪ કાઊસગ્ગ રત્નત્રય આરાધનરૂપે અસ્તિ છે, ૫, પચખાણ વ્રત ધારણરૂપે અસ્તિ છે ૬, એ પૂર્વોક્ત ગુણરૂપ ખડાવસ્યક સ્યાત અસ્તિરૂપે છે. એ પ્રથમ ભંગ જાણવો ।। સ્યાત અસ્તિપદ જોડવું. ।।

૨ એ ખડાવસ્યક અશુભ બંધપણે નથી માટે એમાં અશુભ બંધની નાસ્તિ છે તેથી સ્યાત નાસ્તિપણું છે. એ બીજો ભંગ જાણવો.

૩ એ છ આવસ્યક પોતાના દ્રવ્ય ક્ષેત્ર કાલભાવે અસ્તિરૂપે છે, અને એહીજ દ્રવ્ય તે પરદ્રવ્યમાં દ્રવ્યક્ષેત્ર કાલભાવપણે નાસ્તિરૂપે છે, માટે જે સમયે અસ્તિ છે તે સમયે જ નાસ્તિભંગ પણ છે, એ સ્યાત અસ્તિ નાસ્તિ નામે ત્રીજો ભંગ જાણવો.

૪ એ પૂર્વોક્ત ત્રીભંગીએ કરી છ આવસ્યકનું સ્વરૂપ જાણીએ પણ એ સમગ્ર સમકાળે કહેવાય નહી, કેમકે વચનનું તો ક્રમે પ્રવર્તન છે, તેથી એક સમયમાં સર્વ ધર્મ કહેવાય નહી, માટે એ અવક્તવ્ય નામે ચોથો ભંગ જાણવો.

એ ખટ આવસ્યક માંહે એક સમયને વિષે અસ્તિપણાના અનંતા ધર્મ રહ્યા છે તે જાણે ખરો પણ એક સમયે કહેવાય નહી. કેમકે એક અક્ષરનો ઉચ્ચાર કરતાં પણ અસંખ્યાતા સમય લાગે છે, માટે સ્યાત અસ્તિ અવક્તવ્ય નામે પાંચમો ભંગ જાણવો.

૬ એ ખટ આવસ્યક માંહે એક સમયને વિષે નાસ્તિપણાના અનંતા ધર્મ રહ્યા છે તે જાણે ખરો પણ એક સમય માંહે વચને કરી કહ્યા જાય નહી માટે સ્યાત નાસ્તિ અવક્તવ્ય નામા છઠો ભંગ જાણવો.

૭ એ ખડાવસ્યકમાં પોતાનારૂપે અસ્તિપણે એક સમયને વિષે અનંતા ધર્મ છે, અને પરરૂપે નાસ્તિપણે પણ અનંતા ધર્મ એક સમયને વિષે છે, પણ તે એક સમયે વચને વચને કરી કહ્યા જાય નહીં માટે સ્યાત્ અસ્તિ સ્યાત નાસ્તિ યુગવત્ અવક્તવ્ય નામા સાતમો ભંગ જાણવો. એ રીતે સપ્તભંગીનું સ્વરૂપ બીજી વસ્તુ ઉપર ઉતારવા ગુરૂગમ લેવો. કેમકે બુદ્ધિવત પંડિત પુરૂષ હોય પણ સદગુરૂ વિના રહસ્ય શમજી શકે નહી.

॥ य दुक्तं ॥ विनागुरुभ्योः गुणनिरधिभ्यो । जानाति धर्मनविचक्षणोपि ॥
आकर्ण दिर्घोज्वल लोचनोपि । दीपंविना पश्यतिनांधकारे ॥ १ ॥

પ્રઃ—૮૯ છ આવસ્યને વિષે ઉત્પાદ, વ્યય, ધ્રુવનું સ્વરૂપ સમજાવો.

ઉ. ૧ સામાયક કરવાથી સાવદ્ય યોગની વિરતી પણાનો ગુણ ઉપજે છે, ચોવિસત્થી સમ્યકત્વ ગુણ ઉપજે છે. વંદનાથી વિનયગુણ ઊપજે છે, પડીકમણાથી ઊપરાઠો થવા રૂપ ગુણ ઊપજે છે, કાઊસગથી જ્ઞાન દર્શનરૂપ

શુદ્ધગુણ ઊપજે છે, પચખાણથી આશ્રવ નિરોધગુણ ઊપજે છે, એ વ્યવહાર નયે કરી ગુણનુ ઉત્પાદ (ઉપજાવા) પણું દેખાડયું.

૨ એ છ આવસ્યકથી અશુભ કર્મનો વિનાશ થાય છે.તે વ્યય (નાશ) જાણવો.

૩ એ છ આવસ્યકથી જીવ નિર્મલ સ્વભાવમાંહે ધ્રુવપણે રહે છે. તે ધ્રુવ (નિશ્ચલ) જાણવો ઇતિ.

પ્ર. ૯૦—ઈરીયા વહીના મિચ્છામિ દુકકડ કેટલા તે વિસ્તાર સાથે કહો.

ઉ—ઇરિયાવહીના મિચ્છામિ દુક્કડ ૧૮૨૪૧૨૦ તે સમ્યગ પ્રકારે ત્રીકરણ શુદ્ધે પડીકમતાં મિચ્છામિ દુક્કડ દેતાં ક્ષણેકમાં મૃગાવતીની પેરે સર્વ કર્મનો ક્ષય કરે. ઈહાંચાર ગતિમાં જીવના (૫૬૩) ભેદ છે તે સવીસ્તર પણે કહે છે.

૧૯૮ દેવતાના ભેદ કહે છે. ૧૦ ભુવનપતીના ૧૫ પરમાધામીના ૧૬ વ્યંતરના ૧૦ તીર્યંગજૃંભક ૧૦ ચોતિષિ ૧૨ દેવલોકના ૩ કીલ વિષ, ૯ લોકાંતિક ૯ ગૈવેયક, ૫ અનુત્તરવાસી એવં ૯૯ પર્યાપ્તા ૯૯ અપર્યાપ્તા મલી ૧૯૮ દેવતાના ભેદ જાણવા. ૩૦૩ મનુષ્યોના ભેદ કહે છે, ૧૫ કર્મભૂમીના ૩૦ અકર્મભૂમિના ૫૬ અંતરદ્વીપાના લવણ સમુદ્રના અંતરે છે તે. એવં, ૧૦૧ ગર્ભજ પર્યાપ્તા ૧૦૧ ગર્ભજ અપર્યાપ્તા ૧૦૧ સમુર્છીમ ચૌદસ્થાનકીયા મલી કુલ ભેદ ૩૦૩ જાણવા. ૪૮ તિર્યંચના ભેદ કહે છે ॥ ૪ ॥ પૃથ્વિકાય સુક્ષ્મ, બાદર, પર્યાપ્તા, અપર્યાપ્તા. ૪ અપકાય સુક્ષ્મ, બાદરા પર્યાપ્તા અપર્યાપ્તા ૪ તેઉકાય સુક્ષ્મ, પર્યાપ્તા અપર્યાપ્તા ॥ ૪ ॥ વાઉકાય, સુક્ષ્મ, બાદરા, પર્યાપ્તા અપર્યાપ્તા ॥ ૬ ॥ વનસ્પતીકાય તેમાં ચાર સાધારણ સુક્ષ્મ, બાદરા પર્યાપ્તા અપર્યાપ્તા, અને બે પ્રતેક વનસ્પતીના પર્યાપ્તા, અપર્યાપ્તા મલી છ ભેદ જાણવા ॥ ૬ ॥ વિગલેંદ્રિના પર્યાપ્તા, અપર્યાપ્તા ॥ ૨૦ ॥ તીર્યંચ પચેંદ્રિના કહે છે, ગર્ભસુર્છીમ સજ પર્યાપ્તા, અપર્યાપ્તા એવા ૪ જલચર ૪ થલચર ૪ ખેચરા ૪ ઉરપુરી ૪ ભૂજપુરી મલી વીસ ભેદ થયા કુલ ૪૮ ભેદ તિર્યંચના જાણવા.

૧૪ નારકીના ૭ પર્યાપ્તા ૭ અપર્યાપ્તા, એવં ૧૪ મળી સર્વે જીવના ૫૬૩ ભેદ જાણવા. તેને अभिहया=સામા આવતાં હણ્યા, ઇત્યાદિ દશ પદે દશ ગુણા કરતાં ૫૬૩૦ ભેદ થાય. તેને રાગદ્વેષથી બમણા કરતાં ૧૧૨૬૦ થાય, તે મન વચન કાયાએ ત્રીગુણા કરતાં ૩૩૭૮૦ થાય. તે કરણ કરાવણ અનુમોદન ત્રીગુણા કરતાં ૧૦૧૩૪૦ થાય તે અતીત અનાગત વર્તમાન કાલ ત્રીગુણા કરતાં ૪૦૪૦૨૦ થાય તે અરિહંત: સિદ્ધ, સાધુ, દેવ, ગુરૂ, આત્મા એ છની સાથે ગુણતાં થકાં ૧૮૨૪૧૨૦ મિચ્છામિદુક્કડં થાય છે. એ રીતે જીવને ખમત ખામણાં કરીએ. એ ધર્મનુ રહસ્ય છે. સમસ્ત શુદ્ધિ કરવા ભણી સર્વ ક્રિયાના પ્રારંભે તથા પ્રાંતે અવશ્ય ઇરિયાવહી કહેવાની ફરજ છે. તે જીનોક્ત વચને જાણવું. ઇહાં પ્રસંગે અજીવ અરૂપી તથા રૂપીના ૫૬૦ ભેદ છે તે ગ્રંથાતરથી જાણવા.ઇ.

પ્ર:—૯૧ કાચુ પાણી ઊક્ષ (ઊનુ) કરી છકાયની વહણી પીવું તે કરતાં ઠંડુ પાણી વ્રતમાં પીતાં શું હરકત છે ?

ઊઃ—૧ અચિંત પાણીની આચરણ શાસ્ત્રમાં કરી છે.

૨ બીજો આરંભ મોકળો છતાં આણંદાદિક શ્રાવકને સચિતનો ત્યાગ કર્યો છે, જેથી સમસ્ત સંચીતાશ્રવ રોકાય છે.

૩ કામાદિવિકાર ભાવને શાંત કરનાર ઉશ્ન જલ છે.

૪ સમય સમય જીવ ઉત્પન્ન વિનાશ થવાનો અભાવ છે.

૫ અસંખ્ય નદી સમુદ્ર વાવ્ય કુવા તલાવ આદે જળનુ વિરતીપણુ થાયછે.

૬ મુનિરાજ વીગેરેના ભોગમાં આવ્યાથી અત્યંત લાભ પ્રાપ્ત થાય છે.

૭ તપસ્યાવંતને ઉશ્ન જળથી વ્યાધિવિકાર ઊઠે નહી.

૮ રસનાઇંદ્રિનો વિષય વિકાર વિરામ પામે છે.

૯ ઉશ્ન જળ નહી મલવાથી પરિસહ સહન તપ થાય છે.

૧૦ સચિત ત્યાગવાથી તેની મુરછા ઉતરે છે. ઈત્યાદિ ઘણા ગુણ ઉશ્ન જળમાં છે. તે માટેજ ઉશ્ન જળની આચરણા પ્રગટપણે શાસ્ત્રકારે દર્શાવી છે. શેષ મતિ કલ્પના તે વ્યર્થ છે.

ઇહાં શ્રાવકને પણ વ્રતમાં શુદ્ધમાન તૈયાર પાણી મળે તો ઘણુ શ્રેષ્ટ છે. પરંતુ લાભાલાભનો વિચાર ન કરતાં ઢુંઢકની પેરે બીજા પ્રસંગે ઘર આરંભ સંસારીક કાર્યમાં ઉશ્ન જળ કરે, પણ વ્રતવાળાને ન કરવુ એમ કુવિલ્પ કરતાં વ્રતનો અભાવ અનાદર તથા અરૂચી થાય છે. માટે ગૃહસ્થોએ દીર્ઘ દૃષ્ટિએ વિચાર કરવો. ઇહાં આજ્ઞા પ્રધાન છે, કેમકે ગૃહસ્થ લોકોએ સર્વ પ્રકારના આરંભ ત્યાગ કર્યા નથી માટે વ્રતાદિ કારણે પોતાના ઘેર શ્રાવકને ઉશ્ન જળ કરવાનો નિષેધ નહી. ઇતિ.

પ્રઃ—૯૨ અન્વય વ્યતિરિક્ત તે શું.

ઊઃ—૧ અન્વય તે-છતે છતો યથા યત્રયત્ર दया आस्ति तत्र तत्र धर्मं अस्ति. એટલે જ્યાં દયા છે ત્યાં ધર્મ છે. पुनः यत्र यत्र शीत स्पर्श तत्र तत्र जलं એટલે જ્યાં શીતલતા ત્યાં પાણી હોય.

૨ વ્યતિરિક્ત—અછતે અછતો यत्र यत्र दया नास्ति तत्र तत्र धर्म नास्ति એટલે જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી. यत्र यत्र शीत स्पर्शा भावा तत्र तत्र जलाभाव એટલે જ્યાં શીતળતા નથી ત્યાં જળ પણ નથી. એમ સર્વ સ્થળે સમજવું ઈ.

પ્રઃ—૯૩ બીજમાં તથા પત્ર વીગેરેમાં એક જીવ કે ઘણા જીવ લાભે.

ઊઃ—ત્રણ પ્રકારની યોની શાસ્ત્રમાં કહી છે. ૧ સચિતા ૨ અચિતા ૩ મિશ્ર યોની તે ભૂજલદિ યોગે નવ પલ્લવ થાય છે તે બીજથી થાય છે અને સ્વાભાવીક પણ થાય છે. ચોમાસામાં ઠામ ઠામ વનસ્પતી ઉગેછે. લીલ ફુલણ વીગેરે થાય છે તે સર્વે પુર્વની ત્રણ યોની મધ્યેથીજ થાય છે હવે પ્રતેક વનસ્પતિના લીલા બીજમાં તથા લીલા પત્રમાં સચિતપણુ છે તેથી એક કણ વા એક પત્ર માંહે એક અનેક અસંખ્ય જીવ લાભે. એ સર્વે એકેંદ્રિ જાણવા. સાધારણમાં અનંતા છે સેન પ્રશ્નમાં જાર પ્રમુખ એક દાણો વિણસેથી નિશ્રાએ રહેલા અ-

સંખ્યાતા અપર્યાપ્તાની પણ હિંસા લાગે છે. વા એક જીવનુ શરીર પણ કમળનાલાદિ હોય તેનો નિષેધ નહીં તે ઉત્કૃષ્ટથી જાણવું ઇહાં વનસ્પતિ કાયના જીવનું અંગુલ અસંખ્ય ભાગ જઘન્ય ઉત્કૃષ્ટ શરીર કહ્યું છે. ત્યાં એક હજાર જોજન પ્રતેક વનસ્પતિનું કહ્યું તે મુળ એકની નિશ્રાએ અસંખ્ય જીવ સમુહ શરીર જાણવાં. તત્વ કેવલી ગમ્ય.

પ્રઃ—૯૪ છ આરાનુ થોડુક સ્વરૂપ કહો.

ઊઃ—૧ આ અવસરપિણિમાં પહેલો આરો ચાર કોડાકોડી સાગરોપમનો સુખમસુખમ નામે છે, તે આરે જુગલીઆનુ શરીર ત્રણ ગાઉનુ અને ત્રણ પલ્યોપમ આયુષ્ય ૨૫૬ પાંસળી શરીરમાં હોય. તેને છ માસ થાકતાં પુત્ર પુત્રી પ્રસવે તે દીન ૪૯ પાળે તે પછી પોત પોતાની મેળે ફરતા ફરે, તે વસ્તી થોડી ફળ અહાર કરે તે તુવર જેવડો જાણવો. પુન્ય પાપ રાગ દ્વેષ કષાય કામ મોહ વિશેષ નહી. તેથી તે દેવલોકમાં જાય છે. રૂપવંત હોય છે.

૨ બીજો આરો ત્રણ કોડાકોડી સાગરોપમ સુખમાનામે જાણવો. તે આરે જુગલીઆનુ શરીર ગાઉ બેનુ, બે પલ્યોપમ આયુ, પાંસળી ૧૨૮ સંતાનદીન ૬૪ પાળે અહાર માત્ર બોર જેટલો જાણવો. શેષ પૂર્વવત.

૩ ત્રીજો આરો બે કોડાકોડી સાગરોપમનો, એક ગાઉ શરીર માન એક પલ્યોપમ આયુ. પાંસળી, ૬૪ સંતાનદીન ૭૯ પાળે દશ જાતીના કલ્પવ્રક્ષ મનવાંછીત પુરે. સુખમદુખમ નામે આરો તેના છેડે ચોરાસી લાખ પુર્વ ત્રણ વર્ષ સાડા આઠ માસ બાકી રહેતાં આદિજીન થયા તેવારે જુગલ ધર્મ નિવારણ કર્યો. આંબળા જેટલો આહાર તે આંબળા તે કાળાનુસારે જાણવાં.

૪ ચોથો આરો એક કોડાકોડી સાગરોપમમાં બેતાલીસ હજાર વર્ષ ઊણો દુખમસુખમ નામા કહીએ. પાંસળી ૩૨ હોય. પુર્વ કોડી વર્ષ આયુ પાંચસે ધનુષ ઉત્કૃષ્ટ દેહ એવી સજીવ થાય.

પાંચમો દુઃખમ આરો ૨૧૦૦૦ વર્ષ પાંસલી ૧૬. સાત હાથ દેહમાન. આયુ વર્ષ ૧૨૦ ઉત્કૃષ્ટ જાણવું. કેવળ જ્ઞાનાદિ દશ વસ્તુ વિછેદ થઇ તે જંબુ સ્વામી પછે જાણવી. છેડે દુપસહ મુનિ ૧ ફલ્ગુશ્રી આચાર્ય આયુષ્ય વર્ષ ૨૦ બે હાથ શરીર સાદ્બી ૨, નગિલ શ્રાવક ૩ સત્યશ્રી શ્રાવિકા ૪ એવંચતુર્વિધ સંઘ એકાવતારી થશે. પછે જૈનધર્મ જશે.

શિષ્ય—પાંચમે આરે પાંચ વિષ અસત્ પ્રવૃત્તિના હેતુ છે તે કયા ?

ગુરૂ—૧ દુઃખમકાલ ૨ હુંડા અવસરપિણિ, ૩ દક્ષણ દિશાએ, ૪ ભસ્મ ગ્રહનો જોગ, ૫ કૃષ્ણ પક્ષી જીવો, એવંપંચમ આરે પાંચ વિષ વર્તે છે. હા ઇતિખેદે. પ્રલયકાળ પવન વાસે ચંદ્ર બાર ગુણે શીતલ અને સૂર્ય બાર ગુણો આકરો થશે. છઠો આરો બેશશે.

૬ છઠો આરો એકવીસ હજાર વર્ષ દુઃખ દુઃખમ નામે જાણવો. આયુ વર્ષ ૨૦ દેહમાન હાથ ૧ એકાંત દુઃખ એમ એકેક મેઘ તે વિજળી યુક્ત સાત

સાતવાર વરસસે. નગર ગામ નહી રહે. શેષ રહેશે તે ષટ ખંડના મનુષ્ય, પક્ષી, બહોતેર બીલ વૈતાઢયની છે તેમાં રહેશે. મત્છ ભક્ષણી, ષટ વરસે સ્ત્રી ગર્ભ ધરે તે ઘણા કષ્ટે પ્રસવે, ઘણાં છોકરાં થશે. યાવત એકવીસ હજાર વર્ષમાં ભારે કરમી જીવ તેમાં ઉપજશે. પ્રાયે સમક્તિ રહિત જાણવા પક્ષી વૈતાઢયે રહેશેઃ હાહાકાર વરતાશે, કુરૂપી, નિર્દય પ્રણામી, વસ્ત્ર રહિત પેહેરવું, પાથરવું, રહેવું, રાંધવું, મળે નહી. એવં દશ કોડા કોડી સાગરોપમે એક અવસર્પિણિ એ ઉત્તમ વસ્તુની ક્રમથી હાની તેમજ ઉત્સરપિણિ એ ઉત્તમ વસ્તુની ક્રમથી વૃદ્ધિ હોય, એ બંને મળી વીસ કોડા કોડી સાગરોપમનો એક કાલ ચક્ર જાણવો. એમ અનંતા કાળચક્રથી આ જીવ પરિભ્રમણ કરે છે. પરંતુ શુદ્ધ સમ્યકત્વ સ્પર્શ્યો વિના અને સ્પર્શજ્ઞાન અનુભવ વિના સંસાર પાર થયો નહી. માટે હે ચેતન પરભાવ રમણ એટલે પુદ્દગલ લીલા છોડી શુદ્ધાત્મ સ્વરૂપ વિલાસ કર. એજ કર્મ મુક્ત થવાનો પુષ્ટ ઉપાય છે. કેમકે વીસ કોડાકોડી સાગરોપમના એક કાળચક્રમાં બે કોડાકોડી સાગરોપમમાં ધર્મ હોય છે, તે જીન પ્રણિત ધર્મ એકવાર મલ્યો તે વારે धन्योहं कृतपुन्योहं એમ જાણવું.

ત્યાર બાદ ઉસર્પિણિનો પહેલો આ રીતે છઠા જેવો જાણવો.અને બીજો આરો બેઠા પછે પુષ્કરાવર્તમેઘ-ક્ષીરોદક મેઘ-ધૃતોદક મેઘ-શુદ્ધોદક મેઘ-રસોદક મેઘ-એવં પાંચ જાતના મેઘ દીન ૩૫ સુધી વરસશે તેથી પૃથ્વી રસકસ વાલી થશે. પછે બીલવાસી પ્રાણીઓ બાહેર નિકળી ફુલ અહાર કરશે. આયુબલરૂપ આદિ પ્રતિદીન વૃદ્ધિ પામશે. પછી આદનું પૂર્વે એ ચોવીસ તીર્થંકર થશે તેની સર્વ જ્ઞાન ઉલટી સમજવું.

પ્રઃ—૯૫ અધિક ન્યુન તાપ પડે છે તે સૂર્યના કીરણની વધઘટથી કેમ ?

ઊઃ—પોસ માસે ૧૦૫૦ કીરણ જગન્યથી અને ઉત્કૃષ્ટ આશ્વિન માસે ૧૬૦૦ કીરણ સૂર્ય અનુક્રમે તપે છે એમ કલ્પસૂત્રની વાખ્યામાં કહ્યું છે તે અન્ય મતીની અપેક્ષાએ જાણવું, પરંતુ જગત સ્વભાવિક સૂર્ય વિમાનના કીરણની વધઘટ થાય નહી. પર્યાયની હાની વૃદ્ધિ થાય. ઋતુ પ્રભાવે આધક ન્યુન તાપ લાગે છે આશંકા-છઠા આરે અત્યંત તીવ્ર તાપોદયથી બીલવાસી લોકો કહ્યા તે વિષે શું સમજવું સમાધાન-ભલી મેઘ વૃષ્ટિ અભાવે, ક્ષેત્ર તથા કાળ સ્વભાવે ખ્યાર દૃષ્ટિ અગ્નિ વૃષ્ટિ ઝેર વૃષ્ટિના પ્રભાવે. અત્યંત તાપોદય થાય છે. તેમજ વૃદ્ધિ હાની પણ જાણવી, પરંતુ સૂર્યના કીરણની વૃદ્ધિ, હાની થવાનો સંભવ સમજાતો નથી. એટલે શીત ઊક્ષ પુદ્દગલ સ્વભાવ વિશેષ ન્યુનાધિક તાઢ તાપનો સ્પર્શ થાય છે. એ અનુમાન પ્રમાણથી જાણવું. જેમ વર્ષા ઋતુમાં થોડુક જળ પીવાથી પણ પેસાબની છુટ વધારે થાય છે અને તૃષા થોડી લાગે છે. તથા ગ્રીષ્મ ઋતુમાં ઘણું જળ પીવાથી પણ પેસાબ થોડો થાય છે, અને, તૃષા ઘણી લાગે છે. તે ઋતુના પુદ્દગલનો પ્રભાવ જાણવો. ઈ૦

પ્રઃ—૯૬ પાંચ આશ્રવદ્વાર તથા પાંચ સંવર દ્વાર કહ્યા છે તે કીયા ?

ઊઃ—૧ મદ્દ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિંદ્રા, ૫ વિકથા. એ પાંચ પ્રમાદ

જીવને ભવ ભ્રમણ કરાવે છે માટે તેને તજવા ઉદ્યમ કરવો. એ પાંચ આશ્રવ-દ્વાર જાણવા.

૧ સમ્યકત્વ, ૨ વિરતી, ૩ અપ્રમાદા, ૪ અકષાય, ૫ ઉત્તમ યોગ એ પાંચ સંવર દ્વાર ઇતિ ઠાણાંગે.

પ્રઃ—૯૭ પાંચ પ્રકારની સઝાય કહી તે કેઈ ?

ઊ:—૧વાંચના-વાંચવું. ૨ પૃછના-અર્થનું પુછવું.

૩ પરાવર્તના-ગણી વાલવું. ૪ અનુપેક્ષા-વિચારણાકરવીતાત્પર્યજોવું.

૫ ધમ્મ કહા-ધર્મ કથા કહેવી, ઉપદેશ કરવો, ધર્મની ચરચા વારતા કરવી એ રીતે પાંચ પ્રકારનો સ્વાધ્યાય તપ જાણવો. પ્રશ્ન ૧૧૧ પ્રમાણે જાણવી.

પ્રઃ— ૯૮ પ્રતિક્રમણ વીગેરેમાં દેવતાનો કાઉસગ્ગ કરતાં મિથ્યાત લાગે કે કેમ?

ઊઃ—એ કહેવું અયુક્ત છે. લલીત વિસ્તરા વૃત્તિમાં તથા આવશ્યક ચૂર્ણિમાં પ્રગટપણે કહ્યું છે તથા મનોરમા શ્રાવિકાએ સુદર્શન શેઠને સૂળીના સંકટે, તથા સુભદ્રાએ ચંપા પોલ ઉઘાડવા દેવતાનો કાઉસગ્ગ કર્યો છે. માટે સમકિત દ્રષ્ટિ દેવતાને નિમિત હેતુ કારણસર સંઘોપ દ્રવ્ય નિવારણ માટે શાંતિ સમાધ આરાધના અર્થે સમરતાં દુષણ નહી.

श्राद्ध प्रतिक्रमण सूत्रे पिऊक्तं । सम्मदिठ्ठी देवा ।
दिंतु समाहिं च बोहिं च इति वचनात्०

પ્રઃ—૯૯ પ્રતિક્રમણ વિષે રૂડી સમજુતી આપો.

ઊ:—શ્રાવકને હમેસાં દીવસ રાત્રી સંબંધી દુષણનુ નિવારણ કરવા સારૂ પ્રતિક્રમણ કરવું. જેમ બે વખત કાજો કાઢવાથી ઘર શુદ્ધ થાય છે, વળી જેમ હમેશાં વાસણ માંજવાથી કાટ ન વળે. તેમ આત્મા કર્મરૂપ દુષણે રહીત થ-વાથી નિર્મળ થાય છે. ઉત્સર્ગે તો સુર્યબિંબ અર્ધ છતાં ચોથો આવસ્યક ભણે, અને અપવાદે તો મધ્યાન પછીથી મધ્યરાત્રી શુદ્ધિ દેવસીક અને મધ્યરાત્રીથી તે મધ્યાન શુદ્ધિ રાઇ પ્રતિક્રમણ કરવુ યોગશાસ્ત્રે કહ્યું છે. પરંતુ કાળની ક્રિયા કાલે કરતાં વિશેષ ફળીભૂત થાય છે. કાળાતિક્રમે પ્રતિક્રમણ કરતાં પુરીમઢનું પ્રાયચ્છિત કહ્યું છે. પ્રથમ બાર અધિકારે દેવ વાંદે છે. તે કહેછે. નમોથ્થુણંમાં ભાવનિક્ષેપે વાંદ્યા ૧ જે અઇયાસિદ્ધા જેઅભવીસંતણં ગયે. કાલે ઇહાં દ્રવ્ય નિક્ષેપે વાંદ્યા ૨ અરિહંત ચેઇયાણં સ્થાપના જીનવાંદ્યા ૩ લોગસમાં નામ જીમ વાંદ્યા. ૪ સવલોએ અરિહત ચેઇયાણંમાં ત્રણ લોકની શાસ્વતી અશાસ્વતી પ્રતિમા વાંદી ૫ પુખ્ખર વરદીવડ્ઢેમાં વિહરમાન જીન વાંદ્યા ૬ તમ તિમિર પડલાદિથી શ્રુત જ્ઞાનવાંદુ ૭ સિદ્ધાણં બુદ્ધાણંમાં સર્વ સિદ્ધ વાંદ્યા ૮ જો દેવાણ વિદેવો વીર સ્તુતિ ૯ ઊજંત શૈલનેમ સ્તુતિ ૧૦ ચતારીઅઠ્ઠદશ દોય વંદીયા અષ્ટાપદચૌ વીસનજી વાંદ્યા ૧૧ વૈયાવચ્ચગરાણં સમ્યગ દ્રષ્ટિ દેવતાનુ સ્મરણ ૧૨ એ બાર અધિકારે દેવ વાંદવા કહ્યા છે. એ ઉત્કૃષ્ટ ચત્યવંદન કહીએ. હવે પ્રતિક્રમણમાં છ મુદ્રાઓ કહેછે. નમોથ્થુણંમાં યોગમુદ્રા ૧ કાઉસગ્ગ કરતાં જીનમુદ્રા

૨ દેવસી આદે પ્રતિક્રમણ ઠાવતાં મયુરાવર્તત ૩ સુગુરૂ વંદણામાં યથા જાત મુદ્રા ૪ વંદીતા સૂત્રમાં ધાનૂકમુદ્રા ૫ જયવિયરાય કરતાં મુત્તાસુત્તિ મુદ્રા કરવી ૬ એ રીતે ૭ મુદ્રાયો અવસ્ય કરવી. બાકી સર્વ ઠેકાણે સમતામુદ્રા કરવી હવે છ આવસ્યક કહેછે. દેવસી પ્રતિક્રમણ ઠાઇ કરેમીભંતે કહે તે સામાયક નામા પેહેલો આવસ્યક જાણવો. ૧ લોગસએ બીજો ૨ સુગુરૂ વંદણાએ ત્રીજો ૩ દેવસીઆ લોઇવંદીતુ કહી અભુઠીઓ ખામવા સુધી પડિકમણ નામે ચોથો આવસ્યક જાણવો. ૪ કાઉસગ્ગ નિમિતે વંદણા કરી પછી કરેમીભંતેથી કાઉસગ્ગ કરવા તે પાંચમો આવસ્યક ॥ ૫ ॥ પછે મુહુપત્તા પડીલેહવી પચખાણ કરવું તે છઠો આવસ્યક જાણવો. તે સર્વે સંપદા સહિત કરવું શ્રેષ્ટ છે" अवस्यमेव कर्तव्यं इति आवश्यकं ॥ ઈહાં કોઇ કહેશે જે-मूलपदे पडिक्कमणुं भाष्युं पायतणु अण करवुं. ઉત્સર્ગે તે ખરૂ છે પણ ગૃહસ્થને ચરિતા ચાર=કાંઇ ચારિત્ર કાંઇ અચારિત્ર જે અવિરતિપણું છે જેથી વિરતિપણામાં જે દુષણ લાગ્યું તેનું આલોવું નિંદવું છે અને અવિરતીપણાનાં ભાવના તરાકે નિંદા ગરહા કરે.

વળી અધ્યવસાય સ્થાનક અસંખ્ય છે. જે ભણી સકલ સંઘને અઢાર પાપ સ્થાનાદિ સમુચ્ચય આલોવાનો વ્યવહાર પૂર્વ પુરૂષોએ પ્રવૃત્ત રાખ્યો છે તે યોગ્ય છે પ્રતિક્રમણ કરવાથી નિર્મલ થાય છે એ સિદ્ધાંત છે તે ઉપર વંદીતા સૂત્રની ગાથા. ૩૭-૩૮-૩૯-૪૦-૪૧-૪૨-૪૮ નો અર્થ વિચારી જોતાં સ્પષ્ટ માલુમ પડશે કે પ્રતિક્રમણ હમેશાં શ્રાવકને નિરંતર કરવું યુક્ત છે. ઇહાં કોઇ આશંકા કરે જે પ્રતિક્રમણ તો વ્રત ધારી આશ્રીત છે. કેમકે શ્રાદ્ધ સૂત્રમાં બાર વ્રતના અતિચાર આલોયા છે માટે બીજાને કરવું કેમ ઘટે. પણ તે સામાયક સહિત છે.

વળી વંદીતા સૂત્રની ગાથા. ૪૮ નો અર્થ વા. અર્થ દીપકા જોવી. વા. સુગુરૂ સમીપે ધારવાથી શંકા દુર થશે. यथा पडिसिद्धाणं करणे ॥ ઇત્યાદિ૦ ઇહાં મુખ્યતા તો બાર વ્રતીની જાણવી. ગૌણતામાં બીજા પણ લેવા. ૧ આશ્રવ રોકવો પડિકમવો શુભ પરિણામ આણવો તે ॥ ૨ ॥ મિથ્યાત્વ પડિકમવો તે મિથ્યાત્વ-પ્રતિક્રમણ ॥ ૩ ॥ કષાય પડિકમવો તે કષાયપ્રતિક્રમણ॥૪॥ ત્રણ યોગનો પડિકમવો તે યોગ પ્રતિક્રમણ ॥ ૫ ॥ ભાવ આણી પડિકમવો તે ભાવ પ્રતિક્રમણ, એમ પાંચ પ્રકારે પ્રતિક્રમણ ઠાણાંગે કહ્યું છે. વળી છ પ્રકારે પડિકમણો કહ્યા છે તે કહે છે ॥ ૧ ॥ વળી નીત પરઠવીને ઇરિયાવહી પડિકમે ॥ ૨ ॥ લઘુ નીત પરઠવીને ઇરિયાવહી પડિકમે ॥ ૩ ॥ થોડા કાલનું રાઇ દેવસી પડિકમે ॥ ૪ ॥ ઘણા કાલનું મહાવ્રત ઊચરવારૂપ ॥ ૫ ॥ સંજમમાં દુષણ લાગેથી મિછ્છામિ દુક્કડ કહે ॥ ૬ ॥ સુતો ઉઠી ઇરિયાવહી પડિકમે, એવા છ પ્રકાર પણ શ્રી ઠાણાંગે કહ્યા છે

છ આવસ્યક પુરા થયા પછી અધિક કહેછે તે પરંપરાગત દેવગુરૂનાં ભક્ત રૂપ આચરણા છે પડિકમણનાં સૂત્ર અમુક પછી અમુક કહે છે તે વિષેના સમજુતી પડિકમણના હેતુ ગર્ભિત ગ્રંથ જોવાથી સ્પષ્ટ સમજાશે. સૂત્ર અર્થ શુદ્ધ

ઉચરતાં ઉપયોગ સહિત કરે તે ભાવ આવસ્યક અને સૂત્રાર્થ વિધિ સહિત કરે પણ વિખર ચિત્તથી ઉપયોગ રહિતપણે વર્તે તે દ્રવ્યાવસ્યક જાણવો તેથી આત્માની શુદ્ધિ થાય નહીં. મૂલ વિધિ માર્ગે તો વંદીતા સૂત્ર વિના બેઠાં પડિકમણુ કરવું સેન પ્રશ્નમાં નિષેધ્યું છે. વળી બેઠાં પડિકમણુ કરતાં આંબીલનું પ્રાયશ્ચિત્ત પણ કહ્યું છે. શ્રાવકને સમકિતની શુદ્ધિને અરથે અને ભદ્રકને અભ્યાસ રૂપ બે વખત પ્રતિક્રમણ કરવાથી જીવ પાપના બોજાથી હલુઓ થાય છે. ओहरिअभरुव्वभारवहो इति वचनात् પાખી કરવાથી પંદર અહો રાત્રીનું, ચોમાસીએ ચાર માસનું, સવત્સરી કરવાથી વરસ દીવસનું પાપ કર્મ જીર્ણ થાય છે શુભાધ્યાવસાયે આલોચના નિંદા ગર્હા સમ્યગ્ પ્રકારે કરતાં થકાં વિશુદ્ધાત્મ થાય છે. કેમકે ત્રીજા વૈદ્યના રસાયણ સમાન સૂત્રાક્ષર ઔષધ છે ઇહાં કેટલાક શ્રાવકો ચપલતાથી તીક્ષ્ણતાએ શિઘ્રપણે થોડા વખતમાં પ્રતિક્રમણ કરી ઉઠી જાય છે. પણ સામાયક સહિત પ્રતિક્રમણ મૂલ રીતે એક મુહુર્ત્ત (બે ઘડી ) ની અંદર ઉઠે તે અનુચિત છે. અધિક કાલથી અધિક ફલ છે. થોડા કાલમાં વિધિવિનય બહુ માન સંપદા સચવાય નહી.

શબ્દોચ્ચાર સ્પષ્ટ થાય તો બે ઘડીથી ઓછો કાલ થાય નહી. શ્રી ગણધરજી મુહુર્ત્તમાં ચૌદ પૂર્વની રચના કરે છે તે તો લબ્ધિ પ્રભાવ જાણવો. હવે આવસ્યક કરતાં ત્રણ કાલનો લાભ થાય છે તે કહે છે. સામાયક દંડકથી વર્તમાન સંવર થાય છે. અતિચાર આલોયા નિંદા ગર્હાથી ભૂતકાલની નિર્જરા થાય છે. પચખાણ આદિ કરવાથી ભવિષ્યકાલનો સવર થાય છે ઇહાં જ્ઞાનની ક્રિયા વિશેષ ફળીભૂત થાય છે. જ્ઞાનરહિત ક્રિયાથી કર્મનો નાશ થવો તે મંડુક(દેડકો) ચુર્ણવત જાણવો. અને જ્ઞાનપૂર્વક ક્રિયાથી કર્મનો ક્ષય થાય છે તે મંડુક ભસ્મ સમાન જાણવો. અહો જે સંસાર આરંભ સંબંધી કાર્યમાં જીવ જેટલો કાલ ગમાવે છે તેનો લાખમો ભાગ જો ધર્મ કાર્યમાં જોડે તેને શું મેળવવું મુશ્કેલ છે ? ઇહાં પ્રતિક્રમણમાં વારંવાર કરેમીભંતે કહેવાય છે તે સમભાવની વૃદ્ધિ અરથે છે. વળી કોઈ કહે છે જે માત્ર સમકિત દ્રષ્ટિનેજ પ્રતિક્રમણ કરવું ઘટે. બીજાને નહીં, તત્રોત્તરં, આઠ દ્રષ્ટિમાં બલા નામે ત્રીજી દ્રષ્ટિવાળાને મિથ્યાત છતાં પણ ત્યાં આવસ્યક ક્રિયા કરે એમ યશોવિજયજી કૃત્ય સ્વાધ્યાયમાં સુચવ્યુંછે જેથી પૂર્વની શંકા દુર થાય છે. એકાંત નથી. સામાયક લેવું પાલવું આદર બહુ માન યુક્ત કહ્યું છે. પારવાના આદેસમાં ગુરૂ કહે पुणोविकायव्वो એટલે ફેર કરવા સુચવ્યું શિષ્ય[1] યથા શક્તિ હાલમાં એટલી શક્તિ છે. ફેર પાલનાર કહે ઇચ્છં. પોસહ સામાયક પાર્યું ગુરૂ કહે आयारोनमुत्तव्वो આચાર મુકવો નહી. શિષ્ય કહે તહત્ તે વચન મારે પ્રમાણ છે એમ વ્રત પાલતાં પણ બહુ માન વિનય કરવો. ઇહાં કેઈક પ્રતિક્રમણમાં લઘુ શંકાદિકની બાધાથી ચપલતાથી જેમ તેમ કરી પાલીને ઉઠી જાય છે પણ તે અધુરી ક્રિયા મુકી સટર પટર કર્યા

૧. શિષ્ય શબ્દ શ્રમણોપાસક શ્રાવક સમજવો.

કરતાં પૈષધવત્ ઇરિયા સમિતિ શોધતો બાધા દુર કરી ઇરિયાવહી પડીકમી ગમણાગમણ આલોઇ શેષ ચાલુ ક્રિયા પૂર્ણ કરે એ ઉતમ પદ્ધતિ ગણાય છે. આવી પ્રવૃત્તિ આતમારામજી મહારાજની સમીપે મારા જોવામાં આવી હતી અને બીજા પણ ઘણા ઠેકાણે એમ ચાલે છે તે શ્રેષ્ટ છે. ઇ૦ હવે પ્રતિક્રમણ જી-નાજ્ઞાનો દ્રષ્ટાંત ભાવે છે એક રાજાએ ઘર કરવા નગર બાહેર સૂત્ર બંધાવ્યું રખવાલ મુકી કહેવરાવ્યું જે ઇહાં પેસે તેને હણવો અને જે પાછો ઓસરે તેનો પ્રાણ રાખવો તે અવસરે બંને ગામડીયા ત્યાં આવી પેઠા રખવાલે કહ્યું કે નિવાર્યા છતાં તમે કેમ પેઠા તે વારે એક કહે જે તેમાં શું થયું ત્યાં તેને હણ્યો. બીજો પાછા પગે ઓસરતો કહે જે હું અજાણે પેઠો છું તેથી તેને જીવતો મુકયો એ દ્રષ્ટાંતનો ઉપનય કહે છે ઇહાં રાજા તે તીર્થંકર તેમણે સંજમ રાખવા કહ્યું છતાં જે ચુકયો તેને રાગાદિક રખવાલે હણ્યો અને સત્ય ભાષી તે સુખી થયો ઇહાં પ્રતિક્રમણ અતિક્રમેથી એ ભાવ જાણવો બીજો વિષ ભુકિત-તલારનો દ્રષ્ટાંત પણ ઇહાં ભાવવો. ત્યાં પણ નૃપ આણા ધરી તે સુખી થયા ઇ. શિષ્ય—મનની વ્યગ્રતાએ શું ફલ મલે કેમકે પ્રતિક્રમણ કરતાં ચિત્તની ચ-પલતાએ અનેક પ્રકારના વિકલ્પ ઉઠે છે જે કારણ માટે નદી તો બંધાય પણ સમુદ્ર કેમ બંધાય ડુંગરી ઉપર ચઢાય પણ મેરૂ ઉપર કેમ ચઢાય સરોવર ત-રાય પણ સામી ગંગા કેમ તરાય તેમજ વચન કાયા તો બંધાય પણ મન બાંધ્યો કેમ જાય અને મન બાંધ્યા વિના ક્રિયા ગુણ વિશેષ ફલીભૂત કેમ થાય તત્રોત્તર. ગુરૂ શુભ યોગ અનુભવ અભ્યાસ વૈરાગ્ય આદર શ્રદ્ધાન ભાવે મન પણ બંધાય છે જેમ રામચંદ્રજીએ સમુદ્રમાં પાલ બાંધી તથા યોગીયો અભ્યાસથી આશન જય કરે છે તેની પેરે અભ્યાસથી મન સ્થીર થાય છે ભલા ભાવે નિંદાગર્હા કરવાથી ભારવહક વિસામાથી હલવો થાય છે તેની પેઠે જીવ પાપથી હલવો થાય છે પરંતુ કુંભકાર ઘટવત્ વારંવાર કોડી મિચ્છામી દુક્કડેતાં અપરાધ ન છુટીએ "ઇતિ તત્વં" ઘણુ કષ્ટ કરવાથી ઘણું ધન ખરચ-વાથી ન છુટીએ તે પાપને શુભાધ્યવસાએ પ્રતિક્રમણ કરતાં છુટીએ એ કેવી આશ્ચર્યકારી અદ્ભૂત વાત છે ઇ૦

**પ્રશ્ન ૧૦૦—શ્રી શેત્રુંજય માહાતીર્થના માહાત્મ્યનું બીજાં તીર્થો કરતાં વિશેષ પ્રકારે વર્ણન કરવાનો શો હેતુ છે?**

ઉત્તર—શત્રુંજય લઘુ કલ્પ મધ્યે અતી મુક્ત કેવલીએ શ્રી શત્રુંજય તી-ર્થનું માહાત્મ્ય નારદમુનિની આગલ કહ્યું છે તથા નવાણુ પ્રકારી પૂજામાં વર્ણવ્યું છે તે હે ભવ્ય જીવો સાંભળો. એ તીર્થ ઉપર પ્રથમ જીનના પુંડરીક નામે પ્રથમ ગણધર ચૈત્રી પુન્યમે પાંચ ક્રોડ મુનિના પરિવારે સિદ્ધ પદ પામ્યા તેથી પુંડરી કગિરિ નામ પ્રસિદ્ધ થયું. નમિ વિનમિ બે ભાઇ બે કોડી મુનિ સાથે સિદ્ધિ વર્યા. દ્રાવિડને વારીખિલ્લ બે ભાઇ મુનિ દશકોડી સાધુ સાથે કારતકી પુન્યમે સિદ્ધિ વર્યા, તેથી કારતકી પુન્યમનો મહીમા મહોટો છે કૃષ્ણ પુત્ર શાંબ અને પ્રદ્યુમ્ન કુમાર સાડાં આઠ ક્રોડ સહિત સિદ્ધિ વર્યા પાંચ પાંડવ વીશ ક્રોડ સાથે સીદ્ધી વર્યા નારદજી

એકાણું લાખ સાથે સિદ્ધિ વર્યા થાવચ્ચા કુમાર એક હજાર સાથે, સેલગમુનિ પાંચસે સાથે, રામ ભરતજી દશરથપુત્ર તે ત્રણ ક્રોડ સાધુ સહિત સિદ્ધિ વર્યા પાચક્રોડ મુનિસુ ભરતજીએ શિવ વાસ લહ્યો સોમયશાનામે મુનિ તેર ક્રોડ મુનીશું સિદ્ધિવર્યા ભરત પુત્ર આદિતયસા એક લક્ષ મુનિ સાથે સિદ્ધા. વસુદેવજીની પાંત્રીસ હજાર સ્ત્રીયો સિદ્ધ ક્ષેત્રે સિદ્ધિ પાંમી. દમીતારી મુનિ ચૌદ હજાર સાધુ સાથે સિદ્ધિ વર્યા વૈદરભી પ્રદ્યુમ્નની રાંણી ચોમાલીસસેંશું શિવ વર્યા અજીતનાથના દશહજાર મુનિ ચૈત્રી પુન્યમે કેવલી થયા શ્રી સુભદ્ર અણગાર સાતસે મુનિ સાથે સિદ્ધા. નમિ પુત્રી ચોસઠ એ ગીરીએ અક્ષય પદ પાંમી આણંદ રૂષી આદે અનંતા સિદ્ધિ પદ વર્યા વલી સિદ્ધિ પદ વરસે શુકરાજાજી શધ્યાનથી બાહ્યાભ્યંતર શત્રુ જીત્યા આનુ શિવ મહેલપર ચઢવાની શ્રેણી હોયની. નેમ વિના ત્રેવીશ પ્રભુએ ત્યાં આવી એ ગિરિનો મહિમા વર્ણવ્યો છે. શ્રી શાંતી નાથજીએ ત્યાં ચોમાસુ કર્યું તે અવસરે પણ ઘણા મુનિ સિદ્ધિ વર્યા છે. દેવકીખટ નંદન ઈહાં સિદ્ધા છે. જાલી મયાલીને ઉવયાલી પણ ત્યાં સિદ્ધા છે. અધક વિશ્નુ અને ધારણી સ્ત્રી તેમના અઢાર કુમાર એ ગિરિ ઉપર સિદ્ધિ વર્યા કદંબગણધર કોડી મુનિશું સિદ્ધા. સુકોસલ મુનિએ વાઘણનો પરિસહ સહન કરી એ ગિરિએ અંતગડ કેવલી થયા. એમ અનંત કોડી શિવ ગયા જેથી ભવસાગર તરીએ તે તીર્થ કહીએ પાપી અભવીને એ ગીરીનું દર્શન ન હોય પશુ પંખીપણ શત્રુંજયના સ્પર્શથી રૂડી ગતી પામે છે જેથી મહોટો મહિમાવંત ગણાય છે જેમ દેવમાં ઇંદ્ર ગ્રહમાં ચંદ્ર મંત્રમાં નવકાર ધર્મમાં દયાધર્મ, વ્રતમાં બ્રહ્મચર્ય, પર્વતમાં મેરૂ, તેમ તીર્થમાં શત્રુંજય શ્રેષ્ઠ છે.

કહ્યું છે કે—

> मांडणी रांणकपुरनी रुडी, ऊंचो तारण गिरिरायो ॥
> कोरणी अर्बुदगिरिना जांणी, महिमा शत्रुंजय सुखदायो ॥ १ ॥

એમ પદ્મવિજયજીએ નવાણુ પ્રકારી પૂજામાં કહ્યું છે.

વળી ભરતની પાટે અસંખ્યાત ભૂપતી અજીતનાથ સુધિ સિદ્ધિ વર્યા છે. ઇત્યાદિ ઘણા મુનિઓ મોહને ક્ષય કરી કેવલજ્ઞાન પામી મોક્ષ ગયા છે તેમને હું નમસ્કાર કરૂ છું. વળી એ ગિરિની યાત્રા [1]છરીપાલી નવાણુ વાર લાખ નોકાર સહિત કરીએ. કારણ કે આદિ પ્રભુ નવાણુ પુરવવાર આવ્યા માટે ઈહાં સાત છઠ બે અઠમ કરીએ. રથ યાત્રા પ્રદક્ષણા નવાણુ પ્રકારી પૂજા કરીએ. વળી પાંચ સ્નાત્ર કરીએ. અષ્ટ પ્રકારી પૂજા કરીએ. સોના રૂપાના ફુલડે વધાવીએ ભાવસહિત એ ગિરિ સનમુખ એક ડગ ભરે તો કોડી સહસભવના કરેલાં પાપનો નાશ થાય છે.

[1] પદ્યમાં ૧ સચિતપરિહારી ૨ એકલહારી ૩ ભૂમિસંથારી ૪ બ્રહ્મચારી ૫ સમકિતધારી ૬ એવ ,૭ પ્રકારને છરી પાળી કહે છે.

एकैकस्मिन् पदेदत्ते, शत्रुंजय गिरिप्रति ॥
भवकोटि सहस्रेभ्यः पातकेभ्यो विमुच्यते ॥ १ ॥

જેના ધ્યાન પસાયથી પૂર્વ સંચીત પાપનો નાશ થાય છે. શ્રી વીરપ્રભુએ ઇંદ્રિ પ્રતે એ ગિરિનુ મહોટું માહાત્મ કહ્યું છે, બીજા તીર્થોને વિષે આકરા તપે જે ફલ પામીએ તે ફળ તે તીર્થે રેહેતાં થકાં પામીએ કોટી જણને ભોજન જમાડતાં જે ફલ પામીએ તે ફલ એક ઉપવાસ કરતાં થકાં શેત્રુંજય તીર્થે પામે. કહ્યુંછે કે-

दश कोटी श्रावकने जमाडे, जैन तीरथ यात्रा करी आवे ।
तेथी एक मुनि दानादियंतां, लाभ घणो सिद्धाचल थावे,
गिरिवर दरसन विरला पावे ॥

ચંદ્ર શેખરનીજ ભગનીનો ભોગી તથા પરદાર સેવનાર અને ચાર હત્યા કરનાર, દેવગુરૂ દ્રવ્ય ચોરી ખાનાર એ ગિરિ સેવવાથી નિર્મલ થયા છે.

कृत्वा पाप सहस्राणि, हत्वाजंतु शतानिच ॥
इदं तीर्थं समसाद्य तिर्यंचोपि दिवंगताः ॥ १ ॥

માટે ભવ્યજીવો ઘુણાક્ષરને ન્યાયે મનુષ્ય ભવ પામીને એ ગિરિવર સેવી કર્મમુક્ત થાઓ, જ્હાં રત્ન જડીબુટી રસકુપીકાની ખાણ છે. વળી એ ગિરિને વાંદતાંથકાં પૂર્વોક્ત મોક્ષ ગયા તે સર્વેને વંદણા થાય છે. અષ્ટાપદ ગિરનાર સમેત શીખર ચંપાપુરી, પાવાપુરી એ તીર્થ વાંદતાં જે ફલ થાય તેથી સોગણું ફલ શત્રુંજય તીર્થ ભેટતાં થાય. એ તીર્થને વિષે જે જીનપડિમા વા જીનાલય કરાવે તે સ્વર્ગ અપવર્ગનાં સુખ પામે. વળી એ ગિરિએ તપનું ફલ કહે છે. નોકારસી કરે તે છઠ ફલ પામે, પોરસીથી અઠમ પુરીમઢથી ચાર ઉપવાસનું એકાસણાથી પાંચ ઉપવાસ, આંબીલથી પંદર ઉપવાસનું ઉપવાસથી માસખમણનું ફલ શેત્રુજયનું ધ્યાન ધરતાં થકાં પામીએ. ચોવિહાર છઠ કરી સાત યાત્રા જે ભવ્ય જીવ એક મને કરે તે ત્રીજા ભવે મોક્ષ સુખ લહે.

यतः—छट्ठेणं भत्तेणं, अप्पाण एणं चसत्तजत्ताओ ॥
जोकुण इसितुंजे, सोतइय भवेलहइ सिद्धिम् ॥ १ ॥

આજ પણ અણસણ કરી એના ધ્યાન પસાએ સ્વર્ગ સુખ પામે. જેના ધ્યાનથી અષ્ટભય ટલે છે. અષ્ટ દ્રવ્યથી પુજતા ઘણા તપનું ફલ પામે છે. પહેલે આરે એંસી જોજન, બીજા આરે સીત્તેર જોજન. ત્રીજા આરે સાઠ જોજન, ચોથા આરે પચાસ જોજન, પાંચમે આરે બાર જોજન, છઠા આરે સાત હાથ પહોલપણું કહ્યા છે. કોઈ ઠેકાણે ઉંચોપણ કહ્યોછે.તેમજ ઉત્સરપિણિએ ચઢતો

જાણવો. પ્રાયે એ ગિરિ શાસ્વતો કહ્યો છે તેથી સર્વથા હાની નહીં. જેમ ગંગા જમુના નદી રીખવકૂટ પેરે શાસ્વતો જાણવાં.

હવે એ ગિરિનાં મહોટાં ગુણ નિસ્પન્ન એકવીશ નામ કહે છે.

૧ શત્રુંજય. ૨ બાહુબલી. ૩ મરૂદેવા. ૪ ભાગીરથ. ૫ રૈવતગિરિ ૬. તીર્થરાજ. ૭ સિદ્ધક્ષેત્ર. ૮ કામુક. ૯ ઢંક. ૧૦ કપર્દિ. ૧૧ લોહિત. ૧૨ તાલધ્વજ. ૧૩ કદંબગિરિ. ૧૪ સહસ્ત્રાબ્જ. ૧૫ નાગાધિશ. ૧૬ સિદ્ધરાજ. ૧૭ શતપત્ર. ૧૮ શતકૂટ. ૧૯ પુન્યરાસી. ૨૦ સૂરપ્રીય. ૨૧ સહસ્ત્ર પત્રએવં એકવીશ નામ ૧૦૮ મધ્યેથી મહોટાં રૂડાં જાણવાં. કોઇ સ્થલે પાઠાંતર હોય તે પણ પ્રમાણ છે.

હવે એ ગિરિવરના સૂક્ષ્મ ઉદ્ધાર તો ઘણા થયા છે પરંતુ મહોટા ઉદ્ધાર થયા તે કહે છે.

૧ પ્રથમ ઉદ્ધાર ભરત ચક્રિનો કંચનમય જીનપ્રસાદ ચૌમુખ ચોરાસી મંડપે શોભીત માંહે મણી રત્નમય ચાર આદિ જીનપડિમા ભરાવી. અંને બાજુએ નમિવિનમિ બે કાઉસગીયા પુંડરીક ગણધરની મૂર્ત્તિ ભરાવી તથા નાભીરાજા, મરૂદેવી દાદી, માતા સુમંગલા સુનંદા તથા બ્રાહ્મી સુંદરી બેહેનો તથા નવાણુ ભાઇઓ તથા ગોમુખજક્ષ ચક્રેશ્વરી દેવી એ સર્વેની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી. તે વારે નવાણુ ક્રોડ નવ્યાસી લાખ ચોરાસી હજાર સંઘવી હોતા હવા.

૨ દંડ વીર્યજરાજા ભરતની આઠમી પાટે થયા તેણે બીજો ઉદ્ધાર ભરત માફક સંઘવી થઇને કર્યો. એ આઠ રાજાઓ આરીસા ભુવનમાં કેવલ પામી મોક્ષ ગયા છે.

૩ ઇશાનેંદ્ર શ્રીમંધરજીન પાસે એ ગિરિનો મહિમા સાંભળીને કર્યો.

૪ માહેંદ્ર નામે ચોથા દેવલોકના ઇંદ્રે એક ક્રોડ સાગર આંતરે કર્યો.

૫ પાંચમા દેવલોકના બ્રહ્મેંદ્રે કર્યો દશકોડી સાગરોપમ આંતરે,

૬ ચમરેંદ્ર તે ભુવનપતીના ઇંદ્રે એક લાખ કોડી સાગરે કર્યો.

૭ સગર ચક્રવર્તિ અજીતનાથના ભાઇએ કર્યો તે વારે ૫૦૯૫૦૭૫૦૦૦ સંઘવી હતા. ત્રીસ કરોડ ને દશ લક્ષ સુક્ષ્મ ઉદ્ધાર થયા. હવે ઇહાં સગર ચક્રિ તથા દેવોએ દુસમ કાલનો વિચાર કરી રત્નમયજી પ્રતિમાને પશ્ચિમ દિશાએ સોવન ગુફામાં ભંડારી ત્યાં દેવ દેવી દરરોજ પૂજા ભક્તિ કરે છે. ઇહાં પુરસા નિધનર દર્શન ભવતાનતંર. એમ પૂજામાં સુચવ્યું છે, એટલે દેવતાની સાનિત્રિથી એ પ્રતિમાનુ દર્શન કોઇ પુરૂષને થાય તે ત્રીજે ભવે મોક્ષ જાય. પછે સુંવર્ણની પડીમા કરી રૂપાનાં દેવાલય કર્યો.

૮ વ્યંતરના ઇંદ્રનો અભીનંદનના ઉપદેશથી થયો.

૯ ચંદ્રજસા જે ચંદ્રસેખરનો પુત્ર તેણે ચંદ્ર પ્રભુને વારે કર્યો.

૧૦ ચક્રાયુદ્ધ જે શાંતીનાથનો પુત્ર તેણે કર્યો.

૧૧ રામચંદ્ર દશરથ પુત્ર તેણે મુનિસુવ્રત સ્વામીને વારે કર્યો.

૧૨ પાંચ પાંડવોએ નેમનાથને વારે કર્યો એ સર્વે ઉદ્ધારચોથા આરે થયા વચે સુક્ષ્મ ઉદ્ધારનો પાર નહી ઇહાં કાષ્ટનો પ્રાસાદ કરી લેપમય મૂર્તિ સ્થાપી.

૧૩ જાવડ સાહનો ઉદ્ધાર સંવત ૧૦૮ માં થયો તે કાસ્મીરનો વેપારી પોરવાડ હતો તેમના દીકરાએ ગીરનારનો ઉદ્ધાર કર્યો.

૧૪ બાહડ મંત્રી શ્રીમાલીનો સંવત ૧૨૧૩ માં થયો તે કુમારપાલનો પ્રધાન હતો પાલીટાણાનો શ્રાવક હતો એમ ગીરનારના મહાત્મ્યમાં કહ્યું છે

૧૫ સમરેસા ઓસવાલે સંવત ૧૩૭૧ માં કર્યો.

૧૬ કરમાસાહનો કરેલો ઉદ્ધાર સંવત ૧૫૮૭ માં તે હાલ વર્તે છે તે ચીત્રોડનો મંત્રી હતો.

૧૭ વિમલવાહનરાજા છેલ્લો ઉદ્ધાર દુપ સહસુરિના ઉપદેશથી વિશેષ લાભ જાણી કરાવશે.

ઉપઘાત લાગવાથી પુનઃ ૧ તલાટી. ૨ શાંતીનાથનું જીનાલય. ૩ પુંડરીકનું ૪ પગલાં. ૫ આદેસરજીનુ એવં પાંચ પ્રસાદ પડિમા જગન્યથી કરાવે ભરાવે તે ઉદ્ધાર કહીએ શક્તિ પ્રભાવે વિશેષ જીનાલય જીન પડીમા ભરાવે સમરાવે ઉદ્ધાર કરનાર માનુ પોતાના આત્માનોજ ઉદ્ધાર કરે છે.

હવે એ તીર્થાધિરાજની સ્તુતિ ભક્તિ કરે છે.

## ॥ काव्य ॥

श्री शत्रुंजय भूषणं जिनवरं, श्रीनाभिभूपात्मजं ।<br>
सेंद्रे नाकिवरैर्नरेंद्रानि करै, भक्त्याप्रणुन्नैर्नतं ॥<br>
ज्ञानंययस्यात्रिकालवस्तुविषयं, लोकेतराभासिकं ।<br>
सर्वेषांहितदंकृपारसमयं, वंदेत मादिश्वरं ॥ १ ॥

ઈત્યાદિ ઘણી સ્તુતિ પાત્ર શ્રી આદિજીન છે પરંતુ ગ્રંથ ગૌરવના ભયથી બસ છે. હવે તીર્થ ભૂમિને વિષે યાત્રાએ જવાનુ વિશેષ ફલ કહે છે.

ઘર કુટંબ વ્યાપાર સંસાર સબંધી અનેક પ્રકારની ઉપાધિ વિકલ્પ છુટે છે, સદ્દગુણીની સોબત થવાથી જ્ઞાનચર્ચાદિ ધર્મનો લાભ થાય છે. ચિતની થીરતા થાય છે. વલી ત્યાં જે મુનિયો મોક્ષ ગયા તેમનુ સ્મરણ ગુણનું બહુ માન કરવાથી શુદ્ધ આશય વરતે છે, તેથી ત્યાં એકાંત સ્થાનકે બેસીને સ્વપરની વેંચણ રૂપ ભેદ જ્ઞાને કરી નિર્જરા કરે વલી ઉત્તમ પુરૂષો જે મોક્ષે ગયા તેમના શરીરમાં પુદગલ પણ ઘણા ઉત્તમ જ્ઞાન ધ્યાનમાં વૃદ્ધિવંતા મલ્યા છે તે ત્યાં વિખરેલા છે જેથી ઘણા પુરૂષોનું નિર્વાણ થવાથી સારા પુદગલોનો ઘણો ભાગ ત્યાં છે. તે ઉત્તમનો સ્પર્શ થવાથી બુદ્ધની શુદ્ધિ થાય છે. તેથી શુદ્ધ પ્રભાવે સિઘ્રપણે કાર્ય સિદ્ધ થાય છે. ઇત્યાદિ હેતુ માટે યાત્રાએ જવાનો વિશેષ લાભ પૂર્વ પુરૂષોએ દર્શાવ્યો છે. માટે ધ્યાતા, ધ્યેય, ધ્યાન, એકત્વપણે ભાવતાં ભવસમુદ્રનો પાર પામે એ નિઃસંદેહ છે. જેથી તરીએ તે તીર્થ કહીએ, મલ તરસ દાહ નિવારણ કરે અને ભવજલનિધિ તારે. વળી જેમ ચંદન વૃક્ષના સર્પ વેષ્ટન બધને વનમયૂરના આવાગમને કરી સીથલ થઈ જાય છે તેમ કર્મના દ્રઢબંધ પણ તીર્થને વિશે તીર્થના સ્મરણથી ઢીલા થઈ જાય છે. તે તીર્થ નામ ૧ સ્થાપના, ૨ દ્રવ્ય. ૩ ભાવ ચાર પ્રકારે છે તેમાં દ્રવ્ય તીર્થના જંગમ, થાવર બે ભેદ છે. ઇહાં ગણધર કેવળી અવધિ મનપર્યવ જ્ઞાની ચૌદ પૂર્વિ અષ્ટપ્રભાવક ચતુર્વિધ સંઘ એ સર્વે જંગમ તીર્થ કહીએ. તેને મણીમુક્તા ફલથી વધાવીએ. બહુ માન ભક્તિ કરીએ. વિમલાચલ, અર્બુદગિરિ તારણગિરિ ગિરનારજી સમ્મેત શીખરજી અષ્ટાપદ શંખેશ્વર શાસ્વત અશાસ્વત એ સર્વે થાવર તીર્થ કહીએ. તેની દ્રવ્યભાવથી પૂજા કરીએ. એમ દ્રવ્ય તીર્થ બે પ્રકારે કહ્યું. હવે ભાવ તીર્થ કહે છે. શ્રીમંધરાદિ વિહરમાન જીન વીશ બે કોડો કેવળી વિરાજમાન છે તેને ભાવ તીર્થ કહીએ તેઓને નિર્મળ ચિત્તે નમસ્કાર કરીએ. કેમકે વગર સુડીનું નવમું પુન્ય છે. ઇહાં દેવપૂજા સાહમીવત્છલ પ્રભાવના રથયાત્રા તીર્થયાત્રા એ સર્વે સદારંભ ક્રિયા દ્રવ્યસ્તવ છે, અને સંસારીક ઘરબાર કરાવવાં છોકરાં પરણાવવાં આજીવીકાદિ વ્યાપારનું કરવું તે સર્વે અસદારંભ કહીએ. ઇહાં અસદારંભની નિવૃત્તિ એ સદારંભ થાય છે.

વળી તીર્થ યાત્રાદિકનું ફલ કહે છે.

॥ वसंततिलका वृंद ॥

श्री तीर्थपांथरजसाविरजी भवंति, तीर्थेषु बंभ्रमणतो न भवे भ्रमंति ॥
द्रव्य व्ययादिहनराथिर संपदस्यः पूज्या भवंति जगदीशमथार्चयंतः १.

અર્થ—તીર્થની રજથી મનુષ્ય કર્મથી રહિત થાય છે, તીર્થે વારંવાર ફર-

વાથી ભવ ભ્રમણ ટળે છે. તીર્થમાં દ્રવ્ય ખરચવાથી સ્થિર સંપદા પામે છે, તીર્થ પતીની પૂજાભક્તિથી પ્રાણી પુજયનીક થાય છે, માટે એવા સ્થાનકે જઇ ધર્મક્રિયા કરવી પણ પાપક્રિયા ન કરવી यतः अन्यस्थाने कृतंपापं, धर्मस्थानेहिमुच्यति॥ धर्मस्थाने कृतंपापं वज्रलेपोर्भविष्यति ॥१॥ તીર્થનું નામ તે નામ તીર્થ ૧ તીર્થને ચીત્રપટ તે સ્થાપના તીર્થ, ૨ પૂર્વે દ્રવ્ય, ૩ ભાવ. ૪ કહી ગયા છે એવં ચૌવિધ તીર્થ કહીએ, ઇહાં ફલ વિશેષ વંદકનો ભાવ પ્રધાન જાણવો.

શ્રી આદિજીણંદ પૂર્વે નવાણુ વાર શત્રુંજય આવી દેશના દેઈ ભવ્યજીવોને ઉપગાર કર્યો. વળી પ્રથમ ઉદ્ધાર કરી ભરતેશરે પ્રથમ જીનની પડીમા સ્થાપી તે પરંપરા પ્રસિદ્ધ છે. પરંતુ અષ્ટાપદ તીર્થ જે ૪ જોજન વિસ્તીર્ણ ૮ જોજન ઊંચો છે પ્રસાદ છે એ ગાઉ પહોલો ત્રણ ગાઊ ઉંચો એક જોજન લાંબો ચતુર્થદ્વાર ત્યાં પ્રથમ જીન મોક્ષ ગયાછે. વાસુ પુજ્ય ચંપાપુરી નેમ ગીરનાર, વીર પાવાપુરી, અજીતનાથાદિ વીશ પ્રભુ સમેતશીખર તીર્થે મોક્ષ ગયા છે.

પ્રશ્ન૦ ૧૦૧—ઘડી, પ્રહાર, દીવસ, કાલમાન ધર્માધર્મ કાર્યે જોડતાં જીવને શું ફળ થાય ?

ઉત્તર—એકે સો વર્ષના ૩૬૦૦૦ દીવસ થાય, તે સમય સમય આયુષમાંથી ઓછા થાય છે. માટે શુદ્ધ ધર્મમાં ઉદ્યમ કરવો. એક દીવસનો પોસહ કરે તે ૨૭૭૭૭૭૭૭૭૭૭ પલ્યોપમ ઝાઝેરૂ દેવાયુ બાંધે. હવે એક પ્રહરનું ફલ કહેછે. તે સો વર્ષના પ્રહર ૨૮૮૦૦૦ થાય તેમાંનો એક પ્રહર ધર્મમાં જોડતાં ૩૪૭૨૨૨૨૨૨૨ પલ્યોપમ અધિક આયુ દેવાનું બાંધે હવે સામાયકનુ ફળ કહેછે એક સો વર્ષના મુહુર્ત્ત દશ લાખ એંશીં હજાર થાય તેમધ્યેની બે ઘડીનું સામાયક કરે તેનું ફળ કહેછે. ૯૨૫૯૨૫૯૨૫, પ્રલ્યોપમ ઝાઝેરૂ દેવાયુ બાંધે. હવે સો વર્ષની ઘડીયો ૨૧૬૦૦૦૦ થાય તે મધ્યેની એક ઘડી જો ધર્મકાર્યમાં જોડે તેને ફળ કહે છે. ૪૬૨૯૬૨૯૬૩ કાંઇક ઊંચુપલ્યોપમનું દેવાયુ બાંધે હવે એક સો વર્ષના શ્વાસોશ્વાસ ૪૦૭૪૮૪૦૦૦૦ થાય તેમાંથી એક શ્વાસોશ્વાસ ધર્મ કાર્યમાં જોડે તેનું ફલ કહે છે. ૨૪૫૪૦૮, પલ્યોપમ કાંઇક ઊણુ દેવાયુ બાંધે, હવે નવકારનું ફલ કહે છે, એટલે આઠ શ્વાસોશ્વાસ ધર્મ સેવે તે ૧૯૬૩૨૬૭, પલ્યોપમ દેવાયુ બાંધે. હવે લોગસ્સનું ફલ કહે છે, ૬૧૩૫૨૧૦ પલ્યોપમ અધિક દેવાયુ બાંધે. હવે એજ રીતે પાપકર્મ કરવામાં જીવ તત્પર હોય તો તેજ રીતે નરક ગતીના આયુનો બંધ કરેજ. માટે હે ભવભીરૂ જીવો ધર્મ કાર્યમાં ઉદ્યમ કરો. કેમકે જે ઘડી દીવસ ધર્મ વિહુણો જાય છે તે આયુષ્યમાંથી નિષ્ફલ જાય છે એમ નક્કી સમજવું. यतः गाहा

सामाइय पोसह संठीय ॥ जीवस्सजाइ जो कालो ॥
सोसफल बोधव्वो ॥ शेष संसार फलहेउ ॥ १ ॥

અર્થાત—સામાયક પોસહમાં જીવનો જેટલો વખત જાય છે તેટલો સફલ છે, બાકીનો વખત સંસારફલનો હેતુ જાણવો. ઇત્યર્થ:

પ્રશ્ન ૧૦૨—ચાર પ્રકારની ધર્મકથા કહો.

ઉત્તર—૧ આક્ષેપણી-તત્વમાર્ગને જોડાવે તે. ૨. વિક્ષેપણી-મિથ્યાત્વ માર્ગથી નિવર્ત્તાવે તે. ૩ નિર્વેદની-મોક્ષાભીલાષ ઊપજાવે તે. ૪ સંવેદની વૈરાગ્ય ભાવ ઊપજાવે તે ચાર પ્રકારની ધર્મકથા જાણવી.

પ્રશ્ન૦ ૧૦૩—પ્રમાણનું સ્વરૂપ સમજાવો.

ઊત્તર—બે પ્રકારનાં પ્રમાણ છે. (૧) પ્રત્યક્ષ પ્રમાણ. (૨) પરોક્ષ પ્રમાણ. જે જીવ પોતાના ઊપયોગથી દ્રવ્યને જાણે તે પ્રત્યક્ષ પ્રમાણ છે. જેમ કેવલી છ દ્રવ્ય પ્રત્યક્ષપણે જાણે છે દેખે છે. તે માટે કેવલજ્ઞાન સર્વથી પ્રત્યક્ષ જ્ઞાન છે. મનઃ પર્યવ જ્ઞાન તેમનો વર્ગણી પ્રત્યક્ષ જાણે. તથા અવધિ જ્ઞાન તે પુદગલ દ્રવ્યને પ્રત્યક્ષ જાણે માટે એ બે જ્ઞાનદેશ પ્રત્યક્ષ છે. બીજું મતિશ્રુત જ્ઞાનનો ઊપયોગ તે પરોક્ષ પ્રમાણ છે. તેના ત્રણ ભેદ છે. ૧ અનુમાન પ્રમાણ—લક્ષલક્ષણે નિરધાર થાય. જેમ ધૂમ્ર દીઠે અગ્નિનો નિરધાર થાય. ચેતન લક્ષણે જીવનો નિરાધાર થાય. ૨ આગમ પ્રમાણ—શાસ્ત્રાધારથી સ્વર્ગ નરક નિગોદ વીગેરેનું સ્વરૂપ જાણીએ છે તે. ૩ ઉપમાન પ્રમાણ—કોઇક વસ્તુનો દ્રષ્ટાંત આપી વસ્તુ ઓલખાવવી. જેમ તળાવને સમુદ્રની ઉપમા આપવી તે. ઇતિ.

પ્રશ્ન૦ ૧૦૪—છ અનંતાનું વર્ણન કરો.

ઊત્તર૦—

सिद्धा निगोय जीवा ॥ वणस्सई कालपोग्गलाचेव ॥
सव्वमलोगागासं ॥ छप्पेएणं तणानेया ॥

અર્થ—૧ સિદ્ધના જીવ અનંતા થયા અને અનંતા થશે. ૨ નિગોદના જીવ અનંતા છે. ૩ વનસ્પતિ તે નિગોદ સાધારણ વનસ્પતિ કાઇક જીવો પણ અનંતા છે ૪ કાલ જે ઊત્સર્પિણી અવસરપ્પિણી રૂપ થઇ ગયો અનંતો અને થશે પણ અનંતો. ૫ પુદગલ પરમાણુઆ પણ અનંતા છે. ૬ સર્વ અલોકાકાશ પણ અનંતો છે. એવં છ વાનાં અનંતાં જાણવાં.

પ્રશ્ન૦ ૧૦૫—નિર્જરા અને વેદની વિષે ચોભંગી સ્વામી સાથે કહો.

ઉત્તર—૧ માહાવેદની અને અલ્પ નિર્જરા તે નારકીને હોય.

૨ માહાવેદની, માહા નિર્જરા સાધુને હોય. ગજસુકુમાલવત,

૩ અલ્પવેદના અલ્પનિર્જરા દેવતાને હોય.

૪ માહાનિર્જરા અલ્પવેદના સૈલેસીકારકને હોય. ઇતિભાવ.

પ્રશ્ન૦ ૧૦૬—સુગતી કુગતીનો હેતુ કોણ?

ઉત્તર—૧ શુભ પ્રકૃતિને ઉદયે જીવને શુભયોગ થાય, તેથી શુભ ક્રિયા કરે તેથી શુભ બાંધે તેથી શુભ ગતી થાય છે.

૨ તેમજ અશુભ કર્મના ઉદયે અશુભયોગી થાય અશુભ ક્રિયા વિષયાદિ સેવે તેથી પાપ પ્રકૃતિ બંધાય તેથી અશુભ ગતી થાય છે. ઇહાં મિથ્યાત્વીને

આશ્રવ બંધ પૂર્વક નિર્જરા હોય. અને સમ્યગ્ દૃષ્ટિને સંવરપૂર્વક દ્રવ્યભાવ નિર્જરા હોય કેમકે જ્ઞાન શક્તિ વૈરાગ્ય બલવડે કરીને થાય છે. માટે.

પ્રશ્ન૦ ૧૦૭—સ્ત્રી પુરૂષનું આસન પરસ્પર વર્જવું કહ્યું છે તેનુ કાલમાન સરખું કે અધિક ન્યુન છે.

ઉત્તર—સ્ત્રીના આસને બેઘડી શીલવ્રતધારી પુરૂષને બેસવું ન કલ્પે અને પુરૂષના આશને સ્ત્રીએ ત્રણ પ્રહર વર્જવા એમ શાસ્ત્રમાં મુનિને ઉદ્દેસીને કહ્યું છે. આસન શબ્દે જીહાં જીહાં જે જે જગાએ બેસે તે સર્વે વર્જવું, શીલ વ્રત ધારી શ્રમણોપાસક (શ્રાવક) ને પણ તેજ રીતે વર્તવું. ઈહાં કોઇ કહેશે જે આસન ઉપર બેસવાથી શું તેણે સમજવું જે સ્ત્રીના આસનની વાસનાએ પુરૂષના શીલનો વ્યાઘાત થાય છે તેમજ સ્ત્રીને પણ જાણવું.

यथा—कोहलाकेरीरोगं घसंजोगथीरे, जेमजायकणककनोनाक इति.

પ્રશ્ન૦ ૧૦૮—જ્ઞાન તે સાકાર અને દર્શન તે નિરાકાર ઉપયોગ કહ્યા છે તે શા માટે.

ઉત્તર—જ્ઞાન છે તે વિશેષ છે, જે થંભાદિકના વર્ણગંધાદિકનું સ્વરૂપ સમ્યગ્ પ્રકારે જાણે જે માટે નિશ્ચય પ્રમાણનું કરનાર છે, તેથી તેને સાકાર ઉપયોગ કહીએ તે કેવળીને પ્રથમ હોય અને છદ્મસ્થને પછી હોય.

૨ દર્શન છે તે સામાન્ય છે, સાથી જે એને થંભાદિકનું સામાન્યથી દેખવું છે, માટે તેને નિરાકાર ઉપયોગ કહ્યો તે કેવળીને સમયાંતર હોય. તથા કોઇ આચાર્યને મતે એક સમયમાં બે ઉપયોગ પણ હોય એમ સુચવ્યું છે. પરંતુ મોક્ષ જતાં—

साकारउपयोगे शिव जाव, इति वचनात् बहुमतं ॥

પ્રશ્ન૦ ૧૦૯—પુનરૂક્ત દોષ કીયા સ્થળે ન લાગે.

ઉત્તર— गाथा— सझाय झाण तवओ सहेऊनवए सथुई पयाणेसु ॥
संतगुण कित्तणेसु, नहुंति पुणरुत्त दोसाओ ॥ १ ॥

ભાવાર્થ—સઝાય, ધ્યાન, તપ, ઉસ્હ, ઉપદેશ, સ્તુતિ, પ્રદાન, મુનિગુણ કીર્તન પુનઃ પુનઃ કરતાં પુનરૂક્ત દોષ નહી.

પ્રશ્ન૦ ૧૧૦—પાંચ પ્રકારના વ્યવહારનું સ્વરૂપ શી રીતે છે.

ઉત્તર ૧—આગમ વ્યવહાર-કેવલજ્ઞાની મનપર્યવજ્ઞાની અવધિજ્ઞાની ચૌદ પૂર્વધર દશપૂર્વધર નવપૂર્વધર એનો વ્યવહાર એ ૭ પ્રકારનો છે. એ કેવળી પ્રમુખ જે છે તે આગમ વ્યવહારી સમસ્ત દોષના પારગામી તેમની પાસે આલોચના લેવી. એટલે કેવળીના અભાવે મનપર્યવજ્ઞાની પાસે લેવી. તેમજ ઉતરતા અનુક્રમે પાછલાને અભાવે આગલા પાસે આલોયણ લેવી. એઓ દંભ અદંભપણું સમજાવીને આલોયણા એકવાર પુછીને આપે.

૨ શ્રુતવ્યવહાર-આચાર પ્રકલ્પ તે નિશિથ સૂત્ર છે. આદે જેહને એહના

વ્યવહાર સૂત્ર બ્રહત્ કલ્પ દશાશ્રુતસ્કંધ અગીયાર અંગ અને નવ પૂર્વથકી શેષ પૂર્વપણ શ્રુતવ્યવહાર માંહેજ છે ઇહાં આલોચનારને ત્રણ વાર દુષણ પુછીને તેના અભિપ્રાય જાણીને આલોયણ આપે કેમકે શ્રુતવ્યવહારી કપટ, વા સરલપણું ન જાણે માટે તેની ખાતરી કરી આલોચના આપે.

૩ આજ્ઞા વ્યવહાર-બેહુ આચાર્ય ગીતાર્થ છે પણ જંઘાબલના ક્ષીણપણાથી દેશાંતર રહ્યા થકા વિહાર ક્રમ કરી માંહોમાંહે મળી શકતા નથી. હવે તે બંને માંહેથી એક પ્રાયશ્ચિત લેવા વાંછેછે તો શિષ્યને અતિચારાદિ કહીને બીજા આચાર્ય પાસે મોકલે તે આચાર્ય તેના અપરાધ શ્રવણ કરી દ્રવ્યક્ષેત્રકાલ ભાવ સંઘયણ ધ્રતી બલાદિક વિચારી પોતે અથવા ગીતાર્થ શિષ્યની સાથે કહેરાવી મોકલે અથવા જે આવ્યો છે તેની સાથે અતિચાર વિશુદ્ધિ કરી મોકલે.

૪ ધારણા વ્યવહાર—કોઈ શિષ્યને અપરાધને વિષે દ્રવ્યાદિક જોઇગીતાર્થે સંવિજ્ઞ આચાર્યે વિશુદ્ધિ દીધી હોય તે શુદ્ધિ ધારીને એ શિષ્ય બીજા કોઇને તેવાજ અપરાધે તેવીજ શુદ્ધિ આપે અથવા ગુરૂદત્ત પ્રાયશ્ચિત ધારીને તેજ રીતે બીજાને આલોચના આપે તે ધારણા વ્યવહાર કહીએ.

૫ જીતવ્યવહાર-જે અપરાધ ઉપજયાથી પૂર્વે મુનિયો ઘણું તપ કરીને તેની શુદ્ધિ કરતા હતા તેજ અપરાધ ઉપજ્યા છતાં સાંપ્રત (હમણાં) કાલે દ્રવ્યાદિક ચારને ચિંતવી સંઘયણ ધ્રતી બલની હાંણી જાણી યોગ્ય તપનું પ્રાયચ્છિત આપે તેને જીત કહે છે. અથવા જે આચાર્યના ગચ્છમાં પ્રાયશ્ચિત સૂત્ર થકી અધિક ન્યુન પ્રવર્ત્યું હોય અને તે ઘણા ગીતાર્થોને માન્ય હોય તેને રૂઢ જીતવ્યવહાર કહીએ. એ પાંચ વ્યવહાર માંહેલા કોઇપણ વ્યવહારે સહિત ગીતાર્થ થાય તેની પાસેથી પ્રાયશ્ચિત લઇએ પરંતુ અગીતાર્થ પાસેથી પ્રાયશ્ચિત લેવાથી દોષની ઉત્પત્તિ થાય છે એમ પ્રવચન સારોદ્ધાર ૧૨૬ થી લેશ માત્ર જાણવું. આલોયણ ન લેતો આરાધ કહેવાય નહી માટે ક્ષેત્રથી સાતસેં જોજન, કાલથી બાર વર્ષ સુધી ગીતાર્થની ગવેષણા કરી આલોયણા લેઈ પોતાના આત્માની શુદ્ધિ કરવી. તેવા ગીતાર્થના અભાવે છેવટ પાસત્થાદિક પાસે વિનયથી યથાર્થપણે આલોચના લેવી એજ સાર છે. એ વિષે વિશેષ વાખ્યા જોવી હોય તો શ્રાદ્ધ વિધિની છાપેલી ચોપડીમાં પૃષ્ટ ૪૬૫ થી જાણવું. કેમકે જે પાપ દુષણ લાગ્યું છતાં સલ્ય રાખી આલોયણા ન લેતો લક્ષ્મણ સાધ્વીની પેરે ઘણા ભવ ભ્રમણ કરે. અને આલોયણા લેનાર પાપ રહિત થાય છે. જેમકે બાલહત્યા કરનાર, દેવગુરૂ જ્ઞાનનો દ્રવ્ય ચોરી ખાનાર પણ સત્યરહિત પ્રાયશ્ચિત લેવાથી શુદ્ધ થાય છે, નહી તો દ્રઢ પ્રહારી હત્યાકારક વિગેરેને તેજ ભવે મોક્ષ શી રીતે થાય? તીવ્રપ્રણામથી કરેલું નિકાચિત પાપ પણ આલોયણાથી છુટી જાય છે માટે ચોમાસે વા પ્રત્યેક વરસે આલોયણા લેવી એજ સાર છે.

પ્રશ્ન૦ ૧૧૧—ષટ દ્રવ્યનું સ્વરૂપ સામાન્ય પ્રકારે પ્રકાશ કરો.

ઉત્તર—૧ જીવ દ્રવ્ય છે, તેમાં ચેતન પદાર્થ છે, ચેતના એટલે ઉપયોગ તે ગુણ કહીએ. તે જીવાસ્તિકાય અરૂપી છે, દ્રવ્યથી અનંત છે. ક્ષેત્રથી લો-

રાજલોક પ્રમાણ છે, કાલથી અનાદિ અનંત છે, ભાવથી વર્ણ ગંધ રસ સ્પર્શ રહિત એવો જીવદ્રવ્ય તે જ્ઞેય (જાણવા યોગ) છે. જેમ કાષ્ટમાં અગ્નિ છે દુધમાં ધૃત છે તેમ કાયામાં અરૂપી જીવ અદૃશ્ય માન રહે છે. જીવ દ્રવ્ય અનંત અસંખ્ય પ્રદેશી છે તે દરેક પ્રદેશમાં સમયે સમયે અનંત પુદગલ પરમાણુનો સ્પર્શ થાય છે તેમજ વિખરાઇ પણ જાય છે માટે જીવ કરતાં અજીવ અનંત ગુણો છે પણ અજીવ કરતાં જીવ અનંત ગુણો નથી.

૨ ધર્માસ્તિકાય-ગતીપર્યાયને ભજનારા જીવ તથા પુદગલોને સહાયકારી હોય તે. જીહાં જીહાં ધર્મ દ્રવ્ય છે તીહાં તીહાં જીવ તથા પુદગલોનું ચાલવું થાય છે. અલોકમાં તે દ્રવ્ય નહોવાથી ત્યાં જવાતુ નથી. જેમ મત્સને સહાયકારી જલ છે. જલવિના બાહેર મત્સની ગતી થઇ શકતી નથી અસંખ્ય પ્રદેસી છે. ગતી લક્ષણ ગુણ છે, ખંધ દેશ પ્રદેશ ભેદે જાણવું. અગુરૂ લઘુલક્ષણ પર્યાય છે ધર્મરૂપ દ્રવ્ય તેના અસ્તિ જે પ્રદેશ તેનો કાય જે સમુહ, તેને ધર્માસ્તિકાય કહીએ. તે દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી લોક વ્યાપી છે. કાલથી અનાદિ અનંત છે. ભાવથી વર્ણાદિરહિત અરૂપી છે, અજીવ દ્રવ્ય જ્ઞેય છે.

૩ અધર્માસ્તિકાય-સ્થિતિના પર્યાયને ભજનારા જીવ અને પુદગલોને સહાયકારી જાણવો. એટલે જ્યાં અધર્માસ્તિકાય હોય ત્યાં જીવ અને પુદગલોને સ્થિર રેહેવું થઇ શકે છે. જેમ વટેમારગુ વૃક્ષની છાયાથી વિશ્રામ પામે છે તેમ આ દ્રવ્યથી વિશ્રામ પામે છે, તે ખંધ દેશપ્રદેશ ભેદે જાણવું. સ્થિતિ લક્ષણ ગુણ છે. અગુરૂ લઘુ પરયાય છે. દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી લોક વ્યાપી છે. અલોકમાં એ દ્રવ્ય નથી. કાલથી અનાદિ અનંત છે, ભાવથી વર્ણાદિ રહિત છે તે અસંખ્ય પ્રદેશી અરૂપી અજીવ દ્રવ્ય જ્ઞેય રૂપ છે.

૪ આકાશાસ્તિકાય-અવકાશ લક્ષણ ગુણ છે. અગુરૂ લઘુ પર્યાય છે, જવાને માર્ગ આપે છે. તે બે પ્રકારે, એક લોકાકાસ તે જેમાં જીવાદિ પાંચ દ્રવ્યો પોત પોતાને સ્વરૂપે વ્યાપી રહ્યા છે, અને બીજુ અલોકાકાશ તે ગોલાકારે અનંતો છે સુન્ય છે, ખંધ દેશ પ્રદેશ ભેદે હોય છે. દ્રવ્યથી એક છે ક્ષેત્રથી લોકાલોક વ્યાપી છે, કાલથી અનાદિ અનંત છે ભાવથીવર્ણાદિ રહિત છે. અરૂપી અજીવ જ્ઞેય છે. અનંત પ્રદેસી છે.

૫ કાલ-સકલ દ્રવ્યનું સહકારી કારણ છે. તથા પુદગલોને વિષે નવીનતા જીર્ણતાનું સહકારી કારણ છે, તેને કાલ કહીએ. યદ્યપિ નવીનતા જીર્ણતા પુદગલના પર્યાય છે તે પુદગલને વિષે છે, તથાપિ ત્યાં નિમિત્ત કારણ કાલ દ્રવ્ય છે, જેમ વનસ્પતિને વિષે કુશુમ સંપદાકાલે થાય છે. તાપ તાઢ, વૃષ્ટિ બાલ યૌવન વૃદ્ધાવસ્થાદિ સર્વ કાલાનુસારે થાય છે, નહી તો સર્વે ફેરફાર વિપરીત થઇ જાય. માટે કાલ નિમિત્ત કારણ છે, તે અજીવ અરૂપી છે समयावलि मुहूर्ता इति वचनात्॥ સમય આવલી મુહુર્ત, દીવશ રાત માશ વર્ષ મનુષ્ય ક્ષેત્રને વિષે કાલમાન હોય છે, બાહેરના દ્વિપ સમુદ્ર નરક સ્વર્ગનું ગણીત માન થાય છે તે પણ મનુષ્ય ક્ષેત્રાનુસારે જાણવું ઇહાં સમય તે દ્રવ્ય જાણવો. દ્રવ્ય પરાવ-

ર્તન લક્ષણ ગુણ જાણવો, અગુરૂ લઘુ પર્યાય જાણવો. ખંધ દેશ પ્રદેશને અસ્તિકાય એ કાલને વિષે નથી. માત્ર કાલ તે દ્રવ્યથી એક છે ક્ષેત્રથી અઢી દ્વિપમાં છે, કાલથી અનાદિ અનંત છે, ભાવથી વર્ણાદિ રહિત જ્ઞેય ( જાણવા યોગ્ય ) છે.

૬ પુદ્‌ગલાસ્તિકાય–પુદ્‌ગલ દ્રવ્ય જે વસ્તુ પૂર્ણ તથા ગલન ધર્મ યુક્ત હોય તે જાણવું એટલે કોઈ એક ખંધને વિષે પુદ્‌ગલ પુરાતા હોય અને કોઇને વિષે વિખરતા હોય છે એહવો પુદ્‌ગલનો સ્વભાવ છે તે ખંધ દેશ પ્રદેશ પ્રમાણું ચાર ભેદે જાણવો. ૧ પૂર્ણ આખો તે ખંધ ૨ ખંધનો અમુક ભાગ વા ઊંણો તે દેશ ૩ એકના બે અંસ ન થાય એવો ખંધને વલગેલો તે પ્રદેશ. ૪ પ્રતેક એકાકી જે છુટો રહ્યો છે તે પરમાણુ જાણવો–પરંતુ પ્રદેશ પરમાણુ બે સરખા ગણ્યા છે. પછી બહુ શ્રુત કહે તે ખરૂં દ્રવ્યથી અનંત છે. ક્ષેત્રથી ચૌદરાજ લોકમાં છે કાલથી અનાદિ અનંત છે, ભાવથી વર્ણ ગંધરસ સ્પર્શછે. વસ્તુસહિત અનંત ધર્માત્મક હોય છે. ઈહાં પરમાણું વિષે ઘણી વાખ્યા છે તે ખટ દ્રવ્ય વિચારથી જાણવી, આ દ્રવ્ય રૂપી છે, અજીવ છે, હેય ( છાંડવા યોગ્ય છે. ઇહાં ષટ દ્રવ્યમાં પ્રથમ જીવ દ્રવ્યનું સ્વરૂપ કહી પછેથી પાંચ અજીવ દ્રવ્ય સાથે લીધા છે. પરંતુ ૧ ધર્માસ્તિકાય. ૨ અધર્માસ્તિકાય ૩ આકાશાસ્તિકાય. ૪ પુદ્‌ગલાસ્તિકાય. ૫ જીવાસ્તિકાય. ૬ કાલ એ રીતે અનુક્રમ સમજવો ઇતિ૦

પ્રશ્નઃ—૧૧૨ દીગંબર = દ્વાદશાંગી ઊથાપે છે. તીર્થંકર કેવલી થવાય છે અહાર ન કરે કહે છે. સ્થીવીર કલ્પ ઊથાપે છે. ચાંબડાંની મસકનું પાણી ચાંબડાના ભાજનમાં ભરેલું ઘૃત કસ્તુરી અપવિત્ર ગણે છે. ક્ષુદ્રને મુક્તિ નહી. મુનિને નગ્ન રહેવું. ત્રેસઠ સલાખી પુરૂષ અહાર કરે પણ નિહાર ન કરે. દ્રુપતીને પાંચ ભરતાર નહી. તીર્થંકર આકાશમાં ચાલે નોકારનાં પાંચ પદ. તીર્થંકરની માતા ૧૬ સુપન દેખે. દેવ લોક ૧૬ ઇંદ્ર ૧૦૦ ) કેવલી કેવલીને ન મલે ઇત્યાદિ ૮૪ બોલના વિસંવાદનું પૂર્વાચાર્યોએ સમાધાન કરેલું છે તે તથા શાંત સુધાનિધિ ગ્રંથમાં પણ છે વિચારવાનું જે સ્ત્રી ચતુર્વિધ સંઘમાં છતાં દીગંબરી કહે છે જે સ્ત્રીને મોક્ષ નહી, કારણ કે વસ્ત્રાદિ પરિગ્રહ છે તે મુર્છા ભાવ છે માટે ચારિત્ર નહી, તેથી મોક્ષ પણ નહી વલી નગ્ન રેહેવાતું નથી, છઠી નરક શુદ્ધિ જવાનુ પાપ વીર્ય હોય છે. પૂર્વે માયા મોહ કર્મ ઊપાર્જન કરેલું છે, એકાંત સ્થાન ધ્યાન થતું નથી વસ્તિ વિના રેહેવાતુ નથી. વલી અશુદ્ધ છે, ઊપસર્ગ કેમ સહી શકે, સાતમી નરક યોગ્ય આકરૂ કર્મ ન બાંધે તો મોક્ષ વીર્ય કેમ હોય વલી સ્ત્રી તે ચક્રિ હરી બલદેવ વિદ્યા ચારૂણ જંઘાચારણ ન થાય તો મોક્ષ ક્યાંથી હોય તે વિષે શું સમજવું.

ઊઃ—સર્વોત્કૃષ્ટ પદની પ્રાપ્તિ ઊત્કૃષ્ટ અધ્યવસાયથી થાય છે તે તો સર્વને સમ્માન છે જેમ ભરત ચક્રિ ખટ ખંડ ભોક્તા ચોસઠ હજાર સ્ત્રીયો સહિત સર્વ અલંકારે સોભીત છતાં આરીસા ભુવનમાં વસ્તુ મુરછા પરિગ્રહ રહિત ભાવે શુદ્ધ ધ્યાને કેવલ પામ્યા છે માટે ધ્યાન શ્રેષ્ટ છે. નહી તો નિર્ધન પુરૂષોને મોક્ષ મળવું જોઇએ. ઈહાં મુરછા રૂપ મહા પરિગ્રહ મમત્વ ભાવે, તેથી રહિત ભાવ તેજ મોક્ષ

ફલની પ્રાપ્તિ કરનાર છે, વલી તેઓના ગોમઠ સારની ગાથામાં પણ સ્રીને મોક્ષ હોય એમ સુચવ્યું છે. અને પંદર ભેદે સિદ્ધ કહ્યા છે તેમાં સ્રીલીંગે સિદ્ધ મરૂદેવી, ચંદન બાલાવત્ લીંગ પ્રયોજન નથી, જ્ઞાનાદિ ગુણે પુરૂષવત્ શુદ્ધ સમ્યકત્વ પામે, સિદ્ધાંતે ભણે બ્રહ્મચર્ય પાલે તપ કરે, સતર ભેદે સંજમ સાધે તેને વિષે મુક્તિ કેમ ન ઘટે શુદ્ધ સ્વભાવ સમભાવમાં રહે તેથી મોક્ષ લહે જેના ઉપર મુરછા તે પરિગ્રહ છે, પણ વસ્રાદિક બીજા ઉપગરણની તો શાસ્રમાં રજા છે. નહી તો ચમરી આદે પણ પરિગ્રહ કહીએ, સાતમી નરકે, મત્સ જાય માટે શું તે મુક્તિ પણ જાય એમ નિશ્ચય નથી સંગ્રામ આદે મહોટું પાપ કૃષિ કર્માદિ નથી માટે સ્રી સાતમી નરકે ન જાય. પણ જ્ઞાનાદિ ગુણથી મોક્ષ તો જાય. ચક્રિ દીક્ષા લેઇ મોક્ષ-વા, દેવ લોકે જાય, નહી તો નરકે પણ જાય માટે તેમાં શું વિશેષ છે ઇહાં પદવીનુ વિશેષ નથી. મુક્તિનું કારણ તે સહજ સ્વભાવ આત્મ શક્તિમાં છે. ગોમઠ સાર ગ્રંથે સ્રી એક સમયે ચાલીસ મુક્તિ જાય એમ કહ્યું છે તે જુઠુ કેમ કેહેવાય ચેતનમાં લીંગ પણું નથી, અવેદી છે. અરૂપી અમૂર્તિ તેને લીંગ પ્રયોજન શું, સ્વરૂપ વિલાસ કરતાં મોક્ષ લહીએ નિઃસંદેહ છે બીજું, વ્રતાદિકમાં કાચું સચિત્ત પાણી વાવરે છે ઇત્યાદિ વિસંવાદ ડીગંબર સંપ્રદાયે ચાલે છે તેનું નિરાકરણ ગ્રંથાંતરથી જાણવું. ઇહાં અચિત જલની આચરણના ગુણો આ પુસ્તકમાં દર્શાવ્યા છે ત્યાંથી જાણવા.

પ્રઃ—૧૧૩ અસઝાય વિષે શું સમજવું.

ઉઃ-અકાલે વૃષ્ટિ થાય તો દીવસે અસઝાય થાય છે. મનુષ્યનુ મૃત્યુ કલેવર પડે ત્યાં અહો રાત્રિની અસઝાઇ, જીનપુજા દીન ૧૨ ઘરવાલાને કહી છે ત્રીજંચનું રૂધીર પડેલું હોય ત્યાં વા ગાય ભેસ વાહાય મેલી પડે ઇંડુ ફુટે ત્યાં પ્રહર ત્રણ અસઝાઇ, મનુષ્યનું રૂધીર દુર કર્યા પછી અહો રાત્રિ અસઝાઇ, દાંત પડેલો પરઠવ્યાપ છે નહી. સ્મશાન ભૂમિ હાથ ૧૦૦ માંહે વરસ ૧૨ અસઝાઈ, ત્રીજંચનું અવયવ ( શરીરનો ભાગ ) પડેથી હાથ-૬૦ અસઝાઈ મનુષ્યના અવયવે હાથ ૧૦૦) પણ ગાડા અંતર એ દીશા મારગ હોય તો અસઝાઇ નહી. માસે માસે સ્રીને રૂતુ આવે દીન ૩ અસઝાઇ હોય, પછી રૂતુ આવે તેટલી વેળા અસઝાઈ ગણાય. પુત્ર પ્રસવે દીન ૭-૧૦ પુત્રી દીન ૮-૧૧ ચંદ્ર ગ્રહણે ઘડી. ૧૨ સૂર્ય ગ્રહણે ઘડી.૧૬ ભૂમિ કંપે ઘડી ૮ એ ઉત્કૃષ્ટથી જાણવું. જઘન્યથી થોડું પણ છે આવસ્યક સામાયક પડી લેહેણ ધ્યાન પૂજા કાવ્ય સ્તોત્ર સ્તુતિ ભક્તિ મૌન પણ કરતાં અસઝાઇની વિશેષતા જીનપૂજનથી ઘણું કરીને સિદ્ધાંત ભણવા ગણવાઆશ્રી જાણવું. આસો કારતક અષાડ ચૈત્ર એ ચાર માસની વદ પડવા એ સિદ્ધાંત ન વાંચવું, સ્રીને અટકાવ, જન્મ મરણાદિક અશુચી સ્થાનકનું કાલ પ્રમાણ જીનાજ્ઞારૂપ વ્યવહાર સાચવવા ભણી તથા જ્ઞાનાદિકની આશાતના ટાળવા અરથે યથાયોગ્ય પ્રવર્તવું. શ્રી ઠાણાંગજીઆદે સૂત્રોમાં અસઝાઇના અનેક પ્રકાર છે. ભાવ અસુચિનું કારણભૂત દ્રવ્ય અશુચિ છે, માટે વર્જવી, વિશેષ દેશ કાલ સમજી લોક વિરૂધ ટાલવા અવિસંવાદ ભાવે વર્તવું. ગ્રથાંતરે અધિક ન્યુન પણ

કહી છે તે દેશકાલ સમજી લેવા અને તે પણ પ્રમાણ છે. જ્યાં જે દેશમાં જેવું પ્રવર્તન ચાલે છે તેજ રીતે વર્તવું. દેવાદિ ત્રણ તત્વને આરાધવા દ્રવ્ય ભાવથી આશાતના ટાળવી. ભાવ આશાતના તે અશુચિથી થાય છે. એટલે અશુદ્ધ લેસ્યા તથા મનાદિ યોગ*કષાયથી ભાવ અશુચિ થાય છે. કારણ કે એ અશુદ્ધ લેસ્યાદિકના પુદગલ માંહે સ્વાન સર્પ અશ્વાદિક મરણ પામેલા જે પશુઓ તેમનાં સડી ગયેલાં કલેવર માંહે જે દુર્ગંધ થાય છે તેથી પણ અનંત ઘણી દુર્ગંધ એ અશુદ્ધ લેસ્યાદિકના પુદગલ માંહે કહેલી છે એ વાર્ત શ્રી ઉત્તરાધ્યયનજી તથા ભગવતી પ્રમુખ સૂત્રોમાં પ્રસિદ્ધ છે. જે આશાતના કરવાથી પાપકર્મની ૮૨ પ્રકૃતિ બન્ધાય છે એટલે અશુચિરૂપ કારણથી એ પાપરૂપ કાર્ય થાય છે માટે સુજ્ઞ પુરૂષોએ વિચાર પૂર્વક વર્તવું. ઈહાં ૧ ઉલ્કાપાત. ૨ દિશિના દાહ ૩ ગાજ. ૪ વીજ. ૫ નિર્ઘાત. ૬ સંધ્યાકાલ. ૭ યક્ષાલક્ષયથાદીસ આકાશેભવ.તે. ૮ ધૂઆરો દીસે. ૯ ધુઅરિ. ૧૦ રજોવૃષ્ટિ થાતે એવં દશ પ્રકારે આકાશની અસઝાઇ શ્રી ઠાણાંગજીમાં કહી છે તે પણ વર્જવી ઈતિ.

પ્રશ્ન—૧૧૪ સમુર્છિમ મનુષ્ય પંચેદ્રી કીયા સ્થાનકે ઉત્પન્ન થાય છે?

ઉત્તર—શ્રી પન્નવણ સૂત્રના પ્રથમપદને વિષે કહ્યું છે કે હે ગૌતમ અઢી દ્વિપની અંદર ગર્ભજ મનુષ્યના ચાદ સ્થાનકને વિષે મનુષ્ય સમુર્છિમ ઉપજે છે, તે કહે છે ૧ વિષ્ટામાં. ૨ મૂત્રમાં. ૩ થુંકમાં, ૪ નાકના મેલમાં. ૫. વમન (ઉલટી)માં. ૬ પીતમાં, ૭ વીયમાં. ૮. પુરૂષ વાર્યનાં મિશ્ર થયેલું સ્ત્રી વીર્યમાં ૯. રાધ (પાચ) માં. ૧૦ કાઢી નાંખેલા પુરૂષ વીર્યના ભીના પુદગલમાં. ૧૧ જીવરહિત કલેવરમાં. ૧૨ સ્ત્રી પુરૂષના સંજાગમાં. ૧૩ નગરના ખાલમાં. ૧૪ સર્વ અશુચિ સ્થાન જે કાનનો મેલ કાખનો મેલ શરીરનો મેલ આંખ્યાના પીયા પ્રમુખને વિષે સમુર્છિમ મનુષ્ય ઉત્પન થાય છે તે શરીરથી વેગલા થવાથી થાય છે. અંગુલ અસંખ્ય ભાગ શરીર અસંજ્ઞિ મિથ્યા દૃષ્ટી અજ્ઞાની અપર્યાપ્તા અંતર મુહૂર્ત આયુવાલા તેનુ રક્ષણ કરવા વિવેકી પુરૂષોએ ઉપયોગ રાખવો. ઇહાં સમજવાનું એ છે જે એક સ્થાનકે ચૂલા ખાળમાં વડી નીતી કરે તથા માત્રુ ઊપરા ઊપરે કરે રાખી મુકે નાકનો મેલ પીત પાચ લોહી બલખા ઉલટી આદે જ્યાં ત્યાં નાંખે. ઉપર ધૂલ રાખ વીગેરે નાંખે નહીં એમ જયણા ન કરે તો પૂર્વોક્ત જીવવિરાધનાનું પાપ લાગે માટે ભવ ભીરૂ પુરૂષોએ આ બાબત સારી પેઠે ઉપયોગ રાખાને સુગન ધરતાં સુસ્થાને પડવવું. એજ દયારૂપ મોહોટું તપ છે. ઈહાં કાયાને કષ્ટ તથા ધનનુ ખરચ પણ નહી થતાં માત્ર જતનાએ વર્તવું તેમાંજ અપૂર્વ લાભ રહ્યો છે. વાહ!!!

પ્રશ્ન૦ ૧૧૫—શ્રાવકના એકવીશ ગુણનું વર્તન કરો.

ઉત્તર—૧ અક્ષુદ્ર-દુષ્ટ સ્વભાવ નહી તે ગંભીર ઉદાર દીલનો હોય, તુચ્છ નહી. પર છિદ્ર ન જુએ તે.

૨ રૂપવાન-જે સંપૂર્ણ અંગોપાંગ પાંચ ઇંદ્રીએપર વડો હોય. ઉત્તમ સંઘયણંવંત રૂપનું નિધાન હોય.

૩ પ્રકૃતિ સોમ્ય—સ્વભાવેજ સોમ્ય પાપથી દુર રહે, વિશ્વાસનું ભાજન સર્વ સાથે મીત્ર ભાવ હોય. અબીહામણો પરને સમતાનું કારણ હોય.

૪ લોક પ્રિય-વિરૂદ્ધાચરણ વર્જવાથી દાનાદિ ગુણે કરી લોકને વાલ્હો હોય. સદાચારી હોય.

૫ અક્રૂર-માઠા અધ્યવસાયથી પારકાં છિદ્ર ન જુએ. સકલેશ પરિણામી ન હોય.

૬ ભીરૂ=નિશકપણે પાપને વિષે પ્રવર્તે નહી અપયશથી ડરે, ભવ ભીરૂ હોય અયોગ્ય કામથી બીહે.

૭ અશઠ=કપટે કરી રહિત અનુષ્ઠાનનો કરનાર હોય, પરને ઠગે નહી. વિશ્વાસનું ભાજન.

૮ સદાક્ષિણ્ય-કોઇ વસ્તુ માગે તેની ઇચ્છા ભંગ ન કરે, પોતાનું કામ પડતુ મુકીને પણ ઇહ પરલોકને વિષે હિતકારીપર ઉપકાર કરે, પરની પ્રાર્થનાનો ભંગ ન કરે.

૯ લજ્જાળુ-અકાર્ય કરવામાં લાજ પામે, વ્રત લીધેલાં છાંડે નહી.

૧૦ દયાળુ-દયાવંત હોય, પ્રાણી માત્રની અનુકંપાવંત હોય, જીવ રક્ષા કરે.

૧૧ માધ્યસ્થ-રાગ દ્વેષે કરી રહિત બુદ્ધિ છે જેની, તત્વનો જાણ, દોષને ત્યાગે સોમ્ય દૃષ્ટિ.

૧૨ ગુણ રાગી-ગુણનો રાગી જે ગાંભીર્ય ધૈર્ય ઊદાર્ય થિરતા પણ ઇત્યાદિક ગુણીના ધર્મને વિષે રાગ ધરે, નિર્ગુણીનાં ઊપેક્ષા કરે, એટલે નિંદા ન કરે.

૧૩ સત્કથ-ધર્મ સબંધી સદાચારપણાએ કરી ભલી વાત કરે પણ ભુંડી વાત ન કરે ધર્મ કથા વાહલી છે જેને.

૧૪ સુપક્ષ યુક્ત-જેનો પરિવાર સુશીલવંત વિનયાદિ ગુણવંત હોય.

૧૫ સુદિર્ઘ દર્શિ-પરિણામીકી બુદ્ધિએ સહિત ઘણો વિચાર કરે, જે કાર્ય પરિણામે રૂડુ હોય તેવું કરે તે આ લોક સબંધી કામ પણ વિચારીનેજ કરે, અનાગત કાલ વિચારી કરે.

૧૬ વિશેષજ્ઞ-પક્ષપાત રહિત પણે વસ્તુમાં રહેલા ગુણ દોષોને યથાર્થ પણે જાણનારો. જીવા જીવ જાણે.

૧૭. વૃદ્ધાનુગત-પર્યાય વૃદ્ધ, જ્ઞાન વૃદ્ધ વયવૃદ્ધ તેમની સેવા કરનારો( અર્થાત વૃદ્ધની ભક્તિ કરનાર, તેમની રીતે ચાલનારો.

૧૮ વિનિત-આપણા કરતાં જેનામાં વધારે ગુણ હોય તેનું આદરમાન કરનારો, વિનયવંત હોય.

૧૯ કૃતજ્ઞ-કર્યા ગુણનો જાણ આપણને ઊપગાર કરેલો ભુલે નહી. તત્વગુણની બુદ્ધિ હોય.

૨૦ પરહિતકારી-કાંઇ લાભની આશા ન રાખતાં પારકુ હિત (ભલો વાળે.) કરનારો તે બીજાને પણ ધર્મમાં સ્થાપે.

૨૧ લબ્ધ લક્ષ-વગર પ્રયાસે આગમાદિ લખે સીખે સમસ્ત ધર્મકાર્ય થોડા કાલમાં સાધે તે લબ્ધ લક્ષ કહીએ. અથવા, શિખવાને યોગ્ય જે અર્થ અનુષ્ટાન વિશેષ તે લબ્ધ લક્ષ. સર્વ ધર્મકૃત્ય તત્કાલ આદરે એવો, એ રીતે શ્રાવકના એકવીશ ગુણો પ્રવચનસારોદ્ધાર તથા શ્રાદ્ધવિધિ ગ્રંથાનુસારે જાણવા, તે સર્વ ગુણો પ્રાયે ભદ્રક પ્રકૃતિ વિગેરે ચાર વિશેષણોમાં સમાઇ જાયછે. તે જીવને દેશ વિરતિ સર્વ વિરતિ રૂપ ધર્મ, રત્નની યોગ્યતા હોય, ઇહાં સંપૂર્ણ એકવીસ ગુણે સહિત હોય તે ઊત્તમ કહીએ, ચોથે ભાગે હિન હોય તે મધ્યમ કહીએ, તથા અર્ધ ગુણેહીન હોય તે જઘન્ય કહીએ, તેથી હીન હોય તે દરીદ્રિ હીન જાણવો તે ધર્મ રત્નનો મનોરથ પણ ન કરી શકે, એ એકવીસ ગુણે સહિત હોય તે ભાવ શ્રાવકપણું પામે એમ શાડાત્રણસેના સ્તવન મધ્યે કહ્યું છે વળી શ્રાવકને સ્થુલ હિંસા અને અભક્ષ ત્યાગી નોકારસી આદેય પચખ્ખાણકારી સચિત્ત પરિહારી એકલ અહારી બ્રહ્મચારી વ્રત ધારી. પડિમા ધારી સદાચારી, ન્યાય સંપન્ન વિભવાદિ ગુણે સહિત, મહાવ્રત અભિલાખી ષટ્ કર્મમાં તત્પર હોય.

यदुक्तं–देवपूजागुरुपास्तिः। स्वाध्यायः संजमस्तपः॥
दानंचेतिगृहस्तानां षट्कर्माणिदिनेदिने ॥ १ ॥

ભાવથી એક વ્રત હોય તે જઘન્ય શ્રાવક—બારવ્રત ધારી મધ્યમ-પડિમાધર ઊત્કૃષ્ટ શ્રાવક કહીએ.

પ્રશ્ન—૧૧૬ ભાવ શ્રાવક કોને કહીએ.

ઊ:-ભાવથી શ્રાવકની ધર્મક્રિયા કરવામાં તત્પર હોય સંસાર વૈરાગ્ય આદે ૧૭ ભેદે અલંકૃત હોય તે કહે છે. ૧ સ્ત્રી વશ ન થાય. ૨ ઇંદ્રીયો વશ રાખે. ૩ ધન અનર્થનું હેતુ જાણે. ૪ સંસાર અસાર જાણે. ૫ વિષયાભિલાખ ન કરે. ૬ આરંભ વર્જે. ૭ ગૃહવાસ બંધનવત્ જાણે. ૮ સમકિત પાલે. ૯ ગાડરીયો પ્રવાહ છોડે. ૧૦ આગમ અનુસારે ચાલે. ૧૧ દાનાદિ ચતુર્વિધ ધર્મ આચરે. ૧૨ વિધિ માર્ગમાં પ્રવર્ત્તે. ૧૩ ગૃહ કૃત્ય. મધ્યસ્થપણે કરે. ૧૪ માધ્યસ્થપણે કદાગ્રહ છોડે. ૧૫ વસ્તુ ક્ષણ ભંગુર જાણી ધનાદિક છતાં પણ તેમાં લપટાય નહી. ૧૬ સંસાર વિરક્ત થયેલો શ્રાવક સ્ત્રીના આગ્રહથી કામ ભોગ સેવે. ૧૭ વેસ્યાની પેરે ગૃહવાસ પાળે એટલે વેસ્યા જેમ અન્ય પુરૂષને ભોગવતી છતી મનમાં ધારે જે એને આજ કાલ છોડી દેઇશ. એમ પરવસ્તુ છોડવાની ભાવના એ ભાવશ્રાવકના. ૧૭ ભેદ જાણવા.

પ્ર:—૧૧૭ મુનિ આશ્રી ચાર પ્રકારના શ્રાવક કીયા.

ઊ.—૧ મુનિનુ સ્ખલીત પણુ દીઠે પણ સ્નેહ ધરે તે માતા તુલ્ય શ્રાવક જાણવો.

૨ મુનિને પરાભવને વિષે સહાય કરે તે ભાઇ તુલ્ય શ્રાવક જાણવો.

૩ મુનિને સજ્જન થકી અધીક માને તે મીત્ર સમાન શ્રાવક કહીએ.

૪ મુનિનાં છીદ્ર જોનાર એહવો શ્રાવક તે મુનિને સોક્ય સમાન જાણવો.

પ્રઃ-૧૧૮ ચાર કષાયના ઊત્તર ૧૬ ભેદનું સ્વરૂપ સામાન્ય પ્રકારે સમજાવો.

ઊ.—કષ-સંસાર તેનો આય-લાભ હોય જેના ઊદયથી જીવને તે ભણી કષાય કહીએ, ઇહાં અનંત સંત સંસારના અનુબંધી જે વૃદ્ધિ કરનાર કષાય તેને અનંતાનુબંધી કહીએ તે એકાંતવાદી કદાગ્રહી જીનમતની અરૂચી રૂપ દ્વેષ તે અનતાનુબંધી જાણવા. તે વિશેષ કહે છે.

૧ અનંતાનુબંધી ક્રોધ-આઉખા શુદ્ધિ ઊદય છે જેનો, નરક ગતીનો હેતુ સમકિત ગુણ રોધક પર્વત રેખા સમાન ઘણા ઉપાયે ભેગો ન થાય.

૨ અનંતાનુબંધી માન-પાષણ થંભ સરખો ઘણા ઊપાએ ન નમે શેષ પૂર્વવત્

૩ અનંતાનુબંધી માયા-વાસના મૂલ સરખી વક્ર કોઇ ઊપાએ પાંસરી ન થાય શેષ પૂર્વવત્.

૪ અનંતાનુબંધી લોભ-કર્મજના રંગ સમાન, ઘણા ઊપાએ ટલે નહી શેષ પૂર્વવત્.

૧ અપ્રત્યાખ્યાની ક્રોધ-વરસ શુદ્ધિ ઊદયછે ત્રીજંચ ગતી હેતુ દેશ વિરતિ ગુણ રોધક પૃથ્વિ રેખા સમાન જાણવો.

૨ અપ્રત્યાખ્યાની માન-હાથ થંભ સરખો ઘણાં ઊપાએ પાણીથી નમે શેષ પૂર્વવત્.

૩ અપ્રત્યાખ્યાની માયા-ઘેટાના સિંગ સરખી વક્ર, બહુ કષ્ટે વળે.

૪ અપ્રત્યાખ્યાની લોભ-નગરની ખાલના કાદવના રંગ સરખો હોય છે તે વસ્ત્રે લાગ્યાથી ક્ષારાદિ બહુ ઊપાએ ટલે.

૧ પચ્ચખ્ખાણી ક્રોધ-ચાર માસ ઊદય મનુષ્ય ગતી હેતુ સર્વ વિરતિ રોધક રજરેખા સમાન, વાયુ જોગે મટે.

૨ પચ્ચખ્ખાણી માન-કાષ્ટ થભ સરખો થોડા ઊપાએ નમે શેષ પૂર્વવત્.

૩ પચ્ચખ્ખાણી માયા-ગૌ મૂત્રપેરે વક્ર તે જતાં વળતાં ટલે.

૪ પચ્ચખ્ખાણી લોભ-ખંજન રંગ જે ગાડાની મરી વા, દીવાનું કાજલ વસ્ત્રે લાગવાથી ઉપાએ ટલે, તેમજ એ લોભ ઉપદેસે ટલે.

૧ સંજલ ક્રોધ-પક્ષ શુદ્ધિ ઊદય છે, દેવગતી હેતુ, યથાખ્યાત ચારિત્ર રોધક જલ રેખા સમાન ક્ષણમાં પોતાની મેળે નિવર્તે તુરત એકમેક થાય, તે મુનિ ગુણઠાણે લાભે.

૨ સંજલનમાન-નેત્રની ક્રાંબસમાન વાયુ જોગે પોતાની મેળે વળે શેષ પૂર્વવત્.

૩ સંજલન માયા-વાંસની છાલસમાન પ્રયાસવિના વક્રાશ ટલે

૪ સંજલન લોભ-હલદ્ર રંગ સદ્રસ્ય પોતાની મેળે ટળે એ રીતે કષાયના સોળ ભેદ જાણવા. તે સર્વેને જીતે જીનેશ્વર જાણવા મુનિને તે સંજલન ઊદયે

અતિચાર હોય, શેષ બાર કષાયના ઉદયે અનાચાર થાયછે. ઇત્યર્થ ઘણું કરીને એ સ્થિતી છે. નહા તો બાહુબલીને સંજલન માન એક વર્ષ રહ્યું. અને પ્રસન્નચંદ્ર રાજર્ષિને અનંતાનુબંધી અંતર મુહૂર્ત્ત રહ્યું વળી કોઇક પુરૂષ વસી જાય છે તે વખતે અનંતાનુબંધીનો ઊદય થાય છે. પાછો અંતર મુહૂર્ત્તમાં સમક્તિ પામે છે ત્યારે તે ઊદયટલી જાય છે. એટલે આકરો કષાય હોય તે સમકિત થોડી વખત રહેતો પણ તે અનંતાનુબંધી સમજવો, તેથી મંદમંદ ઊતરતા કષાય સમજવાં એકાંત કાલ પ્રમાણ સમજવું નહી જે કારણ માટે કષાયનાં અધ્યવસાય સ્થાનક ગણાં છે. વલી હાસ્યાદિક નવથી કષાય ઊપજે માટે તેનાં કારણ ભણી તેને નોકષાય કહીએ માટે જેમ બને તેમ પૂર્વોક્ત કષાયનો ક્ષયોપશમ થાય તે કરવું કેમકે અકષાય તેજ આત્મ ધર્મ છે. શ્રીદેવચંદ્રજી મહારાજે ચંદ્રાનનજીના સ્તવનમાં પણ કહ્યું છે જે. " ॥ आतमगुण अकषायतारे धर्म न जाणे मूढरे चंद्राननजिन ॥ માટે સમતા સહિત જે જે અનુષ્ઠાન છે તે તે સર્વે સફલ છે. ઇ૦ હવે તે ચારકષાયનાં વિશેષ પર્યાય નામ કહે છે.

ઉપદેશમાલાની ગાથા ૩૦૯ માં કહ્યું છે જે. ૧ ક્રોધ, કલહ, ખાર, પરસ્પર મત્સર, ખમી ન શકે.

પસ્તાવાનું કારણ, સમતાએ રહિત, કઠણ ભાવ તાપનું કારણ, ઝાટકી બોલ, નિભ્રંછણ સામાના કહેણમાં ન રહેવું, એકઠા ન રહી શકે, કીધો ઉપગાર ગમાડે, એ સર્વે ક્રોધના પર્યાયને ( અપર નામ ) જાણવાં. એથી જીવ ચીકણાં કર્મ બાંધે, કટુકવિપાક અનુભવે, વળી તપનું અજીર્ણ કરે છે તે કહે છે.

૧. કઠોર વચને બોલવાથી એક દીવસના તપનો નાશ કરે છે.

૨. અતિ ક્રોધે કરી જાતી કુલ મર્મ પ્રતે બોલતો એક માસના તપનો વિનાશ કરે.

૩. શ્રાપ દેતો એટલે તમારૂં અશુભ થાઓ કહે તો વરસી તપનો નાશ કરે.

૪. શસ્ત્રાદિકે કરી પરજીવનો ઘાત કરતો છતો સાધુપણાનો નાશ કરે. એ વ્યવહારીક વચન ઉપદેશમાલાની ગાથા ૧૩૩—૧૩૪ થી જાણવું નિશ્ચયથી તો ક્રોધની તારતમ્યતાએ તપસંજમ બાળે છે.

क्रोधे क्रोड पूरव तणां संजम फळ जाय इ०

નારદ નારી નિર્દય ચિત્ત પ્રાએ એ ત્રણ કલેષની ઉદીરણા કરનાર છે ઇ૦

૨. માંન, મદ અહંકાર, પર અપવાદ પરને પરાભવે પોતાને મ્હોટો જાણે હેલના કરવી નિંદવુ, ઉપગાર ન કરે. વિનય રહિત, પરગુણ ઢાંકે એવે અભિમાંને કરી જીવ સંસાર પરિભ્રમણ કરે.

૩. માયા, કુંડ, પ્રછંન, ઓલવે, કપટ થાપણ ઓલવે, છલભેદ, દગલબાજી મતી કુટીલતા વિશ્વાસઘાત ઇત્યાદિ માયાના પાશથી જીવ ભવ ભ્રમણ કરે, દુધ સાકર રૂપ મિષ્ટ ચરિત્રમાં માયા રૂપ વિષ મિશ્રિત થવાથી ઉલટું પરિણામ છે.

૪. લોભ, મહારાપણું, વસ્તુસંગ્રહ, કૃપણપણું ન ભોગવે, શોકપણે મુરછાભાવ જે તિવ્રરાગ, લોલપીપણું તૃષ્ણા ઈત્યાદિ લોભના ભેદ જાણવા. એ

લોભ મહા દુઃખદાઇ છે. દાવાનલ પેરે સર્વ ગ્રહણની બુધિ લોભીને હોય, સ્થીરતા ન રહે.

માટે જે ભયંકર ભવસમુદ્રમાં ડુબાવનાર એ ચાર કષાયને જીતવા સુરવીર થવું. શ્રી અધ્યાત્મ કલ્પ દ્રુમે કષાયાધિકારે કહ્યું છે જે હે આત્મા જે તું અપકારક શત્રુને વિષે ક્રોધ કરે છે તો તેના બદલે તાહરા અંતરંગ કામ ક્રોધાદિ છ શત્રુ છે તેને વિષે ક્રોધ કર, કેમકે એ છ શત્રુથી બીજો કોઇ તુઅને વધારે દુઃખદાઈ નથી તત્વદૃષ્ટીએ વિચાર કરતાં બાહ્ય શત્રુ છે તે ઉપસર્ગાદિક કરતાં સહન કર્યાથી કર્મ નિર્જરતાં પરલોકે સુખની પ્રાપ્તીથી સહાયકારી થયા તેથી અભ્યંતર મીત્ર ભાવે જ મણ્યા તે માટે ઉપસર્ગ કારક શત્રુને વિષે તત્વ દૃષ્ટિએ મીત્ર તુલ્ય જાણી ક્રોધ ન કરવો, કદાચ તેને ક્રોધ થયો હસે તોપણ તું તેના ઉપર નહી તપે તો તે સ્વયમેવ શાંત થશે.

"यदुक्तं"—

क्षमा खङ्ग करेयस्य, दुर्जनकिंकरिष्यति,

अतृणेपतितोवन्हि, स्वयमेवोपसाम्यति ॥१॥ चपुनः

शांतितुल्यंतपोनास्ति, संतोषान्नपरं सुखं ॥

नचत्रश्नापरोव्याधिर्न, चधर्मोदयापरः ॥ २ ॥

કષાયની પ્રબલતાથી પ્રાણી અનેક ગુણની હાની પામે છે અને કષાયનીમંદતાથી જીવ મહંત ગુણી થાય છે. માટે જેમ જેમ કષાયની પ્રવૃતી ઘટે અને સમભાવ દશા રૂપ પ્રસાદમાં પ્રવેશ થાય તેવાં સાધન જોડવા ઊદ્યમ કરવો શા માટે જે ઊપશમના એક લવ આગલ દ્રવ્ય ક્રિયા લાખમણ પણ નિર્જરા ફલ ન આપે. ઇત્યર્થઃ

શીષ્ય-કેઇ ગતીમાં કયા કષાયની પ્રબળતા લાભે.

ગુરૂ નારકીમાં ક્રોધ ઘણો હોય, તિર્યંચમાં માયા ઘણી હોય, મનુષ્યને માન ઘણુ હોય, દેવતાને લોભ ઘણો હોય ઇતિ ગતીભાવ.

શિષ્ય-ચ્યાર ધર્મદ્વાર કહ્યા તે કીયાઃ?

ગુરૂ-૧ ક્ષમા ૨ નિર્લોભતા. ૩ નિષ્કપટતા. ૪ માર્દવ જે અહંકાર રહિતતા એવ ઠાણાંગે ધર્મદ્વાર કહ્યા છે, તેમાં પ્રવેશ કર. ઇતિ.

શિષ્ય-કષાયનો કષાયમાં રાગ દ્વેષના ઘરનાં કયાં.

ગુરૂ-ક્રોધ માન અરતિ શોક ભય જુગુપ્સા એવ છ દ્વેષના અંગ જાણવા. માયા લોભ ત્રણ વેદ હાસ્ય રતિ એ સાત રાગાંગ છે. ઇતિ.

પ્રઃ ૧૧૯-મરણ અવસરે સંથારો તથા આરાધના કેવી રીતે કરવી.

ઉ—જ્ઞાતીના વચનથી ખાત્રી થાય તો જાવજીવનું અણસણ કરે, નહી તો સાગારી અણસણ કરવું, તે ઘડી પ્રહર દીવસાદિકનું અથવા સાંકેતિક જે મુઠી વાલી નવકાર ગણું ત્યારે મોકલું. તેમ ન કરૂ ત્યાં સુધી ચારે આહાર ત્યાગ

તથા સંસારી સર્વ કામનો આરંભ ત્યાગ કરે, અવસર નહી મલવાથી દ્રવ્ય ક્ષેત્રાદિ જોઇને કરાવે, અથવા શ્વાસોશ્વાસના ગણીતથી પણ થાય છે તે અનથ્થણા ભોગેણં આદે આગાર સહિત કરવું, મંદગી અવસરે ધર્મશાસ્ત્રની હરેક ગાથાનું ધ્યાન કરવું. જેથી રૂડી સમાધિ હોવાથી ભવ સમુદ્ર સહેજે તરાય છે. આઉરપચખાણ પયન્નામાં આરાધના વિચાર કહ્યો છે જે સંથારો કરીને સર્વ વસ્તુ વોસરાવી સર્વ જીવ સાથે ખમતખામણાં કરી આરાધના કરી કાલ કરે તો ઉત્કૃષ્ટ સાત આઠ ભવે મોક્ષ જાય પણ અધિક ભવ ન કરે, માટે આરાધનાનો ઉદ્યમ તથા ભાવના છેલ્લી વખતે જરૂર કરવી, જેથી પૂર્વે મેઘ કુમાર ધન્નો સાળીભદ્ર ખંધક મુનિ આદે ઘણા પુરૂષો આરાધક થયા છે આયુના અંતે ઉત્તમ પુરૂષોએ ઘરબાર ધન ધાન્ય પુત્ર સ્ત્રી શરીર સજ્જન સ્થાવર જંગમ મીલકત શસ્ત્રાધિકરણ જેમાં પોતાનું ધણીઆપું છે તે સર્વેને વોસરાવે. નહી તો તે સર્વ વસ્તુથી થતી ક્રિયા આરંભ મરનારને અવિરતીપણાથી અવસ્ય લાગે છે માટે જરૂર સાગારિ અણસણ શ્રાવકને કરવું વલી जइ मेहुज्जपमाओ ઇત્યાદિ સંથારા પોરસી મધ્યેથી કેટલીક ગાથાઓ જે अरिहंत सरणं તથા પાપસ્થાન આલોવાની તથા एगोहंनथीमेकोइ गाथा १ तथा अरिहंथो महदेवो આદે સર્વ જીવ સાથે ખમતખામણાં કરી મિચ્છામિદુક્કડં દેઇ અને તે ભાવે વર્તવું. હવે મરણ અવસરે ઇહાં કાયા ન વોસરાવે તો તે પુદ્ગલથી થતા આરંભની પાંચે ક્રિયા તે જીવને લાગે છે, પણ તેનાથી થતું ફુલ સુકૃત ફલ વિરતી અભાવે ન થાય, એ પ્રમાદાચરણ અનર્થ દંડ છે માટે પૂર્વના રોવા કુટવા કાંણ મોકાણ આદિ જે અશુભ વ્યવહાર માત્ર સર્વ વોસરાવ્યાથી પશ્ચાત્ તેનું પાપ આવે નહી પૂર્વે કહેલી जइमेहुजपमाओ ગાથા કહી સાગારી અણસણ હમેશાં શ્રાવક સુતી વખતે પણ કરે છે તે નિંદ્રા કરીને જાગીને સંસારી કામ કરે તો પણ પચખ્ખાણ ભંગ નહી એમ સેનપ્રશ્ને કહ્યું છે. માટે શ્રાવકને હમેશાં સુતી વખતે સાગારી અણસણની ગાથા અનથ્થણા ભોગેણં આગાર સહિત જરૂર ભણવી. જેથી કદાચ નિંદ્રામાં અકસ્માત્ કાળધર્મ પાંમે તોપણ તેને અણસણના વિરતીપણાનો લાભ થાય છે જન્માંતર વખતે આરાધના પ્રકરણ પુન્ય પ્રકાશ સ્તવન નમસ્કાર મંત્ર, मुज्झमे चारसरण होज्जो ઇત્યાદિ સર્વ સજ્જનોને જરૂર શ્રવણગોચર કરાવવું. અને સુતાં વખતે પણ પૂર્વોક્ત અભ્યાસ રાખવો. જેથી સુગતિ સધાય છે અને નિર્જરા પણ થાય છે એ સાગારી અણસણ નમસ્કાર મંત્ર પૂર્વક લેવાયછે અને ગંઠસીવેહસીની પેરે નમસ્કાર ગણીને પલાય છે." આપંડિત પુરૂષોની શ્રેષ્ટ આચરણા છે. અને આ બાબતનો અભ્યાસ નિરંતર લાગુ થયો છે. તેમજ બીજા ભાઇયોને પણ એના આદરની ભલામણ છે.

પ્ર.—૧૨૦ સતર પ્રકારનાં મરણ કીયા.

ઉ.—૧ આવીચી મરણ-સમયે સમયે આયુ કર્મનાં દલ ભોગવે છે તે.

૨ ઊહીમરણ-સમસ્ત સંપૂર્ણ આયુ ભોગવીને મરે છે ઓહી જે અવધિ મરણ મરજાદ પુરી કરી મરે તે.

૩ અંતીય મરણ—નરકાદિગતીના આયુદલીક મરવા પછે ભોગવે નહી તે આત્યંતિક મરણ કહીએ.

૪ બલીયમરણ—સંજમ યોગે ખિન્ન થયો થકો વિચારે કે ક્યારે સંજમથી છુટીએ એમ સંજમાનુષ્ઠાન થકી ચળતો મરણ પામે તે બળવત મરણ કહીએ. એ ભ્રષ્ટ વૃત્તિને હોય.

૫ વસયમરણ—ઇંદ્રીને પરવશપણે મરે. દીપસીખા દેખી પતંગવત તે વશાર્તમરણ કહીએ, વસટ્ટ

૬ અંતોસલ્લમરણ—લજ્જાદિકથી સલ્ય રાખી મરે લક્ષ્મણાવત્ તે સશલ્યમરણ કહીએ.

૭ તદ્દભવમરણ—ચરમ શરિરી થઇ મરે, વલી અવધી આવીચી આત્યંતિક એ ત્રણ ટાલી શેષ જે મરણ તે તદ્ભવ મરણ પ્રવચન શારોદ્ધાર ૧૫૭ માં કહ્યું છે.

૮ બાલમરણ—અવિરતિ મિથ્યાત્વી હિંસાદિકથી જે વિરમ્યા નથી તેનું મરણ તે.

૯ પંડિયમરણ—વ્રતી સમકિતીનું મરણ તે પંડિત મરણ કહીએ. એટલે સર્વ સાવદ્યની વિરતિવંતનું મરણ જાણવું.

૧૦ મિશ્રમરણ—દેશવિરતિ શ્રાવકનું મરણ.

૧૧ છદ્મસ્થમરણ—છદ્મસ્થ ચારિત્રીયાનું મરણ.

૧૨ કેવલિમરણ—કેવલજ્ઞાનીનું મરણ.

૧૩ વિહાય સમરણ—ગલેફાંસી તથા વિષયોગે સસ્ત્રે મરે તે આકાસને વિષે જંપાપાત કરી મરવું તે.

૧૪ ગૃદ્ધ પીઠ મરણ—ગૃદ્ધ પંખી આદે તે કારણ પડે શરિર ખવરાવી મરે તે સમલી શિયાલા પ્રમુખને આપણું શરીર ભક્ષણ કરાવે તે.

૧૫ ભક્ત પરિજ્ઞામરણ—ચતુર્વિધ આહાર ત્યાગવા યોગ્ય જાણીને—આહાર ત્યાગે તે ભક્ત પરિજ્ઞ મરણ કરીએ.

૧૬ ઇંગિત મરણ—નિમિ ભૂમિકાને વિષે ચાર આહાર ત્યાગ કરે વૈયાવચ્ચ ન કરાવે તે ત્યાં ફરે હરે.

૧૭ પાદપોગમન મરણ—નિશ્ચલનિઃ પ્રકમ્પ વૃક્ષની ડાલી પડી હોય તેની પેરે શરીરાદિ હલાવે નહી.

વોશરાવે, એવં સતર પ્રકારનાં મરણ ઊત્તરાધ્યયન ટીકાથી તથા પ્રવચન શારોદ્ધાર ૧૫૭ થી જાણવા તે જગન્ય મધ્યમ-ઊત્કૃષ્ટ ભેદે જાણવાં.

૧૨૧ પ્રઃ—સોપક્રમનિરૂપક્રમ આયુવાલા કોયા જીવ જાણવા, અને સાત પ્રકારે આયુષ ઘટે છે તે કેના.

ઊ—ત્રેસઠ સાખી પુરૂષ, ચરમ શરિરી, ચાર નિકાયના દેવતા નારકી, અસંખ્યાત આયુ વાલા જુગલીયાં મનુષ્યત્રિજંચ, એ સર્વે નિરૂપ ક્રમ. આયુવાલા નોપક્રમી જાણવા. બાકીના સર્વે જીવ બેહુ ભેદે હોય એટલે કોઇ સોપક્રમી કોઈ નિરૂપક્રમી હોય, સંગ્રહણી ગાથા ૩૦૯ વિષ અતિ શસ્ત્ર, પાણી પ્રમુખ કારણે આયુ ઊપક્રમીએ એટલે ઘણા કાલે વેદ્ય હોય તેને અલ્પકાલે વેદ્ય પણે પ્રમાડીએ તે:

અપવર્તન હેતુક સોપક્રમ આયુ કહીએ. એ એથી વિપરીત જે અનુપવર્તન તે અનુક્રમ આયુ જાણવું; અર્થાત્ જે કર્મોને ગાઢ નિકાચિત્ત નિવડ બંધ વડે નિશ્ચયથી પૂર્વે બંધ પાડયો છે તે કર્મ તો અવસ્ય તેમજ, વેદે, ભોગવેજ, ઇહાં કૃષ્ણજીને તથા સ્કંધકાચાર્યના શિષ્ય ચરમ શરીરી આદે ને ઊપક્રમ લાગ્યું છે પરંતુ તે નિરૂપક્રમ એટલુ જ આયુ હતુ જે માટે સોપક્રમ ન કહીએ. જે આયુષ્ય અથવા બીજા કર્મોનો સિથલ બંધ બાંધ્યો છે જે દેશ કાલાદિકારણ સર્ગે થકે થોડા કાલે વેદે તે સોપક્રમ આયુ તેના સાત પ્રકાર કહે છે.

૧ રાગ સ્નેહ, ભયથી મરણ પામે એટલે જેમ સ્ત્રી, ભરતારનું મરણ સાંભળી અતી સ્નેહે તુરત મરણ પામે, ભયથી જેમ કૃષ્ણને દેખી શોમીલવિપ્રવત્. ઇહાં જેને મન ન હોય તેને સંજ્ઞાથી કહેવો.

૨ નિમિત તે દંડ હથીયાર પાણી ભુખ ત્રપા શીત ઊશ્ન પ્રમુખ નિમિત્તથી આયુ ટુટે ઇહાં જીવે જે ગતીનું આયુ બાંધ્યું હોય તે અધ્યાવસાયના ફેરફારથી વધારે ઓછું થાય છે પણ બીજી ગતીનો ફેરફાર થાય નહી.

૩ અત્યંત સરસ આહાર ઘણો ખાવાથી મરણ પામે.

૪ મસ્તકને સુલાદિકની વેદનાથી તથા મર્મ પ્રદેશમાં પીડા થવાથી મરણ પામે.

૫ પરાઘાત જે ખાડામાં પડવાથી, વિજલી પડવાથી મરણ પામે.

૬ સર્પ અગ્નિ વિષ પ્રમુખના સ્પર્શથી મરણ પામે છે.

૭ શ્વાસોશ્વાસ ન્યુનાધિક વહેતાં અથવા રૂંધવાથી; અથવા શ્વાસોશ્વાસના રોગથી મરણ પામે એ સાત કારણે સીથીલ જે ઢીલા બંધનું આયુ ઘટે છે અને નિરૂપક્રમ નિકાચીત તે ઘટે નહી એમ સંગ્રહણી સત્રાનુસારે જાણવું. ગા. ૩૧૧ એટલે કર્મ બાંધતાં તથા પ્રકારના અધ્યવસાયથી બાંધેલું નિકાચિત્ત, વા. સિથલ તેજ પ્રકારે ઊદય આવે અને તેમજ વેદે.

પ્ર. ૧૨૨ અકાલે મરણ વિષે શું સમજવું.

ઊ—સોપક્રમી આઊખાવાલો જીવ આયુ પુરૂ ભોગવી મૃત્યુ પામ્યો તેને અકાલે ચેવ જીવીયાઓ વવરોવિયા થયો તે કેમ; દ્રષ્ટાંત, કોઇ ચોરને રાજાએ હણ્યો તે વારે તે જીવે સર્વ આયુ કર્મના દલ હતા તે આતમ પ્રદેસે ભોગવી આયુ કર્મ બાંધ્યું હતું એટલુ પુરૂ ભોગવી ચાલ્યો, તથા કાલ આશ્રી અકાલે મુઓ જે માટે સુખે સમાધે વિપાક વેદના વેદીને જીવ ચાલતો તે થોડા કાલમાં પ્રદેશ વેદના વેદીને ચાલ્યો તે માટે અકાલે મુઓ કહીએ એટલે પ્રદેસ વેદન આયુ કર્મ બાંધ્યું હતુ તે સંપૂર્ણ ભોગવ્યું અને વિપાક વેદના આશ્રી થોડા કાલ કાલ માંહે મુઓ, તે માટે અકાલે મરણ કહીએ. ॥ ઇહાં કોઇ કહે જે જીવ ઘણા લગે શરીરમાં કેમ રહેતો નથી, કોણ કાઢી મુકે છે કે તેણે સમજવું જે થોડુ દીવેલ પુરેલો દીપક થોડીવાર બલે છે, વીશેષ દીવેલ ભર્યાથી ઘણીવાર ચાલેછે, તેમજ જે જીવે જેવા, રસોદયથી આયુ કર્મ બંધ પાડી સત્તાએ નાખ્યું છે તેટલુંજ પૂર્ણ થવાથી દીપકવત્ સુકામુથી ઊપડી જાય છે. નિશ્ચય આયુ બંધની વાત તો બહુ શ્રુત ગમ્ય છે. હવે સોપક્રમી આયુ વાલા જીવ આ-

યુનો ત્રીજો ભાગ થાકતાં પરભવનુ આયુ બાંધે. વા નવમે-સતાવીસમે યાવત્ત છેલો અંતર મુહર્તે-અવસ્ય આયુ બાંધી-સંગ્રહણી ગાથા ૩૦૨.

શિષ્ય-સમોહિઅ સમોહયા મરણ વિશે શું સમજવું.

ગુરૂ-૧ સમોહિયા મરણ તે મરતી વખતે આત્મ પ્રદેશનો તાંતો લાગે જે ગતીમાં જવું હોય ત્યાં સુધી તાણવાવાણાની પેરે લાગી રેહે તે.

૨ અસમોહિય મરણ તે બંદુકની ગોળી પેરે સર્વ પ્રદેશ સાથે નિકળી જાય તે.

પ્ર૦ ૧૨૩—મનુષ્ય જન્મ વિષે દૃષ્ટાંત કહ્યાં છે તે ટુંકામાં કહો

ઉ૦— १ चुल्लगपासग ३ धन्ने ४ जुये ५ रयणेयर सुमिण,

चक्केय ८ कुम्म ९ जुगे १० पमाणु दृष्टांतदिंतामणुअलंभे ॥१॥

એ દશ દ્રષ્ટાંતે મનુષ્ય ભવ પામવો દુઃકર છે તેમ છતાં અકામ નિર્જરા યોગે ધૂણાક્ષર ન્યાયે અલિ અક્ષર દ્રષ્ટાંતે મનુષ્ય ભવ પામ્યો પણ આર્યક્ષેત્ર ઉત્તમકુળ સહગુરૂ સંયોગ પાંચઇંદ્રી પરવડા દેહનિરોગ સિદ્ધાંતનું શ્રવણ અને તે ચિત્તમાં ધારવું શ્રદ્ધા કરવી અંગીકાર કરવું એ અનુક્રમે દુઃકર છે પરંતુ એ સામગ્રી મળી છતાં ચિંતામણી રત્ન સમાન આ મનુષ્ય ભવ તે કેમ હારી જાઓ છો અહો ભવ્યો બોધિ રત્ન ઉપેખી (વિષયરસ રૂપવિષ પુષ્ટ થવું તે લોઢાના ખીલા માટે સમુદ્રમાં ઝાઝ ફોડવું અને ગુણ દોરો) માટે નવલખો હાર તોડવારૂપ છે માટે મનુષ્ય ભવ સફળ કરો તે ઉપર સંક્ષેપથી દશ દ્રષ્ટાંત કહે છે.

૧ ચુલ્લગ-ચુલાનું દ્રષ્ટાંત બ્રહ્મદત્ત કુમારને માર્ગ ભ્રષ્ટ થએથી એક વિપ્રની સહાય મળી તેથી અટવી ઓલંઘન કરી કહ્યું જે હું રાજા થાઉ ત્યારે તું આવજે તેમજ તે આવ્યો રાજાએ કહ્યું વર માગ તેણે છ ખંડમાં જમવાનું કહ્યું. ત્યાં રાજાએ પ્રથમ જમાડયો. ફરીને દેશમાં જમે છે પણ ચક્રવર્તિ જેવી મજો ન પડી તેથી તેણે અંતેઊરમાં જમવા માંડયું પણ ફરીને ચક્રિનો વારો ન આવે, કદાપી દેવયોગે આવે પણ મનુષ્ય ભવ ગયો ફરી આવવો દુઃકરછે."

૨ પાસાનું દ્રષ્ટાંત-ચાણાકય વિપ્ર નંદ રાજાને જીતવા ચંદ્રગુપ્તને મળી ચઢાઇ કરી પણ ન ફાવ્યાથી ફરી પર્વત રાજાને ફોડી તેની સહાયથી નંદને હરાવ્યો તે ચંદ્રગુપ્તે કર ઓછા કર્યા હવે ભંડાર ખાલી થવાથી તે ચાણાકયે ત્રણ ઉપવાસ કરી દેવ આરાધ્યો તેણે પાસા આપ્યાથી જેની સાથે રમે તેને જીતે. કદાપી દેવયોગે તે હારે પણ મનુષ્ય ભવ હાર્યો ફરી આવવો કઠણ છે.

૩ ધાન્ય દ્રષ્ટાંત-કોઈ રાજાએ ચોવીસ જાતના ધાન્યનો મેરૂ જેવડો ઢગલો કરી માંહે એક પાલી સરસવ ભેલી વૃદ્ધ ડોસીને સુપડુ આપી કહ્યું જે સર્વે ધાન્ય જુદા કર. અને સરસવ પણ જુદા કર, હવે તે ડોશી શી રીતે કરે. કદાચ દેવયોગે જુદા કરે પણ મનુષ્ય ભવ ખોએલો મલવો દુર્લભ.

૪ જુગટાનુ દ્રષ્ટાંત-એક રાજ સભામાં ૧૦૮ થંભ હુતા તે દરેકને ૧૦૮ હાંશો હતી, વડો પુત્ર રાજ લેવા ઇચ્છે છે તેને રાજાએ કહ્યું તુ મારી સાથે જુગાર રમ. એકવાર જીતે તો એક હાંસ જીતે એમ એકસો આઠવાર જીત્યાથી એક સ્થંભ જીતે એમ એકસો આઠ સ્થંભ લાગટ જીતે તો રાજ આપું અને.

એ વચમાં એકવાર હારે તો સર્વ ફોક. ફરી સર્વ કરવું પડે તે તેવી રીતે રમતાં પુત્ર ન જીતે તે કદાપી તે દૈવયોગે જીતે તોપણ મનુષ્ય ભવ હાર્યો ફરી મલવો મુશ્કેલ છે.

૫ રત્નનું દ્રષ્ટાંત-વસંતપુરવાસી ધનો શેઠ અપાર લક્ષ્મીવંત છે રત્ન એકઠાં કર્યાં. ઘણું મુલ ઉપજે પણ વેચે નહી તે ધનો દેશાંતર જવાથી તેના પાંચ પુત્રોએ પરદેશી વેપારીયોને સર્વ રત્ન વેચી દીધાં. તે લેઇ સર્વ વ્યાપારીઓ સર્વ દિશાએ વિખરાઇ મરજી માફક વેચી દીધાં હવે ધનો ઘેર આવ્યાથી વાત જાણી તેણે સર્વ પુત્રોને આજ્ઞા કરી જે તમો સર્વ દેશ ફરી સર્વ રત્ન પાછાં લાવો હવે તે શી રીતે મલે કદાચ દેવયોગે તે ભેગાં થાય પણ મનુષ્ય ભવ ગયો ફરી દુઃપ્રાપ્ય છે.

૬ સ્વપ્ન દ્રષ્ટાંત-ઉજ્જેણ નગરીમાં મુલદેવ રજપુત બહોતર કલાવંત છે. તે દેવદત્તા વેશ્યા સાથે લુબ્ધ થયો છે, તેને કોઈ વ્યવહારીએ માન ભ્રષ્ટ કરી કાઢી મુકયો, રસ્તામાં કોઇ મઠમાં સુતો છે, ત્યાં સ્વપ્નમાં પોતાના મુખમાં ચંદ્ર જાય છે તે જોઇ જાગી ઉઠયો, પછે ફલાદિ લેઇ સ્વપ્ન પાઠકને પુછવાથી તણે મ્હોટી રાજ રિદ્ધિ પામોશ કહ્યું, તેજ અવસરે એક બાવાના ચેલાને તેવુંજ સ્વપ્ન આવ્યાથી તેણે બાવાને નિવેદન કર્યાથી તેણે સારી ભીક્ષા મળસે કહ્યું તેમજ થયું, હવે મુળરાજ નગરમાં જતાં કોઇએ બાકલા આપ્યા તેણે સાધુને વહોરાવ્યા, તેથી દેવી તુષ્ટ થઇ કહ્યું જે, વરદાન માગ, તેણે કહ્યું હજાર હાથી બંધાય એવું રાજ દેવદત્તા સહિત આપ, દેવીએ કહ્યું તથાસ્તુ. આગલ જતાં સાતમે દીને કોઇ રાજા અપુત્રીયો મરણ સરણ થયાથી તેનું રાજ મુલરાજને મલ્યું, આ સર્વ જોઇ કાપડીનો ચેલો કહે જે વિધિ સહિત મને સ્વપ્ન ફલ પુછતાં ન આવડયાથી મેં ફલ ગમાવ્યું, તેથી તે જગાએ પાછો સુએ પણ સ્વપ્ન આવે નહી. કદાચ દૈવયોગે આવે પણ, મનુષ્ય ભવ ગયો ફેર આવવો દુઃકર છે

૭ ચક્ર દ્રષ્ટાંત-ઇંદ્રદત્ત રાજાને બાવીસ રાણીયો હતી તેને બત્રીસ લક્ષણવંત પુત્ર થયા ફેર પ્રધાનની પુત્રી પરણ્યો તેને અણગમતી કરી તે પોતાના પીતાના ઘેર રહે છે એક દીવસે ગોખે બેઠેલી દેખી રાજા મોહીત થઇ ત્યાં જઈ રાતે રહી આવ્યો, તેને નવ માસે પુત્ર થયો સુરેંદ્ર દત્ત નામ પાડયું, પ્રથમના બાવીશને ગુરૂએ અવનિત જાણી બરાબર ભણાવ્યા નહી અને સુરેંદ્ર દત્તને બરાબર ભણાવ્યો, હવે મથુરાંના રાજાએ પોતાની પુત્રીને પરણાવા સ્વયંવર મંડપમાં એક સ્થંભ ઉપર આઠ દાંતવાલા સવળાં અને આઠ દાંતવાળાં અવલાં ચક્ર ફરેછે ટોચે રાધા નામની પુત્રી ઊંધા મુખની રાખી તે બાવીસ પુત્રો રાધા વેધમાં નિષ્ફલ થયા અને સુરેંદ્ર દત્ત તેલ કડાઇમાં નિચું મુખ રાખી બાણ માર્યું જેથી રાધાની ડાબી આંખની કીકી વેંધી તેથી કન્યાએ વરમાલ નાંખી પિતાનું રાજ મલ્યું, એમ કોઈ રાધાવેધ સાધે પણ મનુષ્ય ભવ ગયો ફેર મલવો મુશ્કેલ છે.”

૮. કાચબાનું દ્રષ્ટાંત-સો જોજન ઊંડા દ્રહની સેવાલ પવન યોગે ફાટવા-

થી તેમાંના કાચબાએ સરદપુન્યમનો ચંદ્રમા સંપુર્ણ દીઠો, પછે ડુબકી મારી નિચે કુટુંબને તેડવા ગયો ફેર સેવાલ બંધ થઇ ગઇ, તેથી કુટુંબ સહિત પાછો ગયો તે સરદ પુન્યમનો ચંદ્ર ફેર કયારે દેખી શકે કદી દૈવયોગે દેખે પણ મનુષ્ય ભવ ભુલ્યો ફેર દેખવો મુશ્કેલ છે.

૯ યુગ દ્રષ્ટાંત–ત્રીછા લોકના અંતે સ્વયંભૂ રમણ સમુદ્ર અર્ધરાજ લોક પ્રમાણ છે તેની પૂર્વ દીશાએ યુગ (ધુંસરૂં) અને પશ્ચિમે સમોલ (ખીલી) નાંખીએ તે ધુંસરામાં સમોલ શી રીતે જઇ બેસે, કદાચ દૈવયોગે મલે તોપણ મનુષ્ય ભવ તો ફેર મળવો દુસ્કર છે.

૧૦ પરમાણુ દ્રષ્ટાંત–કોઇ દેવ વજ્રના સ્થંભવડે એક પાશાણની ઘણી ઝીણી ભુકી કરે પછે મેરૂની ચૂલિકાએ (ટોચ) જઇ વાંસની ભુંગલીમાં તે ભુકી ભરી સર્વ દીસાએ ફુંકે. હવે તે પરમાણું પાછાં એકઠાં કેમ થાય, કદાપી દેવ પ્રભાવે થાય પણ મનુષ્ય ભવ હાર્યો ફરી મલવો કઠણ છે, સર્વે સુખનું કારણ ધર્મ છે, તેની પ્રાપ્તિ મનુષ્યથી છે માટે મનુષ્ય ભવ એજ સાર પ્રધાન છે. કહ્યું છે કે.—

नरेषु चक्रित्रिद शेषुवज्री ॥ मृगेषुसिंहः प्रशमोव्रतेषु ॥
मतोमहीभृत्सुसुवर्णशैलः ॥ भवेषुमानुषभवः प्रधान ॥१॥

અર્થઃ—નરોને વિષે ચક્રિપણું દેવોમાં ઇંદ્રપણું, મૃગોને વિષે સિંહપણું, વ્રતોમાં ઉપસમપણું, પર્વત માંહે મેરૂ તેમજ ભવ જે સંસારને વિષે મનુષ્ય ભવ પ્રધાન છે હા ઇતિ ખેદે એમ જાણતા છતા પણ પુદગલા નંદી જીવો વિવેક રૂપ ચક્ષુમાં વિષય કષાય રૂપ રજ (ધુલ) નાંખી સ્વેચ્છાએ માલ્હે છે. ઇતિ આશ્ચર્ય. મનુષ્ય ભવની એક ક્ષણ તે કોડાકોડી રત્નાદિ ધને ન પામીએ તે પુન્ય યોગે પામીને હારીશ નહી. હે ચેતન લોક ભલાઇમાં તાહરૂ કલ્યાણ થવાનું નથી માટે ભાટ ભવાઇપણું તથા લોક સંજ્ઞા, ઓઘસંજ્ઞા કપટ સાધના મુકીને પૂર્વના મુનિયોનું વિચિત્ર પવિત્ર ચરિત્ર વિચારીને ચેતના નિર્મલકર એજ તુજને શ્રેય છે. કેમકે શષ્ઠિશતકમાં કહ્યું છે જે મનુષ્યપણું-૧ સિદ્ધાંતનું સાંભલવું ૨–શ્રદ્ધાનું કરવું. ૩–તપ સંજમાદિકને વિષે પ્રાક્રમ ફોરવવું ૪. એ ચાર અંગ જીવને પામવા દુલભ છે. ત્યાં મનુષ્યપણુ પહેલા નંબરે ગણ્યું છે માટે શ્રેષ્ટ છે. ઇ.

પ્ર. ૧૨૪–પૂર્વે દ્વાદશાંગી હતી, તો વર્તમાન કેટલાં સૂત્ર છે. અને તેની પદ સંજ્ઞા કેટલી છે

ઉ:–આગે આગમ ઘણાં હતાં પણ હાલમાં દુષમકાલના પ્રભાવથી વિછેદ થતાં છતાં પીસ્તાલીસનો પ્રઘોષ છે, પરંતુ વિશેષ હસ્તગત થાય. તો તે પણ પ્રમાણ છે. હવે તે પીસ્તાલીસનાં નાંમ કહે છે.

| | |
|---|---|
| ૧ આચારાંગ | ૧ ઉવવાઇ સૂત્ર |
| ૨ સુયગડાંગ | ૨ રાયપસેણી |

| | |
|---|---|
| ૩ ઠાંણાંગ | ૩ જીવાભીગમ |
| ૪ સમવાયાંગ | ૪ પન્નવણા |
| ૫ ભગવતી | ૫ જંબુદ્વીપ પનંતી |
| ૬ જ્ઞાતાસૂત્ર | ૬ ચંદપનંતી |
| ૭ ઉપાશગદશાંગ | ૭ સૂરપનંતી |
| ૮ અંતગડસૂત્ર | ૮ કપ્પીયા |
| ૯ અનુત્તરોવવાઇ | ૯ કપ્પવંડસયા |
| ૧૦ પ્રશ્ન વ્યાકરણ | ૧૦ પુફીયા |
| ૧૧ વિપાક સૂત્ર | ૧૧ પુપ્ફચુલીયા |
| | ૧૨ વન્હિદશા |
| ઇતિ અંગ ૧૧ | ઇતિ ઊપાગ ૧૨ |
| ૧ નિસિથ | ૧ ચૌસરણ પયન્નો |
| ૨ મહાનિસિથ | ૨ આયુરપચખ્ખાણ |
| ૩ દશશ્રુતસ્કંધ | ૩ સંથારા પયન્નો |
| ૪ વૃહત્‌કલ્પ | ૪ તંદુલવિયાલી |
| ૫ વ્યવહાર સૂત્ર | ૫ માહા પ્રકીર્ણક |
| ૬ જીતકલ્પ | ૬ ભત્તપયન્નો |
| ઇતિ છેદ સૂત્ર ૬ | ૭ ગણી વિજ્જા |
| ૧ દસવૈકાલીક | ૮ ચંદાવિજય |
| ૨ ઉતરાધ્યયન | ૯ દેવેંદ્રસ્તવ |
| ૩ ઓઘાનર્યુક્તિ | ૧૦ મરણ સમધિ |
| ૪ આવસ્યસૂત્ર | ઇતિ પયન્નાં ૧૦ એવં. ૪૩ |
| ઇતિ મલ સૂત્ર ૪ | ૪૪ નદીસત્ર |
| | ૪૫ અનુયોગદ્વાર |

એવં સૂત્ર પીસ્તાલીસ વર્તમાન છે. ઇહાં પ્રથમ આચારાંગ સૂત્રનાં ૧૮૦૦૦) પદ છે સુયગડાંગ સૂત્રનાં ૩૬૦૮૦ તેમજ ઠાણ બમણાં અગીયાર અંગનાં પદની સંખ્યા કહે છે ૩૬૮૪૬૦૦૦) પદ થાયછે. ૫૧૦૮૮૬૮૪૦) ઉપર ૨૮ અક્ષર એટલા શ્લોક સંખ્યાનું એક પદ થાયછે એમ સૂત્રનાં પદની સંજ્ઞા સમજવી એ પદનું પ્રમાણ સેન પ્રશ્ને કહ્યું છે ॥ ઇહાં સર્વે સૂત્રોનું ઠાંણ બમણાનું પ્રમાણ નહી વલી ૫૧૦૮૮૬૮૪૦) શ્લોક ઉપર (૨૮) અક્ષર થાય ત્યારે એક પદ થાય એમ અનુયોગદ્વારનાં ટીકા પણ કહે છે.

પ્રઃ ૧૨૫–ચૌદ પૂર્વનાં નામ અને તેનું માન કેટલું છે ?.

ઉ–દ્રષ્ટિવાદતે બારમુ અંગ તે દ્રષ્ટિવાદનાં દશ નામ કહે છે ૧ દ્રષ્ટિવાદ ૨ હેતુવાદ ૩ ભૂતવાદ ૪ તથ્યવાદ ૫ સમ્યક્તવાદ ૬ ધર્મવાદ ૭ ભાષાવિજય ૮ પૂર્વગત ૯ અનુજોગ ગત ૧૦ સર્વ પ્રાણ ભૂત જીવ સત્વ સુખાવહ ઇતિ ઠાણાગે અર્થાત્—સમસ્ત જીનાગમ રૂપ સમુહ તેના ૧ પરિકર્મ ૨ સૂત્ર, ૩ પૂર્વાનુયોગ ૪ પર્વગત, ૫ ચૂલિકા એ પાંચ અધિકાર છે. તે માંહે ચોથો પૂર્વગત નામે અધિકાર છે તેને વિષે ચૌદ પૂર્વ છે તે કહે છે.

૧ ઊત્તપાદ પૂર્વ—પદ સંખ્યા કોડી. ૧૧
૨ આગ્રાયણી—પદ, છન્નુલાખ.
૩ વિર્ય પ્રવાદ—પદ, સીતેરલાખ.
૪ અસ્તિ નાસ્તિ પ્રવાદ પદસાઠલાખ.
૫ જ્ઞાન પ્રવાદ—પદ એક કોડીને, છ.
૬ સત્ય પ્રવાદ—પદ એક ઊણું કોડી.
૭ આત્મ પ્રવાદ—પદ છત્રીસ કોડી.
૮ કર્મ પ્રવાદ—પદ એક કરોડ એસી લાખ.
૯ પ્રત્યાખ્યાન—પદ ચોરાસી લાખ.
૧૦ વિદ્યા પ્રવાદ—પદ અગીયાર કોડને પંદર હજાર.
૧૧ કલ્યાણ પ્રવાદ—પદ છવીસ કોડી.
૧૨ પ્રાણાવાય—પદ એક કોડી છપન્ન લાખ.
૧૩ ક્રિરિયા વિશાલ—પદ નવ કોડી.
૧૪ લોક બીંદુસાર—પદ સાડાતેર કોડી.

એ રીતે ચૌદ પૂર્વ છે, તે મધ્યે પહેલા પૂર્વનું લખાણ એક હાથી પ્રમાણ, બીજા પૂર્વનુ બમણું ત્રીજાનું તેથી બમણું એમ અનુક્રમે ઠાંણ બમણા ગણતાં. ૧૬૩૮૩ હાથી પ્રમાણ મસી પુંજ (ઢગલો) લખાણ થાય છે, અહો ઇતિ આશ્ચર્ય દૃષ્ટિવાદના એક ચોથ પૂર્વગત અધિકારનું આટલું જ્ઞાન ભાન છે તે વારે દ્વાદશાંગી રૂપ સમુદ્રનું શું કેહેવું, જે વારે ભગવંતે ગણધરજીને ત્રીપદી આપી તેજ વખતે ગણધરજી તે સર્વના વેત્તા થાય અને તેનું ગણતું ભણવું એક મુહૂર્ત્ત માત્રમાં લબ્ધિ પ્રભાવે ગણધરને હોય છે આવા શક્તિવંત જ્ઞાનવાન પુરૂષને ધન્ય છે, એમ પ્રવચનસારોદ્ધાર, ૯૨ તથા કર્મ ગ્રંથાનુસારે જાણવું શ્રીવીર પ્રભુથી ૯૮૦ વર્ષે દેવર્ધિ. ગણી ક્ષમાશ્રમણે સર્વ સિદ્ધાંતનો પુસ્તકારૂઢ કર્યો તે પહેલાં પણ અંગાદિ વિના બીજા ઘણા પુસ્તક હતાં અને ઘણી વસ્તુ મુખ પાઠ પણ હતી પરંતુ દુકાલાદિ પ્રભાવે વિનાશ પામેલાં સૂત્ર સમુચ્ચય (એકઠાં) કર્યો તેથી પુસ્તકારૂઢ ત્યાંથી થયો કહીએ.

પ્રઃ ૧૨૬ ॥ યુગપ્રધાન કોને કહીએ. ॥

एषांहिवस्त्रेन पतंतियुका ॥ नराष्ट्रभंगो नच देशचिंता ॥
गदा प्रणश्यंतिपदोदकेन ॥ युगप्रधाना जठरभृतोन्ये ॥१॥

અર્થ—૧ જેહના વસ્ત્રમાં જુ ન પડે. ૨ જીહાં વિચરે તે દેશનો ભંગ ન થાય. ૩ દેશમાં ચિંતા ન ઊપજે ૪ પગનો ધોવણ પીધાથી રોગ જાય એ ચાર અતિષય હોય, જીહાં વિચરે ત્યાં મારી ઊપદ્રવ્ય અઢી જોયણ શુદ્ધિ ન હોય, વલી છત્રીસગુણે સહિત યુગ પ્રધાન આચાર્ય વર્તમાન સૂત્રના પાર ગામી હોય એહવા વીરના શાસનને વિષે ૨૦૦૪ જાણવા.

પુનઃ—યેષાંચદેહેન पतंतियुका नदेशभंग किलेवेपुसत्सु—

संथारणं मुत्रपुरीषयोश्च युग प्रधानंमुनयसेवंदति ॥ १ ॥ ६०

પ્ર:—૧૨૭ અઢાર ભાર વનસ્પતિ કેવી રીતે ગણાય અને તે ભારનું માન કેવી રીતે થાય છે?

ઊ—૧ છ સરસવે એક જવ થાય, ત્રણ જવે એક ચણોઠી, ત્રણ ગુંજાએ એક વાલ, સોલ વાલે એક ગદીયાણો, દશ ગદીયાણે એક પલ, સોકરો પલે એક મણી, દશ મણીએ એક ધડી થાય, દશ ધડીએ એક ભાર વીર પ્રભુનુ શરીર પણ એવા અર્ધ ભારનું પર્યૂષણ મહાત્મ્યમાં વર્ણવ્યું છે.

શબ્દચિંતામણી કોષમાં તો વીસ તોલા બરાબર વજનને ભાર કહ્યો છે.

વલી લૌકીક મતે લોક પ્રકાશે ૩૮૧૧૨૭૨૯૭૦ મણનો ભાર કહ્યો છે. પાઠાંતરે–૩૮૧૧૨૧૭૦ મણ પણ કહ્યો છે. તેના અનુસારે અઢાર ભાર વનસ્પતીની વેંચણ કરે છે.

૮ ભાર ફુલ ફૂલની જાત છે.

૬ ભાર પાંદડાંની જાત છે તે એકેકી જાતનું એકેકું પત્ર લેવું.

૪ ભાર વેલાની જાત છે એવં ૧૮ ભાર વનસ્પતિ જાણવી. પાઠાંતરે ફુલની એકલી ભાર ૪ તથા ફુલ ફૂલ પત્રની ભાર ૮ તથા વેલની ભાર ૬ એવં ભાર અઢારની સંખ્યા ગ્રંથાતરથી જાણવી.

પ્ર. ૧૨૮ પ્રતેક અને સાધારણ વનસ્પતિ ઓલખવાનું લક્ષણ શું.

ઉ.—અંગુલ અસંખ્ય ભાગ શરિરમાં જઘન્યથી એક જીવ હોય તે પ્રતેક કહીએ, અને તે એક શરિરે અનંતા જીવ હોય અનંત કાય વા સાધારણ કહીએ તેને સામાન્યપણે ઓલખવાનાં લક્ષણ કહે છે.

૧ મૂલ ૨ સ્કંધ ૩ કંદ ૪ ત્વચા ૫ સાખા ૬ પ્રવાલ ૭ પાંન ૮ ફૂલ ૯ ફુલ ૧૦ બીજ ૧૧ નશ એ અગીયાર યુક્ત હોય, પણ જેની નશ ન દેખાય, પર્વ ગુપ્ત હોય, ભાગતાં સમભાગે ભાંજે પત્ર સમભાગે ત્રુટે, ભાગતાં હીરતણુ ન હોય, છેદ્યાપછે પૃથ્વિ આદે સંજોગે ઉગે, પાલોવે ઇત્યાદિ ઉપલક્ષણે અનંતકાય કહીએ.

આદુ, મૂલા, ગાજર સકરીયા, સુરણ લસણ કુંઅર થોહર ગલો કોમલપત્ર ઉગતા અંકુરા થેગ મોથ અમૃતવેલ ભૂમિફોડા કુંણી આંબલી રતાલુ પેડાલુ પંચવર્ણ લીલફુલ પાંણીની સેવાલ આદે જેનાં પત્ર ફુલ બહુ કોમલ હોય તે સર્વે સોયના અગ્ર ભાગ ઉપર રહે તેટલા માંહે અનંત જીવ જ્ઞાનીએ દીઠા છે માટે તેની દયા પાલવા સારૂ યત્નાએ પ્રવર્તવું, એથી વિપરીત લક્ષણ તે પ્રતેક વનસ્પતિ કહીએ. એટલે જેની નશ ફુલ ફુલ પર્વ પત્ર સ્પષ્ટ છે તે પ્રતેક જાણવી. પાંચે થાવર કહ્યા છે તેમાં વનસ્પતિને વિષે ઘણા જીવ રહેલા છે, માટે તેનુ વિશેષે પ્રયત્ન કરવું. સહજ લીલા માત્રમાં તેનુ છેદન ભેદન ન કરવું પૂર્વે કોઠમડાની ખાલ ઊતારી રાખ્યા રાખ્યાથી બાંધેલું કર્મ લાખો ભવે ઊદય આવ્યુ તેથી ખધક મુનીને વૈરભાવથી કોઠંબડાનો જીવ જે રાજા તેણે ખાલ ઊતારી, માટે દક્ષ પુરૂષોએ લક્ષ આપવું. જેમ અન્નિકા પુત્ર ગંગા નદી ઊતરતાં અપ-

કાયની થતી વિરાધના દેખી આત્મા નિંદા કરતાં કેવલ જ્ઞાન પામી મોક્ષ ગયા તેમ બીજાઓએ પણ સર્વ પ્રાણી ઉપર અનુકંપા કરવી.

પ્ર. ૧૨૯ ચાર પ્રકારના આહાર અને અણુહારનુ સ્વરૂપ શી રીતે સમજવું.

ઊ. ૧ સર્વ ધાન્ય—કઠોર ડાંગર બાજરી જીરૂ ધાણા લુણ, કંદમુળ સવા વરીયાળી હીંગ જાર ચાવલ, જાર ઘહુ, પકવાંન, લોટ; તથા, દુધ-દહીં-ઘૃત-છાશ તીલ વિગેરેને અશન કહીએ.

૨ સર્વે જાતનાં પાણી તેને પાણું કહીએ.

૩ દ્રાક્ષ ખારેકો ખજુર ટોપરાં બદામ, કેરી ટેરી ડાઢમ જામફલાદિ સર્વે ફલ તથા સેકેલાં ધાન્ય પાપડ ધાણી પુંઆ-પુંક, તથા ખાંડ સાકર ગોલ આદેને ખાદમ કહીએ.

૪ સુઠ; કાથો અજમો બીલવણ પાંનસોપારી એલચી પીપર ગંઠોડા તજ લવીંગ, દાતણ હિંઆષ્ટક ગોલીમાં આવે તે ગોલ આંબાગોટી વીગેરે અનુપ વ. સ્તુ સ્વાદીમ જાણવો, એ ચારે આહાર ત્યાગ કરે તેને ચૌવિઆહાર કહીએ અને તે મધ્યેથી ત્રણ આહાર ત્યાગ કરે અને પાણી મોકલું રાખે તેને તિવિ આહાર કહીએ, અને મધ્યેથી અશન જે ધાન્ય અને ખાદીમ જે ફલાદિ એ બે આહાર ત્યાગ કરે, અને તે પાણી તથા મુખવાસ જે તંબોલની છુટ રાખે તે દુવિ આહાર કહીએ, હવે પૂર્વે કહેલા ચાર આહાર ત્યાગ કરે તેને કારણ હેતુ એ કષ્ટ સમાવા અરથે અપવાદે અણહારી વસ્તુ વાપરવાની મરજાદ છે તે નિચે પ્રમાણે સમજવી.

લીંબડાનું પંચાંગ, ગોમૂત્ર; કડુ કરીયાતુ અતિવિષ ઊપલોટ રાખ વજ ત્રીફલાં બાવલ છાલ એલીયો પુંઆડ તમાકુ અફીણ હદ કપાસ, પ્રમુખ જે જીવને અરૂચી અલખાંમણુ લાગે તે સર્વે અણહારી જાણવું ઇતિ ષડાવશ્ય કે.

પ્ર. ૧૩૦—પચખ્ખાણું કેટલી પ્રકારનાં છે.

ઊ—સંક્ષેપથી ત્રણ ભેદ છે, વિસ્તારથી દશ ભેદ છે તે કહે છે.

૧ अद्धा पच्चक्खाण—કાલ માનજે પોરસી સાઢ પોરસી પુરીમઢ અવઢ માસખમણ માસક્ષપણાદિ.

૨ सांकेतिक पच्चक्खाण—સંકેત કર્યો હોય, જેમ ગંઠ સહિઅં મુઠ સહિઅં, વેઢ સહિઅં, પ્રમુખ જે પચખાણ બીજા પચખાણની વચમાં થાય છે, જેમ પોરસીનું પચખાણ પૂર્ણ થયું પણ ભોજનની વાર છે તો વિરતિમાં રહેવા ભણી વેઢસી મૂઠ સહિનો સંકેત કરે.

૩ अभिग्रही पच्चक्खाण—વિગય; નિવિ, આંબીલ પ્રમુખ કરવું તે.

હવે વિસ્તારે તો સાધુ શ્રાવકને ઊત્તર ગુણ પચખાણ દશ ભેદે કહ્યું છે.

૧ નમુકાર સહિઅં ૨ પોરસી. ૩ પુરિમઢ ૪ એકાસણ. ૫ એકલ ઠાણ ૬ વિગઇ, ૭ આયંબીલ. ૮ ઊપવાસ. ૯ દીવસ ચરીમ. ૧૦ અભિગ્રહીક, તે આત્મ સાક્ષી, દેવ સાક્ષી, ગુરૂ સાક્ષીએ લેવાથી પ્રણાંમ દઢ થાય છે. વલી તે કાલ માન લેવાથી વિશેષ ફલીભૂત થાય છે.

આધુનીક વખતમાં બીજા દશ પ્રકારનાં પચખાણ જે, ઊપવાસ, એકાસણુ, એક ચોખો, નિવી, એક કવલ, એકલ ઠાણુ; એક દત્તી, માંબિલ, પર મરીયુ, ખાખરીયુ, આ મુજબનુ વ્રત પચખાંણ દશ દીવસ તક ચાલે છે તે કલ્યાણને અરથે છે. પરંતુ મૂલ દશ પચખાણ તે તો નોકારસી પોરસી આદે પૂર્વે કહ્યાં તે જાણવાં, જઘન્યથી પચખાણનો કાલ મુહૂર્ત્ત માત્ર જાણવો. દ્રવ્ય પચખાણથી યાવત્ ગ્રવેયક શુધી જાય, અને પરિણામ મોક્ષાભિલાખી ભાવ પચખાણી જીવ મોક્ષે જાય, એમ બે ભેદ પણ જાણવા.

પ્ર—હરેક પચખ્ખાણમાં ચાર મહોટા આગાર કહ્યા છે તે કીયા.

ઉ:—૧૩૧ अनथ्थणाभोगेणं—ઉપયોગ વિસરવાથી મુખમાં વસ્તુ ઘાલે તે યાદ આવેથી કાઢી નાંખે પછે પુરૂ થએથી પાલે તો વ્રત ભંગ નહી. ખાધા પછે સાંભળે તોપણ ભંગ નહી.

૨ सहसागारेणं—અકસ્માત્ ઓચીંતુ ઉપયોગ છતાં પણ ગાય ભેંસ દોતાં વરસાદ વરસતાં મુખમાં છાંટા પડયાથી પચખ્ખાણ ભંગ નહી.

૩ महत्तरागारेणं—મહોટાકાર્યે પચખ્ખાણ થકી મહોટો નિર્જરાનો લાભ છે દેવગુરૂ સંઘનુ વેયાવચ્ચ ગ્લાન પ્રશાદ હેતુએ ગુરૂ આદિકના આદેસે વેહેલુ પચખ્ખાણ પાળતાં ભંગ નહી.

૪ सव्वसमाहिवत्तियागारेणं—સર્વ પ્રકારે શરીરે અસમાધિ થઇ એટલે પચખ્ખાણ લીધા પછે તીવ્ર સુલાદિ ઉપનુ સર્પડંક ભૂતાદિક કોલેરા વીગેરેમાં ઓષધાદિક કારણે વહેલુ પાલતાં પચખ્ખાણ ભંગ નહી, પછે પાછલો વિધિ પુરી કરે અસમાધિથી આર્તધ્યાનાદિ થાય તે ટાલવા એ આગાર છે रायाभियोगेणं આદે છ છીંડી કહી છે તે પણ સર્વ પચખ્ખાણે જાણવી, ઇહાં આગાર છતાં પણ નિશંકપણું ટાલવા ભણી વ્યવહારથી પ્રાયશ્ચિત લેવું. કહ્યું છે ઇતિ.

પ્ર: ૧૩૨—સર્વ કાઉસગ્ગમાં અનથ્થ ઉસસાએણં આદે બાર આગાર કહ્યા છે તેતો સમજાયું પણ एवमाइएहिं आगारेहिं તેનો શો ભાવાર્થ સમજવો?

ઉ—આદિ શબ્દે બીજા ચાર આગાર જાણવા તે કહે છે.—

૧ દીવાની ઉજ્જેહી લાગે વસ્ત્ર ઓઢતાં કાઉસગ્ગ ન ભાગે.

૨ ઊંદર બીલાડી આવે ફરી રેહેતાં કાઊસગ્ગ ન ભાગે.

૩ ચોર ધાડ રાજાની બીકે અધુરો કાઉસગ્ગ પાલતાં ન ભાગે.

૪ અગ્નિદાહ ભીંત પડતી હોય સર્પની બીકે વેગલો જઈ બેસતાં કાઉસગ્ગ ન ભાગે. પછીથી અધુરો કાઉસગ્ગ હોય તે પુરો કરે સબબ આગાર યુક્ત છે માટે.

પ્ર: ૧૩૩—પચખ્ખાણ પાલતાં છ શુદ્ધિ સંભાલવી તે કેવી રીતે.

ઉ ૧ फासीअं—પચખ્ખાણ વિધિ કર્યુ વેલા ચિંતવે જે પ્રાપ્ત થયુ.

૨ पालीयं—પચખ્ખાણ વારંવાર સંભાર્યું, ઊપયોગ રાખે તે.

૩ सोहिअं—ગુરૂ વાદિકને નિમંત્રી પછે પાલે ને જમે તે.

૪ तिरिअं—અધિક કાલ થએ પાલવું તે.

૫ कीट्टिअं—ભોજન વેલાયે સંભારી લેવું તે અમુક પચખાણ મેં કીધુ છે.

૬ आराहिअं—જે રીતે પચ્ચખ્ખાણ લીધુ તે રીતે આરાધ્યું પૂર્ણ કીધું. એમ પચ્ચખ્ખાણની છ શુદ્ધિ જાણવી. जंचन आराहिअं-જે વલી ન આરાધ્યું હોય,

तस्सभिच्छामि दुक्कडं—તેની માફી માગુછું એટલે તે મારૂ દુસ્કૃત્ય મિથ્યા થાઓ-ઇત્યર્થ: પછે નોકર સંભાલે ઇહાં પચ્ચખ્ખાણ પાખીને દાતણ પાણી ભોજન સ્થાનાંતરે ઊઠી જઇ નહી કરતાં બાધક જેમ પોરસીના પચ્ચખ્ખાણવાલો પોતાના ઘેર પચ્ચખ્ખાણ પાલી પછે બીજા ઠેકાણે જઈ દાતણ પાણી ભોજન કરે તે પણ શુદ્ધ છે. તેમજ ઇહાં પણ સમજવું. હવે પચ્ચખ્ખાણ પાલવાની રીત કહેછે. નોકારસી પોરસી સાઢ પોરસી કર્યું ચોવિહાર, એકાસણુ બેસણુ નિવિ આયંબિલ કર્યું તેવિહાર. એમ એકાસણાદિ વાલાને સંભારવું, અને ઊપવાસ વાલાને; ઊપવાસ કર્યો તેવિહાર, પોરસી, સાઢપોરસી પુરીમઢ કર્યો પાણહાર-એ રીતે અર્થાત્ જે પચ્ચખ્ખાણનો પાઠ જેવી રીતે કહેવાય છે તે પાળતાં પણ કહેવા. એમ વૃદ્ધ પરંપરાએ સમજવું.

પ્ર૦ ૧૩૪—પચ્ચખ્ખાણ કરનારનો અભિપ્રાય નોકારસી આદેનો છે અને કરાવનાર ઊપવાસાદિકનું પચ્ચખ્ખાણ આપે તે વિષે ખરૂ શું સમજવું.

ઊ—ઇહાં કરનારનો ઊપયોગ પ્રમાણ જાણવો, પરંતુ ભુલથી કરાવનારના અક્ષરનું પ્રમાણ નહી અર્થાત્ કરનારનો વિચાર કબુલ મંજુર છે એમ પચ્ચખ્ખાણ ભાષ્યની ગાથા. ૫ મધ્યે કહ્યું છે.

પ્ર. ૧૩૫—પચ્ચખ્ખાણના ભાંગા, અને કયુ પચ્ચખ્ખાણ શુદ્ધ છે વીગેરેનુ સ્વરૂપ કહો.

ઊ—એક સ્થુલ હિંસાદિક મને ન કરે બીજુ વચને ન કરે ત્રીજું કાયાએ ન કરે એ ત્રણ એક સંજોગી થયા. ચોથો મન વચને ન કરે, પાંચમો મન કાયાએ ન કરે, છઠુ વચન કાયાએ ન કરે એ દ્વિક સંજોગી જાણવો મન વચન કાયાએ ન કરે એ સાત ભંગ થયા. તે કરણે કહ્યા, તેમજ બીજા સાત ભંગ કરાવણથી થાય ત્રીજા સાત ભંગ અનુમતથી થાય. ચોથા સાત ભંગ કરણ કરાવણથી થાય, પાંચમા સાત કરણ અનુમતીએ થાય. છઠા સાત કરાવણ અનુમતીએ થાય, સાતમા સાત ભંગ કરણ કરાવણ અનુમતીએ થાય એ રીતે સાતો સંતીઓ ઓગણ પચાસ ભાંગા જાણવા. તેના ઊતર ભાંગા ૧૪૭ થાય છે, એ રીતે કરણ કોટી ભાંગાનુ સ્વરૂપ વિચારી વ્રત પચ્ચખ્ખાણ કરે તે શુદ્ધ છે તે ૧૧-૧૨-૧૩-૨૧-૨૨-૨૩-૩૧-૩૨-૩૩ ના આંકે થાય છે. હવે પચ્ચખ્ખાણ વિષે ચૌભંગી કહે છે.

૧ પચ્ચખ્ખાણનો આપનાર જાણ અને લેનાર પણ જાણ છે તે તો શુદ્ધ ભંગ છે.

૨ પચ્ચખ્ખાણનો આપનાર જાણ છે અને લેનાર અજાણ છે.

૩ પચ્ચખ્ખાણનો આપનાર અજાણ છે અને લેનાર જાણ છે.

૪ પચ્ચખ્ખાણનો આપનાર અજાણ છે, અને લેનાર પણ અજાણ છે ઈહાં પૂર્વના ત્રણ ભાંગાએ સુપચ્ચખ્ખાણ છે, અને પાછળનો એક ભંગ તે દુપચ્ચખ્ખાણ જાણવો. અર્થાત્ જાણની નિશ્રાએ કરવું શ્રેષ્ટ છે વલી વિશેષે કહે છે.

૧ દ્વિવિધ ત્રિવિધ—મન વચન કાયાએ કરૂ નહી કરાવું નહી એ પ્રથમ ભંગ જાણવો.

૨ દ્વિવિધ દ્વિવિધ—મન વચને કરૂં કરાવું નહી એ બીજો ભંગ જાણવો.

૩ વચન કાયાએ ન કરૂ ન કરાવું પણ ઇહાં એ ત્રણેને અનુમત મોકલી છે ઇત્યાદિ મૂલ ભંગ ૭ છે તે મધ્યેતું શ્રાવકને મૂળ પાંચ વ્રતને વિષે કોઇ એક પેહેલે ભંગે, કોઇ બીજે યાવત્ છઠા ભાંગે વ્રત ઊચરે અને આવસ્યાદિકમાં તો પાંચ અણુ વ્રતવાલો દુવિહં તિવિહેણં આદે છ ભાંગે ઊચરે. ભગવતીજીમાં ત્રિવિધ શ્રાવકને કહ્યું છે તે તો જેમ સ્વયંભૂ રમણના મચ્છના માંસનું પચ્ચખ્ખાણ કરે તે વિશેષ વિષઇઊ જાણવો, એતાવતા મુનિ શ્રાવકનો ભેદ જાણવા સારૂ મુનિને નવ કોટી અને શ્રાવકને છ કોટીનું પચ્ચખ્ખાણ છે. પરિગ્રહાદિ સદ્ભાવથી ત્રણે અનુમત મોકલી છે.

હવે શ્રાવક નિયમ ધારે તે વિચાર કરે જે માહરે સચિત્ત દ્રવ્યાદિક વસ્તુ ખાવી નહી પણ પરને અરથે છુટ છે, જેમ ઊપવાસ કરનાર કાયા આશ્રી કવલ આહાર નિષેધ કરે છે. પરંતુ પુત્રાદિકને ખવરાવાની છુટ રાખે છે તે એક કારણ એક જોગ અગીયારના આંકે છે. ઇહાં દિશિપરિમાણવાળો એક કરણ કોટી ધારે તો બીજાને મોકલે, કાગલ ભેજે, અને છ કોટી વાલો શ્રાવક તો નિમિ ભૂમિથી બાહેર કાંઇ પણ ધાલમેલ ન કરે, અને જો કાગલ પત્ર માણસ સમાચાર સુચવે તો વ્રત ભંગ દોષ લાગે, માટે જે જે વ્રત પચ્ચખ્ખાણ કરવું તે દ્રવ્યક્ષેત્ર કાલ ભાવથી આગાર યુક્ત પૂર્વોક્ત ભાંગાનું સ્વરૂપ સુજ્ઞ સમીપે ધારીને યથાશક્તિએ અંગીકાર કરવું, તેમજ દ્રઢતાએ પાલવું, અર્થાત્ જે જે ભાંગે લેવું તેવીજ રીતે પાલવું, કહ્યું છે કે. बोल्यु एहवु पालए ॥ इति वचनात्. વ્રતના ભાંગાનુ સ્વરૂપ વિસ્તારથી પ્રવચન સારોદ્ધાર. ૨૩૬ થી જાણવું. જેહવો ગોળ ધાલે તેવું ગળ્યું થાય ઇતિ ન્યાયે વિશેષ વિરતિથી વિશેષ ફલ થાય છે. દેશથી ધારે તેને લેષ ફલ થાય છે. જેમ પૃથ્વિકાય પાલી ચુલા ચ્યારી વનસ્પતિની એક કરણ જોગે માન પ્રમાણે વિરતિ કરી છે તેથી અધિક કરવું નહી, પણ બીજાની પાસે કરાવવા વિગેરેની છુટ છે તો ઘણો ભાગ મોકલો મુકવાથી લેશ માત્ર વિરતિપણાનું ફલ થાય છે અને અધિક ત્યાગેથી અધિક ફલ હોય, પણ અવિરતિની અપેક્ષાએ ઘણુ શ્રેષ્ટ છે. જેટલી વિરતિ થાય તેટલો સંવર છે, બાકી સર્વ આશ્રવ જાણવો, માટે સજન પુરૂષોએ ઘણો કાલ આશ્રવમાં ન ગમાવતા દેશ વિરતિ રૂપ સામાયક વ્રત અવસર તાકી અવસ્ય કરવું તેટલા કાલનું ચરિત્ર છે. જેટલો સંસાર ઊપાધિમાંથી આત્માને ખસેડીને સ્વભાવ દશામાં આણવો તેટલા કાલનું આયુષ્ય સફલ જાણવું. શેષ સંસાર ફલ હેતુ

જાણવો કહ્યું છે જે, નિરાપરાધી નિરપેક્ષ ત્રસ જીવને સંકલ્પી નહણે, એ સવા વિશ્વાનોદયાવાલાને દેશથી વિરતિ ચારિત્રવંત કહીએ. ઇહાં ગુરૂ અભાવે શ્રાવક, શ્રાવક પાસે વ્રત ઊચરે, પચ્ચખ્ખાણ કરે ચોભંગી વિચારે.સુબુદ્ધિ પ્રધાને જીત શત્રુને વ્રત ઊચરાવ્યું છે.

મતાંતરે, પર પક્ષી, સ્વપક્ષી આત્મ સાધન ભણી અનેક પ્રકારનાં વ્રત પચ્ચખ્ખાણ જપ તપ કરે છે તે આણા સાધ્ય દૃષ્ટિએ કરે તો તે નિર્વિવાદ છે, ચિંતામણી રત્ન જેમ વિધિ પૂજનથી ફલીભુત થાય છે તેમ સર્વે વ્રત પચ્ચખ્ખાણ વિધિ પૂવક કરવાથી સફલ થાય છે. ઇતિ.

પ્ર. ૧૩૬—મૈત્રાદિક ચાર ભાવનાઓનું સ્વરૂપ કથન કરો.

ઊ—૧ મૈત્રી ભાવના—જે બીજાના હિતનું ચંતવવું આ જગતમાં બીજો કોઇ શત્રુ છે એમ ભાવવું નહીં કર્મ પ્રપંચ ભાવે જાતિભાઇઓજ જેમ શ્વાનને કોઇ કાંકરો મારે તો તે કાંકરાને વળગવા જાય છે, અને સિંહને કોઇ ગોલી મારે તો તે મારનારને સામો થાય છે પણ તે ગોલીને વળગતો નથી. અર્થાત્ બાહ્ય શત્રુને ઉવેખી અભ્યંતર કર્મ રૂપ શત્રુને સન્મુખ થવા સિંહવત પ્રાક્રમી થવું. નતુ શ્વાન વૃત્તિ વર્તવું. કારણ કે, આ સંસારમાં સમસ્ત પ્રાણી સાથે હજારે વખતે ભાઇપણું અનુભવ્યું છે જે માટે એ સરવે તાહરા સ્વજાતી ભાઇયે જછે. પણ કોઇ શત્રુ નથી એમ જાણવું. વળી સમસ્ત પ્રકારે સર્વે સાથે સબંધ કરી ચુકયો છે, માટે તે કુટુંબીક સાથે મૈત્રી ભાવ કરવો. રાગ દ્વેષના ધરનાર ઊપર પણ ઊદાસીનપણું પામી સુખી થાઓ, એમ મૈત્રી પણ સર્વે જીવો ઊપર કર, કર્માનુસારે ત્રાંજચાદિ ગતી પામેલા પણ સર્વે તાહરા કુટંબી છે. એમ જાણી કલેશ કરી કલુષતા મ કર, સાથી જે ક્રોધ છે તે તાહરા પુન્યનો નાશ કરનાર છે માટે તીર્થંકર દેવના વચનોનું સંરક્ષણ કર એજ અવ્યાબાધ સુખનું પુષ્ટ કારણ છે.

૨ પ્રમોદ ભાવના—ગુણીનો પક્ષપાત તે, સ્વસ્વભાવમાં રમણ કરનાર શ્રીતીર્થંકર ભગવાનના ગુણનુ સ્તવન કરવું તે જીવ્હાને પણ ધન્ય માનુષું. બીજી જે લૌક વાર્તા વાચાલપણામાં વર્તનારી જીવ્હાને મૂર્ખ તુલ્ય જાણવુ. પ્રભુના ગુણ ગાનાર, જ્ઞાની પુરૂષ શુદ્ધ ઊપદેશક શાંત દાંતગુણી જીતેંદ્રિય મુનિને ધન્ય માનુષું. સમ્યગ દ્રષ્ટિ ચોવિધ ધર્મારાધક શ્રાવકને પણ ધન્ય છે. જીનશાસન દીપાવકનુ સ્મરણ કરવું માર્ગાનુસારી મિથ્યા દ્રષ્ટિનો પણ ઊપગાર જાણીએ છે. કારણ કે સંતોષ સત્ય દાતારપણુ તે માર્ગાનુસારીપણામાં છે એમ જાણી તેની અનુમોદના કરીએ, તેમજ બીજા ઊપર મતસર કરવાપણાના દોષને દુર કરી ગુણીના ગુણ ગ્રહણ કરવા એજ સાર છે.

૩ કારૂણ્ય ભાવના—દુઃખ દુર કરવાની ઇચ્છા રાખવી તે, અન્યાન્ય પર ધરણીના લોભે કેટલાક લડી મરે છે દેશાટણ કરે છે ઇત્યાદિક દુઃખે કરી આ

જગત અત્યંત વ્યાકુલ થયુ છે, જે પ્રાણી હીતોપદેશ સાંભળતો નથી ધર્મની લેસ્યાનો તો સ્પર્શ કરતો નથી, એહવા પ્રાણીના દુઃખો સી રીતે દુર કરીએ અર્થાત્ દુઃખી ધર્મહીણ દેખી કરૂણા લાવે જેએ પ્રાણી આત્મ સાધન પ્રાપ્તિ સ્વ-સ્વરૂપ ધર્મને ક્યારે અવલબસે. એમ જે પ્રાણી પૂર્વોક્ત પ્રકારે બીજાનાં દુઃખો-નો પ્રતિહાર હૃદયમાં ધરે છે તેણે કરી જેના પ્રણામ શુંદર થયા છે તેને નિર્વિ-કારી સુખ પ્રાપ્ત થાય છે.

૪ માધ્યસ્થ ભાવના—દુષ્ટ બુદ્ધિવંત પ્રાણી ઉપર ઉપેક્ષા કરવી તે. જેમ કોઇ પ્રાણીને થાક લાગ્યો હોય તે પ્રાણી વિશ્રાંતીના સ્થાનકે વિશ્રાંતી લેછે તેમજ ઉદાસી નતા જે છે તે સંસાર રૂપ અરણ્યમા ભ્રમણ કરનાર પ્રાણીને વિશ્રાંતિ સ્થાનક છે. વલી જેને રોગ ઉત્પન્ન થયો હોય તેને ઉદાસીનતા જે પરભાવથી વિરામ પામવાની બુદ્ધિ ઊત્પન્ન થઇ હોય તે પ્રાણીને રોગ પીડા કાંઇ ન જાણતાં ઊલટો હર્ષ વધે છે જેની પ્રાપ્તિ રાગદ્વેષ રૂપ શત્રુનો રોધ કરવાથી થાય છે એહવી જે ઉદાસી-નતા તે અમોને સર્વ કાલ થાઓ જે માટે સર્વ ઉપર સંતુષ્ટ અથવા રૂષ્ટ ન થતાં સમદ્રષ્ટી રાખવી યોગ્ય છે જેમ શ્રી વીર પ્રભુએ ગૌતમ સ્વામી તથા ગોસાલા ઉપર રાખી તેમ. વલી તેજ પ્રભુ ઉપદેશ આપી ધર્મ પ્રાપ્તિ કરાવતા પણ બળાત્કારે અત્યંત શક્તિવાન છતાં ધર્મનો ઉદ્યોગ કરાવતા નહી માટે હે ભવ્યો તમે ઉદાસીનતા રૂપ અમૃતનુ આસ્વાદન કરો કે જેથી જીવ પરમાનંદ સુખ પામે જે કોઇ હીતકારી ભાષણ સાંભલતા નથી. ઉત્સુત્ર ભાષણ કરે છે કર્માનુસારે પરિણામ થાય છે એવા ઉપર પણ ક્રોધ કરીશ નહી. સમતા ધારણ કર. આનંદનું કરરણ જે અનોપમ ઉદાસીનતા રૂપ તીર્થનુ સ્મરણકર. જેથી મોક્ષ સુખનો અનુભવ થાય એજ આશીશ એમ શાંત સુધારસ ગ્રંથે કહ્યું છે

વિશેષ મહા પર્વ પર્યૂષણ આદેમાં ઢુંઢક મતી સાથે વરઘોડાની ધામધુમમાં તથા પરમપક્ષી સ્વપક્ષી સાથે ચોથ પાંચમની છમંતછરીના ઝગડાનો કદાગ્રહ કરવો છોડી દેઇ સર્વ જીવ સાથે સમ્યગ્ પ્રકારે ખમત ખામણ કરી વૈર વિરોધ વોસીરાવી મૈત્રીભાવ ધરી માધ્યસ્થ રહેવું. કેમકે જ્ઞાનાવર્ણિ કર્મના ક્ષયોપશમ પ્રમાણે જીવોનું સમજવું થાય છે, જે માટે કાલ દ્રવ્યને અરથે પવિત્ર ચૈતન્ય દ્રવ્યને કષાય ભાવથી કલુષીત કરી કરવો યોગ્ય નહી. અર્થાત્, સ્વમતી અન્ય-મતી સાથે ક્ષમા પૂર્વક માધ્યસ્થપણે વર્તવું એજ શ્રેય છે, જે કારણ માટે.

षट दरशन जिन अंग भणीजे. ईति०

गाथा—परहितचिंतता मैत्री—પરનુ હિત ચિંતવવું તે મૈત્રી ભાવના કહીએ.

परदुःख विनाशिनि तथाकरुणा—પરનું દુઃખ નિવારણ કરવાનો ભાવ તે કાર-ણ્ય જે કરૂણા ભાવના.

परसुख तुष्टिर्मुदिता—પરનું સુખ જોઇ સંતુષ્ટ રહેવું તે પ્રમોદ ભા-વના કહીએ.

परदोषा प्रेक्षण मुपेक्षा ॥१॥—પરના દોષ જોઈ માધ્યસ્થ જે સમભાવે ર-હેવું તે ઉપેક્ષા વા માધ્યસ્થ ભાવના કહીએ. એ ચાર ભાવના તે ધર્મરૂપ કલ્પવૃક્ષનું મૂળ જાણવું કેમકે એ વિના ધર્મ હોય નહી માટે બુદ્ધવંત ભવભી-રૂ પુરૂષોએ ધર્મ ધ્યાનને પ્રગટ કરનારી મહા નિર્જરાનું કારણ ભૂત એવી મૈ-ત્રાદિ ભાવના અવસ્ય ભાવવી એજ આત્મીક અવ્યાબાધ સુખની આપનારી છે. એ નિઃસંદેહ છે એહવી ભાવના મુજને અત્યંત પ્રિય લાગે છે. વિશેષ હે મુનિ મહાતપાદિ કરવા અમર્થ છે તો કેવલ મને કરી સાધી શકાય એવી અનિત્યાદિ ભાવનાનું સેવન કર. એજ ભવનું નિકર્ષણ અને સિદ્ધીનું આકર્ષણ છે.

પ્ર: ૧૩૭-ત્રણ પ્રકારના વૈરાગ્યનું સ્વરૂપ સમજાવો.

ઊ-૧ મોહ ગર્ભિત વૈરાગ્ય—મિથ્યાત્વાદિકના શાસ્ત્ર ભણવાથી નામ મા-ત્ર વૈરાગ્ય થાય.

આત્મ ઉપયોગે સુન્ય બાલ તપસ્વી જૈનાભાસ પ્રમુખનો જે વૈરાગ્ય તે મોહગર્ભિત જાણવો. રહસ્યનો અજાણ મોટાઇ રાખવા ખોટા અર્થ કરી પો-તાનું વૈરાગ્યપણું જણાવા આકરા તપ કરે તે પણ મોહગર્ભિત છે. શાંત દાંત ગાંભિર્યાદિક ગુણ તે પણ મોહગર્ભિતને દુઃખ ભણી થાય છે પણ ગુણ ભણી ન થાય, કારણ કે અંતરંગ મિથ્યાત્વ ગયું નથી માટે જેમ અંતરગત છાનો રહેલો હાડજ્વર ઉપરથી માલમ ન પડતાં અંતે દુઃખદાઇ થાય છે તેમ એ ગુણ પણ દુઃખદાઇ છે. પરશાસ્ત્ર જાણવા ઉદ્યમ કરે, સ્વછંદે ચાલે ખોટા તર્ક કરે. ગુણીની નીંદા કરે, કલેશ કજીયો કપટ કરે, નિરગુણી છતાં ગુણી નામ ધરાવી ગુજરાન ચલાવે,વિષય સુખની અભીલાષામાં તીવ્ર પ્રણામે વર્તે પરવંચક ભાવ વર્તે, શ્રદ્ધાનુ મૃદુપણું હોય જેને વલી જનરંજન અરથે પોતાની પ્રતિષ્ટા વ-ધારવા ક્રિયા કલાપ ભણેગણે વખાણ વાંચે ગીત નૃત્ય કરે તે સર્વે શુદ્ધાત્મ જ્ઞાનવિના મોહગર્ભિતમાં ભલે છે, કારણ કે કષાય ભાવથી એટલે કોઇ ક્રોધથી કોઇ માનથી લોભાદિ દુષણે સહિત છે જેથી અશુદ્ધ ઉપયોગ વર્તે છે માટે તેને મોહ ગર્ભિત કહીએ, અન્યમતના શાસ્ત્ર સાંભલી તેના એકાંત મતની શ્રદ્ધા રાખવા-થી જેટલો વૈરાગ્ય થાય તે પણ મોહ ગર્ભિત વૈરાગ્ય જાણવો એટલે મિથ્યાત્વ અને અજ્ઞાનથી ભરેલો છે માટે,

૨ દુઃખગર્ભિત વૈરાગ્ય—જે પુરૂષને પાંચ ઇંદ્રિયોના વિષયે સુખ અનુકુલ-પણે ન મલવાથી ઉદ્વેગ પામીને અસાર સંસાર જાણે, અને વિચારે જે ઘણી મજુરી કરેથી પણ ઉદર પૂરણ થતું નથી માટે સાધુ થઇએ તો ઠીક; પછે આ-જીવિકા સારૂ તર્ક ભણે, વાદ કરે જોતિષ વૈદક દોરા ચીઠી મંત્ર જંત્ર તંત્ર ભ-ણે તેમજ પુદગલ સુખ અરથે જૈનશાસ્ત્ર ભણે, વલી કહે જે અમારા જેવો બીજો ભણનાર કોણ છે, ભાવ ધર્મના અજાણ છતાં કેવલ લોકરંજન અરથે

પદ ધારણ કરે અર્થાત્ પુદ્ગલ સુખની વાંછાએ સહિત હોવાથી તેને દુઃખગર્ભિત વૈરાગ્યવંત કહીએ. અષ્ટકજીમાં કહ્યું છે જે આર્તધ્યાને કરી વૈરાગ્ય થાય એટલે પુત્રાદિકના મરણથી તથા ઇષ્ટ વસ્તુના વિયોગથી વા અનીષ્ટના સંજોગથી જે વૈરાગ્ય થાય છે તેને દુઃખગર્ભિત વૈરાગ્ય કહીએ.

૩ જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય—વસ્તુ તત્વનો જાણુ અદંભપણું જે કપટ રહિત વશાકીરતીની વાંછા રહિત તથા બાહ્ય દ્રષ્ટીએ રહિત સમ્યગ્જ્ઞાન દ્રષ્ટીએ સહિત, વિષય કષાય ભાવ રહિત નિર્મલ ચિતવંત સત્યવક્તા એકાંત વાદ નહીં આત્મ દ્રવ્ય સિદ્ધ સમાન જોવાથી ઘટમાંજ પ્રગટ સિદ્ધિ દેખે છે અને રત્નત્રય રૂપ રિદ્ધિ પણ ઘટમાં દેખે છે, જગતથી ઉદાસ રહે છે, કર્મ પ્રકૃતિ વિચારી માધ્યસ્થ વરતે છે. આર્ત રૌદ્ર ધ્યાનથી વિમુખ થયો છે. સ્વરૂપ રમણ કરે છે એહવા પુરૂષોનો જે વૈરાગ્ય તે જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય જાણવો. એજ મોક્ષદાઈ છે રાગ રહિતપણાનો જે ભાવ તે વૈરાગ્ય કહીએ. એકાંત મતની શ્રદ્ધા ઉછેદી સ્યાદ્વાદ જીનમત તત્વસંવેદન રૂપ વૈરાગ્ય તે સત્યજ્ઞાનને જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય કહીએ એવા વૈરાગ્યવાસીત જીવો ભવાભિનંદીપણું ટાલી પુદ્ગલાનંદપણું ઘટાડી આત્માનંદપણાનો વિલાસ કરે છે.

પ્રઃ ૧૩૮—દશ ચંદરવા દશ ઠેકાણે બાંધવા તે કેવી રીતે.

ઉ—જીન ભુવને ૨ પૌષધશાળાએ ૩ સામાયક ૪ ભોજને ૫ વલોણે ૬ ખાંડણે ૭ પીસણે ૮ ચૂલે ૯ પાણીહારે ૧૦ સજ્જાએ, એ રીતે તે દશ સ્થાનકે ચંદરવા બાંધવાથી સ્વપરનું રક્ષણથાય છે.

પ્રઃ ૧૩૯ સામાયકાદિક ક્રિયા કરતાં કોની સ્થાપના કરવી.

ઉ—ગુરૂ અભાવે જ્ઞાન દર્શન ચરિત્રનાં ઊપગરણ થાપે એમ ગુરૂવંદન ભાષ્યમાં કહ્યુંછે. શ્રી ઠાંણાંગે દશ પ્રકારની સ્થાપના કરીછે ઇહાંશ્રી વીર પ્રભુના પાંચમા પટોધરશ્રીસુધર્મ સ્વામી ગચ્છનાનાયક આચાર્ય ગુરૂ મહારાજ જાણવા તેમના ગુણનો આરોપ કરી ક્રિયાનુષ્ઠાન થાય છે એટલે નોકરવાલી, પુસ્તક ગુરૂચોત્ર અક્ષકોડા વીગેરેની સ્થાપના પણ તેમના ગુણારોપણની દ્રષ્ટીએજ વંદનીક છેઃ તે અક્ષ ત્રણ પાંચ સાત નવ આવર્તવાલા શ્રેષ્ટ કહ્યા છે અને તે વિશેષ ફલદાઈ છે. વળી જીન તથા જીન પડિમાસમીપ ક્રિયા વિધાન થાય છે.

પ્રઃ ૧૪૦—પાંચ પ્રકારના દેવ કહ્યા તેમાં વાંદવા પૂજવા યોગ્ય કોણ—

ઉ—૧ ભવ્ય દ્રવ્યદેવ—જે ભવને આંતરે દેવ થવાનો તે.

૨ નરદેવ—ચક્રવર્તિ.

૩ ધર્મદેવ—સાધુ.

૪ દેવાધિદેવ—અર્હંત તીર્થંકર દેવ.

૫ ભાવદેવ—દેવતા વૈમાનિકાદિ.

એમ પાંચ પ્રકારના દેવ કહ્યા તેમાં ધર્મદેવ અને દેવાધિદેવ એહુ વાંદવા પૂજવા યોગ્ય છે.

પ્ર. ૧૪૧ દેવતાને ચાલવાની ગતીનું માન કેવી રીતે હોય.

૧ મંડાગતી—૨૮૨૫૮૦ યોજન સાઠીયા છ ભાગ.

૨ ચપલાગતી—૪૭૩૬૩૩ યોજન સાઠીયા ત્રીસ ભાગ.

૩ જયણુંગતા—૬૬૧૬૮૬ યોજન સાઠીયા ચેપન ભાગ.

૪ વેગાગતી—૮૫૯૭૪૭ યોજન સાઠીયા અઢાર ભાગ. એ રીતે ચાર પ્રકારની દેવતાને ચાલવાના ગતીનું માન કહ્યું છે. તે રીતે દેવતા એક પગલું ભરે એમ સંગ્રહુણીમાં કહ્યું છે.

પ્ર. ૧૪૨—શાસ્વતાજીન પ્રાસાદનુ સ્વરૂપ શાસ્રનુ આરે સમજાવો.

ઊ—૧ રીખભાનન. ૨ ચંદ્રાનન. ૩ વારીખેણુ, ૪ વર્ધમાન એવં ચાર નામ શાસ્વતાં છે અને એ ચારના નામની સાસ્વતી પડિમાઓ છે. તે નામ ભરતાદિક પંદર ક્ષેત્ર માંહે જયારે પુછીએ ત્યારે લાભે તે ત્રણ લોક માંહે શાસ્વત પ્રસાદે શાસ્વતી પ્રતિમાઓ છે તે તેજ નામની છે, તે મણીમય પીઠ સિંહાસન ઉપર પદ્માશન બેઠી જીન પડીમાઓછે તેનો વર્ણ કહે છે, નાભી ચુચુક પગ, હાથ, વાલની ભુમિ, જીભ, તાલુ, એટલાં રક્ત વર્ણ છે. નખ. આંખ અંક રત્ન સમાન છે, આંખની કોકી રોમરાઇ, આંખની પાંપણ તથા ભાપણ, સર્વ કેશ એટલાં સ્યામ રત્નમય છે, ફટકમણદંથી છે, વજ્રમય મસ્તક છે, પ્રવાલાં સમાન હોઠ છે. સુવર્ણ વર્ણ મય ઢીંચણ તથા ઝંઘા છે. શરીર નાસીકા, કાન, કપાલ, એ સર્વે સુવર્ણ વર્ણ છે. એ રીતે શાસ્વતી પ્રતિમાનું વર્ણ છે. હવે વ્યંતર અને જોતિષીએ તો ભુવન અને પડિમાઓ અસંખ્યાતી છે. તેમાન નથી શેશ ત્રણ જગતના પ્રાસાદની પડિમાઓનું માન નિચે મુજબ સમજવું.

| | પ્રાસાદ | પ્રતિમાઓ. | ના પ્રાસાદ |
|---|---|---|---|
| અધો લોકે ભુવન પતીમાં | ૭૭૨૦૦૦૦૦ | ૧૩૮૯૬૦૦૦૦૦ | |
| ત્રીછા લોકે દ્વિપ પર્વતાદિકને વિષે. | ૩૨૫૯ | ૩૯૧૩૨૦ | |
| ઉર્ધલોકજે દેવ લોકને વિષે. | ૮૪૯૭૦૨૩ | ૧૫૨૯૪૪૭૬૦ | |
| ત્રણ લોકને વિષે કુલ પ્રસાદ તથા પડીમાઓની સંખ્યા. | ૮૫૭૦૦૨૮૨ | ૧૫૪૨૫૮૩૬૦૮૦ | |

તે ભુવન (પ્રસાદ) શાસ્વતાં ઉત્કૃષ્ટ લાંબાં જોજન ૧૦૦ અને પહોળાં યોજન ૫૦ અને ઊંચપણે જોજન ૭૨ હવે જગન્યથી એક કોષ લાંબાં અને અધ કોષ

પહોળાં છે એટલે બે હજાર ધનુષ લાંબાં અને એક હજાર ધનુષ પહોળાં છે અને ચૌદસેં ચાલીસ ધનુત્ર અધિક ઊંચપણુ છે. હવે તે પ્રતિમાનું માન ઊત્સેધ આંગલના માપે કરી ઉર્દ્ધ્વ લોકે અધોલોકે સાત હાથ હોય, અને ત્રીછા લોકે પાંચસે ધનુષ શાસ્વતી પ્રતિમા હોય તેને હું પુનઃ પુનઃ નમસ્કાર કરૂં છું.

હવે તે ચાૈમુખ શાશ્વત પ્રતિમા કેવી રીતે સ્થાગત હોય તે કહે છે.

अनुष्टुप छंद.

पूर्वस्यामृषभ स्वामी । वर्धमानस्तुदक्षिणे ॥
मंद्राननः पश्चिमायां कौबेर्यं वारिषेणराट् ॥१॥

અર્થઃ—પૂર્વ દિશાએ રીખવાનનજી, દક્ષિણે વર્ધમાનજી, પશ્ચિમે ચંદ્રાનનજી, ઊત્તર દિસે વારિષેણજી ઇત્યર્થ.

શીષ્ય—તે પડિમાની પૂજા ભક્તિ કોણ કરે છે અને તે પડિમાઓને અધિકાર કયા સુત્રમાં છે.

ગુરૂ—દેવતાદિક તેની પૂજા ભક્તિ કરે છે. અને તે પડિમાનો અધિકાર રાયપસેણી જીવાભીગમ ભ ાવતીજી જંબુદ્વીપ પન્નતી. ઠાણાંગે વિસ્તાર પૂર્વક વર્ણન કર્યો છે.

શિષ્ય—એતો શાસ્વતી કહી તેતો સત્ય છે પરંતુ આધુનીક વખતમાં અશાસ્વતી બનાવી બનાવીને પુજે છે તે કેમ ?

ગુરૂ—જેમ શાસ્વતી પડીમાને વિષે ભાવજીનના ગુણનો આરોપકારી સ્તવના રૂપ ભક્તિનું ફુલ પામીએ તેમજ ક્રત્રીમજીન પડિમાને વિષે પણ તેવું જ ફુલ પ્રાપ્ત થાય છે, એનો વિશેષ અધિકાર, આ પુસ્તકમાં આગલ સવિસ્ત પણે દર્શાવ્યો છે તે જોઇ નિશ્ચય શ્રદ્ધાન કરવું.

શિષ્ય—ચૈત્ય કેટલીક પ્રકારનાં છે. ગુરૂ ૧ गृह चैत्य ઘર દેરાસર ૨ मंगल चैत्य બારણુ ઉપર આદે ૩ निश्रा चैत्य કોઇ ગચ્છનુ સ્થાપેલું દેવાલય ૪ अनिश्रा चैत्य સર્વ ગચ્છનું સ્થાપેલું ૫ शाश्वत चत्य ત્રણે કાલમાં કાયમ રહે તેવુ શાશ્વત પ્રતિમા અને જીનાલય તે. એવં પાંચ પ્રકારે જાણવા. ઇતિ.

પ્ર. ૧૪૩—દાન ધર્મનુ સ્વરૂપ કહો.

ઊ—અભયદાન, સુપાત્રદાન, જ્ઞાનદાન ધર્મદાન અનુકંપાદાન આદે દાનના ઘણા ભેદ છે પરંતુ તેમાં અભય. સુપાત્રાદિ વિશેષ છે. ઇહાં સુપાત્રના ત્રણ ભેદ ૧ મુનિરાજ ઊત્કૃષ્ટદાન સુવર્ણ ભાજન સમાન છે. ૨ શ્રાવક મધ્યમદાન રૂપાના ભાજન સમાન છે. ૩ અવિરતિસમ્યગ્ દૃષ્ટિ જગન્યદાન તામ્ર ભાજન સમાન જાણવા. શેષ મિથ્યા દ્રષ્ટિ આદે લોઢા માટીના ભાજન સમાન જાણી ગુરૂ લાઘવનો વિચાર કરી યથાયોગ્ય દાન દેવું. ઇંહા અભય જે જીવને મરણના ભયથી બચાવવો. સંરક્ષણ કરવું તે અને સુપાત્ર એ બંને દાંન મોક્ષ હેતુ છે. હવે વ્યવહારીક ફુલ બતાવે છે સહસ્ર મિથ્યાત્વીએ એક અણુવ્રતી, અણુવ્રતી

સહસથી એક મુનિ, મુનિ સહસથી ગણધર, અરિહંતને દાન દેવાનો અધિક લાભ જાણવો. હવે તે દાનનાં પાંચ ભુષણ કહે છે.

૧ મુનિ દેખી હર્ષનાં આંસુ આવે મીત્રવત્
૨ મુનિ દેખીરોમાવલી વિકસ્વર થાયવલ્લભ વસ્તુવત્
૩ મુનિ દેખી બહુ માન કરે સેવક સ્વામીવત્
૪ મુનિને દાન દેવાની ચાહના જેમ ગરીબ લાખો રૂપૈયા કમાયો હોય તેને વેપારની કેવી ચાહના હોય. એમ પ્રિય વચન યુક્ત હોય.
૫ મુનિને દાન આપી અનુમોદના કરે, ધન્યભાગ્ય સમજે એવં પાંચ પ્રકારે યુક્ત અતિથી સંવીભાગ વ્રત કહીએ.
એ પાંચ ભૂષણરૂપ છે.

૧ અનાદર કરે
૨ દાન દેતાં વિલંબ કરે
૩ વાંકુ મુખ કરે
૪ કઠણ વચન બોલે
૫ પશ્ચાતાપ કરે
એવં પંચ પ્રકારે દાનનાં દુષણ જાણવાં.

હવે ઉત્તમદાન પ્રભાવે કોણ કોણ જીવ સુખી થયા છે તે કહે છે.—

ધનાસાર્થવાહને ભવે શ્રી ધર્મઘોષસૂરિ પ્રમુખ સાધુને ઘીનુ દાન દેવાથી શ્રીઆદિનાથ તીર્થંકર થયા. પૂર્વે પારેવા પ્રત્યે અભયદાન દીધુ તેથી સોલમા શ્રીશાન્તિનાથ તીર્થંકર થયા. પાંચસે સાધુ પ્રતે આહાર દાને કરી ભરત ચક્રવર્તિ થયો. રોગી મુનિને આચરવા યોગ્ય વસ્તુ રત્ન કાંબલ બાવના ચંદન દેણહાર સેઠીયો પણ તેજ ભવે મોક્ષ ગયો છે. ખીરનું દાન દેવાથી શાલીભદ્ર ભોગનું ભાજન થયો. પૂર્વના સુપાત્ર દાન પ્રભાવે કયવંનો ભોગનુ સ્થાનક થયો. ધૃત પુષ્પ સાધુ તથા વસ્ત્ર પુસ્પ સાધુએ બે મુનિએ પોતાની તપ લબ્ધિએ સમસ્ત સાધુ મંડલીને ધૃત વસ્ત્રનું પુરવાપણુ કરીને ભક્તિ કરી ઉત્તમ ગતી પામ્યા છે. તીર્થ પ્રભાવક સંપ્રતિ રાજાએ અનુંકંપા તથા ભક્તિ દાને કરી જીન પ્રસાદ કરાવી ભૂમિ મંડલ સોભાવી સુખી થયા. શ્રીમુલદેવ કુમરે મહોટા મુનિને શુદ્ધ માન અડદના બાકલા દેવાથી મહોટી રાજ લક્ષ્મી પ્રતે પામ્યો. અતીદાન પ્રભાવે રાજા વિક્રમાદિત્યનુ ચરિત્ર વિસ્તાર પામેલું સાંભળીએ છે. શ્રી રીખવદેવજીનો પૌત્રો શ્રેયાંસ કુમાર તેણે શ્રી રીખવદેવજીને વરસી તપ પારણે દાન દીધુ તેથી મોક્ષ સુખનો ભાજન થયો.

શ્રી ચંદનબાલાએ શ્રી મહાવીર પ્રત્યે દાન દેવે કરી કૃતાર્થ થઈ. ઇત્યાદિ દાન ધર્મપ્રભાવે ઘણા જીવો સુખી થયા અને થશે. ઇહાં સુપાત્ર અભય બંનેનું વર્ણન કર્યું છે. પરંતુ શ્રીવીર પ્રભુએતો દેવ દુષ્ય વસ્ત્ર દયા આણી વિપ્રને આપ્યું છે. વળી વરસીદાન આપી દીન દુઃખીંનો ઉદ્ધાર કર્યો છે. માટે અનુકંપાદાન પણ ગૃહસ્થને અવશ્ય દેવુંજ કારણ કે તેને શાતા થવાથી પોતે શાતા વેદની બાંધે.

વળી કહ્યું છે સવૈયા તેવિશા.

दिनकु दिजीये प्राण दयामन, मंत्रीकु दिजीए प्रीत वधारे ॥
शत्रुकु दिजीए वेर वधे नहीं, रायकु दिजीये आदर पावे ॥

सेवकक्कु दिजे सेव करे बहु, भाटकु दिजीये कीरती मावे ॥
साधुकु दिजीए मोक्ष के कारण, हाथको दियो कीहां नहि जावे॥१॥
जेणे दीधुं तेणे लीधुं । जे देशे ते लेशे ।
जेणे नवि दीधुं तेणे नवि लीधु । दीधा विना कीम लेशे ?
हुंसीडा हुंश नकी जे खोटी ॥ २ ॥

ઇહાં સુપાત્રને દાન દેવું તે સ્વાતી નક્ષત્રનું પાણી છીપમાં પડયાથી મોતી બંધાય છે અને કુપાત્રને દાન દેવું તે જેમ સર્પના મુખમાં દુધ પણ ઝેર રૂપ થાય છે. એમ લાભાલાભ સમજવો. પણ અનુકંપાદાનનો નિષેધ નહી, કેમકે દાન છે તે મનુષ્યનો સ્વભાવીક ગુણ છે જેથી કોઇ વખતે સુપાત્રનો લાભ પણ થાય છે. ત્રસથાવર જીવનો બચાવ કરવો તે અનુકંપા છે માટે અભયદાનનો અનુકંપા માંહે અંતરભાવ થાય છે. વળી સાત ક્ષેત્રે દાન દેવું. દેવગુરૂના ગુણ ગાય તે જાચકને, તથા વધામણી લાવે તેને તથા સાજ્યકારીને તથા રત્નત્રયીની સહાય માટે તથા દીક્ષા મહોત્સવમાં તથા શાસન દીપાવા દાન દેવું ઇત્યાદિ દશદાન પાંચ દાન સર્વે ધર્મદાન માંહે આવે છે. શ્રાવક શુભસ્થાન કે ધન્ય ખરચવાનો મનોરથ ચીંતવતો નિર્જરા કરે. તે વારે જે ખરચે છે તેના ફલનું શું કહેવું સાધુ શ્રાવકને અસંખ્ય યોગ્ય સ્થાનક મોક્ષ જવાનાં કહ્યાં છે તેમાં જેને જેવો ક્ષયોપશમ હોય તે પ્રમાણે કરે. શિષ્ય–અસંજત ( સંજમ રહિત ) ને દાન આપવુ શાસ્ત્રમાં નિષેધ્યું છે તે વિષે કેમ સમજવું.

તેરાપંથી ઢુંઢક પણ નિષેધે છે.

ગુરૂ–જૈનમાં અનેકાંત છે. પ્રભુએ સમકિતિ છતાં વરસીદાન અસંજમીને આપ્યું છે. વલી શ્રી કૃષ્ણજીએ થાવચ્ચાકુમાર દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે દ્વારકામાં ઉદઘોષણા કરાવી કે જે દીક્ષા લેસે તેના પાછલના કુટુંબનું હું પ્રતિપાલન કરીશ. વલી પુરણ શેઠના ઘેર વીરપ્રભુએ પારણ કર્યું ત્યાં સોનૈયાની વૃષ્ટિ થઇ તે અસંજમીના ભોગમાં ગઇ. પરદેસી રાજાએ દાનમાં ચોથ આપ્યું છે વળી તીર્થંકરની જી વધાઈમાં દાન આપ્યુ છે. તે મિથ્યાત્વી જાણીને નહી પણ પ્રભુની ભક્તિના ઉત્સાહથી આપ્યું છે. અસંજતીને દાનદેવાથી પૃષ્ટ થઇ આરંભ કરસે તેથી હિંશા લાગે એમ સમજવું નહી માત્ર તેની ભુખનું દુઃખ ભાગવું છે. જીવને મરતો બચાવવો અભયદાન કરવું તે ભાવ છે માટે કારૂણ્ય ભાવનાનો લાભ છે, પછે તે શું કરશે એ વિચારવાનું નથી. કુપાત્રને સુપાત્ર બુદ્ધિએ આપવું તે તો નિષેધ્યું છે. પણ અનુકંપાદાનનો મિષેધ નહી, તથા શાસન પ્રભાવના એ દાનનો નિષેધ નથી. પણ દાનાંતરાય કર્મના ઉદયથી દાન દેવાય નહી. અનુકપાએ સમકિતનું ચોથુ લક્ષણ છે જેવાને તેવી બુદ્ધિએ આપવું, એટલે વેસધારી યતિને સાધુની ભાવનાએ બહુ માનપૂર્વક આપવું તે અનુચિત છે. કેમ કે તેનામાં મુનિના ગુણ

નથી માટે ભક્તિ અનુકંપા નિષેધ સમજવો. ઇહાંજીનાજ્ઞા ભંગરૂપ કુમતીવેશ વિડંબક માત્ર એકાંત દયાદયા પોકારનાર સર્વેને પાત્ર બુદ્ધિએ દાન દેતાં દુષણ છે. હવે असइपोसं च वज्जिजा અસતિ જે શ્વાન બીલાડી વ્યભિચારી પ્રમુખ જે પાપીષ્ટને પોષવાનો અતિચાર કહ્યો છે તે વ્યાપાર અર્થે છે પણ અનુકંપાએ જે દુઃખી દેખી દાન કરવાની મનાઈ કરી નથી સંવત ૧૯૫૬ ના દુકાલમાં કેટલાક ભાગ્યસાલી જીવોએ શક્તિ અનુસારે ઉદારચિત્તથી દીનહીન પ્રાણીનો ઉદ્ધાર કરવા સૂરવીર થએલા તેમના સમુદાયનું વારંવાર સ્મરણ કરીએ છે. આ વિષે મારા મીત્રોને સાબાશી આપીએ છે.

હવે દાન આપનારનો નાકારો સમજાવે છે.

૧ સામા ઉપર નેત્ર ચઢાવે, ૨, ઉંચું જોવે, ૩ વાંકુ મુખ કરી બેસે, ૪ દાન દેતાં ઘણો વખત કરે, ૫ બોલે નહી, ૬ ચિત્તમાં અવજ્ઞા ધરે એવં ૭ પ્રકારે દાનનો નાકારો જાણવો. માટે સુજ્ઞ પુરૂષોએ એ પ્રકારે કૃપણ પણુ ન કરવું કેમ કે દાનથી લક્ષ્મી ઘણી વૃદ્ધિ પામે છે. કહ્યું છે કે दालीद्र नाशनं दानं" ઇતિવચનાત્ દા ધન ઉપરથી મુરછા ઉતરવાથી દાન દેવાય છે. ાા કેટલાક ગૃહસ્થ લોકો ગરીબ જાચકને દાનમાં ટુકડો ચપટી અનાજ આપતાં ઘણો તીરસ્કાર અને અપશબ્દ બોલી કષાય કરે છે તે સેકીને વાવે છે એમ સમજવું માટે શક્તિ પ્રમાણે થોડુ ઘણુ સમતા પૂર્વક આપવું એજ ઉગ છે અને ન આપી શકાય તો માધ્યસ્થ રેહેવું પણ તેની નીભ્રંછણા કરવી નહી કેમકે આ ચેતનને એવી દશા પૂર્વે અનંતીવાર અનુભવેલી છે અને વલી અનુભવસે માટે એવી ખોટી મોટાઇને ધિક્કાર હો૦

ભગવતીજીમાં શ્રાવકના અભંગદુવાર કહ્યા છે. માટે ભોજન અવસરે બારણુ ખુલ્લુ રાખવું, જેથી મુનિરાજ સાધર્મિ દીન રાંક ગરીબ કંગાલ અશક્ત અનાથ રોગી બાલ વૃદ્ધ હીનઅંગ જાચકના ભોગ જોગ્ય ભોજન પડે તો પુન્ય બંધાય ઇહાં મુનિ ઉત્કૃષ્ટ ભાગે છે તે તો શ્રેષ્ટ છે પરંતુ અનુકંપાદાન પણ શક્તિ અનુસારે આપવુંજ. જેથી દીન દુઃખીનો ઉદ્ધાર થાય છે. માટે આસ્યાવંતને નિરાસ કરવો નહી. સ્વાથી જે નિર્દયપણુ ધર્મની હીલના કર્મ બંધનો સંભવ પ્રાપ્ત થાય છે. તે હેતુ માટે ભયંકર ભવસમુદ્રમાં જીવોનો સમુદાય દુઃખથી હેરાન થયેલો જોઇને નાત જાત ધર્માધર્મીની ખટપટ ન કરતાં દ્રવ્યથી અન્નાદિક દેઇને, ભાવથી સુમાર્ગે લગાડીને યથાશક્તિ અનુકંપા કરવી.

દુકાલના વખતમાં અનાથ લોકોને સહાય કરવાથી ઘણા ફલની પ્રાપ્તિ થાય છે જેમ શિષ્યની વિનય ઉપરથા સુભટની સંગ્રામ સમયે મીત્રની આપદા આવેથી અને દાનેશરીની દુકાલ પડયાથી પરિક્ષા થાય છે. ધન્ય છે સંવત ૧૩૧૫ માં દુર્ભિક્ષ પડયો ત્યારે ભદ્રેશર નગરવાસી શ્રીમાલજ્ઞાતી જગડુસાહે. ૧૧૨ સદાવ્રત રાખી દાન આપ્યું. તેમજ અણહીલ પુરપાટણમાં સિંધાક નામે સરાફ થયો સંવત્ ૧૪૨૯ માં તેણે યોતિષિના કહેવા ઉપરથી આવતી સાલમાં દુર્ભિક્ષ પડવાનો જાંણી બેલાખ મણ ધાન્યનો સંગ્રહ કરી રાખ્યો.

જેથી ભાવ તેજ થયાથી ઘણો લાભ લેઈ ચોવિશ હજારમણ ધાન્ય તેણે અનાથ લોકોને આપ્યું. હજાર બંદીવાન છોડાવ્યા. છપન્ન રાજાયો છોડાવ્યા જીન મંદીરો ઉઘડાવ્યા ઇત્યાદિ ધર્મ કૃત્યો કર્યા તે ધન્ય છે કવલમાંથી દાંણો પડેથી ઓછું થાય નહી નદીમાંથી પંખી પાંણી પીએ તેથી નુકસાન થાય નહી તેમજ ગૃહસ્થ પોતાના ખરચમાંથી જીજ ભાગ દાનાદિકમાં વાપરે તો ખુટે નહી. બુદ્ધિમાન પુરૂષ તો માતા પીતા વૃદ્ધ બાલ રોગીને ભોજન કરાવી પછે પોતે ભોજન કરે. ઇહાં ૧ અપાત્ર, ૨ કુપાત્ર, ૩ પાત્ર, ૪ સૂપાત્રનું ફલ જીદુ જીદુ છે પણ દાતારને ઉદારતા છોડવી નહી. અનાર્ય હિંસક જીવતે કુપાત્રને દાનદેવાથી યશ પ્રતિષ્ટાદિ લેશ ફલ હોય ૧ મીથ્યાત્વી કાપડી વૈરાગી અન્ય દર્શની ભિક્ષુકને આપે તે અપાત્ર દાનનું ફલ પરભવ રાજાદિક સુખ પામી પાપાનુંબંધી પુન્યે ઘણો સંસાર વધારે ૨ સમકિતિ દેશવિરતિ સાધર્મીને પોષવો તે પાત્રદાન છે તેથી પુન્યાનુબંધી પુન્ય બાંધી ભવતુચ્છ કરે. ૩ સાધુચારિત્રવંત ગણધર તીર્થંકરને અન્નાદિકનું દાન દેવું તે સુપાત્રનું ફલ મહાપુન્યાનુંબંધી પુન્ય ઉપાર્જીને થોડા ભવમાંહે સિદ્ધિ વરે. ૪ ધના સાલીભદ્રવત્ યોગશાસ્ત્રની ગાથા ૧૧૯ માં કહ્યું છે જે સાતક્ષેત્રમાં અને અતીદીન ( રાંક ) ને ધનાદિક આપતો છતો માહાશ્રાવક કહેવાય છે. નહી તો दीनहीनं जनंद्दष्ट्वा दयायशन जायते ॥ सर्वज्ञ भाषितो धर्मस्तयस्‌ चित्तेन विद्यते ॥ ધનની મુરછા ઉતરવાથી દાંન ધર્મ થાય છે. ૯૦

પ્ર: ૧૪૪—શીલ ધર્મનુ સ્વરૂપ સમજાવો.

ઊ—મંગલકારી બાલ બ્રહ્મચારી શ્રીનેમીનાથ જયવંતા વર્તો. અકૃત્રીમ ઘરેણું, નરક રૂપ નગરના દ્વારનું કમાડ, દેવલોક રૂપ મેહેલે ચઢવા નિસરણી સમાન એવુ શીલ છે. તે શ્રી રહેનેમીને સંજમ ગુણે સ્થાપ્યો એહવી રાજીમતી સતી, વલી અગ્નિ સમૂહ તે શીલ ગુણે પાણીનો પ્રવાહ થયો. એહવી સીતા સતી જયવંતી વર્તો, સતી સુભદ્રા જેણે ચાલણી વડે પાણી કાઢી ચંપાનુ દ્વાર ઊઘાડયું. વલી કષ્ટ પડે પેહેલી થઇ શીલ પાળ્યું એહવી નર્મદા સુંદરી, વલી કલાવતી બીહામણા રણમાં રાજાએ તજી પણ શીલ ગુણે કરી છે દેલાં અંગ હસ્તાદિ ફરી નવાં થયાં. વલી શીલવંતી સતી તેણે રાજાના મોકલ્યા પ્રધાન ચારેને પણ શીલ રાખવા પ્રકર્ષે ઠગ્યા શ્રીમન્ મહાવીર સ્વામીએ ભલો ધર્મ લાભ મોકલાવ્યો જેને એહવી સુલસા શ્રાવીકા જયવંતી વર્તો. વલી કંદર્પના બલને મર્દન કર્યો છે જેણે એહવા નિર્મલ સરદ રીતુના ચંદ્રમાની પેરે ઊજ્વલ શીલવંત માંહે સીરોમણી શ્રીથુલીભદ્રજી જયવંતા વર્તો. વલી યૌવન વયમાં પ્રાર્થના કરે છે તે ક્ષોભ ન પામ્યા એહવા વયર સ્વામી, વલી સુદર્શન શેઠ શ્રાવક રાજના સંકટમાં પડ્યા થકા પણ અખંડ શીલ રાખ્યું છે. અથાત્ અભયારાણીના બલાત્કારથી પણ શીલ વ્રત ચુકયા નહી. અહો ઇતિ આશ્ચર્ય સુંદરી શ્રીરીખદેવજીની પુત્રી, અને સુનંદા વૈર સ્વામીની માતા, ચેલણા શ્રેણીકની સ્ત્રી મનોરમા સુદર્શન શેઠની સ્ત્રી. અંજના હનુમાનની માતા, મૃગાવતીચંદન બાલાની તે જીનસાસનમાં પ્રસિદ્ધી છે-વલી અચંકારી ભટ્ટા, જેણે પલ્લીપતીની હ-

દર્થના સહન કરી ધીર્યપણે અખંડ શીલ પાળ્યુ, જેઓનું ચરિત્ર સુણીને કોનુ શીશ ન ધૂણે? બીજાં વ્રત ભાગેથી આલોયણાદિ ઊપાય છે પણ પાકા ઘડાને કાંનો ન ચોટે તેમ શીલ (બ્રહ્મચર્ય) ભાગે ફેર ઊપાય નહી. જેના પ્રભાવથી સૂરસાનિધ્ય કરે. વિષ અમૃત રૂપ થાય, સાગર થલ થાય, સિંહ શિયાલ થાય, અગ્નિ જલ થાય. સર્પ ફુલ માલ થાય, લક્ષ્મી ગૃહવાસ કરે એહવુ શીલ વ્રતતે પ્રાણીને અકૃત્રિમ અલંકાર છે, હવે સ્રીને ઊદારીક અને, દેવ, બંને ભેદે કૃત કારીત અનુમતી કરતાં છ ભેદ થાય તે મન વચન કાયાથી ગણતાં અઢાર ભેદ થાય છે. તે વ્રતના રક્ષણ રૂપ નવ વાડની રચના સાસ્રકારે કરેલી છે, તે મુજબ વર્તવાથી નિરતિ ચાર વ્રત પાલે છે.

ઇહાં દ્રવ્યથી ચૌદ રાત જે. ૧ દેવી. ૨ નારી. ૩ ત્રીજંચણી. ૪ ચોત્રા-મણની સ્રી એવં. ૪

અને ભાવેપર પરિણતી ત્યાગ—એટલે પુદગલ ત્રસાપર વસ્તુ આશક્ત ભાવ તે કુંડરીકે હજાર વર્ષ ચારિત્ર પાળ્યુ તે એક દીન વિષય સુખ ભોગથી નરકે ગયો હા ઇતિ ખેદ,

શિષ્ય—લોકો કંન્યાદાનમાં મહોટુ પુન્ય માને છે તે વિષે શું સમજવું.

ગુરૂ—સ્રીની યોની માંહે બેરેંદ્રી આદે જીવોનુ સ્થાનક છે, વલી પુરૂષ યોગે બે લાખથી નવ લાખ સુધિ મનુષ્ય ગર્ભજ પંચેંદ્રી ઊતપન થાય છે, તે મધ્યેથી એક બે ત્રણ રહે છે. વલી અસંખ્યાત સમુર્છીમ મનુષ્ય ઊપજે છે અને તે ચવી જાય છે. માટે તેનું રક્ષણ કરવા આ વ્રત પાલવું છે. તો કંન્યા આપવી એ તો પ્રતક્ષ સંસારની વૃદ્ધિ રૂપ સંતતીનું બીજ વાવવાનું છે. તેમાં પુન્ય માનવું એ તો ઘેહેલીના ગાંણા જેવું છે. શ્રીકૃસ્નમાહારાજા તથા ચેડા રાજા આદે ઊત્તમ પુરૂષોએ કન્યાદાન દેવાની પ્રતિજ્ઞા કરી છે. તે પ્રગટ છે. બીજાં વ્રતોને નદીની ઊપમા આપી છે અને ચોથા વ્રતને સમુદ્રની ઊપમા ધરાવી છે. આઊખા સુદ્ધિ બીજા ગુણ સંપાદન કર્યા છતાં પણ જો છેવટ શીલ વ્રત ગમાવે તો સઘલા ગુણને ખારા કૂવામાં ફેંકી દીધા જેવું છે. માટે ગુણી પુરૂષોએ ચોથા વ્રતને પુષ્ટી આપવી.

તેમ ન બને તો શ્રાવકને સ્વદારા સંતોષ પૂર્વક પરસ્રી અવસ્ય ત્યાગ કરવીજ જેથી કુગતી રોકાય છે.

शीलं दुर्गति नाशनं ઇતિ વચનાત્ પ્રસંગે હવે કામદેવની પ્રબલતાનુ કથન કરે છે.

वसंततीलका छंद.

मत्ते भकुं भदलने भुवि संति शुराः कोपि प्रचंड मृग राज जये पिशक्ताः ॥
किंतु ब्रविमि बलिनां भवतां पुरस्तात् ॥ कंदर्प दर्प दलने विरला मनुष्याः ॥१॥

ભાવાર્થ મદોનમત્ત હાથીના કુંભસ્થલને ભેદવા પૃથ્વિમાં શુરા છે. અને સિંહને જીતવા પણ શક્તિવંત છે, પરંતુ કંદર્પ જે કામદેવને જીતવા વાલા વિરલાપુરૂષો છે.

## अपुनरिंद्र वज्रा वृत ॥

अन्हाय वह्नौ प्रहवो विशंति ॥ सस्त्रै स्वगात्राणि विदारयंति ॥
कृच्छाणि चित्राणि समाचरंति ॥ मारारि वीरं विरला जयंति ॥ १ ॥

ભાવાર્થઃ—અગ્નિમાં પ્રવેશ કરનાર છે, પોતાના શરિરને શસ્ત્ર વડે છેદનાર છે, વિચિત્ર આશ્ચર્ય કારી કાર્ય કરનાર છે. પરંતુ કામ રૂપ શત્રુને જીતવાવાળા વીરલા પુરૂષો છે. પ્રસંગે ઇંદ્રીય પરાજય શતક મધ્યેથી કિંચિત ભાવ લિખ્ય તે ॥ રે જીવ આ સંસારમાં ઇંદ્રી જનીત સુખ છે તે પરિણામે કિંપાક ફલ સમાન મનોહર સરસ વર્ણે રૂડાં છે પણ ખાધાથી પ્રાણ નાશ કરે છે. તેમ એ ઇંદ્રીય સુખ કિંચિંત્ પણ વિપાક નરકાદિ ગતીનુ મોહોટુ દુઃખ આપે છે કાષ્ટના સમૂહે કરી અગ્નિ ત્રપ્ત થાય નહી. લવણ સમુદ્ર નદીયોના સમૂહે ત્રપ્ત થાય નહી, તેમ જ કામ ભોગે કરી આ જીવ ત્રપ્ત થતો નથી. વલી ઇંદ્રીય સુખ કેવાં છે સર્પના ઝેહેર સમાન છે. ભવાટવીમાં ભ્રમાવે છે સંસાર રૂપ મહા ભયંકર સમુદ્રમાં નાંખે છે, જેમ પામ ખરસી ( ખસ ) વાલો વલૂરતો થકો સુખ માને છે પણ પરિણામે દુઃખ થાય છે. વલી સ્વાન જેમ હાડકુ ચાટતો થકો પોતાના તાલવાનું રૂધીર રસ શોખે છે ને તેમાં સુખ માણે છે તેમ મનુષ્યો પણ સ્ત્રીના વિષય સુખ કામ ભોગથી પોતાના શરીરના વીર્યની હાની પામતા છતા આણંદ માને છે, બત ઇતિ ખેદ આ કેવી અજ્ઞાનતાનો અંધાપો છે. કહ્યું છે કે—

नपश्यति जात्यंध ॥ कामांधेनैवपश्यति ॥
नपश्यतिमदोन्मत्तो ॥ अर्थ दोषेनपश्यति ॥ १ ॥

વલી સ્ત્રી કેવી છે શ્રૃંગાર રૂપ તરંગ જે કલ્લોલ યૌવન રૂપ જલ વીલાસ રૂપે જલચર છે એહવી નારી રૂપ નદીને વિષે નથી બુડતા એહવા કોણ પુરૂષ છે. વલી વૈર વિરોધ રૂપ અગ્નિ ઊપજાવવા અરણી કાષ્ટ સરખી, શોક રૂપ નદી, કપટની ગુફા કલેશની કરનારી સર્પવત્ વિષમ દ્રષ્ટિ છે જેની એહવી સ્ત્રી મૃગાક્ષીના દ્રષ્ટિ ક્ષોભે કરી કંદર્પનાં બાંણ પસરે તેનાથી નાશવાને કોણ સમર્થ થાય છે, વલી તેહીજ નયન રૂપ બાંણે કરી ચારિત્ર રૂપ પ્રાણનો નાશ કરે છે ગીતાર્થ યતીને પણ સ્ત્રી રૂપ પીસાચણી છલે છે. વલી જેમ અગ્નિ વડે મેણમાં ખણ ઓગલી જાય છે તેમ સ્ત્રીના સમીપ ભાગે મુનિનું મન ઓગલી જાય છે માટે એહવી સ્ત્રીનો પરિત્યાગ કર વલી સ્ત્રીનુ શરિર કેવું છે કે અશુચિમય મૂત્ર, વિષ્ટા પાચ પરૂ લોહી ચરબી માંશ હાડકાંનો કરંડીયો ચર્મ માત્રે કરી આચ્છાદન કરેલું કૃમિ જીવનું સ્થાનક એહવું બીભત્સ સ્ત્રીનુ શરીર અનિત્ય છે તેને વિષે બાહ્ય દ્રષ્ટિવંત મગ્ન રેહે છે અને તેના પાશમાં પડે છે હા ઇતિ ખેદ એક વિષ્ટાની નલી બીજી પેસાબની નલી, બંને સમીપ ભાગે રહેલી જે દેખવાથી પણ અનિષ્ટ લાગે છે સુંઘવાથી પણ દુગંચ્છાકારી છે, રસ ફરસ પણ બુરો છે એહવી સ્ત્રીની યોનીમાં રાગાંધ થવું આહાહાહા મોહ રૂપ મહા મહ્નને

જાણતા છતા પણ તજતા નથી. વલી હરીહર બ્રહ્મા ઇંદ્ર ચંદ્ર નરેંદ્ર દેવતા આદે મોહા પુરૂષો પણ સ્ત્રીયોનું દાસ પણું કરે છે. એહવા વિષયવંત પ્રાણીયોની તૃષ્ણાને ધિક્કાર હો. બેહુ લોક સુખનો વિરોધી કામ ભોગ છે. જેમ હાથી કાદવ માંહે કલ્યો થકો દેખાતો છતાં પણ તીરે જઇ શકે નહી તેમ જ કામાશક્ત પુરૂષ સુધર્મ માર્ગને વિષે જઇ સકે નહી જેમ વિષ્ટાના ઢગલા માંહે ખુતેલો ક્રમી સદાકાલ સુખ માને છે તેમ વિષય રૂપ અશુચિને વિષે રક્ત થએલો જે મુઢ જીવ તે વિષયને વિષે વિશેષેકરી સુખ માને છે ॥ यथा गंदकीका कीमालोइ गंदकीमे रेहेते है, વલી જીન વચન રૂપ અમૃત પાન મુકીને ચૌગતી વિડંબક જે વિષય રૂપ મદીરાને પીએ છે અને તે બાલાના સ્નેહે કરી ઘેહેલા થકા લાલન કરે છે. ઇલાચી કુમરવત્ નિર્લજ થાય છે. રાવણની પેરે મરણ ભય ન ગણનો વલી બ્રહ્મ દત્ત ચક્રિ સંસાર રૂલ્યો તેવા વિકારને ધિક્કાર હો.

મદન રૂપ પવને કરી મેરૂ સદ્રસ્ય ધૈર્યવંત પુરૂષો ચલાયમાંન થયા એહવા રહેનેમી ચરમ શરિર મોહાવ્રતી પણ રાજી મતી ઊપર રાગ બુદ્ધિએ હોતા હુવા. હા. ધિ. વિષયને. તો બીજાની સી વાત કરવી. સિંહ સર્પાદિ ભયંકર જીતવા સુલભ છે પણ મોક્ષથી વિરામ કર્યો છે એહવો કંદર્પ જીતવો કઠણ છે. જીવને વિષયની પીપાસા અનાદિની છે, ચિત્ત ચપલ છે, ઇંદ્રીયો અતિ દુર્જય છે, જેના વશથી આશાતા ભૂખ વ્યાધિ દાધ જવર મરણ પ્રિય વિયોગાદિ વિવિધ વેદના ઊતપન થાય છે. એ વિષય પ્રશાતને માટે મન વચન કાયા નથી સંવર તો તે તુંગલાને વિષે કાતી વાહે છે. અરે ચેતન તુઝને સનિપાત થયો છે અથવા ધંતુરો પીધો છે કે અંધ થયો છે જે માટે અમૃત સદ્રસ્ય ધર્મ છે. તેને વિષવત્ માની અને વિષયરૂપ જે મહાવિષમ વિષ તેને અમૃત સમમાને છે તો તારૂ જ્ઞાન વિજ્ઞાન ગુન આડંબર જવલિત જવાલામાં પડયુ જાણજે. જે વિષય અરથે મનુષ્યપણુ હારે છે તે સુકી રાખને માટે બાવના ચંદનને બાલે છે. બોકડો લેવા અરથે ઐરાવત હાથી વેચે છે. કલ્પવૃક્ષ તોડી એરંડ વાવે છે રેજીવ શાસ્વત ઉજવલ નિરાબાધ અક્ષય સુખ તેને, વિષયમાં લપટાયો થકો કેમ હારે છે વલી તે કામાગ્નિ કેવો છે, ચરિત્રને જવલિત કરનાર છે. સમક્તિનો વિરોધી સંસાર વૃદ્ધિ કરનાર છે ચૌદ પૂર્વધરને પણ નિગોદમાં નાંખે છે. વિજલીવત્ વિષય સુખનો સ્યો પ્રતિબંધ કરવો. રાગદ્વેષ કોપ્યા થકા જેટલુ દુઃખ કરે છે તેટલુ દુઃખ શત્રુ વિષ શાસ્ત્ર પીસાચ અગ્નિપણ ન કરી સકે અર્થાત્ રાગાંધ થએલા પુરૂષને સમગ્ર દુઃખવસ થઇ રહ્યું છે. એમ નક્કી સમજવું. અહો આ સંસારમાં કર્મ જે તેણે સ્ત્રી રૂપે જાલ માંડી છે, તેમાં મુઢ મનુષ્યો તિર્યંચ સુરાસુર બંધાય છે વિષય રૂપ ભુજંગે ડસ્યા એહવા જીવો દુઃખરૂપ અગ્નિએ કરી ચોરાસી લાખ જીવ યોનિને વિષે કલેશ પામે છે. વિષયરૂપ તુરંગં વિપરીત સીખાવેલા તે મુગ્ધ લોકને ભવાટવી માંહે પાડે છે. તેણે દુષ્કર કાર્ય કર્યું કે જેણે યૌવન અવસ્થાને વિષે ઇંદ્રીય રૂપ સૈન્યને ભાગ્યુ, તે પુરૂષ ધૈર્ય રૂપ જે ગઢ તેને વલગ્યા જાણવા. તે પુરૂષને ધન્ય છે જે સ્ત્રીના કટાક્ષનેત્રે કરી પડતા નથી તેને

હું નમસ્કાર કરૂંછું. કિંબહુના એટલે ઘણું શું કહેવું. રે જીવ તું શાસ્વત સુખ વાં છે છેતો વિષય થકી વિમુખ થઈ સંવેગ રસાયણનું પાન કર એમ ઇંદ્રીય પરાજય શતક મધ્યે કહ્યું છે.

વલી મધુઆદે ત્રણ પ્રકારની મદીરા તે પીધાથી મદ કરે છે અને સ્ત્રીરૂપ મદીરાતો દીઠાથી મોહ કરે છે માટે તે જરૂર વર્જવા યોગ્ય છે પ્રજ્ઞપ્તિ આદે- શાસ્ત્રોમાં રૂથી ભરેલી વાંસની નલીમાં અગ્નિથી તપાવેલા સલીયાને દ્રષ્ટાંતે પ્રાણીયોને બાધા કરનારૂ મૈથુન છે તેને કોણ મૂર્ખ નિર્દોષ કહે, જે માટે મોક્ષભિલાખી જીવોએ તો તેને વિષ મિશ્રિત અન્નની પેઠે ત્યાગ કરવું યુક્ત છે. ઇહાં કેટલાક બ્રાહ્મણ લોકો અપુત્રીયાને ગતી નથી એમ કહે છે તે અજ્ઞાની જાણવા કેમકે તેમના શાસ્ત્રમાં કેટલાક બ્રાહ્મણોના કુમારો બ્રહ્મચારી થયેલા છે. માટે તીવ્ર મોહોદય; વિષયાભિલાખ, મૈથુન પરિણામ અજ્ઞાન ભાવે જીવ એકેંદ્રીપણાનુ કર્મ બાંધે છે. માટે હા ઇતિખેદ, ઉત્તમગતીથી પદભ્રષ્ટ થવું એટલે પંચેંદ્રી મનુષ્ય ગતીરૂપ રત્ન પદારથમાંથી જે કર્મના વશથી મૂલાપણી આદે એ- કેંદ્રીજાતી પઈસાની પાંચસેરમાં વેચાવું આ કૈવી લઘુતાઇ છે તો એવા વિષ- યાસુક્ત પણાને ધિક્કાર હો૦ અણભોગવતો થકો માત્ર યુવતીના ધ્યાનથી ભવ- સાગરમાં ડુબી જાય છે એમ જાંણતા છતા પણ વ્યભિચાર સેવે છે તેને કોણ વારી સકે. કહ્યું છે કે.

॥ दीपक पकडी जे कूपे पडे ॥ हरखे जे विषखाय चतुरनर ॥
अग्निमुके निज आवासमां ॥ तसकुण वारवा जाय चतुरनर ॥

ઇ૦ એમ જીવ વિજજીએ સ્વાધ્યાયમાં કહ્યું છે.

માટે સહેજે દારૂણ્ય દુઃખ દેનાર કામ વાસનાને ખંડી નાંખવી. કહ્યું છે કે આહાર, ૧ કષાય. ૨ ખશનીખર જે ૩ વિષયભોગ ૪ જેમ વધારીએ તેમ વધે અને જેમ વ્યાધિ ૧ વૈરી ૨ વિષ ૩ વન્હિ ૪ ની પેહેલી વાહાર કરીએ તો વૃદ્ધિ ન પાંમે, તેમજ કામાગ્નિ પ્રથમથીજ બુઝવવી શ્રેય છે. અતિલોલુપ્ત વિષયાશક્ત ન થતાં નવવાડનું સેવન કરવું જેથી ઉપશાંતભાવ પ્રાપ્ત થાય છે, સંતાનની મુરછા ઉતરવાથી શીલપલે છે.

ઇહાં સુકા માટીના ગોલાવત્ લપટાતા નથી તે ઉત્તમ પુરૂષ જાણવા તે- મને ધન્ય છે. ઇ૦

પ્રઃ— ૧૪૫ તપ ધર્મનું સ્વરૂપ સમજાવો.

ઉઃ બાહ્યાભ્યંતર મલી બાર પ્રકારનો તપ કહ્યો છે તેના ઉત્તર ભેદ અનેક છે. તપ એટલે અશુભનિકા ચિતકર્મને તપાવે બાલે તે. ઇંદ્રીય જય, યોગશુદ્ધિ, રત્નત્રય તપકષાયજય, કર્મસુદન, રત્નાવંલી, મુક્તાવલી, કનકાવલી, સિંહની ક્રિડીત ભદ્રાદિ, રોહણી તપ સર્વાંગ સુંદર પર્મભૂષણ સૌભાગ્ય કલ્પવૃક્ષ તપ, સ-

અવસરણ તપ, નંદીશ્વરતપ પુંડરીકતપ, અક્ષયનિધિતપ, ચંદ્રાયણતપ, વર્ધમાન આંબીલ તપ, ગુણરત્ન સંવત્છર, અગીઆર અંગતપ, ઉપાંગતપ, ઉપધાનાદિ તપ, વરસીતપ, માસતપ, પક્ષતપ, અઠમ છઠ ઉપવાસ તથા અંધકમુનિ આદિ ઉત્તમ પુરૂષોએ આ સેવન કર્યા સાંભલીએ છે. વિશેષ તપની વાખ્યા પ્રવચન સારો દ્વાર. ૨૭૧ મા છે હવે ચાર જ્ઞાનેયુક્ત શ્રી વીરપ્રભુજી તદભવે મોક્ષ જાણતા છએ પણ કેવો તપ કર્યો છે તે કહે છે.

બે છ માસી, નવ ચોમાસી, બે અઢીમાસી છો, બે માસી, બે દોઢ માસી, માસખમણ બાર પક્ષક્ષમણ બંહોતેર છઠ તપ ૨૨૯ અઠમ તપ ૧૨ માહાભદ્રાદિ ૧૧, પારણાના દીન ૩૪૯ સાડાબાર વર્ષ માહ ૧ શેશ સર્વ તપ જાણવો તે ચૌવિહાર સહિત આંતરા રહિત ખડાં ખડાં મૌનપણે નિંદ્રા રહિત કર્યો. શ્રી પદ્મ વિજયજી પૂજામાં લાવ્યા છે જે.

सामावार वरस जिन उत्तम वीरजी भोमीन ठाया हो केवल लहे तेहना
पद्म विजय नमे पाया तपस्या करतां हो डंका जौर बजाया हे.

માટે ખાતાં પીતાં મુક્તિ માને તે મૂર્ખ જાણવા. કેમકે સામાપૂરે તરતાં નદીનો કાંઠો કેમ પામીએ? જ્ઞાની પુરૂષો તે તપ કરતાં ઓત્સવરૂપ દીન કાઢે છે ઉપાધ્યાયજી લાવ્યા છે જે.

इच्छा रोधे संवरी परणाति समता योगेरे, तवतेएहिज आतमा ।
वरते निजगुण भोगोरे ॥ वीरजीएसर उपदीशे०

એમ ક્ષમા સહિત તપ કરતાં થકાં માહા નિર્જરા કરે તે કહે છે. જે તપના પ્રભાવથી બાહુબલ સ્વામીએ ખડાં ખડાં કેવલ લીધું. પ્રથમ જીણંદ તદભવ મોક્ષ જાણતા છતાં પણ વરસી તપ કીધો, શ્રીગોતમ છઠછઠના તપના પ્રભાવે અક્ષીણ માહાણસી આદ લબ્ધિવંત થયા. સનંતકુમાર ચક્રિ તપ પ્રભાવે ખેલો સહિત લબ્ધિવંત થયા. જે લબ્ધિથી પોતાના થુંકથી ખરડી આંગલીને કંચનવર્ણ દીસ હોય. વલી તપથી દ્રઢ પ્રહારી ચ્યાર હત્યા કરનાર પણ શુદ્ધ થયો. નંદી વિણ મુનિ તપ કરી ભવાંતરે કૃષ્ન પીતા વસુદેવજી ઘણી સ્રીયોના સ્વામી માહા રૂપવંત થયા. હરીકેશી મુનિ ચંડાલ કૂલે છતાં તપ પ્રભાવે પૂજ્ય પાદ થયા, શ્રી ઢંઢણ રૂપીની પ્રશંસ્યા શ્રી નેમનાથે તપ પ્રભાવે કરી. અરજુન માલી છ પુરૂષને સાતમી સ્રી એવં સાત માણસની ઘાત દીનપ્રતે કરનારો વીર પ્રભુ પાસે દીક્ષા લેઇ દુષ્કર તપ કરી સિદ્ધિપદ પામ્યો. વલી તપ પ્રભાવે વિદ્યાચારણ જંઘાચારણ મુનિયો મેરૂ પર્વતના શીખરને વિષે એક ફાલે કરી જીન પ્રતિમા વાંદવા અરથે જાય. ધનાકા કંદીની તપ પ્રભાવે શ્રેણિક આગલ વીરે પ્રશંસ્યા કરી. વલી સાલીભદ્રનો બનેવી ધનોજી તપ પ્રભાવે સર્વાર્થ સિદ્ધે પહોચ્યો. શ્રી રીખવદેવની પુત્રી સુંદરી સાઠ હજાર વર્ષ આંબીલ તપ લાગટ કરી શિવસુખ પામી, તે સાંભળી કોનું હૃદય ન કંપે અર્થાત્ કંપેજ, કૃષ્નના ભાઇ

બલભદ્રજી માસ ખમણ તપના કરનાર રણમાં વસનાર સ્વાપદ જે વનચર જીવોને પ્રતિબોધ કરનાર જયવંતા વર્તો. શ્રી વિશ્નુકુમાર મુનિએ સંઘનું કષ્ટ નિવારણ કરવા અરથે લાખ જોજનનુ રૂપ કર્યું તે તપનું ફળ જાણવું. ઘણું શું કહેવું સમસ્ત લોકને વિષે જીવોને સુખ શાતા વર્તે છે તે તપનો પ્રભાવ જાણવો.

હવે અજ્ઞાન તિમિર ભાસ્કર ગ્રંથ પૃષ્ટ ૧૩૭ માં કહ્યું છે જે "સાંપ્રત કરવાની શક્તિ મુજબ અનુષ્ટાન કરવું. સંઘયણ દ્રવ્ય ક્ષેત્ર કાલાદિ ઊચીત તપ જપ કલ્પ ક્રિયા કરે. અધિક કરે તો પ્રતિજ્ઞા ભંગ થાય, વચમાંથી છોડવું પડે. અનાદર બહુમાન ઊત્સાહ ભંગ થાય. આર્તધ્યાન થાય. ઇંદ્રીયોની યોગની હાની થાય માટે ઘણા લોક પ્રસંસે એહવું અનુષ્ટાન કરવું. તે પણ ઇહાં પરલોક વાંચ્છા રહિત કરવું પ્રમાદ રહિત શક્તિ અનુસારે ક્રિયા કરવી ઇષ્ટ ફુલદાઇ છે અને કર્મનો વિનાશ પણ એથીજ થાય છે કહ્યું છે કે:तप कर्म विनाशय ॥ ઇતિ વચનાત્ શરીરની મુરછા ઊતરવાથી તપ થાય છે.

વળી ઊપદેશમાળાની ગાથા ૫૦૯ માં પણ કહ્યું છે જે વ્રતોને વિષે દુષણ ન લાગે, સંજમાદિ વ્યાપાર હાની ન પામે ઇંદ્રીયો ક્ષય ન પામે એટલે ઇંદ્રીયો સુમતિ આદે પાલવા સીથીલ ન થાય. માઠું ધ્યાન ન થાય એહવો તપ તે આત્માને હીતકારી છે. માટે જે પ્રભાવ તપ હાની ન પામે તેમ દ્રવ્ય તપનો ઉદ્યમ કરવો એજ સાર છે. ઇતિ સ્યાદવાદ યદ્યપિ તપ છે તે ઇંદ્રીયોના વિષય વિકારને મંદ કરનાર છે અને મોહ કટકને જીતનાર છે એ નિઃસંદેહ છે તથાપિ શક્તિ આચરતાં પ્રણામ નિધારા પડી જાય કહ્યું તે કે.

उचित क्रियानिज शक्ते छंडी जे अती बेगे चढता, भव स्थिति परिपक्क थया विए, जगमां दीशे पडता, धन्य ते मुनिवरारे जे चाले समभावे ॥ १

ઇહાં વિસ્થાનકના મધ્યે તો કહ્યું છે જે.

पांचे इंद्री जीणे वस्य कीधी, टाल्या विषयक्र षायरे ।
कहे जिन हर्ष सदाहुं प्रणमुं, ते तपस्वानी पायरे ॥ १ ॥

અર્થાત્ ઇંદ્રીયોને વસ્ય કરનાર અને વિષય કષાયને જીતનાર એ તપસ્વી જાણવો, તેમજ છતી સામર્થ્ય મન વચન કાયાના યોગને ધર્મ વ્યાપારમાં જોડે નહી તો વીર્યાચારના અતિચાર લાગે, એ પૂર્વોક્ત તપ ક્ષમા સહિત કરતાં થકાં નિકચીત કર્મને પણ ક્ષય કરે છે અહો ઇતિ આશ્ચર્ય. સ્વલ્પ સલ્ય વસ્તુનો ત્યાગ કરવાથી પણ ઇચ્છાનો રોધ ( અટકાવ ) થાય છે માટે અનુક્રમે ચઢતે ચઢતે રંગે વિરતિ કરવાથી ઇચ્છા રોધ રૂપ મહોટો સંવર થાય છે, અને ઇચ્છાનો અટકાવ કરવા સારૂ જ તપ કરવો છે. ઇતિ રહસ્ય.

પ્રઃ ૧૪૫–ભાવ ધર્મનું સ્વરૂપ સમજાવો.

ઊ–ચુના વિનાનું તંબોલ રંગ ન આપે તેમજ ખટવ્યા વિના વસ્ત્રાદિકે રંગ ન બેસે, તેમ દાન શીલ તપ ભાવના એ ચારે પણ અંતઃકરણ શુદ્ધ ભાવ વિના નિસ્ફલ જાણવાં. મણી રત્ન ઔષધી મંત્ર યંત્ર તંત્ર જડીબુટી, દેવ

ઊપાસના, ભાવ વિના સિદ્ધ ન થાય. વલી ભાવના વસે પ્રશ્નચંદ્ર રાજર્ષિએ મુહુર્ત માત્રમાં કેવલ જ્ઞાન લીધું, આપણી ગુરૂણી ચંદન બાલાની સેવના કરતી અને પોતાના દુષણની નિંદા કરતી કેવલ જ્ઞાન પાંમી એવી મૃગાવતસા દ્વિ-જયવંતી વર્તો. ઇલાચી પુત્ર મહોટા વાંસ ઊપર નટડી મોહેરે ચઢેલા ત્યાં મુનિ-વરને કોઇ ગૃહસ્થ ગૃહે ગોચરી ગયેલા દેખીને શુદ્ધ ભાવ કેવલ જ્ઞાન પામ્યા છે. કપીલનાં મે બ્રાહ્મણ મુનિને અશોકવની કાનામેવાડી માંહે આપણ મનથી જે.

जहा लाहो, तहा लोहो, लाहा लाहो पवढ्ढइ ॥
दोमासाकणय कज्जं । कोडीए न नीवइ ॥ १ ॥

એ ગાથાને અર્થ ધ્યાતો થકો જાતીસ્મરણ પામી અનુક્રમે કેવલી થયો. વાસી ઊદન ; જે કરંબાદિકનો આહાર સાભે તે પછી નિમંત્રણા પૂર્વક શુદ્ધ ભાવથી ખાતો થકો કેવલ જ્ઞાન પામ્યો એવો કુરગડુ મુનિ જયવંતો વર્તો. પાછલ ભવે આચાર્ય પડે હું તો, જ્ઞાનની આશાતના પ્રભાવે મૂર્ખ થયો તે આપણુ નામધ્યા તો થકો માસ તુસ મુનિ કેવલ જ્ઞાની થયો. હાથી ઊપર ચઢીને આવેલી મરૂ દેવી માતા શ્રીરીખવ દેવની અષ્ટ પ્રાતિહાર્યની રીદ્ધી દેખીને શુદ્ધ ભાવે શુકલ ધ્યાના રૂઢ થઈ સિદ્ધિ પદ પામી જંઘાનુ બલહીણ થયેલું એહવા અનીકા પુત્ર આચાર્ય ઊપર ભક્તિવંત વૈયા વચ્ચ કરતી થકી પુષ્પ ચુલા સદ્ધિ કેવલ પામી. શુદ્ધ ભાવે ગૌતમ શીષ્ય ૧૫૦૩ તાપસોને કેવલ જ્ઞાન થયું. ખંધક સૂરિના શીષ્ય. ૫૦૦ સાધુ ઘાંણીમાં પીલાતાં પણ સમાધિ પણે જીવ પુદગલ ન્યારાગણી કેવલ જ્ઞાન પામ્યા, નગોડના ફુલે કરી શ્રીવીરના ચરણને પૂજવાની વાંચ્છા કરતી છતી દુરગતા નામે સ્ત્રી ઊત્તમ ભાવથી દેવલોક ગઇ, શ્રીવીરને વીંદવા સારૂ વાવ્યમાંથી નિકલતો દેડકો માર્ગમાં ચાલતાં શ્રેણિકના ઘોડાના પગે મરણ પામી પોતાના નામે ઓલખાય એહવે, સુધર્મ દેવલોકે દદુર નામે દેવ થયો.

વલી ભાવના વશથી શ્રાવકા મુનિને વાંદવા જતાં પાથીના પૂરે ભરેલી નદીએ માર્ગ આપ્યો, શ્રીચંદ્ર રૂદ્ર આચાર્ય ગુરૂએ દંડ પ્રહારે માર્યો થકો તેમને શિષ્ય નવ દીક્ષીત તે જ અવસરે શુદ્ધ લેસ્યાએ કેવલજ્ઞાન પામ્યો. સમકિતનું બીજ ભૂત અને આત્મ ધર્મને સખાઇ મોક્ષ સુખદાઇ એહવો ભાવ ધર્મ તેજ શ્રેષ્ટ છે, વલી ભરતાદિક ઘણા સિદ્ધિ પદ પામ્યા છે તે અત્રે ગ્રંથ ગોરવના ભ-યથી લખતા નથી. એમ ભાવ કુલક પ્રકર્ણે કહ્યું છે. પુનઃ भावमा भवनाशनी ઇતિ વચનાત્, અર્થાત્ સંસારને ઊચ્છેદ કરનાર એહવી અને, યમ ભાવના છે તે તમારા હૃદયમાં નિરંતર વસો. ॥ સમ્યગ્ જ્ઞાન બલથી ભાવ ધર્મ સધાય છે. ઇ.

પ્રઃ-૧૪૬ શ્રુત ધર્મ કોને કહીએ કેમકે જૈની તથા અન્ય મતાવલબી પણ પોત પોતાના શાસ્ત્રને શ્રુત ધર્મ કહે છે, તે વારે ખરૂં શું સમજવું.

ઊ—શ્રુત ધર્મ જીહાં ત્રીકોટી શુદ્ધ છે. એટલે આદિ, મધ્ય, અંત, શુદ્ધિ વિધ, નિષેધ્યાદિકની વાખ્યામાં પરસ્પર અવિરોધ પણ હોય, અને તેની સુવર્ણની પેરે કસન, છેદન, તાણી તાપ નથી પરીક્ષા થાય છે જેથી શ્રુત ધર્મ અને કરંત સર્વજ્ઞ ભાષિત્ સત્ય છે. પરંતુ અન્ય મતવાલાનાં શાસ્ત્ર સમ્યગ્ શ્રુત નહી. એ તો શાસ્ત્ર રૂપ જાણવાં, કેમકે ત્રીકોટી અશુદ્ધ છે માટે, જેમકે આદિમાં અહિં શા ધર્મ લખે છે. મધ્યમાં ક્રિયા કાંડ કર્મ કાંડ હોય છે અને અંતે યજ્ઞ હોમાદિમાં જીવ વધની વાખ્યા હોવાથી નામ માત્ર શ્રુત ધર્મ કહેવાય પણ શ્રુત ધર્મ નહી. શ્રુત ધર્મની વાખ્યા ધર્મબીદું ગ્રંથમાં સવિસ્તર પણે કરી છે ત્યાંથી જોવી આ ઊપરથી સમજવાનું છે જે સર્વે પોત પોતાનાં શાસ્ત્રી અને ધર્મ અંગીકાર કરે છે. પરંતુ સ્વમત પરસ્પર વિરૂધ ભાવ હોવાથી તે સર્વે અજ્ઞાનિ કૃત્ય જાણવાં, અને શ્રીજૈનાગમ રૂપ શ્રુત ધર્મ તો આદિથી અંત શુદ્ધિ પદ પદે જે વાખ્યા ચાલી હોય તેને મળતી સર્વ સ્થલે ચાલી જાય જે માટે નયનિ ક્ષેપે કરીને એકાંત હોવાથી સર્વજ્ઞ ભાષિત સિદ્ધ થાય છે. અર્થાત્ જૈન શાસ્ત્રના કર્તા સર્વજ્ઞ તીર્થંકર ભગવાંન જ છે. તેમ જ શુદ્ધ ધર્મ દેખાડનાર પણ એજ છે.

પ્ર:-૧૪૭ એકત્ર સજીવની અનુકંપા અસંખ્યાતા થાવરાદિકજી હેવ હણાય છે જે માટે, ત્રસાતુરને કાચુ પાણી પાતાં અને ભુખ્યાને સચિત ભોજન દેતાં શું લાભ છે ?

ઊ—પંચેંદ્રી જીવની અનંતિ પુન્ય પ્રકૃતિ છે. જેને દેખી અનંતાનું બંધી કષાયખાત પડે. હૈયામાં કુરૂણા ઉપજે. પંચેંદ્રીની અનુંપાથી શુભ પ્રણામ વડે પુન્યાનું બંધી પુન્ય પ્રકૃતિ બાંધે, પૂર્વના અશુભ કર્મની નિર્જરા પણ કરે. એકેંદ્રીની પુન્ય પ્રકૃતિ ઘણી થોડી છે. અસંખ્યતા સમુદ્રના પાણીના જીવની પુને થકી એક પંચેંદ્રી જીવની અનંત પુને જાણવી હવે પ્રસંગે વ્યાવહારથી વિરાધનાનું ફલ કહે છે. પૃથિવ, અપ, તેઊ, વાઊ એ ચાર થાવર થકી વનસ્પતિકાયના એક જીવની વિરાધના અનંત ગુણી અધિક જાણવી. તેથી એક બેરેંદ્રીની વિરાધનાનું પાપ અસંખ્યાત ગુણ છે તેથી એક લાખ ગુણ જાણવું તેથી એક ચૌરેંદ્રીનું હજાર ગુણુ પાપ જાણવું તે ચૌરેંદ્રી થકી એક પંચેદ્રીનું પાપ સો ગુણુ અધિક જાણવું ઇતિ વ્યવહાર ફલં નિશ્ચય નયમતે તો પ્રણામ વસે ન્યુનાધિક પાપ લાગે છે. જેહવા જીવના અધ્ય વસાય તેહવું પાપ લાગે, માટે પ્રણાંમની પ્રબલતાથી લાભાલાભ જાણી યથા યોગ્ય વર્તવું,

પ્ર:-૧૪૮ એક વાર જીવને હણ્યો હોય, ખોટુ આલ નાખ્યુ હોય, ચોરી કરી હોય ઇત્યાદિ પાપસ્થાન સેવેલુ કેટલી વાર ઊદય આવે.

ઊ—જગન્યથી દશ ગુણો ઊદય આવે એટલે એકવાર કોઈ જીવને માર્યો હોય તે દશ વાર મારનારો થાય. દશવાર આલ આપે, દશ ગુણી વસ્તુ આપે એટલે એક રૂપૈયો ભુલવી લીધો હોય તે દશ આપે છુટે એ સામાન્ય પણે વ્યવહારથી જાણવું. નિશ્ચયથી તો તિવ્ર ભાવે વધાદિક કરનારો । સો ગુણોતે

લાખ ગુણો ક્રોડ ગુણો કોડા કોડી અતી બહુ, જેહવા કષાયે કર્મ બાંધ્યું હોય, તેહવું કર્મ ઊદય થાય, એમ ઊપદેશ માલાની ગાથા. ૧૭૭થી જાણવું ઇતિ ભાવ.

પ્રઃ—૧૪૯ છ પ્રકારે જીવ ઘણાં કર્મ બાંધે છે તે કીમ.

ઊઃ—૧ રાગ, ૨ દ્વેષ ૩ આર્તધ્યાન, ૪ રૌદ્રધ્યાન ૫ વિષય, ૬ કષાય, એ છ પ્રકારે આત્મા ઘણાં કર્મ બાંધે છે, તે કહે છે, રાગદ્વેષ જીવના પ્રણામમાં વર્તે છે તેથી કર્મ બંધાય છે તે ઊદય આવ્યાથી આર્તરૂદ્ર ધ્યાન થાય તેથી વિષય કષાય સેવે તેથી ઘણા કર્મ બંધાય તેથી ભવ સંતતિ વૃદ્ધિ પામે છે. માટે પૂર્વોક્ત છ પ્રકાર સંસારના બીજને બાળવા ઉદ્યમ કરવો.

પ્રઃ—૧૫૦ જીવને જમ લેઇ જાય છે તે ખરૂ છે કે નહી. અને તે જીવને કર્મ કેવી રીતે શોધી કાઢે છે?

ઊઃ—સ્થુલ શરીરમાંથી નિકળેલા અરૂપી જીવને કોઇ પકડનાર નથી. અનંતા જીવ સાથેજ જંન્મ મરણ કરે છે. વળી યમ (દુત) મરે છે તેને કોણ લેઈ જાય છે, માટે આયુકર્મ અને ગતી નામ કર્મના ઉદયથી જીવ પરભવમાં જાય છે. જેમ દોરાવાલી સોયને ચમક પાષાણ આકર્ષણ કરે છે તેમ નરકાદિ ગતીનું સ્થાન તે ચમક પાષાણ સમાન છે અને આયુ ગતી નામ કર્મ તે લોહની સુઈ સમાન છે. અને જીવ દોરા સમાન છે. શુભાશુભ કર્માનુસારે અનુપૂર્વે જીવને ખેંચી લે છે અને તે કર્મ પણ કર્તાને સોધી કાઢે છે.

तद्यथा.

यथा धेनु सहस्त्रेषु वत्सो विंदति मातरं,
तथा पूर्व कृतं कर्म, कर्तार मनुगच्छाति. १

ભાવાર્થઃ—હજારો ગાયોમાં વાછડુ પોતાની માતાને શોધી કાઢે છે તેમજ પૂર્વના કરેલા કર્મ તે જીવ કર્તાનિ સાથે જાય છે, એટલે તેને સોધી કાઢે છે.

આ ઉપરથી જીવને જમ લેઈ જાય છે એવી ભોળા લોકોની ભ્રમણાનો છેદ થયો છે.

પ્રઃ—૧૫૧ ઇશ્વરને કર્તા માનવામાં શું હરકત છે કેમકે વસ્તુ પદાર્થ કર્તા વિના કેમ બને?

ઊઃ—ઇશ્વરે કૃતકૃત્ય જે કરવાનુ તે પૂર્ણ કર્યું છે અર્થાત સિદ્ધિ સાધન કર્યુ છે; હવે શું બાકી છે જે કરે. ઈશ્વરને રક્ષક કહે તો પણ દુષણ છે કેમકે ભુખ ત્રશ રોગી સોગી ફાંસી, કેદી ચોર ક્રોધી દ્વેષી દુર્ગતી પાતાદિની રક્ષા કેમ કરતા નથી, વળી કહેસો જે જેહવું પુન્ય પાપ કર્યું છે તેહવું ફળ આપે છે, તે વારે ઇશ્વરે પ્રથમથીજ પાપ કરતાં કેમ નિવાર્યું નહી. એહવી શક્તિ નહી તો સર્વ શક્તિમાન કેમ કહીએ. પાપ અને તેનું ફળ જે ભુખ ત્રશા રોગાદિથી મુક્ત ન કરે તો ઇશ્વર દયાળુ સ્યાંના. વળી કહે જે રાજાની પેરે જેવાં કામ કરે તેને ઇશ્વર તેવી શિક્ષા કરે છે, પરંતુ તે પણ અયુક્ત છે. કારણ કે રાજાને ચોરાદિ-

ક્રને બંધ કરવાની શક્તિ નથી અને ઈશ્વરને તો તમે સર્વ શક્તિમાન ગણો છો, વળી પાપીયોને પાપથી બંધ નહી કરવાથી ઇશ્વર દયાળુ નથી, વળી ઈશ્વર જાંણીને પાપ કરાવે છે અને વળી દંડ આપે છે માટે અન્યાઈ છે. અને જાંણુ નહી કહેશો તો અજ્ઞાની છે જાંણીને રોકે નહી તો નિર્દઇ અસમર્થ, પક્ષપાતી રાગી દ્વેષી સિદ્ધ થાય છે. સારાંશ એ છે જે સર્વ જીવ જડ ચેતનના નિમિત્તથી પોતપોતાનાં પુન્ય પાપનાં ફલ સુખ દુઃખ ભોગવે છે તેને ઇશ્વર કૃત્ય કહેવું એ ભોળા લોકોને ભ્રમજાળમાં નાંખવા જેવું છે. ઈશ્વરને જગતના કર્તા હર્તા કહેવાથી પૂર્વોક્ત અજ્ઞાની નિર્દઇ, અન્યાઇ, અસમર્થાઇ, આદ દુષણોનો સંભવ થાય છે. વળી કર્તાને કર્મ લાગે છે અને પ્રભુ તો નિરંજન એટલે કર્મલેપથી રહિત છે કર્તાને ભોક્તા હોય એટલે જે કર્મ કરે તે ભોગવે જેથી ભવચક્રમાં ભમવું પડે માટે ઇશ્વર હોય તે ગર્ભવાસમાં આવી અવતાર લેજ નહી.

यथा अनुष्टुप छंद.

दग्धे बीजे यथा त्यं त्यं प्रभुर्भवतिनांकुर,
कर्म बीजे तथा दग्धे नरोहति भवांकुरः ॥ १ ॥

ભાવાર્થ—જે બીજ બલી ગયું તેનો ફરી અંકુર ઊગે નહી. તેમજ કર્મરૂપ બીંજ બલી ગયું તેનો ફરી ભવરૂપ અંકુર થાય નહી. આ કહેવાથી વિશ્નુલોકો પ્રભુને અવતારી કહે છે તે મતનું ખંડન થયું.

પરમેશ્વરને ફરી ગર્ભાવાસ ધારણ કરવાનું કાંઇ પ્રયોજન નથી. કર્મનો કર્તા ચેતન છે. તે કર્મદલ લોહ અગ્નિવત્ જીવ સાથે એકમેક રહેલાં છે તે ઉદય થવાથી શુભાશુભ ફલ આપે છે. ઇહાં કર્મ જડરૂપ છે, પરંતુ જેમ ઝેહેરી વસ્તુ ખાનારને મારે છે તેમ તે કર્તાને લાગુ પડે છે. વલી મદીરાવત્ ચેતનને મુઝવે છે. ઈહાં આલંબન ભૂત પરમેશ્વરને ઉપચારે સુખના કર્તા કહીએ પણ નિશ્ચયથી શુભાશુભનો કર્તા ચેતન છે, પ્રભુજી અનંત શક્તિવંત છે પણ ફોરવે નહી, કારણ, રાગદ્વેષવાળાને મીત્રભાવ શત્રુભાવ હોવાથી એકને રાજ આપે બીજાને કીંકર કરે, તે ઇહાં વીતરાગને ન ઘટે માટે પ્રાક્રમ ફોરવે નહી. આ વિષે વધારે ચરચા જોવી હોય તો પ્રકરણ રત્નાકર બીજા ભાગમાં આસ્તિક નાસ્તિકનો સંવાદ તથા જૈનતત્વાદર્શ ગ્રંથ અવલોકન કરવો.

પ્રઃ—૧૫૨ કર્મ તે શું અને તે કર્મને અન્ય મતીયો કેવા રૂપે માને છે.

ઊ—તૈલાદિકથી શરીર ચોપડીને કોઇ પુરૂષ નગરમાં ફરે તે વારે તેને શરિર ઉપર સુક્ષ્મ રજ પડવાથી તૈલ સંજોગે પરિણામાંતર થઈ મલરૂપ થાય છે. શરીરમાં ચીકાશ થાય છે તેમજ જીવને હિંશાદિ અઢાર પાપસ્થાનરૂપ જો અંતઃકરણના પરિણામ છે તે તૈલાદિ ચીકાશ સમાન છે, તેમાં જો પુદગલ જડરૂપ મલે છે તેને વાસનારૂપ સુક્ષ્મ કાર્મણ શરીર કહે છે, એ શરીર જીવની

સાથે પ્રવાહથી અનાદિ સંબંધવાલુ છે એ શરીરમાં અસંખ્ય તરેહની પાપ પુન્યરૂપ કર્મ પ્રકૃતિ સમાઇ રહી છે. તેને જૈનમાં કર્મ કહે છે. સાંખ્ય મતવાલા પ્રકૃતિ કહે છે. વેદાંતી કમાયા કહે છે, નૈયાઇક વૈસેસીક અદ્રષ્ટ કહે છે. બૌદ્ધ વાસના કહે છે. અને વિના સમજે લોક એહવા કર્મને ઇશ્વરની લીલા કહે છે. પરંતુ સર્વજ્ઞ વિના એહવા કર્મની વિચિત્ર ગતીનું સ્વરૂપ કોણ કહે માટે જૈન તેજ સર્વોત્કૃષ્ટ છે. એ અવિસંવાદ અને કાંત જાણવું. ઇહાં જીવ અરૂપીને કર્મ રૂપી છતાં કેમ લાગે છે. તે વિષે સમજવું જે આકાશ અરૂપી અને ઘટાદિક રૂપી તેહને સંબધ છે તેમ આત્માને કર્મ સંબંધ છે,. ધર્મ સંગ્રહણી વચનાત.

પ્રઃ—૧૫૩ કર્મ કેટલી પ્રકારનાં અને તેનું કાલમાન તા. આવણે, પ્રકૃતિ, સ્થિતિ, રસ, પ્રદેશ બંધોધ્યા શાસ્ત્રાનુંસારે કહો.

ઊઃ—કર્મ ગ્રંથાદિ સાસ્ત્રમાં અષ્ટ કર્મનું સ્વરૂપ વિસ્તારથી દર્શાવ્યું છે તેમાંથી કીંચીત ભાવ લીખ્યતે, જ્ઞાનાવર્ણી આદે આઠ દ્રવ્ય કર્મ કહીએ અને રાગદ્વેષ તે ભાવકર્મ કહીએ એ આઠ કર્મ જીતવાથી સિદ્ધને આઠ ગુણ પ્રગટ થાય છે, તે કહે છે.

૧ અનંતજ્ઞાન, ૨ અનંત દર્શન, અવ્યાબાધ સુખ, ૪ યથાખ્યાત ચારિત્ર ૫ અક્ષય સ્થિતિ ૬ અરૂપી ૭ અગુરૂ લઘુ ૮ અનંતવીર્ય એવં અનુક્રમે જાણવા.

હવે મિથ્યાત્વ અવિરતિ કષાયયોગ એ ચાર હેતુ એ કર્મ આવે છે તેના ચાર બંધરૂપ ચાર થંભ કહે છે.

प्रकृतिसमुदाय स्यात्, स्थितिकाला वधारणं,
अनुंभागो रसोज्ञेयः । प्रदेशोदल संचयः ॥ १ ॥

ભાવાર્થઃ—૧ સ્થિતિ, રસ, પ્રદેશ એ ત્રણ બંધનો જે સમુદાય તેને પ્રકૃતિ બંધ કહીએ.

૧ અધ્યવસાય વિશેષે કરી ગ્રહણ કરેલાં જે કર્મ દલીકના કાલનો જે નિયમ તે સ્થિતિ બંધ કહીએ.

૩ કર્મના પુદ્‌ગલોના શુભાશુભ વા. ઘાતી અઘાતી જે રસ તે અનુભાગ વા રસ બંધ કહીએ.

૪ સ્થિતિ તથા રસની અપેક્ષા વિના કર્મ પુદ્‌ગલોના દલીકોનું જે ગ્રહણ કરવું તેને પ્રદેશ બંધ કહીએ.

એવં ચાર બંધ મોદક દ્રષ્ટાંતે જાંણવા.

વલી વિશેષ કહે છે—કોઇ કર્મની પ્રકૃતિ જ્ઞાનને આચ્છાદન કરનારી, કોઇનો સ્રભાવ દર્શનને આવર્ણ કરવાનો કોઇ આનંદ દેનારી, કોઇ સમકિતને ઘાત કરનારી ઇત્યાદિને કર્મ પ્રકૃતિ કહીએ. ૧ કોઇ ત્રીસ કોઇ કર્મ સીતેર કોલકોડી સાગર શુદ્ધિ ટકી શકે છે તેને કર્મ સ્થિતિ કહીએ. ૨ તેજ કર્મને વિંષે કોઇમાં એકઠાંણીયો કોઇમાં બહુ ઠાંણીયો રસ હોય છે તેને અનુભાગ કહીએ. ૩ તેજ કર્મને વિષે કોઇમાં અલ્પ પ્રદેશ હોય કોઇમાં ઘણા હોય ઈત્યાદિ પ્રદેશોના સંચયને પ્રદેશ બંધ કહીએ. ૪ તે કર્મની મુલ પ્રકૃતિ આઠ છે. ઉત્તર પ્રકૃતિ.

૧૫૮ છે તે મિથ્યાત્વાદકના મેલાપે કરીજીવને વ્યાપારે આકર્ષણ કરેલી કર્મવર્ગણા એટલે કર્મ પુદ્‌ગલસમુહ તેને આવર્ણ કહીએ, હવે તે જ્ઞાનાવર્ણ આદેની વીશેષ સમજુતી આપે છે. તે નીચે મુજબ સમજવું.

૧ વિશેષ બોધજ્ઞાનનું આચ્છાદન કરે, ઢાંકે, આવરે તે જ્ઞાનાવર્ણ કહીએ, આંખના પાટા સમાન તેની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમની જાણવી ત્યાં સુધી ટકી શકે છે.

૨ તેમજ સામાન્ય બોધરૂપ દર્શનનું આચ્છાદનને દર્શનાવર્ણ પ્રતિહાર સમાન ત્રીસ કોડાકોડી સાગર સ્થિતિ.

૩ સુખ દુઃખરૂપપણે અનુભવ કરાય છે તે વેદની કર્મ અસિધાર મધ લેપવત્ ત્રીશ કોડાકોડી સાગર સ્થિતિ.

૪ સદઅસદ વિવેકથો જે વિકલ કરો નાંખે મોહ ઉપજાવે તે મોહની કર્મ, મદીરા સમાન સીતેર કોડાકોડી સાગર સ્થિતિ.

૫ જેથી ગત્યાંતરે જવું થાય વા ભવાંતરે નિશ્ચય ઉદય આવે તે આયુકર્મ હેડા વા બેડી સમાન, તેત્રીશ કોડાકોડી સાગરમાન.

૬ જે જીવ પ્રતે દેવાદિ ગતી એકેંદ્રીયાદિ જાતી પ્રમુખ પર્યાયના અનુભવને કરે તે નામ કર્મ ચીતારા સમાન. વીશ કોડાકોડી સાગર સ્થિતિ.

૭ જેણે કરી આત્માને ઊંચ નિચ શબ્દે કરી બોલાવાય છે તેને ગોત્ર કર્મ કહીએ. કુભાર ગટવત્ વીશ કોડાકોડી સાગર સમાન.

૮ જેણે કરી દાંનાદિક લબ્ધિયોનો નાશ થાય છે તે અંતરાય કર્મ ભંડારી સરખું ત્રીશ કોડાકોડી સાગર સ્થિતિ જાંણવી.

કર્મ એટલે જીવે મિથ્યાત્વાદિ હેતુએ કરીને જે આત્મા સાથે પુદ્‌ગલ બાંધીએ તેને કર્મ કહીએ. यथा क्रीयते इति कर्म, इति व्युत्प त्या–જે કરાય તે કર્મ કહીએ, તેના પુદ્‌ગલ અંજન ચુરણથી ભરેલા ડાભડાની પેઠે સર્વ લોકાકાશમાં નિરંતર વ્યાપી રહ્યા છે તેને ક્ષીર નીરની પેરે કર્મ વર્ગણા દ્રવ્ય અને આત્માનો તાદાત્મ સંબંધ જે કારણ માટે થઈ રહેલો છે તે માટે કર્મ કહેવાય છે, તે જીવે કરી કરાય છે. કર્મ દલને વિષે અનંત પ્રદેશીયા સ્કંધ તેના પ્રદેશ પ્રતે અનંતારસાણુએ યુક્તને કર્મપણ જીવ ગ્રહણ કરે છે. આત્મત્વપણું સમાન છતાં પણ કોઇ રંક કોઇ રાજા છે. કોઇ મુર્ખા, કોઈ પંડીત, કોઇ એકેંદ્રી, કોઇ પંચેદ્રી, ઇત્યાદિ અંતર, કર્મનુ નિબંધ છે, માટે કર્મ પુદ્‌ગલ સ્વરૂપી છે.

હવે તે કર્મ શુકલ ધ્યાનંરૂપ તીપ્ર અગ્નિએ કરી ટલે છે જેમ સુવર્ણાદિ ધાતુને પાષાણુનો અનાદિપણે મલ સબધ તીવ્ર અગ્નિ સંજોગે બલે છે તેમ. પછે શુદ્ધાત્મ સ્વરૂપ પ્રગટ થાય છે તેને પછે કર્મ બંધ ન થાય સકલ લોકો જ્ઞાનાવર્ણી કર્મના ક્ષયોપશમને લીધે ચતુર થઇ બુદ્ધિબલે સુક્ષ્મ વસ્તુનો વિચાર કરવા સમર્થ હોવાથી સુખ વેદે છે. વલી સુખ દુઃખ કારણ કર્મ છે એમ જાણી તે સમભાવે વેદે છે. તેથી નવાં કર્મ બાંધતા નથી. અને અજ્ઞાની જીવ ઉદય આવ્યા કર્મ વેદે છે. અને નવાં કર્મ અશુભ ભાવે બાંધે છે

માટે જ્ઞાતા શ્રેષ્ઠ છે. તે જ્ઞાન પાંચ પ્રકારે નિચે મુજબ જાણવું.

૧ જાણે તે મતિ કહીએ, પાંચ ઇંદ્રિયો તથા મનોધારે કરી નિયત વસ્તુને જેણે કરી જણાય વા મનાય તેને મતિજ્ઞાન કહીએ તેના ૨૮ ભેદ છે. ઇહાં સમકિતની દ્રષ્ટી તે મતિજ્ઞાન અને મિથ્યાત્વની બુદ્ધિ તે મતિ અજ્ઞાન.

૨ શ્રવણં શ્રુતં—એટલે જે સંભલાય તેને શ્રુત જ્ઞાન કહીએ તેના ૧૪ ભેદ છે.

૩ ઇંદ્રીયાદીકની અપેક્ષા વિના આત્માને વિષે જે સાક્ષાત અવધાન એટલે અર્થ ગ્રહણ થાય છે. તેને અવધી જ્ઞાન કહીએ તેના ૭ ભેદ છે.

૪ મનનું સર્વથકી જાણવું તેને મન પર્યવ જ્ઞાન કહીએ વા મનચિંતનાનું ગત પરિણામ તેનું જે જ્ઞાન તેને મન પર્યવ જ્ઞાન કહીએ. તેના બે ભેદછે.

૫ કેવલ એટલે એક અર્થાત્ જે મતી આદિ જ્ઞાનની અપેક્ષા વિનાનું હોય તેને કેવલજ્ઞાન કહીએ, ત્રણ કાલનો યથાવસ્થીત ભાવ જેથી પ્રગટ થાય તેને કેવલજ્ઞાન કહીએ તેનો એકજ ભેદ છે તે સર્વોત્તમ છે. હવે પ્રથમ જો મતિ શ્રુત એ બે જ્ઞાન હોય તો જે પછી અવધી આદિ બીજાં જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે માટે પહેલું મતિ આદિ ગણાય છે. મતિ તે શ્રુતનું કારણ છે અને શ્રુત જ્ઞાન તે મતિનું કાર્ય છે. અવધિ મન પર્યવ કેવલ એ ત્રણ પ્રત્યક્ષ જ્ઞાન આત્મ ઉપયોગનાં છે જાતી સ્મરણ જ્ઞાન તે મતિજ્ઞાનમાં ધારણાનો ભેદ છે. ચાર પ્રકારની બુદ્ધિ તે પણ મતિજ્ઞાનના ભેદમાં છે, તે કહે છે.

૧ રોહાની પેરે ઉપજે તે પહેલી ઉત્પાતીકી બુદ્ધિ વા મતિ કહીએ, જે અદીઠી સાંભલી ઉપજે તે.

૨ ગુરૂનો વિનય કરતાં બુદ્ધિની વૃદ્ધિ થાય તે વિનયકી બુદ્ધિ કહીએ.

૩ કાર્ય કરતાં કરતાં અભ્યાસ વિશેષ બુદ્ધિ થાય તે કાર્મીણી બુદ્ધિ કહીએ.

૪ વયના પરિપાકથી વૃદ્ધને બુદ્ધિ ઉપજે તે પરિણામીકી બુદ્ધિ જાણવી. ઇo પુનઃ ૧ અવગ્રહ મતિ પ્રથમ વસ્તુ ગ્રહણ તે. ૨ ઇહામતિ—વિચારવાનું ૩ અપાયમતિ—તે વસ્તુનો નિર્ણય કરવો. ૪ ધારણમતિ—ધારી રાખવો તે. ઈo હવે શ્રુત જ્ઞાની તે દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવથી ઉપયોગી થકો સર્વ ભાવને જાણે દેખે માટે કેવલી સરખો કહીએ. ઇહાં ઉત્તર ભેદની વાખ્યા ઘણી સમજવા યોગ્ય છે. પણ ટુંકામાં બસ છે. મતી શ્રુત એ બે ઇંદ્રીજનીત છે. એટલે પાંચ ઇંદ્રી છઠું મન તેના જોગથી થાય છે માટે આત્મ અને પરના સંજોગે થાય છે.

શીષ્ય—એકેંદ્રીને વિશે શ્રુત કેમ સંભવે.

ગુરૂ—પારો સ્રીનું રૂપ દેખી દોડે છે અને બકુલાદિકનું ફુલ ખીલે છે તે લેખે એકેંદ્રીને શ્રુત કહ્યું છે.

"મિથ્યાત્વ અવિરતિ કષાય યોગ, એ ચાર મૂલ ભેદ તેના ઉત્તર ભેદ ૫૭ છે. જેથી કર્મ આવે છે માટે આશ્રવ કહીએ. ઈહાં કર્મ વિપાકનામા પહેલા કર્મ ગ્રંથને વિષે આઠે કર્મના બંધ હેતુ કહ્યા છે તે મધ્યેથી પ્રથમ જ્ઞાનાવર્ણીના બંધ હેતુ કહે છે.

૧ પાંચ જ્ઞાનની, જ્ઞાનવંતની, જ્ઞાનોપગરણની પ્રત્યનીકતા જે અનિષ્ટપણું પ્રતિકુલપણું કરવું, જ્ઞાન જ્ઞાનીનું માઠું થાય તેમ કરે, જ્ઞાનદાયક ગુરૂ ઓલવે જાણને અજાણ કહે, જ્ઞાનનો અગ્નિશસ્ત્રાદિકે વિનાશ કરે જ્ઞાનવંત તથા જ્ઞાનોપગરણ ઉપર દ્વેષ કરતાં અંતરંગ અરૂચી મત્સર ધરતા ભણતાને અંતરાયને અનપાણી વસ્તી વસ્ત્ર નીષેધતાં કાર્યાંતરે જોડતાં વાર્તાતરે લગાવતાં પઠનવિછેદ કરતાં જ્ઞાનવંતની આશાતના કરતાં, મર્મ પ્રકાશવે કરીને આલદેવે કરી. પ્રાણાંત કષ્ટ દેવે કરી. આચાર્યાદિકને અવિનયે, અકાલે સઝાય કરતાં યોગોપધાન હીણ ભણતાં, અસઝાયે સઝાય કરતાં જ્ઞાનોપગરણ પાસે છતાં લઘુ નીતી વડી નીતી મૈથુન કરતાં, પગ લગાડતાં, થુંક લગાડતાં, જ્ઞાન દ્રવ્ય વિણાસતાં, ઉવેખતાં, જ્ઞાનાવર્ણ કર્મ બાંધે.

હવે કેટલાક લોકો લખેલા કાગલ પલાડી કુટીને ટોપલા ત્રાજવાં કરે છે, વલી કેઇક ગુદાએ (ગાંડે) ધસે છે અને કેઇ વડીનીત જે વાડામાં બેઠા છતાં વાતો કરે છે, અશુચિ છતાં શબ્દોચ્ચાર કરે છે, વલી તેવાજ સ્થાનકે અક્ષર લખીત ભાજન તથા વસ્ત્ર રાખે છે. પુસ્તકના ઠાંમે અશુચી ટાલે નહીં તે સર્વે જ્ઞાનને બાધકકારી છે.

૨ દર્શનાવરણ, દર્શન પ્રત્યનીકતાદિક દોષે કરી બંધાએલ એટલું વિશેષ કે દર્શન તે ચક્ષુ અચક્ષુ પ્રમુખ દર્શની સાધુ તેની પાંચે ઇંદ્રીયોના ઉપર માઠું ચીંતવતાં તથા સમ્મતી તત્વાર્થ દર્શન પ્રભાવક શાસ્ત્ર તેનાં પુસ્તક તે ઉપર પ્રત્યનીતાદિ સમાચરતાં થકાં જીનપડિમાની અતી આશાતના કરતાં થકાં દર્શનાવર્ણ કર્મ બાંધે.

૩ શાતા અશાતા વેદનીના બંધ હેતુ કહે છે.

ગુરૂ તે માતાપિતા ધર્માચાર્ય તેની ભક્તિ શેવા કરતાં, સંજમ જોગે સાચવતાં ક્ષમા કરતાં પરજીવ દુઃખી દેખી મુકત કરવાની વાંછા ધરતાં નિર્દુષણ વ્રત પાલતાં, કષાયજીપવે કરી ઉદય આવ્યા તે નિષ્ફલ કરતાં સુપાત્ર અભયદાન દેતાં, સર્વ જીવને ઉપગાર કરતાં હીત ચીંતવતાં ધર્મને વિષે થીર પરિણામ રાખતાં એટલે મરણાંત કષ્ટ આવે પણ ધર્મ ન મુકતો એવો પ્રિયધર્મી, બાલવૃદ્ધ ગ્લાનાદિકનું વૈયાવચ કરતો. ધર્મવંતને ધર્મ કર્તવ્યમાં સહાય દેતો ચૈત્યભક્તિ રૂડી પેરે કરતો, સરાગ સંજમે દેશ વિરતિ પાલતો, અકામ નિર્જરા બાલતપ શૌચ સત્યાદિક શુભ પરિણામે વર્તતો જીવ શાતા વેદનીય કર્મ બાંધે.

એથી વિપરીત તે ગુરૂને વિરાધતા ક્રોધે વર્તતો નિઃકરૂણા પ્રવર્તતો વ્રત લેઇ

વિરાધતો સામાચારીલોપતો, ઘણો કષાય ઉદીરતો, કૃપણતાએ ધર્મને અસ્થીર પણે ચૈત્યાદિકની આશાતનાએ શીલ લોપતો, વૃષભ અશ્વ પ્રમુખને દમતાં, નાથતાં આંકતાં પીડા દેતાં પરને શોક સંતાપ ઉપજાવતાં અવિરતિ, અહિત પરિણાંમે જીવ અશાતા વેદનીય કર્મ ઉપાર્જન કરે.

૪ મોહની કર્મના બંધ હેતુ કહે છે.

"ઊન્માર્ગની દેશનાએ, જ્ઞાનાદિ સન્માર્ગનો વિનાશ કરતો દેવ દ્રવ્ય હરણ કરતો વિણાસતો ઊવેખતો, અરિહંત સિદ્ધમુનિ સંઘ ચૈત્ય શ્રુતાદિકની પ્રત્યનિકતા પ્રતિકુલપણું આચરતો દ્વેષ કરતો, અવર્ણવાદ બોલતો, પ્રવચનનું માઠું દેખાડતો, નિંધા કરતો અયશ કરતો, ઘણા જીવના બોધી બીજ હણતો. દર્શન મોહની જે મિથ્યાત્વ મોહનીકર્મ બાંધે પૂર્વે બાંધેલું હોય તે નિકાચીત કરે. ક્રોધાદિક કષાય. ૧૬ હાસ્યાદિક. ૯ નો કષાય એ બે પ્રકારે જીવ ચારિત્ર મોહની બાંધે તે કહે છે. અનંતાનુ બંધીયા ક્રોધાદિકને ઉદયે સઘલા કષાય બાંધે, અપ્રત્યાખ્યાનીને ઉદયે બાર કષાય બાંધે. પ્રત્યાખ્યાનીને ઉદયે ઉતરતા આઠ કષાય બાંધે. સંજલના ઉદયે સંજલના ચ્યાર કષાય બાંધે. ભાંડ ચેષ્ટા કરતો. બહુ બોલતો હાસ્ય કરતો જીવ હાસ્ય મોહની બાંધે. વિચિત્ર ક્રિડા રસે મુખરીપણે કામણ કરતો, પટને કુતુહલ દેખાડતો રતી મોહની કર્મ બાંધે. પરસ્પર સંભેડા લગાડતો, પરને અરતી ઉચાટ ઊપજાવતો અશુભ કર્મ કરવા ઉત્સાહ ધરતો. શુભકાર્યે ઉત્સાહમાં જતો. નિસ્કારણે આર્તધ્યાંને વર્તતો અરતી મોહની બાંધે. પર જીવને ત્રાસ પમાડતો નિર્દય પરિણામી થકો જીવ ભય મોહની કર્મ બાંધે. પરને શોક સંતાપ ચીંતા ઉપજાવતો તપાવતો શોક મોહની કર્મ બાંધે. મુનિના મલમલીન ગાત્ર દેખી નિંધા કરે. સુગ કરતો, દુગંચ્છા મોહની કર્મ બાંધે. શબ્દ રૂપ રસ ગંધ સ્પર્શ એ પાંચ અનુકુલ વિષયને વિષે અત્યંત આશક્ત થકો, પરની અદેખાઇ મત્સર ધરતો થકો માયા મૃષા સેવતો કુટીલ પરિણાંમે પરદારા સેવતો જીવ સ્ત્રી વેદ બાંધે. સરલપણે સ્વદારા સંતોષે ઈર્ષા રહિત, મંદ કષાએ, જીવ પુરૂષ વેદ બાંધે. તીવ્ર કષાએ દર્શનીનું શીલ ભંજાવતો તીવ્ર વીષઇ પશુ ઘાતક મિથ્યાત્વી જીવ નપુષક વેદ બાંધે ચારિત્રીયાનો દોષ દેખાડતો, અસાધુના ગુણ કરતો કષાય ઉદીરતો જીવ ચારિત્ર મોહની કર્મ બાંધે.

૫ આયુકર્મના બંધ હેતુ કહે છે.

૧ માહારંભી, ચક્રવર્તિની રીદ્ધિ ભોગવતો અન્ય રિદ્ધિ ભોગવતો ઘણી મુર્છા પરિગ્રહ સહિત અવિરતિ પરિણાંમે અનંતાનું બંધી કષાયને ઉદયે પંચેંદ્રીની હત્યા નિઃશંકપણે કરતો, મદ્યમાંસાદિ સાતે કુવ્યશન સેવતો કૃતઘ્ન જે કર્યા ગુણનો હણનાર, સ્વામિદ્રોહં, મીત્રદ્રોહાદિક મહેટાં પાપ આચરતો ઉત્સૂત્ર ભાખતો પા પરૂચી મિથ્યાત્વનો મહીમા વધારતો, રૂદ્ર પરિણાંમે કૃષ્ન દિ ત્રણ લેસ્યાએ વર્તતો જીવ નારકીનું આયુ બાંધે. ઠાંણાંગે તો મોટા આરંભથી, ૧ મોટા પરિગ્રહથી ૨ પંચેંદ્રિયના વધથી, ૩ માંસ ખાવાથી, ૪ એવં ચારથા-

નકે જીવ નરકાયુ બાંધે. ૨ ગુઢ હૃદયનો ધણી, મૂર્ખ ધૂર્ત મિથ્યાત્વાદિક કપટી સત્ય સહિત, ઇત્યાદિ માયા અજ્ઞાનના તીવ્ર મોહાદિકે જીવ તિર્યંગાયુ બાંધે. મનુષ્ય તિર્યંચ સહેજે ઉપાય કર્યા વિના ૩ મિથ્યાત્વના મંદ રસોદયે કરી કષાયના મંદ રસોદયથી રજ રેખા સમાન કષાએ વર્તતો પ્રકૃતિએ ભદ્રક, દાંન દેવા તીવ્ર રૂચીવંત ક્ષમા આર્દવ માર્દવ સત્ય શૌચાદિ મધ્યમ ગુણે વર્તતો દેવ ગુરૂ પૂંજાપ્રિય કાપોતલેસ્યા પરિણાંમે જીવ મનુષ્યાયુ બાંધે. અર્થાત્ અલ્પ કષાયવંત, દાન દેવાની રૂચી મધ્યમ ગુણવંત મિથ્યાત્વ મંદ રસોદયે કરી મનુષ્યાયુ બાંધે. ૪ મનુષ્ય તિર્યંચ અવિરતિ સમકિતપણે દેવાયુ બાંધે. સુમીત્ર સંજોગે, ઘોલના પરિણાંમે ધર્મરૂચીપણે દેશવિરતિગુણે સરાગ સંજમે દેવાયુ બાંધે. બાળ તપ એટલે દુઃખ ગર્ભિત મોહ ગર્ભિત વૈરાગે કરી દુષ્કર કષ્ટ પંચાગ્નિ સાધન રસ પરિત્યાગાદિ અનેક મિથ્યાત્વ જ્ઞાને તપ કરતો અત્યંત આકરા રોષ ગારવે તપ કરતો અસુરાદિક આયુ, બાંધે. તથા અકામ નિર્જરાએ અજ્ઞાનપણે ભુખ ત્રશા તાપ તાઢ રોગાદિક કષ્ટ સહે તો સ્ત્રી અણમલવે શીલ પાલતો, વિષય સંપત્તિ અભાવે વિષય અણસેવતો ઈત્યાદિ અકામ નિર્જરાએ બાલ મરણે કરી વ્યંતરાદિક યોગ આયુ બાંધે. મિથ્યાત્વીનાં ગુણ પ્રશંસતો મહીમા વધારતો પરમાધામીનું આયુ બાંધે. આશંકા—મિથ્યાત્વીને દેવાયુ કેમ સંભવે. સમાધાન—શીલવ્રતપણે દેવાયુ બંધ હેતુ કહેવો એમ તત્વાર્થ ટીકા મધ્યે કહ્યું છે અને સંજ્ઞા વિશેષરૂપ અધ્યવસાએ કરી મન રહિત સમુર્છમ પણ દેવગતી પામે એમ સંગ્રહણી ગાથા. ૧૪૯ માં કહ્યું છે. તેમજ અકર્મ ભૂમિના મનુષ્યને અણુવ્રત માહાવ્રત બાલ તપ અકામ નિજરાદિક દેવાયુ બંધ હેતુ વિશેષ નથી ત્યાં પણ શીલવ્રતાદિ શાંત દાંત ગુણની વિશેષતાથી દેવાયુ બાંધે.

૬ નામ કર્મના બંધ હેતુ કહે છે.

સરલ જે કપટ રહિત, કોઇને પણ કુડા તોલ માપે કરી ઠગે નહી, પરવંચન બુદ્ધિ રહિત, ત્રણ ગારવે રહિત પાપભીરૂ, પરોપકારી સર્વ જનપ્રિય ક્ષમાદિ ગુણ યુક્ત તે સુર ગત્યાદિક શુભ નામ કર્મની ત્રીશ પ્રકૃતિ બાંધે. અપ્રમત્તપણે ચારિત્ર પાલતો આહારકદ્વિક બાંધે.અરિહંતાદિકનાંવીસસ્થાનક આરાધતો જીન નામ કર્મ બાંધે. એથી વિપરીત જે ઘણો કપટી કુડા તોલ માન માપ કરતો પરને ઠગતો પરદ્રોહી પંચાશ્રવે રક્ત ચૈત્યાદિકનો વિરાધક, વ્રત લેઇ વિરાધતો, ત્રણગારવે રાતો, હિનાચારી; એહવો જીવ નરક ગત્યાદિક અશુભ નામ કર્મની ૩૪ પ્રકૃતિ બાંધે એવં ૬૭ પ્રકૃતિના બંધ હેતુ જાણવા.

૭ ગોત્ર કર્મના બંધ હેતુ કહે છે.

જ્ઞાનાદિ જ્યાં જેટલા ગુણ જાણે ત્યાં તેટલા કહે. અવગુણ દેખી નિંદે નહી, આઠ મદ રહિત. ભણવા ભણાવાની રૂચી નિરંતર પ્રકર્ષે કરી કરે. નિર અહંકારપણે શાસ્ત્રાર્થ સમજાવે, હેતુ દ્રષ્ટાંત દેખાડી સુમતિ પમાડે કુમતિ ટાલે

ઇત્યાદિકપર હિત કરતો જીવ ઊંચ ગોત્ર બાંધે. જીન પ્રવચન, સિદ્ધ, સંઘાદિકનો અંતરંગ પ્રતિબંધવંત એહવો જીવ ઊંચ ગોત્ર ઊંચ જાતી ઊંચ કુલાદિક કર્મ બાંધે. એથી વિપરીત ગુણવાળો જે મત્સરી આઠમદ સહિત, અહંકારે કરી ભણે ભણાવે નહી, જીન પ્રવચન સંઘાદિકનો અભક્ત એહવો જીવ હીણ જાત્યાદિક ગમ્ય.નિચ ગોત્ર બાંધે એમ કર્મ વિપાકા ગાથા ૬૦ થી જાણવું.

૮ અંતરાય કર્મના બંધ હેતુ કહે છે.

શ્રી જીન પૂજાનો નિષેધ કરનાર પર હીતનું વિઘ્ન કરતો અંતરાય કર્મ બાંધે પોતાની મતીએ કરી જીન મત વિપરીતાર્થ પરૂપતો અનંત સંસાર વધારે તે વારે અનંત જીવનો ઘાતક થાય બીજાને પણ ઊન્માર્ગે પ્રવર્તાવે, અનંત જીવ ઘાત કરે તેથી અનુબંધ હિંશાવંત તથા અનુબંધ મૃષાભાષી તીર્થંકર "અદત્ત-માર્ગ પ્રવર્તક ઇત્યાદિક અનુબંધે અઢાર પાપસ્થાનનો સેવનાર જીવ અંતરાય કર્મ બાંધે. તથા સાધુને દાન લાભાદિકનો અંતરાય કરતો મોક્ષ માર્ગ હણતો એહવો જીવ પણ અંતરાય કર્મ બાંધે. ઈહાં અંતરાય કર્મની પાંચ પ્રકૃતિ કહેવા સારૂ શિષ્ય—અંતરાય કર્મના ઉદયથી શું ફલ પ્રાપ્ત થાય છે?

ગુરૂ—પ્રવચન સારોદ્ધાર ૨૧૬ માં કહ્યું છે જે—

૧ છતી જોગવાઇએ દાન આપી શકે નહી તે દાનાંતરાય જાણવું.

૨ છતી વસ્તુ આપનાર આપતો હોય પણ જેના ઉદયથી પ્રાપ્તી ન થાય તે લાભાંતરાય જાણવું.

૩ ભોગની છતી સામગ્રીએ પણ ભોગવી શકે નહી તે ભોગાંતરાય કર્મોદય જાણવો.

૪ ભલીગૃહ પ્રમુખ ઉપભોગ સામગ્રી છતાં પણ ભોગવી શકે નહી તે ઉપભોગાંતરાય કહીએ.

૫ શરીરે પુષ્ટ ગાઢો નિરોગી છતાં પણ અશક્ત ત્રણમાત્ર ભાગી શકે નહી તે વીર્યાંતરાય કર્મોદય જાણવો એમ જાણી કોઇ પ્રાણીએ અંતરાય કર્મ બાંધવું નહીં.

ઇહાં ૧ બંધ—આત્મ પ્રદેસને કર્મ પ્રમાણુ સાથે અગ્નિલોહવત્ સર્વાંસે મલવું તે એકમેકથવું વા–નવા કર્મનું ગ્રહણ તે ઇહાં પ્રષ્ટ બંધાદિ ચાર પ્રકાર સુધના દ્રષ્ટાંતે કહ્યા છે તીહાં સોયોનો સમૂહ આંગલીથી જુદો થાય તેમ કોઈ કર્મદલ સહજ સ્વલ્પ પ્રાયશ્ચિતે છુટે ૧ સોયોનો સમુદાય દોરીએ બાંધેલો પણ હસ્તગત છોડવાથી જુદો થાય તેમ વિશેષ ગુરૂદત્ત પ્રાયશ્ચિતે છુટે. ૨ સોયોનો સમૂહ કટઇ જવાથી બહુ પ્રયાસે જુદો થાય તેમ અધિક અધિક પ્રાયશ્ચિતે છુટે. ૩ સોયોનો સમૂહ ગાલીને ગોલો કરેલો પ્રબલ પ્રયાસે છુટો થાય નહી. તેમ ઈહાં પૂર્વના ત્રણ સીથીલબંધ ઉપાયથી છુટીએ પરંતુ ચોથો નીવડ ઉત્કૃષ્ટ સ્થાન વર્તિ નિકાચિત્ત કર્મ બંધ ભોગવ્યા વિના છુટે નહી. ૪ એમ જાણી હે ભવ્ય પ્રાણીઓ તીવ્ર ભાવે અશુભ કર્મની ગાંઠ પડતાં પાછા પડજ્યો અને શુભ"

કાર્યમાં ભલા પ્રણામતો રસ ઢલે તેમ કરવો એજ સાર છે કેમકે ૧ પ્રકૃતિ નિકાચિત્ત ૨ સ્થિતિ નિકાચિત્ત ૩ અનુભાગ નિકાચિત્ત ૪ પ્રદેશ નિકાચિત્ત તે ભોગવ્યા વિના છુટે નહી એમ ઠાણાંગે કહ્યું છે માટે.

૨ ઉદય—કર્મ પ્રમાણુના શુભાશુભ રસનું ભોગવવું તે વિપાકે કરી કર્મ પુદ્દગલનું વેદવું તે.

૩ ઉદીરણા—સત્તામાંથી અકાલે કર્મદલ ખેંચીને ઉદયમાં લાવવાં તે ખેંચીને વેદવું તે.

૪ સત્તા—બાંધ્યા તથા સંક્રમ્યા જે પરમાણું તે જ્યાં લગે નિર્જરે નહી ત્યાં લગે તેનો જે સદ્દભાવ તેને સત્તા કહીએ વા છતાનો ભાવ તે સત્તા કહીએ વા કર્મ પ્રકૃતિનું જીવ પ્રદેશ સાથે મલી રહેવું તે.

વલી આઠ કરણ કહ્યાં છે તે નામ માત્ર કહે છે.—

૧ બંધન કરણ, ૨ સંક્રમણ કરણ, ૩ ઉદયવર્તના કરણ, ૪ અપવર્તના કરણ, ૫ ઉદીરણા કરણ, ૬ ઉપશમના કરણ, ૭ નિધત્ત કરણ, ૮ નિકાચિત્ત કરણ એવં આઠ જેનો વિસ્તાર સાંભલતાં આશ્ચર્ય ઉત્પન થયા વિના રહેજ નહી તે ગુરૂગમ ધારવું. સારાંસ જે સારા પ્રણાંમે સ્થિતિ પ્રકૃતિને ઘટાડે છે અને હીન પ્રણાંમે વધારે છે. સારા પ્રણાંમે પુન્ય રસ વધે છે અને પાપરસ ઘટે છે, તેમજ હીન પ્રણાંમે પાપરસ વધે છે અને પુન્યરસ ઘટે છે માટે આત્માર્થિ પુરૂષોએ નિર્મલ ગંગ જલવાતર રૂડા પ્રણામ રાખવા.અન્ય મતાવલંબીયોએ અનેક ગ્રંથની રચના કરી છે. પરંતુ જૈન મતમાં સર્વજ્ઞ કેવલ જ્ઞાનીના વચનાનુસારે પૂર્વાચાર્યોએ ૧ કર્મ વિપાક ૨ કર્મ સ્તવ ૩ બંધ સ્વામીત્વ, ૪ ષટ્શીતી, ૫ શતક, ૬ સપ્રતિકા, એવં છ કર્મ ગ્રંથની જે રચના કરી છે તે બીજાને અપૂર્ણ જ્ઞાને કર્મ પ્રકૃતિનું સ્વરૂપ બુદ્ધિગમ્ય થતું નથી. તેથી બીજા અન્ય શાસ્ત્રમાં સમ્યગ પ્રકારે આવી ભંગ જાલમાં પ્રવેશ થવાનું સુયંવ્યું નથી, આથીજ સિદ્ધ થાય છે કે જૈનાગમના કર્તા સર્વજ્ઞ છે એ નિઃસંદેહ છે, આવા પ્રકારે કર્મ પ્રકૃતિના વેત્તા પુરૂષો શુભાશુભ કર્મનો અનુભવ કરી માધ્યસ્થભાવે વર્તે છે તેથી નવાં કર્મ બાંધતા નથી. અને પુર્વના સંચિતને ભોગવી છુંટે છે. વા. નિર્જરે છે.

શિષ્ય કહે છે કર્મ રૂપી છે કે અરૂપી છે

ગુરૂ—કર્મ રૂપી છે અને અરૂપી પણ છે, જ્ઞાનાવર્ણાદિ આઠ કર્મ રૂપી છે. તે દ્રવ્ય કર્મ છે. અને રાગ દ્વેષમય આત્માની અશુદ્ધ પરિણતી થાય છે તે ભાવકર્મ અરૂપી છે, તેની સમ્યગ જ્ઞાની સમકિતી જીવો નિર્જરા કરે છે. માટે નિર્જરા તત્વનો ભેદ પણ અરૂપી જાણવો. હવે લોકતત્ત્વ નિર્ણયથી કર્મના પર્યાય નામ કહેછે.વિધિ, વિધાન, નિયતિ, સ્વભાવ, ગ્રહ, કાળ, ઈશ્વરી, કર્મ, દૈવ, ભાગ્ય, યમરાજ કૃતાંત ઇ૦

પ્ર:—૧૫૫ ચૌદ ગુણ ઠાંણાનુ સ્વરૂપ ટુંકામાં સમજાવો.

ઊ:—ગુણસ્થાનકનિ વાખ્યા જૈનમાં ઘણી બારીક હોવાથી નિપુણ બુદ્ધિ-

વંતને સુગમ્ય છે, પરંતુ ભવ્યજીવોને સ્મરણ કરવા, ધારવા, વિચારવા કંઇક સ્વરૂપ સમજવા મુજબ લખીએ છે. જો પણ જીવના અસંખ્યાતા અધ્યવસાય સ્થાનક જો કે અસંખ્ય ગુણ સ્થાનક હોય, તો પણ સ્થુલ વ્યવહારે ચૌદ ગુણઠાંણા કહ્યાં છે તે કર્મ ગ્રથાદિ શાસ્ત્રાનુસારે જાણવાં. એકંદ્રી ૧ સુક્ષ્મ, ૨ બાદર, ૩ બેરેંદ્રી, ૪ તેરેંદ્રી, ૫ ચૌરેંદ્રી, ૬ અસંનીપંચેદ્રી, ૭ સંનીપંચેંદ્રી એ સાત પર્યાપ્તા અપર્યાપ્તા મલીજીવના ચૌદ ભેદ જાણવા, એહવા જીવોને વિષે ગુણઠાંણા ઊતારે છે.

૧ મિથ્યાત્વ ગુણઠાંણુ-જીન વચનથી વિપરીત દ્રષ્ટી છે જેમ ધંતુરાનાં બીજ ખાધે થકે સ્વેત વસ્તુને પીત વર્ણ જાંણી અંગીકાર કરે તેમ મિથ્યાત્વ મોહનીના જોરથી સંસાર ભમતાં જીવને અનાદિ મોહ લક્ષણ મિથ્યાત્વ સર્વદા છેજ. પરંતુ જે પ્રગટપણે કુદેવાદિકને વિષે સુદેવાદિની બુદ્ધિ એજ મિથ્યાત્વ ઊદયને ગુણસ્થાન કહીએ. વ્યવહારરાસી વ્યક્ત મિથ્યાત્વ બુદ્ધિવાલ જીવોને પ્રથમ ગુણસ્થાનવાલો કહ્યો. નતુ અવ્યવહાર રાસવર્તિ જીવ, અવ્યક્ત મિથ્યાત્વી: પરંતુ કર્મ ગ્રંથાભિપ્રાયે તો અવ્યક્ત અવ્યવહારરાસી સુક્ષ્મ નિગોદને વિષે પણ અક્ષરનો અનંતમો ભાગ હોવાથી પ્રથમ ગુણઠાણ વાસી કહીએ. એમ સુણવ્યું છે, માટે બહુ શ્રુત કહે તે ખરૂ. ઈહાં અભવ્યને પણ મિથ્યાત્વ ગુણ સ્થાનક હોય પરંતુ તેને બીજુ ગુણસ્થાનક કોઈ કાલે પ્રાપ્ત થાય નહી. તે અનાદિ કાલમાન જાણવું.

૨ સાસ્વાદન ગુ૦—અનંતાનુ બંધીયાના ઊદયથી ઊપશમ સમકિત ક્ષીરના સ્વાદ સરખો ભાવ મિથ્યાત્વ ગુણઠાણુ પામ્યા પહેલો જે હોય તે સાસ્વાદન સમ્યગ્ દ્રષ્ટી ગુણ ઠાણુ કહીએ તેનુ છ આવલી કાલમાન જાણવું. તે ભવ્ય જીવને હોય.

૩ મીશ્ર ગુ૦—મિશ્ર મોહનીના ઊદયથી જીન વચન ઊપર રૂચી અરૂચી બેહુ ન હોય એહવા જે અધ્યવસાય તે મિશ્ર દ્રષ્ટી ગુણઠાંણુ કહીએ. જેમ ઘોડી ગદ્ધાના સંયોગથી જાત્યંતર ખચ્ચર ઉત્પન્ન થાય છે તેમ સમકિત અને મિથ્યાત્વ એકત્ર ભાવ વર્તવાથી મિશ્રગુણ કહીએ અંતર મુહુર્ત કાલમાન છે. ઈહાં પરભવ આયુન બાંધે તેમજ એ ગુણઠાંણે મરે પણ નહી.

૪ અવિરતિ સમ્યગ્ દ્રષ્ટી ગુ૦ વિરતિગુણ જાંણતો છતો પણ અપ્રત્યાખ્યાના વરણ કષાયોગ્યે કરી આદરી ન સકે તે ક્ષાઇક ઊપસમીક ક્ષયોપશમીક એ માંહેલો એક તત્વરૂચી રૂપ સમકિત પામીને જે જે અધ્યવસાએ જીન વચન યથાવસ્થિત પણે પરિણમે તે ચોથુ ગુણઠાણુ કહીએ, તેનુ છાસઠસાગર અધિક કાલમાન જાંણવું. અર્ધ પુદગલ પરાવર્ત્ત શેષ સંસાર રહે તે જીવને એ ગુણઠાણુ આવે, બીજાને ન આવે. પ્રથમ સમકિતના વિષયમાં વિસ્તારથી વ્યાખ્યા દર્શાવી છે માટે અત્રે બસ છે.

૫ દેશવિરતિ ગુ૦ સાવદ્ય યોગની એક દીસે વિરતિ કરે, જેમ, નિરાપ-

રાધી, નિરપેક્ષ, ત્રસ જીવને સંકલ્પી ન હણુ ઇત્યાદિ હિંશા નિષેધરૂપ સમ્યક્ત્વ સહિત અધ્યવસાય જે જાણે આદરે પાલે એ ભાંગે વર્તતાને પાંચમું ગુણઠાણુ લાભો ઇહાં સમકિત સહિત નોકારસી કરે તે પણ તેમાંજ જાણવા તે દેશે ઉણુ પુર્વ કોડી કાલમાન જાણવું. અપચ્ચખાણી કષાયના ક્ષયોપશમ ભાવથી એ ગુણઠાણુ પ્રગટ થાય છે, આર્તરૂદ્ર ધ્યાન મંદ હોય ધર્મ ધ્યાન તો દેશ વિરતિની અધિકતાએ અધિક હોય.

૬ પ્રમત્ત ગુ૦ જેમાં મદ વિષયાદિ પાંચ પ્રમાદે કરી ચારિત્ર મલીનાધ્યવસાય હોય. અપ્રમત્તની અપેક્ષાએ અનંત ગુણ હીન મલીન જાણવું, અને દેશ વિરતિની અપેક્ષાએ અનંત ગુણ વિશુદ્ધ હોય. અંતર મુહુર્ત કાલમાન પ્રત્યાખ્યાની કષાયના ક્ષયોપશમથી વા રાગ દ્વેષની પરણતી ઓછી થવાથી પુદ્ગલ ત્રક્ષા છુટી જવાથી આત્મ ભાવ ભાવી રહ્યા છે, પરંતુ પાંચ પ્રમાદનો ઊદય હોવાથી પ્રમાદ ગુણઠાણુ કહીએ અંતર મુહુર્તથી અધિક પ્રમાદ પણુ વર્તેતો નિચે પડી જાય. અને એથી વધારે પ્રમાદ રહિત પણે વર્તે તો સાતમે ગુણઠાણે ચઢે છે, આર્તધ્યાનની મુખ્યતા છે. ધર્મ ધ્યાન મધ્યમ છે અવસ્ય આવસ્યકાદિ વ્યવહાર ક્રિયા કરે છે.

૭ અપ્રમત્ત ગુ૦ પાચ પ્રમાદ રહિત અનંત ગુણ વિશુદ્ધ નિશ્ચય ચારિત્રે સ્થિરતા રૂપ જે અધ્યવસાયે તે અપ્રમત્ત સંયત ગણઠાણુ અંતર મુહુર્ત કાલમાન, અધ્યવસાયના ફેરફારથી પડીને છઠે જાય, વલી સાતમે આવે, એમ હીંડોલારૂપે જાણવું આઊંખા સુધી સાતમાનો સર્વે કાલ ઊણો બે ઘડી કરતાં વધે નહી, શેષકાલ સર્વે છઠાનો જાણવો, આવસ્યકાદિ વ્યવહાર ક્રિયા નથી. નિરંતર ધ્યાન પ્રવૃત્ત હોય.

૮ નિવૃત્તિ ગુ૦ વા. અપૂર્વ ગુ૦ અપૂર્વ ભાવ પ્રાપ્ત થાય છે તે ઊપશમ તથા ક્ષાયક ભાવે થાય છે તીહાં ક્ષાયક ભાવે એ ગુણ થાય છે. તે તો સત્તાબંધ ઊદયથી ક્ષય કરતા જાય છે. વલી ચઢીને કેવલ જ્ઞાન પામે છે. અને ઊપશમવાલો તો અગીયારમા સુધી ચઢીને પાછો પડી જાય છે. ફરી ક્ષાયક ભાવે ચઢતે પડે નહી. ઇહાં શુકલ ધ્યાન પ્રગટ થાય છે. શ્રુત જ્ઞાનના બલથી વિચાર કરી ધ્યાન કરતાં ભેદ જ્ઞાન અનુભવ જ્ઞાનરૂપ સુર્યોદય પ્રકાશ પ્રગટ થાય છે જડ ચેતનનો વિભાગ કરે છે. અતી વિશુદ્ધ અધ્યવસાય થાય છે, ચારિત્ર મોહનીની પ્રકૃતિને ઉપશમાવા તથા ખપાવા સારૂ જેણે અતી વિશુદ્ધ અધ્યવસાયે કરી વીર્ય ઉલ્લાસ ધર્યો છે. એક સમયે અનેક જીવ ગુણઠાણે ચઢ્યા તે શુદ્ધ શુદ્ધતરાદિક અધ્યવસાય ભેદે કરી નિવૃત્તિ કહેતાં ફેરફાર હોય તેથી નિવૃત્ત ગુણઠાણુ કહીએ. કાલમાન અંતર મુહુર્ત છે અપૂર્વ આત્મગુણની પ્રાપ્તિ થાય છે.

૯ અનિવૃત્તિ ગુ૦ વા. બાદર સંપરાય ગુ૦—અનેક જીવ એક સમયે ચઢે તેને અધ્યવસાય ફેરફાર ન હોય તેથી એનુ નામ અનિવૃત્તિ કહીએ, ઇહાં કષા-

યના મ્હોટા ખંડ કરે તેથી અપરનામ બાદર સંપરાય કહીએ. તેનો કાલ અંતર મુહુર્ત છે. દેખ્યા, સુણ્યા, અનુભવ્યા ભોગની આકાંક્ષારૂપ સંકલ્પ વિકલ્પ રહિત નિશ્ચલ પરમાત્મૈક તત્વરૂપ ભાવોની નિવૃત્તિ નહી તેથી અનિવૃતિ ગુણુ ઠાણુ કહીએ, બાર કષાય, નવનો કષાયનો ક્ષયોપશમ, ક્ષય કરવાનો ઉદ્યમ તે અનિવૃત્તિ ગુણઠાણુ કહીએ.

૧૦ સુક્ષ્મસંપરાયગુ૦—સુક્ષ્મ લોભનો ઉદય રહ્યો છે તે અતિ વિશુદ્ધભાવથી દશમાના અંતે ક્ષય થાય છે, શેષ મોહનીના ક્ષયોપશમે જે વિશુદ્ધાધ્યવસાય તે સુક્ષ્મ સંપરાય કહીએ. અંતર મુહુર્ત કાલમાન જાણવું, સંપરાય શબ્દે કષાય કહીએ. સુક્ષ્મ પરમાત્મભાવ બલથી મોહની સત્તાવીશ પ્રકૃતનો ક્ષયોપશમ કરે છે.

૧૧ ઉપશાંત મોહ ગુ૦—મોહનીના ઉપસમે અધ્યવસાય નિર્મલ થાય છે, મોહની કર્મ સત્તાએ રહે છે તેના જોરથી મલીન અધ્યવસાય થવાનો સંભવ છે, તેથી અવસ્ય પડેજ. તે જો મરણ પામે તો અનુત્તરવાસી દેવ થઇ મનુષ્ય ભવ લહી સિદ્ધિ વરે, અન્યથા પડે તો દશમે આવે. કાલમાન અંતર મુહુર્ત છે, ઉપશમ મૂર્ત્તિરૂપ સહજ સ્વભાવ બલથી સકલ મોહ કર્મને ઉપશાંત કરવાથી ઉપશાંત મોહ ગૂણઠાણુ કહીએ.

૧૨ ક્ષીણમોહ૦—સર્વ મોહનીયની પ્રકૃતિ ખપાવે થકે મોહસત્તા ટાલે થકે જે અત્યંત વિશુદ્ધ અધ્યવસાય સ્થાનક જેમાં વીતરાગ પદ થાય છે. અભેદજ્ઞાન છે જેમાં, શુકલ ધ્યાનનો બીજો પાયો વર્તે છે, તે ક્ષીણમોહ વીતરાગ છદ્મસ્થ ગુણઠાણું જાણવું. અંતર મુહુર્ત કાલમાન છે. ઈહાં જીવ મરે નહી, શુદ્ધાત્મભાવના બલથી સકલ મોહનો ક્ષય કરવાથી ક્ષીણ મોહગુણ ઠાણુ કહીએ.

૧૩ સજોગી કેવલી૦—કેવલજ્ઞાન પામ્યા પછે જ્યાં સુદ્ધિ બાદરયોગ મન વચન કાયા પ્રવર્તે હાલેચાલે બોલે ત્યાં સુદ્ધિ સંયોગી કેવલી તેરમુ ગુણઠાણુ જાણવું, દેશઉણુ પૂર્વકોટી કાલમાન છે. આ ગુણઠાણે જીવ મરે નહી. કેવલજ્ઞાન રૂપ સૂર્યના પ્રકાશથી જગતના ભાવની હસ્તામલકવત ( હાથેલીમાં આંબલાની પેરે ) પ્રતક્ષ કલના કરે છે. એ ગુણઠાણે ક્ષાયકભાવ છે. ક્ષય ઉપશમ ભાવનહી.

૧૪ અયોગી ગુ૦—બાદરયોગ રૂંધે થકે મન વચન કાયાના વ્યાપારને અભાવેકરણ વીર્યરહિત મેરૂની પેરે નિઃપ્રકંપ પણે સૈલેસીકરણ કરતાં અયોગી ગુણઠાણે સુક્ષ્મકાય યોગ છે. ઇહાં અયોગીપણુ તે બાદરયોગના અભાવની અપેક્ષાએ લેવું, અ–इ–उ–ऋ–ऌ–એ પાંચ અક્ષર બોલીએ એટલો કાલ બાકી હોય ત્યારે એ ગુણ પામે છે. સર્વ કર્મ રહિત થાય છે, એક સમયમાં સિદ્ધિ સ્થાનક પ્રાપ્ત થાય છે, ત્યાં સંપૂર્ણ આત્મીક સુખ અનુભવે છે ઇહાં જે કાલમાન બતાવ્યું છે તે સર્વે ઉત્કૃષ્ટથી જાણવું. એ રીતે ચૌદગુણ સ્થાનકરૂપ ધર્મ છે તેમાંથી જેટલો જેટલો જીવ ધર્મ કરે તે પ્રમાણે શુદ્ધ થાય છે. દશમાગુણઠાણાસુદ્ધિ સકષાઇ કહીએ અને ૧૧–૧૨–૧૩ એ ત્રણ કષાય રહિત જાણવાં. ચૌ-

દમું તો અયોગી છે. પહેલુ, બીજુ, ચોથુ, એ ત્રણગુણ ઠાંણાજીવની સાથે પરભવ જાય શેષ અગીયાર જીવ સાથે ન જાય. ઇ.

પ્રઃ—૧૫૬ ઉપશમીક, ક્ષયોપશમીક, ક્ષાયક ઔદયિક પરિણાંમિક ભાવકોને કહીએ.

ઉ–૧ મોહનીના ઉપશમ થકી પ્રગટયો જે જીવસ્વભાવ તે ઉપશમીકભાવ કહીએ. કષાયોદય ન હોય તે.

૨ જે કર્મના ક્ષયથી એટલે મુલ ઉચ્છેદ થકી થયો જે જીવ સ્વભાવ તે ક્ષાઇક ભાવ કહીએ.

૩ જે ઉદય આવ્યા કર્મનો ક્ષય કર્યો અને અનુદયે રસને અવેદવે તેના અંતરાલે પ્રગટયો જે જીવ સ્વભાવ તે ક્ષાયોપશમિક ભાવ કહીએ. એને મિશ્રપણ કહે છે.

૪ કર્મના ઉદયથી થયો જે જીવનો પર્યાય તે ઓદઇક ભાવ જાણવો.

૫ ઔદયિક સ્વભાવ પણે પરિણમવું તે પારિણાંણિક ભાવ એવં પાંચના અનુક્રમે. ૨–૯–૧૮–૨૧–૩ ભેદ જાણાવા કુલ ૫૩ ) ભેદ થાય છે. ચોથા કર્મ ગ્રંથની ગાથા. ૬૭ થી જાણવું.

એ સર્વ ભાવ એકઠા મલવાથી છઠો સન્નિપાત ભાવ કહેવાય છે. જેનો પ્રવચન શારોદ્ધાર. ૨૨૧ ) થી વિસ્તાર જાણવો.

પ્રઃ–૧૫૭ અગીયાર ગુણ શ્રેણિનુ સ્વરૂપ કેવી રીતિ છે.

ઉઃ–કર્મદલના પ્રદેશ વેદ્યા વીના અવસ્ય નિર્જરા થાય નહી. જો પણ સ્થિતિ તથા રસને તો વેદ્યાવિના પણ તપજપ સંજમ શુભાધ્ય વસાએ ઘાત કરી કર્મ નિર્જરે, પણ પ્રદેશ તો સર્વ વેદે તે વારેજ તેની નિર્જરા થાય છે, માટે તે પ્રદેશ વેદવાને જીવ સમકિતાદિ ગુણે કરી થોડા કાલે ઘણા પ્રદેશ નિર્જરવાને અરથે વેદ્યમાન દલને નિષે ઉપરના દલ સમય સમય અસંખ્યાત ગુણાકારે સંક્રમાવે તે ભણી એને ગુણ શ્રેણિક કહીએ. તેનાં નામ નિચે મુજબ જાણવાં.

૧ સમકિત ૨ દેશવિરતિ ૩ સર્વ વિરતિ ૪ અનંતાનુબંધીની વિસંયોજના ૫ દર્શન મોહનીનો ક્ષય ૬ ઉપશમ શ્રેણિ ૭ ઉપશાંત મોહની ૮ ક્ષપક શ્રેણિ ૯ ક્ષીણમોહ ૧૦ સયોગી કેવલી ૧૧ અયોગી કેવલી, એ ગુણ શ્રેણિએ ચઢતો જીવ ઘણા કાલે વેદ વા યોગ્ય કર્મ તે અલ્પકાલે નિર્જરે એ અનુક્રમે ગુણ શ્રેણિએ ચઢતા જીવ ઉત્તમ ગુણી જાણવા. સિધ્ધિ સૌધ ( મહેલ ) ચઢવા નિસરણી રૂપ છે.

શિષ્ય—ગુણ ઠાણાં અને ગુણ શ્રેણિમાં શું તફાવત છે.

ગુરૂ—મોક્ષ સાધનનો અનુક્રમ જેવી રીતે ગુણ શ્રેણિમાં છે તેવી રીતે ગુણ ઠાણામાં નથી. ઇત્યર્થ.

પ્ર૦—૧૫૮ જે જે કાર્ય થાય છે તે પાંચ કારણ મલ્યાથી થાયછે તે સ્વામો સાથે બતાવો.

ઊ૦—મતાવલંબીયો કર્ત્તા ઇશ્વરને માને છે પણ જૈન મતમાં તો પાંચ કારણનેજં કર્તા કહ્યા છે.

१कालो २सहाव ३नियइ ४पुव्वकयं ५बुरिषकारणे पंच ॥

समवाये संमत्तं एगंतहोइ मिच्छत्तं ॥ १ ॥

ભાવાર્થ—૧ કાલ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ પૂર્વકત, ૫ પુરૂષાકાર, એ પાંચ મળ્યાથી કાર્ય નિસ્પન થાય છે. ઇહાં એકાંતમાં ને તે મિથ્યાત્વી કહીએ. સમવાયમાં ને તે સમકિતો કહીએ. હવે કાલ લબ્ધિ વિના મોક્ષરૂપ કાર્યસિદ્ધ થાય નહી એટલે કાળ સર્વતું કારણ છે. જે કાળે જે થવાતું હોય તે કાળે તે કાર્ય થાય. જેમ ફળ પાકે છે. દુધતું દહી થાય છે. સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. જન્મે છે, વિણસે છે, બોલે છે, ચાલે છે, ખટ રીતુ, દીવસ રાત કાળા ધોળા વાળ થાય છે. ઊત્સરપ્પિણી અવસરપ્પિણી આરો ઇત્યાદિ સર્વ કાલાનુંસારે થાય છે. ઇહાં કોઈ કહે જે અભવ્ય કેમ મોક્ષ જાતો નથી. (ઊત્તર) અભવ્યને કાળ મળે પણ તેમાં સ્વભાવ નથી. કેમ કે કાલ સ્વભાવ બે કારણ જોઇએ તે સ્વભાવ કેવો છે. જેમ યૌવન સ્ત્રી વંધ્યા, બાલ નં જણે સ્ત્રીને મુછ નહી, હથેળીમાં વાળ ન ઊગે, મોર પીછ ચીત્ર, સંધ્યા રંગ, જીવોના વિવિધ અંગોની રચના વસ્તુનો વર્ણ ગંધ રસ સ્પર્શ કંટકાદે, અગ્નિની ઊર્ધ ગતી, પક્ષીની ગતી, ખટ દ્રવ્યાદિક પોત પોતાને સ્વભાવે વર્તે છે, સુંઠ વાયુ હરે, કાંગડુ ચઢે નહી, સર્પમાં વિષ છેં, મણિ વિષ હરે છે મત્સતુંબ તરે છે ઈત્યાદિ સ્વભાવે થાય છે, ઈહાં કોઈ કહે જે ભવ્યમાં તો મોક્ષ જવાનો સ્વભાવ છે તો સર્વ ભવ્યો કેમ મોક્ષ જાતા નથી. (ઉત્તર) નિયતિ જે નિશ્ચય સમકિત જાગે ત્યારે મોક્ષ પામે. એટલેં ભવિ તવ્યતા જે ભાવિ હોય તે થાય. આંબે મોહોર ઘણો હોય પણ કોઇ ખરી પડે કોઇ પાકે છે વિણ ચીતવ્યું આવી મળે છે. ચીંતવ્યું નાશ પામે છે. બ્રહ્મદત્તની આંખો ગોવાલે ફોડી. ઘરમાંથી મરી જાય છે, સંગ્રામમાંથી જીવતો આવે છે, જેમ આ હેડીને નાગે ડસ્યો, બાણ સીચાણાને લાગે, કોકુહો ઉડી ગયો. એ સર્વે નિશ્ચયથી થાય છે, ઇહાં કાલ સ્વભાવ નિયતિએ ત્રણ કારણ મળ્યાં, ફેર પુછયું જે સમકિત આદે કારણ તો શ્રેણિક રાજાને હતાં તો તે મોક્ષ કેમ ન ગયો. (ઉત્તર) પૂર્વક્રત કર્મ ઘણાં હતાં અને ઉદ્યમ કર્યો નહી, કર્મથી ચૌગતી ભ્રમણ થાય છે. જન્મ જરા સુખ-દુઃખ રાજપદ દાસપણુ જીન ચક્રી હરીબલ દેવાદિકને દુઃખ સહન કરવું પડે છે જેમ ઊંદરે ઉદ્યમથી ખોરાકી માટે કરંડીયો કાપ્યો, માંહેથી સર્પે ડસ્યો એ સર્વ કર્માનુસારે થાય છે એટલે ચાર કારણ થયાં. હવે પાંચમું ઉદ્યમ કારણ તે તલમાંથી

તેલ કાઢવું, ઓર્યા વિણ રંધાય નહી. કર્મ પુત્ર છે ઉદ્યમ પીતા છે, દ્રઢપ્રહારી હત્યા કરી ઉદ્યમથી ખટ માસમાં અરિહંત થયો. ટીંપે ટીંપે સરોવર ભરાય. કાંકરે કાંકરે ઢગલો થાય. જલબીંદુથી પથ્થર વહેરાય છે વિદ્યાનું સાધન દામનું મેળવવું, એ સર્વે ઉદ્યમથી થાય છે. એમ પાંચ કારણ મળ્યાથી કાર્ય સિદ્ધ થાય છે, ઈહાં કોઈ કહે જે મરૂદેવી માતાને ચાર કારણ તો મળ્યા પણ પાંચમુ ઉદ્યમ તો કાંઇ કીધો નહી. (ઉત્તર) ક્ષપક શ્રેણિ ચઢવાને શુકલ ધ્યાનરૂપ ઉદ્યમ કીધો છે માટે એ પૂર્વોક્ત૦ પાંચ કારણ મળ્યાથી મોક્ષરૂપ કાર્ય સિદ્ધ થાય છે જેમ સકલ સૈન્ય મળ્યાથી જીતાય છે તેમ પાંચેનય સમુદાય મળ્યાથી કાર્ય સધાય છે નિયતિવસે હલુકર્મિ થઇને નિગોદમાંથી નિકળીને પુન્યે મનુષ્ય ભવ પામીને સદ્દગુરૂ સેવી ભવ સ્થિતિ પરિપાક થવાથી વીર્યોલ્લાસ પામી ભવ્ય સ્વભાવે ઉર્ધગતીએ મોક્ષ નગરે પહોચે છે. ।। ઇતિ પાંચ કારણનું સ્વરૂપ શ્રી વિનયવિજયજીકૃત સ્તવનાદિ અનુસારે ભવ્ય જીવોને અનેકાંત માર્ગની શ્રદ્ધા થવા સારૂ દર્શાવ્યું છે. ।। ઇતિ ભાવ૦ ।।

પ્ર૦—૧૫૯ યોતિષિ આદ દેવોનું સ્વરૂપ તથા તેમના વિમાનની વાખ્યા તથા ગ્રહણ વિષે તથા દ્વીપસમુદ્રની સંખ્યા આદ સમજાયો.

ઉ૦—મેરૂ પર્વતના મધ્ય ભાગે આઠ રૂચક પ્રદેશ તે સમ ભૂતલ કહીએ. ત્યાંથી ૭૯૦ જોજન ઊંચા જઇએ ત્યાંથી આરંભીને ઉપરે જાડપણે ૧૧૦ જોજન માંહે યોતિષિ દેવો રહે છે. સમ ભૂતલા પૃથ્વિ થકી ૭૯૦ જોજન ઉપરે તારા છે, તે ઉપર દશ જોજન ઉચો સૂર્ય છે, તેથી એસી જોજન ઉપરે ચંદ્ર છે, તેથી ચાર જોજન ઉચે નક્ષત્ર છે, તેથી ચાર જોજન ઊંચે બુધગ્રહ છે, તેથી ત્રણ જોજન શુક્ર છે, તેથી ત્રણ જોજન ગુરૂ છે, તેથી ત્રણ જોજન મંગળ છે, તેથી ત્રણ જોજન ઉચે શનીનો તારો છે, એટલે સર્વથી ઉંચે સમભૂતલાથી ૯૦૦ જોજન શનીશ્ચર છે. ઈહાં જોજન તે પ્રમાણ આંગલે લેવો. તે યોતિષિ મનુષ્ય ક્ષેત્રમાંહે ચલ છે, બાહેર દ્વિપ સમુદ્રે સ્થિર છે, ઇહાં નક્ષત્ર અઠાવીશ ચંદ્રથી ઊંચા કહ્યાં તે મધ્યે ભરણી સર્વેથી નિચે ચાલે છે, અને સ્વાતિ સર્વના ઉપર ચાલે છે, અને મૂલ નક્ષત્ર સર્વથી બાહેર ચાલે છે, સર્વ નક્ષત્રની વચમાં અભિચિત નક્ષત્ર ચાલે છે. આશંકા—લવણ સમુદ્રની શીખા દશ હજાર જોજન પહોળી અને સોળ હજાર જોજન ઊંચી ઉછળે છે, અને યોતિષિનાં વિમાન તો નવસે જોજન ઊંચાઈમાં છે તે સર્વે પાણીમાં ઢંકાઇ જાય કે કેમ. સમાધાન—સર્વે પાણીની શીખા માંહે ચાલે છે પણ તે વિમાન ઉદક સ્ફટીકમય છે તેથી પાણી ફાટીને એકલુ થઇ જાય છે, 'વિમાનમાં ભરાતું નથી માટે તે વિમાનોને ફરવામાં હરકત થતી નથી. એક જોજનના એકસઠ ભાગ કરીએ તેહવા છપન ભાગનું ચંદ્રમાનુ વિમાન લાંબુ છે. અને અડતાલીસ ભાગનુ સૂર્ય વિમાન લાંબુ છે, આ પ્રમાણાંગુલથી જાણવું. એટલે ૧૬૦૦ ગાઉના જોજન પ્રમાણે ગણીએ તો સૂર્યવિમાન ૧૨૫૦ કોશ આસરે થાય અને ચંદ્રનું વિમાન

આસરે ૧૪૫૦ કોશ થાય. બે ગાઉ ગ્રહનું વિમાન છે. એક ગાઉનાં નક્ષત્રનાં વિમાનો છે. અર્ધ ગાઉ તારાનાં વિમાનો છે. કોઇ નાહાનાં પણ છે તે સર્વે અર્ધ કોઠ ફલાકારે સ્ફટીકમય જાણવાં જેટલાં લાંબાં છે તેથી અર્ધ ઊંચપણે જાણવાં. ઈહાં જગન્ય આયુવાળા તારાનાં વિમાન લાંબાં પહોળાં ૫૦૦ ધનુષ્ય અને ઉંચાં ૨૫૦ ધનુષ્ય જાણવાં, તે મનુષ્ય ક્ષેત્ર પીસ્તાલીસ લાખ જોજન છે તે મધ્યેના ચર જોતિષનું પ્રમાણ જાણવું, બાહેરના થિર જોતિષિનું પ્રમાણ તો પૂર્વથી અર્ધ ભાગે જાણવું, પુષ્કર વરદ્વિપે મનુષ્ય ક્ષેત્રને વિંટેલો માનુષોત્તર પર્વત સુવર્ણમય ૧૭૨૧ જોજન ઉંચો છે તે બાહેર મનુષ્યનું જન્મ મરણ થાય નહી. વિદ્યાચારણ જાય, વા દેવાદિકની સહાયથી જાય પણ ત્યાં મરણ થાય નહી. સર્વથી ચંદ્રની ગતી મંદ છે, તેથી સૂર્ય સિઘ્રતર છે તેથી ગ્રહની ગતી ઉતાવળી છે તેથી નક્ષત્ર ઉતાવળુ તેથી તારાની ગતી સિઘ્ર છે. પૂર્વના ગ્રહો અનુક્રમે ઉંચા રહેલા તેમજ ગતી પણ સિઘ્ર જાણવી. સર્વથી અલ્પ રિદ્ધિવંત તારા છે. તેથી નક્ષત્ર મહર્ધિક છે તેથી ગ્રહ, તેથી સુર્ય, તેથી ચંદ્ર મહધિક છે એમ અનુક્રમે રિદ્ધિવંત જાણવા. તારા પંચવર્ણે છે બીજા સર્વ જોતિષિ અગ્નિએ તપાવેલા સુવર્ણવર્ણે જાણવા. તે સર્વે ભલા વસ્ત્રાભરણ મુગટે અલંકૃત હોય છે ચંદ્રમાના વિમાનવાસી દેવોને મુગટને વિષે ચંદ્રમાનું ચિન્હ હોય છે તેમ સર્વ જોતિષિના મુગટને અગ્રભાગે પોતપોતાનાં ચિન્હ હોય છે તેથી તે ઓળખાય છે, યદ્યપી જગત સ્વભાવે ચંદ્રાદિકનાં વિમાનો નિરાલંબન આકાશને વિષે પોતાની મેળે વહેતાં રહે છે તો પણ પ્રભુતા અરથે આદેસકારી દેવો તે સેવક દેવતા ચંદ્ર વિમાનને લેઇ ચાલનાર ૧૬૦૦૦ અને સૂર્ય વિમાનવાહક ૧૬૦૦૦ અને ગ્રહના ૮૦૦૦ દેવો અને નક્ષત્રના ૪૦૦૦ તથા તારાના વિમાનવાહક, ૨૦૦૦ દેવો છે તે સિંહાદિક ચારરૂપે ઉપાડી ચાલે છે, સર્વથી રિદ્ધિવંત ચંદ્રમા છે માટે તેનો પરીવાર કહે છે, મંગલાદિ અઠાસી ગ્રહ છે, અને અઠાવીશ નક્ષત્ર છે, છાસઠ હજાર કોડાકોડી નવસે કોડાકોડી પંચોતેર કોડાકોડી તારાની સંખ્યા જાણવી. એ સર્વે એક ચંદ્રનો પરિવાર જાણવો.

આશંકા—પીસ્તાલીસ લક્ષ જોજન મનુષ્ય ક્ષેત્ર માંહે તે કેમ સમાય,

સમાધાન—કોઇ ઊત્સેધ આંગુલે તારાનાં વિમાન કહે છે એટલે પ્રમાણાંગુણ ક્ષેત્ર માંહે ઉત્સેધ આંગુલ વિમાન સમાઇ જાય છે.

વલી કોઇ સજ્ઞાંતર કહે છે. તત્ત કેવલ ગમ્મ.

શિષ્ય—પીસ્તાલીસ લક્ષ જોજનના કેટલા પદાર્થ તથા લક્ષ જોજનના કેટલા પદાર્થ લોકમાં છે.

ગુરૂ—પહેલી નરકે સોધેંદ્રને નીવા આપવાનું પાલક વિમાન એવં ચાર.

૧ સીમંત નામે નરકવાસો, ૨, મનુષ્ય ક્ષેત્ર, ૩, ઉડુ વિમાન સુધર્મ દેવલોકે, ૪ સિદ્ધ સિલા, એ ચાર પદાર્થ પીસ્તાળીશ લાખ જોજનના મહોટા છે અને ૧, સાતમા નરકનોઅપઇઠાણ નામે નરકવાસે ૨, સર્વાર્થ સિદ્ધ વિમાન ૩ જંબુદ્રીપ પદાર્થ પ્રત્યેક લક્ષ જોજન પ્રમાણે મોટા છે ઇતિ ઠાંણાગે.

શિષ્ય—ચંદ્ર સૂર્ય ગ્રહણ વિષે શું સમજવું.

ગુરૂ—રાહુનું વિમાન ચંદ્ર વિમાનથી નિચે ચાર આંગલ ચાલે છે તે કાલુ

વિમાન નિત્ય રાહુનું છે, તે અંધારે પક્ષે એકમથી એક એક ભાગ ચંદ્રકલાને ઢાંકે છે અને અજવાલે પક્ષે એકેક કલાનો ભાગ ઢાંકેલો પાછો મુકે છે. જેથી લોકમાં ચંદ્રના તેજની હાની વૃદ્ધિનો ભાષ થાય છે. સેન પ્રશ્ને તો રાહુનુ વિમાન ચંદ્ર સૂર્યથી ઉંચુ કહ્યું છે તે ફરતુ ફરતુ દશ જોજન નિચે આવે છે તેથી રાહુ ગ્રહ છે. એમ કહ્યું છે. બીજો પર્વ રાહુ તે ચંદ્ર સૂર્યને ગ્રહણ કરે છે એટલે આવરે છે. તે જન્યથી છ મહીને બેહુને ઢાંકે છે.

આશંકા—ચંદ્રમંડલ મહોટુ છતાં રાહુનું વિમાન બે કોષનું તે કેમ ઢાંકે?

સમાધાન—પ્રાઙક વચનથી નિશ્ચય નહી કોઇ મહોટુ પણ હોય વા કાલાસના પ્રભાવથી બહુધા ઉજ્વલને ઢાંકે છે. જેમ મસીના ટીંપાથી સ્ફટીકનો કટકો કાલો દેખાય છે વલી ગ્રહણ વિષે લોકો કહે છે.

ગયા માસની બીજ અંધારી, જોષી જુઓ જોષ વિચારી;
બીજનું નક્ષત્ર પુન્યમને મલે, નિશ્ચે રાહુ ચંદ્રને ગલે. ૧
અર્થાત્ ચંદ્રગ્રહણ થાય.

તેમજ ગયા માસની બીજ અજવાલી. જોષી જુઓ જોષ વિચારી;
એ નક્ષત્ર અમોસને મલે, નીશ્ચે રાહુ સૂર્યને ગલે ૨
અર્થાત સૂર્ય ગ્રહણ થાય.

એટલે અમાવાશ્યાનું સૂર્ય ગ્રહણ થાય અને પુન્યમનું ચંદ્રગ્રહણ થાય, તે કેટલી ઘડી પળ રહે છે તેનું ગણીત ચોતિષ શાસ્ત્રાનુસારે જાણવું. એમાં આશ્ચર્યકારી નથી. માત્ર આ ઉપરથી બ્રાહ્મણ લોકોને ભગવાન ધારશો નહી. ચંદ્ર પન્નતી સૂર્ય પન્નતી આદે જૈનાગમ જોયાથી ચોતિષાદિકનું સ્વરૂપ સ્પષ્ટ માલુમ પડશે કે જે સર્વજ્ઞ વિના બીજો એહવા ભાવ કેમ જાણી શકે.

આ જંબુદ્વિપમાં બે ચંદ્રમા અને બે સૂર્ય છે. લવણ સમુદ્રે ચાર ચંદ્ર ચાર સૂર્ય છે. ધાતની ખંડે બાર બારછે કાલોદધી સમુદ્રે બેતાલીસ બેતાલીસ છે. પુસ્કર વર દ્વિપે બહોતેર ચદ્ર બહોતેર સૂર્ય છે. તે સર્વે ફરતા જાણવા. શેષ અઢી ધિપ બાહેર ચંદ્ર સૂર્યાદિ થિર જાણવા. અઢી ઊદ્ધાર સાગરો પમના જેટલા સમય થાય તેટલા દ્વિપ સમુદ્ર જાણવા, તે એકેકથી બમણા વિસ્તારે જાણવા. છેવટ સર્વને વિટેલો સ્વયંભૂ રમણ સમુદ્ર જાણવો તે અર્ધરાજ પ્રમાણ છે. કુલ અઢી ધીપમાં ૧૩૨) ચંદ્ર તથા ૧૩૨ સૂર્ય છે ૧૧૬૧૬ ગ્રહ છે ૩૬૯૬ નક્ષત્ર છે ૮૮૪૦૭૦૦ કોડા કોડી તારા છે.

પ્રઃ-૧૯૦ આ જંબુધિપમાં જે ક્ષેત્ર છે તથા પર્વત છે તેનું થોડુક સ્વરૂપ સમજાવો

ઊ—આ જંબુદ્વિપ એક લાખ જોજન છે તેના ૧૯૦ ખંડ છે. તે દરેક ખંડ પ૨૬ જોજન ઊપર છકલાનો છે, ઓગણીસ કલાનો એક જોજન થાય છે. છેક દક્ષણમાં ભરત છે તેમજ છેક ઊતરમાં ઐરવત ક્ષેત્ર છે. વચમાં માહા વિદેહ છે. તે મધ્યે મેરૂ પર્વત છે, ભરત ક્ષેત્રમાંથી ઊંત્તર જતાં દરેક ગિરિ તથા ક્ષેત્ર આવે છે, તેનાં નામ ખંડ પ્રમાણ નિચેના કોઠા પ્રમાણે સમજવાં, કારણ, બાલ જીવને સુગમ રીતે સમજી સકાય માટે, વિશેષ વાખ્યા ક્ષેત્ર સમાસ આદે ગ્રંથોથી જાણવી.

| નંબર | ગિરિક્ષેત્રનું નામ. | ખંડ. | જોજન પ્રમાણ. | કલા. | |
|---|---|---|---|---|---|
| ૧ | ભરતક્ષેત્ર. | ૧ | ૫૨૬ | ૬ | |
| ૨ | ચુલ્લહેમવંત પર્વત પીત સુવર્ણમય. | ૨ | ૧૦૫૨ | ૧૨ | |
| ૩ | હેમવંતક્ષેત્ર. | ૪ | ૨૧૦૫ | ૫ | |
| ૪ | મહાહેમવંત પર્વત પીત સુવર્ણમય. | ૮ | ૪૨૧૦ | ૧૦ | |
| ૫ | હરિ વર્ષક્ષેત્ર. | ૧૬ | ૮૪૨૧ | ૧ | |
| ૬ | નિષધ પર્વત રક્ત સુવર્ણમય. | ૩૨ | ૧૬૮૪૨ | ૨ | |
| ૭ | મહા વિદેહક્ષેત્ર. | ૬૪ | ૩૩૬૮૪ | ૪ | તેની મધ્યે મેરૂપર્વત લક્ષ જોજન ઊંચોછે. |
| ૮ | નીલવંત પર્વત વૈડુર્ય રત્નમય. | ૩૨ | ૧૬૮૪૨ | ૨ | |
| ૯ | રમ્યક્ક્ષેત્ર. | ૧૬ | ૮૪૨૧ | ૧ | |
| ૧૦ | રૂપીપર્વત રૂપ્યમય. | ૮ | ૪૨૧૦ | ૧૦ | |
| ૧૧ | ઐરન્યવંતક્ષેત્ર. | ૪ | ૨૧૦૫ | ૫ | એવં જંબુદ્વિપે છકુલગીરી અને સાત ક્ષેત્રછે તે પૂર્વ પશ્ચિમ ફેલાયલા છે. |
| ૧૨ | શિખરી પર્વત પીત સુવર્ણમય. | ૨ | ૧૦૫૨ | ૧૨ | |
| ૧૩ | ઐરવતક્ષેત્ર. | ૧ | ૫૨૬ | ૬ | |

એ રીતે લક્ષ જોજન જંબુદ્વિપનું માન છે. જંબુદ્વિપનો પરિધ ૩૧૬૨૨૭ જોજન ત્રણ ગાઊ અને ૧૨૮ ધનુષને સાડાતેર આંગલ છે પ્રસંગે લવણ સમુદ્રની પરશ્રી ૧૫૮૧૧૩૯ ધાતકી ખંડની ૪૧૧૦૯૬૧) કાલોદધી સમુદ્રની ૯૧૭૦૬૦૫ અર્ધ પુષ્કર દ્વીપની ૧૪૨૩૦૨૪૯ એ રીતે અઢી ધીપનો પરિધ જાણવો હવે જંબુદ્વીપમાં સર્વ નદીયો ૧૪૫૬૦૦૦ છે તેમાં મ્હોટી નદીયો ૭૮ છે અરન્યવંત, રમ્યક, હેમવંત હરિ વર્ષ, એ ક્ષેત્રોમાં જુગલીયાં વસે છે, વલી મેરૂની ઊત્તર દક્ષણે દેવકુરૂ ઊત્તર કુરૂક્ષેત્ર છે તેમાં પણ જુગલીયાં રહે છે. તથા છપ્પન અંઅંતર ધીપમાં પણ જુગલીયાં રહે છે. અંતર ધીપ એ હેમવંત તથા સીખરી પર્વતની દાઢાઓ આઠ, સમુદ્રમાં છે. તે દાઢાઓ ઊપર દરેકમાં સાંત અંતર ધીપ છે. તેથી છપ્પન થયા. તેમાં આઠસે ધનુષ કાયાવાલા જુગલીયાં છે પૂર્વના હેમવંતાદિમાં એક ગાઊ અને હરી વર્ષાદિમા બે ગાઊવાલાં જુગલ છે, બોર તથા આંબલા પ્રમાણે આહાર છે. હવે ભરત ક્ષેત્રની વાખ્યા કહે છે ચુલ હેમવંત પર્વતની વચ્ચે આવેલા પદ્મ દ્રહમાંથી પૂર્વ પશ્ચિમ નિકલેલી ગંગા તથા સિંધુ એ બે નદીયો દક્ષણ તરફ વલે છે, અને વૈતાઢય પર્વતમાં થઇને લવણ સમુદ્રમાં મલે છે તેથી ભરત ક્ષેત્તના છ ભાગ થયાછો, ત્રણ ઊત્તરમાં ત્રણ દક્ષણમાં વચે વૈતાઢય છે, દક્ષણનો વચલો ભાગ આર્ય છે, શેષ પાંચ ભાગ અનાર્ય છે. વચલા ભાગમાં માગધ વરદામ પ્રભાસ એહવાં ત્રણ તીર્થ છે, તેમાં દેવતાને રહેવાના ગૃહ છે. મધ્યમાં અયોદ્ધા નગરી છે, ઐરવત ક્ષેત્રનું વર્ણન ભરત ક્ષેત્રની માફક સમજવું. માત્ર નદીયો વિગેરેનાં નામમાં ફેર છે.

હવે શ્રી માહા વિદેહ ક્ષેત્રનુ વર્ણન કરે છે જીહાં સદાય ચોથા આરાના ભાવ વર્તે છે. અને ભરત ઐરવતમાં સર્વ કાલ ચક્રના આરક ફરે છે. ચડ ઊતર છે. કેમકે ઊત્સરપ્પિણી અવસર પ્પિણી વર્તે છે માટે, માહા વિદેહ ક્ષેત્રમાં વર્તમાન વીશ તીર્થંકરનો જન્મ, દીક્ષા કેવલ મોક્ષ સાથે જ હોય છે. પાંચે મહા વિદેહમાં દરેક વિહરમાન પ્રભુને ૮૪ ગણધર, દશ લક્ષ કેવલી, સો ક્રોડ સાધુ સો ક્રોડ ડસાઢીછે, દરેક પ્રભુનુ આયુ ચૌરાસી લાખ પૂર્વનું છે. કાયા પાંચસે ધનુષની છે. વિશેષ વાખ્યા ગ્રંથાંતરથી જાણવી.

પ્ર: ૧૬૧ સર્વદ્વિપ સમુદ્રના નામની સંકલના કેવી રીતે છે તથા પર્વતની સંખ્યા કેટલી છે

ઊ—લઘુક્ષેત્ર સમાસમાં શ્રી રત્નસેખર સુરિએ કહ્યું છે જે આ જંબુદ્વીપ તે પ્રમાણાંગુલે લાખ જોજન ગોલાકારે પહોલો છે, બીજા સર્વ દ્વિપ સમુદ્ર બમણા બમણા જાણવા બીજો ત્રીજો છેલ્લો એ ત્રણ સમુદ્રના પાણી, પાણી સદસ્ય છે, અને પેહેલો લવણ સમુદ્ર તથા ચોથો વારૂણી પાંચમો ક્ષીરસમુદ્ર છઠો ધૃતવર એ ચારનાં નામ સદસ્યરસ છે, બાકીના સર્વે અસંખ્યાતા સમુદ્રોનાં પાણીનો રસ સેલડી સદસ્ય જાણવો, જંબુદ્વીપે લવણસમુદ્ર, ધાતકી ખંડે કાલો દધી

શેષ સમુદ્ર તે સર્વે દ્વિપના નામે જાણવા. જંબુદ્વિપે એક મેરૂ સુધાં ૨૬૯ પર્વત છે. લવણ સમુદ્રમાં ૮ છે. ધાતકી ખંડે ૫૪૦ પુષ્કરાર્ધને વિષે ૫૪૦ છે, સર્વે મળી મનુષ્ય ક્ષેત્રે ૧૩૫૭ પર્વત શાસ્વતા સોના રૂપાના તથા રત્નમય જાણવા.

પ્રઃ—૧૬૨ મનુષ્ય ક્ષેત્રમાંહે જે પદાર્થ છે અને તે બાહેર નથી તે કીયા.

ઉઃ—નદી, દ્રહ, મેઘનો ગર્જારવ બાદર અગ્નિકાય, મનુષ્યનો જન્મ મરણ, કાલમાન જે દીવસ ઘડી પ્રમુખ, વિજલીનો ચય અપચય, ચંદ્ર સૂર્યનું ફરવું એટલા પદાર્થ મનુષ્ય ક્ષેત્ર બાહેર ન હોય એહવો ક્ષેત્ર સ્વભાવ જાણવો.

પ્રઃ—૧૬૩ અઢી દ્વીપના મનુષ્ય ગર્ભજ પર્યાપ્તા ઉત્કૃષ્ટ કાલે કેટલી સંખ્યાએ હોય.

ઉઃ—૭૯૨૨૮૧ ૬૨૫૧૪૨ ૬૪૩૩૭૫૯૩ ૫૪૩૯૫૦ ૩૩૬ થાય. તેની કુંચી જે એકદુબે,બેદુચાર, એમ ઠાણ બમણા છન્નુવાર કરીએ તો ઉપરની સંખ્યા ઓગણત્રીસ આંકની આવે, અથવા છ વર્ગ કરતાં જે રકમ થાય તેટલી પણ કહીછે અહીં એકનો વર્ગ થાય નહી તેથી પૂર્વેની સંખ્યા થાય છે.

શિષ્ય—સંખ્યાતા કયાં સુધિ કહીએ.

ગુરૂ—એકસો ચોરાણુ આંક સુધિ સંખ્યાતા છે ઉપરાંત અસંખ્યાતા કહીએ તથા લોક પ્રકાશમાં પણ પાલાને દ્રષ્ટાંતે સંખ્યાતાદિકની વાખ્યા કહી છે ત્યાંથી જાણવી.

પ્રઃ—૧૬૪ દેવતાને દેવીયો સાથે કામ ભોગ કેવી રીતે હોય.

ઉ—વ્યંતર ભુવનપતી જોતિષિ અને વૈમાનીક જે ૧ સુધર્મ, ૨ ઇશાન દેવલોક સુધી દેવીયોનું ઉપજવું છે ત્યાં દેવીયો શાથે કાયાએ કરી ભોગછે, મનુષ્યની પેરે વીર્ય ખરે છે તેથી દેવીયો ત્રપ્ત થાય છે પરંતુ તે વૈક્રીય શરીરના શુક્ર પુદ્દગલથી ગર્ભ ઉપજે નહી અને જે ચક્રવર્તિને વૈક્રીયથી ગર્ભ ઉપજે છે તે તો ઉદારીક વૈક્રીય જાણવો. મૂલ શરીર ઉદારીક પણે વૈક્રીને પ્રણામાવે સંગ્રહણી ગાથા ૧૬૬ ચોથા કર્મ ગ્રંથની ગાથા ૪૨ માં દેવતા થકી દેવીઓ બત્રીસ રૂપે અધિક બત્રીસ ગુણી હોય. મનુષ્યથી સતાવીસ ગુણી મનુષ્યણી હોય હોય અને ત્રીજંચણી ત્રણ ગુણી અધીક કહી છે તે શું. અહીં જ્ઞાન વિમળજી અલ્પા બહુત્વની સઝાયમાં બત્રીસ ગુણી અધીક એટલે બત્રીસ ગુણી ઉપર બત્રીસલાવ્યા છે. ઇત્યર્થઃ૩ સનત કુમાર,૪ માહેદ્ર દેવલોકને વિષે સ્પર્શ ભોગછે, ૫ બ્રમ,૬ તથા લાંતક દેવલોકે રૂપ દેખવાથી કામાભિલાષ પુરો થાય છે, ૭ શુક્ર, ૮ સહસ્રારવાસી દેવોને શબ્દ સાંભળ્યાથી મૈથુન ઇચ્છા પૂર્ણ થાય છે, ૯ આનત, ૧૦ પ્રાણત, ૧૧ આરણ્ય, ૧૨ અચ્યુત એ ચાર દેવલોકે દેવોને માત્ર મને કરીનેજ વિષય સેવા છે, અપર ગૃહિતા દેવીસહસ્રાર દેવલોક શુદ્ધિ જાય, ઉપરાંત દેવીયોનુ ગમણાગમણ નથી. હેઠલના દેવતા બારમા ઉપરાંત જાય નહી તેમજ ગ્રૈવેક, અનુત્તરવાસી દેવોને ગમણાગમણ અત્રે આવવાનું પ્રયોજન નથી. અને તેમને શ્રી

વિષય ભોગવિલાસ બીલકુલ નથી, પ્રવચનસારો દ્વાર ૨૬૬ થી જાણવું. હવે તે દેવો સજ્યામાં બેઠા થકી પ્રભુની ભક્તિ કરે છે. સંદેહ પડે કે વલી તેમનો વર્ગણાએ પ્રશ્ન કરે તેનો ઉત્તર અવધિજ્ઞાને જાણી લે, પરંતુ અહીં આવે નહી એ કલ્પાતિત દેવો સર્વે ઇંદ્ર સરખા અહંમેંદ્ર છે. ઇતિ ભાવ.

પ્રઃ—૧૬૫ દેવતા અત્રે સા કારણથી આવતા નથી અને તે કેમ ઓલખાય તેમનો આહાર, લેસ્યા, ઊપજવું આકાર, નિર્મલ સરીર, સંઘયણ, સંસ્થાન, આદેનુ સ્વરૂપ શી રીતે છે.

ઊ—દેવતાઓનું આયુ, સુખ, બલ, વર્ણ, લેસ્યા જ્ઞાનાદિ સંગ્રહણીમાં વિસ્તારથી વર્ણવ્યું છે. ત્યાંથી જોવું, દેવતાનું જેટલા સાગરનું આયુ હોય તેટલા પક્ષે સ્વાસો સ્વાસ લે છે અને તેટલા હજાર વર્ષે આહાર લે છે. શરીરનો આકાર રૂપ સંસ્થાન રૂડુ હોય છે, પરંતુ દેવતા નારકી અને એકેંદ્રી તેમને સંઘયણ નથી. અને તેને લોમ આહાર છે. ૧ ઇહાં દેવતાને મન કલ્પીત શુભ પુદ્ગલનો સર્વ કાયાએ આહાર કરે, નારકીને અશુભ પણે પરિણમે, શેષ વિગલેંદ્રી, મનુષ્ય તિર્યંચ પંચેંદ્રી કવલ આહારી હોય. ૨ શરીર પૂર્ણ થયા પહેલાં જે આહાર કરે તેને ઓજ આહાર કહીએ ૩ મનુષ્ય તિર્યંચ ને સચિત્ત અચિત્ત મિશ્ર ત્રણ પ્રકારનો આહાર હોય, અને દેવતા નારકીને સદા અચિત્ત આહાર હોય, વલી હાડ, માંસ, રૂધીર ચામડી ચરબી, નખ, રોમ દાઢો મુછની વૃદ્ધિ મૂત્ર વિષ્ટા પ્રસેવાદિ મલ રહિત નિર્મલ સુગંધી શરિર સર્વે દેવોનું હોય, ફુલની સજ્જામાં ઊપજે છે. યૌવન અવસ્થા સહિત, નિંદ્રા જરા રોગ રહિત રૂપવંત હોય, ઘણી શક્તિવંત હોય જેથી એક ચપટીમાં એકવીશવાર જંબુદ્વિપ ફરી આવે હવે દેવતાને ઓલખવાનાં લક્ષણ કહે છે. ૧ આંખ મિટકારે નહી. ૨ મને કરી સર્વ કાર્ય સાધે ૩ ફુલની માલા ગલામાં કરમાય નહી ૪ ધરતીથી ચાર આંગલ ઊંચા પગ રાખે પણ ભૂમિએ ફરસે નહી ૫ પરસ્વેદ રહીત એહવા દેવતા હોય, તે અત્રે તીર્થં કરના કલ્યાણ કટાણે, વા સમોસરણ અવસરે, વા. મુનિના તપથી સાહ્ય માટે પરિક્ષા માટે સંધોપ દ્રવ્ય નિવાર્ણાર્થેસ્નેહથી વૈરથી ઇત્યાદિ કારણે આવે, નહી તો મનુષ્ય લોકની દુર્ગંધથી દેવતે અદભૂત સુખ મુકી અત્રે આવે નહી.

॥ यदुक्तं ॥

चत्तारिपंच जोअण, सया इगं धोयमणुअ लोअस्स ॥

उद्वंवञ्च इजेण, नहु देवा तेण आवंति ॥ २ ॥

અર્થાત મનુષ્ય લોકથી ચારસે પાંચસે જોજન ઊંચી દુર્ગંધ ઊછલે છે માટે દેવતા અત્રે આવે નહી તે દેવોને તેજુ પદ્મ, શુકલ, એ ત્રણ લેસ્યા હોય.

પ્રઃ—૧૬૬ ચાર નિકાયના દેવતામાં અનુક્રમે મહાધક કીયા, તથા સુરા સુરઓને કહીએ.

ઊ—૧ વ્યંતર, ૨ જોતષી ૩ ભુવન પતી ૪ વૈમાનીક જે મુખ્યમે પ્રશાન સનતકુમારાદિ ચઢતા અનુક્રમે મહદ્ધિક જાણવા. ઇતિ સેન પ્રશ્ને ॥ વાણ વ્યંતર ભુવન પતી અસુર અને જોતિષી, વૈમાનીક તે સુર કહેવાય છે.ઈ.

પ્ર:—૧૬૭ બાસઠ માર્ગણા બોલની ગાથા તથા પ્રસંગે ગતી ઈંદ્રી આશ્રી અલ્પ બહુત્વનુ સ્વરૂપ સમજાવો.

ઊ—અર્થ ગાતી ૪ ઇંદ્રી. ૫કાય. ૬ જોગ. ૩ વેદ. ૩ કષાય. ૪ જ્ઞાન.

„ गइ' इंदिय काए ॥ जोए वेए कषाय नाणेसू ॥

સંજમ. ૭ દંસણ. ૪ લેસ્યા. ૬ ભવ્ય અભવ્ય. ૨ સમકિત ૬ સંનીઅસંની. ૨ આહાર અણુહારી. ૨

संजम दंसण लेसा ॥ भव सम्मे सन्नि आहारे ॥१॥

એવં બાસઠ માર્ગણા બોલ વિસ્તાર કર્મ ગ્રંથથી જાણવો "હવે અલ્પ બહુત્વ કહે છે" મનુષ્ય ગતીના જીવ સંખ્યાતા છે. ઓગણત્રીસ આંકની સંખ્યા માટે, તેથી અસંખ્યાત અધિક સ મુર્છીમ મનુષ્ય જાણવા. તેથી નારકીના જીવ અસંખ્ય ગુણા, તેથી દેવતા અસંખ્ય ગુણા અધિક, તેથી તિર્યંચ અનંત ગુણા, અધિક જાણવા સ્યાથી જે તિર્યંચ માંહે વનસ્પતિના જીવ નિગોદિયા અનંત છે માટે ઇતિ ગતી માર્ગણા ॥ હવે ઇંદ્રી માર્ગણાએ થોડા પંચંદ્રી જીવ છે, તેથી વિશેષાધિક ચૌરેંદ્રી જીવ છે તેથી અધીક તેરેંદ્રિ તેથી અધિક બેરેંદ્રી, તેથી એકેંદ્રી અનંત ગુણ જાણવા.

ઇમ ચૌદ માર્ગણાએ અલ્પ બહુત્વ વિસ્તાર કર્મ ગ્રંથથી જાણવો ઘણાઠેકાણે બાસઠ બોલની ધારણા કામ આવે છે માટે અત્રે નામ માત્ર મુખવન કર્યું છે.

પ્ર:—૧૬૮ શુભાશુભ કર્મ પ્રકૃતિના રસનું સ્વરૂપ શી રીતે સમજવું.

ઉ—અશુભ પાપ પ્રકૃતિનો કટુક રસ સહેજનો એકઠાણીયો હોય તે કટુક અને બેઠાણીયો તે કટુકતર, ત્રણ ઠાણીયો તે કટુકતમ ચોઠાણીયો તે અતિ કટુકતમ જાણવો. જેમ નિંબરસ ૧ સેરતે એકઠાણીયો તેને કઢીને અર્ધસેર કરે તે બેઠાણીયો, ત્રીજો ભાગ રહે તે ત્રીઠાણીયો, અને સેરનો પાસેર રહે તે ચોઠાણીયો તિવ્ર રસ જાણવો તેમજ શુભ પુન્ય પ્રકૃતિનો સહેજનો રસ સેલડીની પેરે મધુર એકઠાણીયો તે મિષ્ટતર, બેઠાણીઓ તે મિષ્ટતર ત્રણઠાણીયો તે મિષ્ટતમ, ચોઠાણીયો અત્યંત મિષ્ટતમ જાણવો, તે પણ પૂર્વવત્ કટુકઠામે મિષ્ટ રસ ઉકાલી ભાગ પાડી ઠાણ સમજવાં, કષાયનીતા ૨ તમ્યતાએ રસનુતર તમપણુ હોય એટલે કષાયની મંદતાએ મંદરસ બાંધે, અને તીવ્ર કષાયે ચઢતા રસની પાપ પ્રકૃતિ બાંધે તેમજ શુભ પુન્ય પ્રકૃતિનો રસ કષાયોદય મંદતારૂપ અતિ વિશુધાધ્યવસાયે કરી અધિક મિષ્ટ રસ બંધાય છે. અસંખ્યાતા લોકાશ પ્રદેશ પ્રમાણુ સંક્લેશાનાં સ્થા-

નક છે, તેથી કાંઇ એક ઝાઝેરાં વિશુદ્ધિનાં સ્થાનક છે, તે સર્વે અધ્યવસાય આ શ્રી જાણવાં પાંચમા કર્મ ગ્રંથની ગાથા ૬૪ ના ભાવાર્થમાં ઉપશમ શ્રેણિએ ચઢીને પડે તે માટે સંકલેશ અને વિશુદ્ધિ સ્થાનક સરખાં ગણ્યાં જેમ પ્રાસાદ ઉપર ચઢવાનાં ઉતરવાનાં પગથીઆં સરખાંજ હોયછે તેમ પરંતુ ક્ષેપક શ્રેણિના જે વિશુદ્ધાધ્યવસાય સ્થાનકે ચઢે છે તે પાછો ઉતરતો નથી તેથી સંક્લેશ સ્થાનક તેટલાં ઓછાં હોય અને વિશુદ્ધિનાં અધિક જાણવાં.

પ્ર:—૧૬૯ આત્મઆંગલ, ઉત્સેધ આંગલ, પ્રમાણ આંગલનું માન શી રીતે સમજવું.

ઉ—૧ આત્મઆંગલ-જે જુગમાં જે પુરૂષ ૧૦૮ આંગલ ઉંચો હોય તે પુરૂષના પોતાના આંગલ તે ઇહાં આત્મઆંગલ કહ્યા, ઓછા અધિકા થાય તેનું ગણીત આત્મ આંગલ ન કહેવાય વસ્તુનું પ્રમાણ, ઘર, તળાવ કુવા ભૂમિ ટાંકાં ઇંત્યાદિનું માપ થાય છે તે આત્મ આંગલે જાણવું. પ્રથમ ભરતને અંગુલે માપતા અને છેવટ વીરના આંગલે મવીને ઘરાદિક કરતા તેને આત્મઆંગળ કહીએ.

૨ ઊત્સેધ આંગલ:—૨૦ ૯૭૧૫૨ બાદર પરમાણુ એક આંગલને વિષે હોય અને તે સુક્ષ્મ પરમાણુએ એક બાદર પરમાણું થાય એ હવા આઠ બાદર પરમાણુએ એક ત્રસરેણું થાય એ હવા આઠ [1] ત્રસરેણુએ એક [2] રથરેણું થાય આઠ રથરેણુએ એકવાલાગ્ર થાય, આઠવાલાગ્રે એક લીખ થાય, આઠ લીખે એક ચુકા (જુ) થાય, આઠ ચુકાએ એક યવ થાય. એહવા આઠ જવે એક ઊત્સેધ આંગલ થાય ૭ ઉત્સેધ આંગલે એક પગ થાય, એજવ, આંગલ, પગ, સર્વે આડા માંડીએ પણ ઊભાનું ગણીત નહી. એહવા બે પગે એક વેંત થાય, બે વેંતે એક હાથ અથવા ચોવીસ આંગલનો એક હાથ થાય, ચાર હાથે એક ધનુષ બે હજાર ધનુષે એક કોશ તેવા ચાર કોશનો એક જોજન ગણાય છે, ઇહાં ઊત્સેધ આંગલના માનથી દેવાદિકનાં શરીરનું માપ થાય છે.

૩ પ્રમાણ આંગલ—એક ઊત્સેધ આંગલથી ચારસે ગુણો વિસ્તારે અને અઢીસેગુણો જાડપણે અર્થાત્ એક હજાર ગુણો પ્રમાણ આંગલ થાય જેથી પર્વત, વિમાન, પૃથ્વિ, ભુવન, નરકાવાસાદ્વિપ, સમુદ્રનુ પ્રમાણ આ પ્રમાણ આગલે કરી થાય છે, પ્રવચન સારો દ્વાર. ૨૫૪ થી જાણવું.

પ્ર:—૧૭૦ તીર્થંકર ગ્રહવાસ છતાં પુજનીક છે કે ત્યાગી થયા પછે જ પુજનીક છે. ૩

ઊ—દેવ લોકાદિકથી ચવી માતાની કુખે ઉપજે તે ચવન કલ્યાણક બીજુ જન્મ, ત્રીજુ દિક્ષા, ચોથુ કેવલ, પાંચમુ મોક્ષ એ પાંચે કલ્યાણક પૂજવા યોગ્ય છે. દેવેંદ્ર પણ ભક્તિ કરે છે. તો મનુષ્ય કેમ ન કરે ? ઇહાં કોઇ મંદમતી તીર્થંકરને વિપાકોદય કેવલ થયા પછે પુજનીકપણુ કહે છે તે એકાંત વાદી જાણવા.

---

૧ ત્રસરેણ—છાપરામાં હે સૂર્યનું પ્રતિબંબ પડે છે. તેમાં ઉડતી ખેહની આકૃતિ તે.
૨ રથરેણ—રથ ફરતાં ઉડતી ખેહનો અંશ લાગતે.

પ્ર:—૧૭૧ તીર્થંકર ગૃહવાસે અવિરતિ છતાં તેમને મુનિ વંદણા કરે કે નહીં.

ઊ:—વંદણા નમસ્કાર બે પ્રકારનો છે, એક દ્રવ્યથી તે પંચાંગ પ્રણાંમ બીજો ભાવથી તે મન પ્રણામ નમો અરિહંતાણં આદિ, એટલે જ્યાં શુદ્ધિ પ્રભુ ગૃહવાસ. હોય ત્યાં શુધી મુનિ વ્યવહાર સાચવવા. ભણી દ્રવ્યથી વંદણા ન કરે, પણ ભાવથી વંદણા નમસ્કાર કરે. સમકિત પરિક્ષા ગ્રંથ વચનાત.

પ્ર:—૧૭૨ ચાર સ્થાનકે જીવ અણહારી હોય તે કોણે.

ઊ—૧ વિગ્રહ ગતીમાં-જીવ બીજી ગતીમાં જતાં વાટમાં અણહારી હોય.

૨ કેવલી સમદ્ઘાત કરે તે વખતે ત્રણ સમય શુદ્ધિ અણહારી હોય.

૩ ચોદમે ગુણ ઠાણે પાંચ હ્રસ્વાક્ષર બોલતાં જે કાલ થાય તેટલી વખત અણહારી હોય.

૪ સિદ્ધ ભગવાન સર્વદા અણહારી છે એ વંચાર પ્રકારે જીવ અણહારી છે. શેષ સર્વ જીવો આહાર લે છે એમ પ્રવચન સારો દ્વાર, ૨૩૩ માં કહ્યું છે.

પ્ર:—૧૭૩ છલેસ્યાનુ સ્વરૂપ સ્વામી સાથે સમજાવો. પ્રસગે તેના વર્ણ રસ ફરસ પણ કહો.

ઊ.—માર્ગથી ભ્રષ્ટ થએલા છ પુરૂષો વનમાં ભમતાં ભુખ ત્રસાએ પીડયા થકા જંબુ વૃક્ષ હેઠે આવ્યા, માંહો માંહે ફલ ખાવાની વાંછાએ એક જણ તે વૃક્ષને મૂલથી છેદવા લાગો, બીજો કહે જે થડથી છેદો, ત્રીજો કહે જે ડાલ છેદો ચોથો બોલ્યો જે પ્રતિ સાખા છેદો પાંચમો કહે જે પાકાં ફલ તોડો છઠો કહે જે પૃથ્વિ ઊપર ખરી પડેલાં ફલ મધ્યેથી વિણીખાઓ, જેમ એ છ પુરૂષના પ્રણાંમ જુદા જુદા છે તેમ કૃષ્ણાદિકથી જાવત શુકલ લેસ્યાના પ્રણાંમ જુદા જુદા જાણવા, લેસ્યા એટલે યોગ પ્રવૃત્તિ પ્રણાંમ.

| ॥ નામ ॥ | ॥ વર્ણ ॥ | ॥ રસ ॥ | પ્રથમની ત્રણ લેસ્યાનો કરવત-થી અનંત ગુણો કર્કસ ફરસ. અને પાછલની ત્રણ લેસ્યાનો માંખ-ણથી અનત ગુ-ણો કોમલ ફરસ જાણવો પ્રથમની ત્રણ લેસ્યા છઠા ગુણ ઠાણા શુદ્ધિ હોય. |
|---|---|---|---|
| ૧ કૃષ્ન લેસ્યા. | કાલોવર્ણ. | કડવી તુંબડીના રસ સરીખો | |
| ૨ નીલલેસ્યા. | નીલવર્ણ. | સુઠ મરી પીપરથી તીખો રસ. | |
| ૩ કાપોતલેસ્યા. | પારેવાની કોટ સરખો | કાંઠાથી તુરો રસ. | |
| ૪ તેજુ લેસ્યા. | રક્તવર્ણ. | પાકી કેરીથી મીષ્ટ રસ. | |
| ૫ પદ્મ લેસ્યા. | હલદ્રસ દ્રસ્ય. | મધુથી અધિક મીષ્ટરસ | |
| ૬ શુકલ લેસ્યા. | દુધવર્ણ. | દુધ સાકરથી અધિક મીષ્ટ તરરસ. | |

પાછળની બે સાતમા શુદ્ધિ હોય, પછે તેરમા શુદ્ધિ માત્ર એક શુકલલેસ્યા હોય, જે લેસ્યાએ જીવ આયુ બાંધે તેજ લેસ્યાએ મરણ પાંમે અને તે જ લેસ્યાવંત ગતી માંહે જઇ ઉપજે.

પ્ર:—૧૭૪ નારકીનું સ્વરૂપ વેદના, આયુષ્ય, ક્ષેત્ર સ્વભાવ-રેહમાન-રોગ-અંધારૂ-અજવાલું, જાતી સ્મરણાદિ કોણ જીવ નર કે જાય ઇત્યાદિ પ્રકાશ કરો.

ઊ—સંગ્રહણી પ્રકરણમાં સવિસ્તર પણે વર્ણન કર્યું છે. પણ અત્રે તો કીંચીત ભાવ ભવ્ય જીવોને ભવ ભીરૂ થવા ભણી લીખ્ય તે.

| ગોત્ર. | નામ. |
|---|---|
| ૧ રત્ન પ્રભા—પહેલે કાંડે ઘણાં રત્ન છે માટે રત્ન પ્રભા. | ૧ ધમ્મા. |
| ૨ સકર પ્રભા—કાંકરા ઘણા છે. | ૨ વંસા. |
| ૩ વાલુક પ્રભા—વેલુ ઘણી છે. | ૩ સેલા. |
| ૪ પંક પ્રભા—કાદવ ઘણો છે. | ૪ અંજણા. |
| ૫ ધૂંમ પ્રભા—ધુમ્ર ઘણો છે. | ૫ રિઠ્ઠા. |
| ૬ તમ પ્રભા—અંધકાર ઘણો છે. | ૬ મઘા. |
| ૭ તમ તમા પ્રભા—અતી અંધકાર મય છે. | ૭ માધવતી. |

એ રીતે સાત નરકનાં ગુણનિ સ્પનગોત્ર તથા નાંમ જાણવાં, તે છત્રાકારે એટલે ઊપરનું છત્ર નાંહાનું નિચેનું મહોટું એમ અનુક્રમે સમજવું, ઇહાં એક લાખને એસી હજાર જોજન પહેલી નારકીનું જાડપણું જાણવું, પછે બીજીએ એક લાખ ઊપર સહસ ૩૨-૨૮-૨૦-૧૮-૧૬-૮ એમ સાતેનું અનુક્રમે જાડપણું જાણવું. ભુવનપતીનાં ભુવન રત્ન પ્રભા હેઠલ ઊપર એક હજાર જોજન મુકીને વચમાં છે. એ સર્વે ઘનોદધી ૧ ઘનવાત, ૨ તનવાત ૩ આકાશ ૪ એ ચાર પૃથ્વિતલ આશ્રય જાણવાં "હવે આયુસ્થિતિ કહે છે" સાગર. ૧-૩-૭ ૧૦-૧૭-૨૨-૩૩ રત્ન પ્રભાથી અનુક્રમે સાતે નરકે ઊત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ જાણવી. જગન્યતો પહેલીનુ ઊત્કૃષ્ટ તે બીજીએ જગન્ય એમ ઊપર અનુક્રમે સસમજવું. રત્નપ્રભાની તો દશ હજાર વરસ આયુસ્થિતિ જગન્ય જાણવી, નરકે નારકીને ક્ષેત્રવેદના ૧ અન્યોઅન્ય વેદના. ૨ પરમાધામી કૃત્યવેદના. ૩ એ ત્રણ પ્રકારે તે ક્ષુધાજસાદિ દશ પ્રકારની વેદના એક આંખ મેચી ઉઘાડીએ તેટલો વખત પણ બંધ નથી. કીંચિત સુખ નથી એકાંત દુઃખ છે અહો ઇતિભેદ

હવે ત્રણ પ્રકારની વેદનાનુ સ્વરૂપ કહે છે.

૧ ક્ષેત્રવેદના—તપ્તલોહ સરખી ધરતી તપેલી હોય, શીતના પુદગલ શસ્ત્ર જેવા લાગે સર્વત્ર અંધકારમય છે, વિષ્ટા, મલ, મૂત્ર, લોહી, પાચ ભરેલ તલીયાનો ભાગ છે, સ્મસાન પેરે હાડ માંસ ચર્મ નખ દાંત પડયા હોય એહુવો વર્ણ છે. ૧ કુતરાં, નોલ, મંજાર સર્પ શીયાલ મૃત્યકલેવરથી અધિક દુર્ગંધ છે. ૨ કડવીતું બડીથાં પણ અધિક કટુકરસ છે, ૩ વિંછીના કાંટાથી, વા, કૈવચથી પણ ભુંડો સ્પર્શ છે. ૪ અતીવલાપ આક્રંદ દુઃખકારી શબ્દ પુદગલ હોય ઇતિક્ષેત્ર સ્વભાવ.

૨ અન્યોઅન્ય કૃત્યવેદના—મિથ્યા દ્રષ્ટિ જે નારકી છે તે વણઝારાના કુત-

શ્વાનની પેરે બીજા નારકીને આવતો દેખીને શસ્ત્રથી પરસ્પર ઝુઝકરે, નવારૂપ કરી પ્રહાર કરે આક્રંદ કરે, અને સમકિત દ્રષ્ટિ નારકી તો પોતાનાં પૂર્વકૃત સ્મરણ કરી બીજા થકી ઊત્પન્ન થએલાં દુઃખ તે સમ્યગ્ પ્રકારે સહન કરે પણ બીજાને પીડા ઊપજાવે નહી.

૩ પરમાધામી કૃત્યવેદના—નારકી ઊપજે તે આલો નાંહાંનો અને શરિર અંતર મુહુર્તમાં વધવાથી પરમાધામી આવી પૂર્વકૃત કર્માનુંસારે કર્મોપચારી દુઃખ દેછે, મદ્યપાનીને તમ તરૂઓ પીવરાવે છે. પરસ્ત્રી સંગીને લોહ પુતલી અગ્નિમય તેનુ આલીંગન કરાવે છે વૈણુથી ઘાત કરે છે, વાંસલાએ છેદે, ઊક્ષ્ણ તેલમાં તલે, ખારક્ષારે ભઠ્ઠીમાં સેકે, ભાલાથી શરીર પરોવે; ઘાણીમાં પીલે, કર્વતે વહેરે, કાગ કુતરાં સિંહાદિકનાં રૂપ કરી કદર્થના કરે વૈતરણી નદીમાં ઝબોલે, અસિપત્ર વનમાંહે પ્રવેશ કરાવી તમવેલુ માંહે દોડાવે એમ વિવિધ વેદનાએ નારકીને દુઃખ આપી વલીવ જ્રમયકુંભા માંહે તીવ્ર તાપે કરી પચતા નારકી પાંચસે જોજન શુદ્ધિ ઊછલે, તે પાછા પડતા પક્ષીરૂપે તોડે. કોઇ ભુમિ ઊપર પડે તેને વ્યાઘ્રરૂપે ચુંટે,એમ પરમાધામી અધમ માહા પાપીષ્ટ કૃરકર્મી જેમને પંચાગ્નિ પ્રમુખ કષ્ટ ક્રિયાથકી ઊપનુ એહવું જેકુર સુખ વાલા અશુરૂપરમાધામી તે કદર્થમાન એહવા નારકીને માંહો માંહે કુકડા મેંઢાનીપેરે ઝુઝતા દેખી હર્ષ પામે અટ્ટ હાસ્યકરે. વાજુ વગાડે કીં બહુના ઘણુ શું કહીએ નારકીને દુઃખ દેવા માટે પરમાધામી ઘણુંજ ખુસી થાય છે. પહેલાં ત્રણ નરકમાં પરમાધામી કૃતવેદના છે. શેષ નરકમાં બીજી બે વેદના જાણવી "આશંકા. રાવણ લક્ષ્મણને ચોથી નરકે પરમાધામીએ અગ્નિપ્રવેશ કર્યો છે તે કેમ" સમાધાન. પ્રાઇક વચનથી ત્રીજી નરક કહી છે પરંતુ કોઇ અવસરે ચોથી નરકસુધી જવાની મના નથી. હવે પહેલી નરકે પ્રતરજે ઘરના માલ ઊપર માલની પેરે પ્રતર—૧૩—૧૧—૯—૭—૫—૩—૧ સર્વે ૪૯ અનુક્રમે સમજવા તેમાં પ્રથમ સીમંતો નામે ઇંદ્રક નરકાવાસો પીસ્તાલીશ લાખ જોજન છે. અને છેલ્લો અપઇ ઠાણો નામે ઇંદ્રક નરકાવાસો એક લક્ષજોજન પ્રમાણ છે, એને ફરતા કાલાદિ ચાર નરકાવાસા સાતમી નરકે છે, છે અસંખ્યાત જોજનની કોડાકોડી પરધીએ જાણવા, અર્થાત્ બહુજ મહોટા છે. પહેલી નરકે પુણાઆઠ ધનુષને છ આંગલ દેહમાન ઊત્કૃષ્ટ હોય, બાકીની છએ નરકે યથાક્રમે બમણુ કરતા જઇએ તો યાવત્ સાતમી નરકે પાંચસે ધનુષ્યમાન શરિર જાણવું ધનુષ શબ્દે ચાર હાથનુ માન સમજવું.

મિથ્યાત્વી, મહારંભી, મહાપરિગ્રહી, તીવ્રલોભી, સસલ્લ, પાપરૂચી, રૌદ્રપરિણામી સંખ્યાતા આયુવાલા પર્યાપ્તા પંચેદ્રી તિર્યંચ મનુષ્ય એહવા જીવ હોય તે નરકાયુ બાંધે. એ સામાન્ય પણે જાણવું, અત્યંત કૃર અધ્યવસાયવાલો પંચેદ્રીનો વધ કરનાર પ્રાયે કરીને ભવાંતરે નરકે જાય કૃષ્ણાદિ ત્રણ લેસ્યા નારકીને વિષે હોય, જે નરકમાંથી નીકલે તેજીવ ગર્ભજ પર્યાપ્તો હોય પણ સમુર્છીમ ન હોય, જુગલીયુ, દેવતા, નારકીમાં ન ઊપજે નરકના જીવ પૂર્વભવની વાત

સમ્યગ્ દ્રષ્ટિ મતિજ્ઞાનને બળે જાતી સ્મરણ જ્ઞાન છે તેણે કરી જાણે છે પરંતુ નરક માંહેથી અવધિએ કરી દેખે નહીં એ સિધ્ધાંત છે.

આશંકા—સાતમી નરકે બ્રહ્મદત્ત ચક્રિ હાકુમતી પોકારે છે. વલી કુમતી બ્રહ્મદત્તને પોકારે છે તે કેમ?

સમાધાન—જાતી સ્મરણ જ્ઞાનથી જાણે છે. પરંતુ અવધિએ કરી દેખે નહી સાથી જે પહેલી નરકે ચાર ગાઉ અનુક્રમે અર્ધ ગાઊ ઊતરતું સાતમીએ એક ગાઊ અવધિ ક્ષેત્ર.છે માટે એ જીવોને તીર્થંકરના કલ્યાણક અવસરે સુખશાન્તિ થાય છે.

છઠી સાતમી નરકની વચમાંના નારકીને, ૫૬૮૯૯૫૮૪ જાતના સર્વે રોગ હોય, નરકના ઓગણ પચાસમા પાથડાનો કોંડી જેવડો કડકો મનુષ્ય લોકમાં આવે તો સાડીચોત્રીશ કોષ ફરતા સર્પ પ્રાણીયોનો દુર્ગંધથી નાશ થાય છે, વળી ત્યાંની ઊશ્નવેદના વેદનાર અત્રેની અગ્નિચિતામાં સુએ તો નિંદ્રાવશ થાય છે, તેમજ પોષમાસની પ્રભાતે કાચા કુંભનું પાણી છાંટી પવન કરીએ તેથા અત્યંત સીતાદિ દશ પ્રકારની વેદના નારકી સહન કરે છે તે કહે છે.

૧ શીતવેદનાર ઉશ્નવેદના ૩ ક્ષુધા ૪ ત્રષા ૫ ખરજ ૬ પરવશ ૭ જવર વ્યાધિ ૯ ભયં ૧૦ શોક એવં દશ પ્રકારની વેદના હોય આહાહા.

શિષ્ય—નરક થકી આવે તેહનાં લક્ષણ કુણ.

ગુરૂ—अत्यंतकोप कटुकाचवाणी, दारिद्रता बंधु जनस्य वैरः

निच प्रसंगो परदार सेवा, नरस्य चिन्हंनरकागतस्यः १

હવે કયાજીવો અને કયા સંઘેણ પાલોક કઇ કઇ નરકમાં જાય તે કહે છે.

૧ અસંનિસમુર્છમ પંચેંદ્રી પર્યાપ્તો તિર્યંચ, પહેલી નરક સુધી ઉત્કૃષ્ટ જાય અધિક નહી.

૨ ગોહનોલીયો ભૂજપદી સર્પાદિક ગર્ભજ બીજી નરક સુધી ઊપજે.

૩ પક્ષી માંસ આહારી ગૃધ્ર, સમલી, ચાહ, સિંચાણો પ્રમુખ રૌદ્ર પ્રણામે ત્રીજી નરક શુદ્ધિ જાય.

૪ સિંહ ચીતરા કુતરાં, બીલાડાં પ્રમુખ હિંસક જીવ તે ચોથી નરક પૃથિવ સુધી જાય.

૫ ઉરપુરી સર્પ તે પાંચમી નરક સુધી જાય.

૬ સ્ત્રી તે જાવત છઠ્ઠી નરક સુધી જાય.

૭ મનુષ્ય જલચર જીવગર્ભજ પર્યાપ્તા ઉત્કૃષ્ટ સાતમી નરક સુધી જાય.

પંચેદ્રીનો વધ કરનાર—અત્યંત કુર અધ્ય વસાયવાલો જીવ પુનર્ભવાંતરે નરકે જાય.

હવે કઈ નારકીમાંથી ઊત્કૃષ્ટ કેઇ ગતીમાં જાય તે કહે છે.

પ્રવચન સારો ધાર ૧૮૧ માં કહ્યું છે જે-પ્રથમની ત્રણ નરકના આવ્યા નારકીઓ તીર્થંકર પણ પામે પણ ચોથીના આવ્યા તીર્થંકરન થાય, પરંતુ કેવલ જ્ઞાન પામે. પાંચમીના આવ્યા મુનિ પણ પામે, પણ કેવલ જ્ઞાન ન પામે

છઠીના આવ્યા નારકી દેશવિરતિ, અવિરતિ શ્રાવક થાય પણ સર્વ વિરતિપણુ ન પામે. સાતમીના આવ્યા સમકિતપણુ પામે, પણ શ્રાવકાદિક ભવ પામે નહી. વળી વીશેષ દેખાડે છે. પહેલીનો આવ્યો ચક્રવર્ત્તિ થાય બીજીનો આવ્યો વાસુદેવ પ્રતિ વાસુદેવ, બલદેવ થાય. ત્રીજી સુધીનો આવ્યો તીર્થંકર થાય. ઇત્યાદિ પૂર્વવત્ ત્રીજા કર્મ ગ્રંથની ગાથા ૬ નો પણ એજ ભાવાર્થ છે. ઈહાં સાતમીથીં આવ્યો મત્છાદિક ગતિમાં સમકિત પામે પણ સાતમીનો આવ્યો કોઇ મનુષ્ય થાય નહી, બંધ સ્વામીત્વ વચનાત. ॥ હવે સંગ્રહણી આશ્રી કહેછે.

છેવઠા સંઘણવાલો કુકર્મ કરી બીજી નરક સુધી જાય તેમજ શુભ ભાવે યાવત્ ચોથા દેવલોક સુધી પણ જાય પછે અપુંઠી ગણનાએ ગણતાં કીલીકા સંઘેણ આદે દેઇ એકેકી નરકની વૃદ્ધિ કરીએ તે યાવત્ પઢમ સંઘણવાલો સાતમી નરક સુધી ઉત્કૃષ્ટ જાય, હવે તે પ્રસંગે છ સંધયણ બતાવે છે.

વજ્ર[1] રીખવ[2] નારાચ[3] સંઘયણતે, ખીલો[1] પાટો[2] મર્કટબંધ[3] અસ્તિ ( હાડકાં ) ની રચના તેને સંઘયણ કહીએ તે છ પ્રકારે છે. ૧ વજ્ર, રીખવ નારાચ, ૨, રીખવ નારાચ, ૩, નારાચ, ૪ અર્ધ નારાચ, ૫ કીલીકા એટલે હાડનો બંધ એકલી કીલીકાએ હોય તે, ૬, છેવઠુ જે હાડના બે છેડા અડકાવી મુકેલું એવં છ સંઘયણ ગર્ભજ તિર્યંચ મનુષ્યને હોય, અને છ મુર્છીમ મનુષ્ય, તિર્યંચ વિગલેંદ્રીને એક છેવઠુ સંઘયણ હોય વલી સમુર્છીમ તિર્યંચ પંચેદ્રીને છ સંઘયણ પણ કહ્યાં છે, દેવતા, નારકી, એકેંદ્રીને અસંઘયણી કહ્યા છે. ઇહાં નારકાંને એકે સંઘયણ નહી. ઇતિ.

પ્રઃ—૧૭૫ પરમાધામીનાં નામ અને તેની કરણી આદે કેવી છે ?

ઊ—પ્રવચનસારોદ્ધાર ૧૮૦ માં કહ્યું છે કે અંબ આદે પંદર જાતના પરમાધામી પૂર્વ જન્મને વિષે મહા ક્રૂર કરમના કરનાર પાપમાં રક્ત છતાં પંચાગ્નિ સાધનરૂપ મિથ્યાત્વ કષ્ટ તપ કરી રૌદ્ર અસુર સંબંધી ગતીમાં ઉત્પન્ન થાય છે તેથી એનો એવોજ સ્વભાવ હોય છે, તે પ્રથમની ત્રણ નરકમાંના નારકીયોની પાસે આવીને અનેક પ્રકારની વેદના ઊદીરે છે, જેમ ઇહાં મેષ, મહિષ આદે જાનવરને ઝુઝતા દેખી હર્ષ થાય છે, તેમજ તેઓ નારકીયોને કદર્થના થતી દેખીને હર્ષિત થયા થકા ચેલોત્ક્ષેપ અટટ્ટ હાસ્યાદિક કરે. વલી તે નારકીયોને સંતાપ કરતાં પ્રીતિ ઉત્પન્ન થાય છે તેવી તો મનોહર નાટકના જોવાથી તથા અંગના સંગમાદિકથી પણ ન થાય હા ઇતિખેદે હવે તે પરમાધામીનાં નામ કરણી અનુસારે કહે છે.

૧ અંબ—નારકીયોને હણે, ઊંચા ઉછાલે, નિચે નાંખે તે.

૨ અંબરીખ—નારકીને હણીને કાતરણી સંડાસી પ્રમુખની સાથે કડકા કરી ભઠ્ઠીમાં પકવે.

૩ સ્યામ—જે રાઢૂ પ્રમુખને પ્રહારે કરી સાતન પાતન કરે, અને વર્ણ પણ સ્યામ છે.

૪ સબલ—આંતરડુ કાઢે, હૈયાનું કલેજાનું વિદારણ કરે.

૫ રૌદ્ર—કુંત તોમરવડે નારકીયોને પરોવે, રૌદ્રપણાને યોગે તેજ નામ છે.

૬ ઊપરૌદ્ર—નારકીયોના અંગોપાંગ ભાગી નાખે એમ અત્યંત રૌદ્રપણા થકી એહવું નામ છે.

૭ કાલ—કડાઇ તાવડી પ્રમુખમાં નારકીયોને પકાવે વલી કાલો વર્ણ છે તેવું જ નામ છે.

૮ માહાકાલ—બીજા નારકીના નાંહાંના ખંડ કરી ખવરાવે, વર્ણે પણ માહાકાલ હોય.

૯ અસિપત્ર—તરવારની ધારવત્ પત્ર કરી વનવિકુર્વિ અસિપત્રના પાને કરી નારકીના તલ તલ જેટલા ખંડ કરે.

૧૦ ધનુપ—બાંણ ધનુપથી નારકીના કાન નાક પ્રમુખનું છેદન કરે તે.

૧૧ કુંભ—કુંભાદિકમાં નારકીને પકવે તે.

૧૨ વાલુક—વૈક્રીય તપવેલુંને વિષેચણની પેરે નારકીયોને સેકે તે.

૧૩ વૈતરણ—તપાવેલા ત્રાંબાથી પણ મહા કલકલતી રક્તલોહીએ ભરેલી નદી વિકુર્વિ તેમાં નારકીયોને જે નાંખે કદર્થના કરે માટે વૈતરણ નામ છે.

૧૪ ખરસ્વર—વજ્ર કંટકે વ્યાપ્ત સામલી વૃક્ષ ત્યાં નારકીયોને આરોપી પૂરાણા વસ્ત્રની પેરે મહા ખર સ્વરે આરડતાને ખેંચે તેથી એનું નામ ખરસ્વરછે.

૧૫ માહાઘોષ—ભયથી બીહતા, નાસતા આરડતા નારકીયોને પશુની પેરે વાડામાં ઘાલે તે માહાઘોષ છે એ રીતે પંદર જાતના પરમાધામીકના ક્રિયા વિશેષ નામ જાણવા.

પ્ર:—૧૭૬ ચક્રવર્તીનાં ૧૪ રત્ન અને ઠકુરાઈ તથા વાસુદેવનાં સાત રત્નનું સ્વરૂપ સમજાવો.

ઊ:—૧ ચક્રરત્ન—વૈરીનું મસ્તક છેદે, તે આયુદ્ધશાલામાં ઉત્પન્ન થાય છે.

૨ છત્રરત્ન—મેઘવૃષ્ટિનું નિરોધ કરે, તે આયુદ્ધશાલામાં ઉપજે.

૩ દંડ રત્ન—ભૂમિ વિદારો સાફ કરે, તે આયુદ્ધશાલામાં ઉપજે છે.

૪ ચર્મ રત્ન—પ્રભાતે કણ વાવે ને સાંજે સાલી પ્રમુખ ઉત્પન્ન કરે તે ભંડારે થાય.

૫ ખડગ રત્ન—સંગ્રામમાં શક્તિવંત છે તે આયુદ્ધશાલામાં ઉપજે.

૬ કાંગણી રત્ન—વૈતાઢય ગુફાની ભીંતે ઓગણપચાસ ઓગણપચાસ માંડલાં કરવા જોગ્ય હોય, તે ભંડારે થાય છે.

૭ મણી રત્ન—બાર જોજન ઉદ્યોતકારી હોય, હાથે માથે બાંધ્યાથી રોગ હરે તે ભંડારે ઉપજે છે. એવં સાત એકેંદ્રી રત્ન જાણવા.

૧ પુરોહીત—શાંતી કર્મ કરનાર છે તે નગરમાં ઉપજે છે.

૨ અશ્વ રત્ન—મહા પ્રાક્રમી હોય. તે વૈતાઢે ઉપજે છે.

૩ ગજ રત્ન—માહા સમર્થવાન વૈતાઢે ઉપજે છે.

૪ સેનાપતી—જીતવા સમર્થ નગરમાં ઉપજે છે.

૫ ગાથાપતી—ઘરનાં કામ સર્વે કરે તે પોતાને નગરે થાય.

૬ વારધીક—સુતાર ઘર ચણે મહા નદીયોના પુલ બાંધે તે પોતાને નગરે ઉત્પન્ન થાય છે.

૭ સ્ત્રી રત્ન—અત્યંત અદ્ભૂત રૂપવંત ચક્રવર્તિને ભોગ યોગ્ય હોય. તે રાજકુલે ઉપજે એવં સાત પંચેંદ્રી રત્ન જાણવાં.

એમ ચોદ રત્ન ચક્રવર્તિને હોય, અને વાસુદેવને તો ૧ ચક્ર, ૨ ધનુષ, ૩ ખડગ, ૪ મણી, ૫ ગદા, ૬ વનમાલ, ૭ શંખ, એવં સાત રત્ન હોય. વળી ચક્રિને નવ નિધિ પ્રગટ થાય છે તે આગળ કહેશે. બત્રીસ હજાર દેશનો રાજા ચોરાસી લાખ ઘોડા, ચોરાસી લાખ હાથી, ચોરાસી લાખ રથ, છન્નુ કોટી પાયદલ એવં પ્રકારે ચતુર્વિધ સેનાનો ધણી ચોસઠ હજાર સ્ત્રીયોનો સ્વામી, મહા બળવંત, ભોગનું ભાજન, ઘણી રિદ્ધિનો ધણી, પૂર્વે ઘણુ પુન્ય સંપાદન કર્યું છે જેણે એહવા છતા પણ તીર્થંકર ભગવંતની દેશના સાંભળીને વૈરાગ્ય પામી પૂર્વોક્ત સર્વ રિદ્ધિને ત્રણવત્ ત્યાગ કરીને પ્રવજ્યા ગ્રહીને અવ્યાબાધ સુખના ભોગી થયા. તે ધન્ના.

આધુનીક સમયમાં તો દુઃખે ઊદર પુરણ કરનાર પ્રાણીયોને પણ ચરણ કરણની સ્પર્શના થવી ઘણી મુસ્કેલ છે “આ કેવી નપુશકપણાની વાત છે” કેમ કે પ્રાક્રમવંતનેજ પુરૂષ કહીએ. ઇ૦

પ્ર૦ ૧૭૯—નવ નિધિનું સ્વરૂપ કેવી રીતે છે.

ઉ૦—૧ નૈસર્પ૦ નિધાનથી ગઢનગર વિગેરે સ્થપાય છે.

૨ પાંડુક૦ નિધાનથી ધાન્ય બીજની ઉત્પત્તિ થાય છે.

૩ પિંગલ૦ નિધાનમાં સ્ત્રી પુરૂષ હાથી ઘોડા આભરણ વિગેરે હોય છે.

૪ સર્વ રત્ન૦ નિધાનમાં ચોદ રત્નની ઉત્પત્તિ થાય છે.

૫ મહાપદ્મ૦ નિધાનમાં વસ્ત્ર રંગ ઇત્યાદ થાય છે.

૬ કાલ૦ નિધિમાં ત્રણ કાલનું જ્ઞાન પુસ્તક છે જેમાં જોતિષ વિગેરે હોય છે.

૭. મહાકાલ૦ નિધિથી સુવર્ણ લોહ મણી પ્રવાલાં આદેની ઉત્પત્તિ થાય છે.

૮ માણવદ૦ નિધિથી યુદ્ધ નિતિ સસ્ત્ર બક્તરાદિ નિપજે છે.

૯ સંખ૦ નિધાનમાં વાજીંત્ર નાટક ગાયન એ ઉપજે છે.

દરેક નિધાન આઠ પઈડા ઉપર હોય છે. અને તે અર્ધ જોજન ઉંચું નવ જોજન પહોળું બાર જોજન લાંબુ એહવું દરેક નિધાન પેટીના આકારે હોય છે, સર્વ નિધાન ગંગાના મુખને વિષે રહે છે. ચક્રવર્તિ સર્વ દેશ જીતી પાછો આવે તેની પછવાડે નવ નિધાન ચાલે છે, તથા તે જ્યાં પડાવ નાંખે ત્યાં નિધાન પણ નિચે પાતાલમાં રહે છે. તે નવ નિધાનની નવ પેટી પ્રગટે તે એકેક નિધાને એક હજાર દેવતા અધિષ્ઠાયક છે, એમ રત્નસાર તથા ગીરનાર માહાત્મને વિષે કહ્યું છે.

પ્ર:૦ ૧૭૮—અષ્ટ માહા સિદ્ધિનું શું પ્રાક્રમ છે.

ઊ૦—અનુષ્ટુપ છંદ ॥ आहिमा १, महिमाचैव २, लधिमा ३, गरीमातथा ४॥
॥ प्राप्ति ५, प्राकाम्य ६, मीसत्वं ७, वशित्वं ८,
चाष्टसिद्धयः ॥१॥

૧ અણિમા—અતિ સુક્ષ્મ રૂપ કરી જીણા છીદ્રમાં પેસે, ભીતમાં અથવા કમલમાં પેસી ચક્રવર્તિની રિદ્ધિ વિસ્તારે.

૨ મહિમા—મેરૂથા પણ હલકુ શરિર કરવાની શક્તિ, જેથી જલ કંટક ઉપર મુનિ ચાલી શકે પણ કિલામણા ન થાય.

૩ લધિમા—વાયુથી પણ હલકું શરીર કરવાની શકિત જેથી જલ કંટક ઉપર મુનિ માનાં શકે પણ કીલામણા ન થાય.

૪ ગરિમા—વજ્રથી પણ ભારે શરીર કરવાની શક્તિ.

૫ પ્રાપ્તિ—ભૂમિથી આંગળીવડે મેરૂનો સ્પર્શ કરે, તથા સૂર્યના કીરણને હાથ લગાવે, જ્ઞાન બળે વસ્તુ દેખે.

૬ પ્રાકામ્ય—જમીન ઊપર પાણીની પેરે ડુબકી ખાય, અને પાણી ઊપર જમીનની પેરે ચાલે અત્યંત બળ સંપદા પૃથ્વી પર્વતાદિ ઉપાડે, માહા પ્રાક્રમી હોય.

૭ ઈશત્વ-ત્રણ લોકની ઠકુરાઇ ભોગવે, અથવા તીર્થંકર કે ઇંદ્રની રિદ્ધિ વિસ્તારે.

૮ વસિત્વ—સર્વ જીવને વશ કરવાના શક્તિ. ॥ ઇતિ ભાવ૦

પ્ર૦ ૧૭૯—યોની શબ્દનો ભાવાર્થ અને ત્રણ પ્રકારની યોની સ્વરૂપ શી રીતે છે?

ઊ—યોની શબ્દે ઉપજવાનું સ્થાનીક, એકેક જીવનો નિકાય વર્ણ ગંધરસ સ્પર્શ સરખો હોય તે એક જાણા તે થાવર આશ્રી એક જાણી તેમાં અનંતા જીવ ઊપજે. ઈહાં ગોબરનું છાણુ એક યોની કહીએ તેમાં જુદા જુદા વીંછી કમી કીડા પ્રમુખ જે ઘણા જીવ હોય તે સર્વ જુદા જુદા કુલ કહીએ, એક યોનીમાંહે ઘણા કુલ હોય, એમ સર્વે ચોરાસી લાખ જીવાયોની જાણવી, સચિત અચિત મિશ્ર તથા ઊશ્ન, સિત, મિશ્ર, ત્રણ ભેદ યોની હોય, હવે મનુષ્યની યોનીનું સ્વરૂપ કહે છે.

૧ સંખાવર્ત યોની—સંખ જેવો આવર્ત હોય તેમાં જે ગર્ભ ઊપજે તે મરણ પામે, તે ચક્રવર્તિની સ્ત્રી રત્નને હોય તે હતગર્ભા કહીએ, અત્યંત અગ્નિથી મરણ પામે છે.

૨ કુર્મ્મોનનત—કાચબાના પુંઠાની પેરે ઊંચી હોય તે યોનીમાં જીન, ચક્રિ, હરી, બળદેવ ઉપજે છે.

૩ વંસાયત્તા—વાંસના પાંદડાના જોડા જેવી હોય તે વંસપત્તા યોની કહીએ તેમાં શેષ સામાન્ય મનુષ્ય ઉપજે છે. ઇ૦

પ્ર૦ ૧૮૦-શરીરનો નાશ થવાથી જીવ જે આત્માનો નાશ કેમ થતો નથી?

ઊ—સ્વપ્ન દ્રષ્ટ જે શરીરાદિ તેનો સ્વપ્નને વિષે નાશ થતાં પણ જેમ આત્માનો નાશ થતો નથી. તેમજ જાગ્રત દ્રષ્ટને શરીરાદિ તેનો નાશ થતાં આત્માનો નાશ થતો નથી. એમ સમાધિ શતકના ૧૦૧ મા શ્લોકના અર્થમાં કહ્યું છે.

પ્ર૦.૧૮૧—શરીરને વિષે નાડી તથા શ્વાસોશ્વાસનું ચાલવું શાથી થાય છે.

ઊ૦—સમાધિ શતકના શ્લોક ૧૦૩ માં લખે છે કે જેમ કાષ્ટનાં પુતળાં સાધનવિધિ કાર્યપર પ્રેરણાથી કરે છે, તેમજ શરીર પણ ઇચ્છા દ્વેષ પ્રવર્તિત જે રાગ દ્વેષથી પેદા થએલા પવનથી શરીરરૂપ જે યંત્રો તે પોતપોતાનાં કાર્ય કરવા પ્રવર્તે છે, પણ તે સર્વ આત્મે સંબંધી પ્રયત્નથી જાણવું. કત્રીમ ઘડીયાળનું યંત્ર જેમ સેકંડ મીનીટ ઘડી કલાક આદે કાલ માનનું સુચવન કરે છે તેમજ આ શરીર સંબંધી યંત્રોક્તિ સમજવી.

પ્રમાણ ઉપરાંત ઘડીયાળનું યંત્ર પણ ફરતું નથી બંધ પડી જાય છે. તેમ જ આ શરીરના શ્વાસોશ્વાસ અને નાડીના ઉલ્લાશ આયુ કર્મના પ્રમાણની પૂર્ણતાથી બંધ પડી જાય છે. ઇત્યર્થ.

પ્ર૦ ૧૮૨–છ પર્યાપ્તિનું સ્વરૂપ સમજાવો કેમ કે તે સર્વેને જાણવાની જરૂર છે.

ઊ૦—નવ તત્વને વિષે કહ્યું છે.

गाथा—आहार शरीर इंदिय ॥ पज्जाति आण पाण भाषमणे ॥
चौ पंच पंच छपय ॥ इग विगला संनि संनिणं ॥ १ ॥

ભાવાર્થ—એકેંદ્રીને પૂર્વની ચાર પર્યાપ્તિ હોય, વિગલેંદ્રીને પાંચ હોય, અસંનિને છ પર્યાપ્તિ પુરી હોય.

જ્યારે જીવ એક ભવથી બીજા ભવમાં જાય છે ત્યારે કાર્મણ અને જસ એ બે શરીર તથા આયુ પ્રાણ એ ત્રણ તેની સાથે રહે છે તથી તે શરીરવડે પ્રથમ આહાર પર્યાપ્તિ બાંધે છે તે વિશેષ કહે છે.

૧ જે શક્તિ વિશેષ જીવ પુદ્ગલ ગ્રહી ખલરસ જુદા કરે તે આહાર પર્યાપ્તી કહીએ.

૨ જે શક્તિએ રસ થયો તેને સપ્તધાતુપણે પરિણામાવે તે બીજી શરીર પર્યાપ્તી કહીએ.

૩ જે ધાતુને દ્રવેંદ્રીપણે પરિણમાવવાની શક્તિ તે ઇંદ્રીય પર્યાપ્તી કહીએ.

૪ શ્વાસોસ્વાસ વર્ગણાદલ લેઇ શ્વાસોસ્વાસપણે પરિણમાવી અવલંબી મુકવાની શક્તિ તે શ્વાસોસ્વાસ પર્યાપ્તી કહીએ.

૫ ભાષા દ્રવ્ય લેઇ ભાષાપણે પરિણમાવી અવલંબી મુકવાની શક્તિ તે ભાષા પર્યાપ્તી કહીએ.

૬ મનોદ્રવ્ય લેઇ મનપણે પરિણમાવી અવલંબી મુકવાની શક્તિ તે મન પર્યાપ્તી કહીએ.

એ ૭ પર્યાપ્તીનો આરંભ સમકાલે હોય. પછે અનુક્રમે સર્વ છ એ પૂર્ણ

કરે. કોઈ જીવ આહાર. ૧ શરિર ૨, ઇંદ્રીય ૩ એ ત્રણ પર્યાપ્તી કર્યા વીના તો મરેજ નહી ૪ શ્વાસોસ્વાસ ૪ ભાષા ૫ મન ૬ એવં છ પર્યાપ્તી મધ્યે જે જીવને જેટલી કહી તેટલી પૂરી ન કરતાં મરે તેને અપર્યાપ્તો કહીએ, અને પુરી કરીને મરે તે પર્યાપ્તો કહીએ. ત્રણ પર્યાપ્તી અધુરીથી કરણ અપર્યાપ્તો કહીએ, પુરી કર્યા પછ કરણ પર્યાપ્તો કહીએ. તેમજ જે જીવની જેટલી હોય તેમાં અધુરીવાલો તે લબ્ધિ અપર્યાપ્તો અને પૂર્ણવાલો લબ્ધિ પર્યાપ્તો કહીએ. ઇહાં પ્રસંગે તે ઉવાઉકાય એ બે લબ્ધિ ત્રસ ગતાએ ત્રસ કહેવાય પણ ત્રસ નામ કર્મ ઉદય નહી. એમ કર્મ ગ્રંથે કહ્યું છે. ઇતિ.

પ્રઃ—૧૮૩ સ્વકાય શસ્ત્ર પરકાય શસ્ત્ર કોને કહીએ.

ઉઃ—૧ ખારૂ પાણી, મીઠા પાણીનો ગુણ નાશ કરે છે. તે સ્વકાય શસ્ત્ર કહીએ.

૨ અગ્નિ, વૃક્ષનો નાશ કરનાર છે તે પરકાય શસ્ત્ર કહીએ.

૩ ડોહલું પાણી, શુદ્ધ પાણીનો નાશ કરે છે તેને ઉભય શસ્ત્ર કહે છે. એ શસ્ત્ર સચિત્તને અચેતપણાનાં કારણ થાય છે. ઇહાં પાંચ સુક્ષ્મ થાવરને તો અતિ આદે શસ્ત્ર લાગે નહીં એટલે આલયાં બલે નહી કપાય નહી છેદાય નહી ગાલ્યા ગલે નહી પરંતુ હીરાની જાતીની પેરે સ્વકાય શસ્ત્ર લાગવાની સંભાવના થાય છે. પછે બહુશ્રુત કહે તે ખરૂ.

પ્રઃ—૧૮૪ અષ્ટાંગ નિમિત જે નિમિત્તનાં આઠ અંગ કીયાં ?

ઉઃ—૧ અંગ ૨ સ્વપ્ન ૩ સ્વર ૪ ઉત્પાત ૫ અંતરીક્ષ ૬ ભૌમ ૭ વ્યજન ૮ લક્ષણ એવં આઠ પ્રકારનાં નિમિત્ત છે. ભૂત ભવિષ્ય વર્તમાન એ ત્રણ કાલના ભાવનું જણાવનાર કારણ તેને નિમિત્ત કહીએ. તેનું સ્વરૂપ નિચે પ્રમાણે જાણવું.

૧ અંગ નિમિત્ત—અંગના અવયવ જે ભાગ ફરકવે કરીને શુભાશુભ અતિતાદિક વિષયક નિમિત્ત જાણે તે જાણીને બીજાને કહે જે મસ્તક ફરકે તો પૃથ્વિનો લાભ થાય, નિલાડ ફરકે તો સ્થાનકની પ્રાપ્તિ થાય, પુરૂષને જમણા પસવાડે અને સ્ત્રીને ડાભે પાસે ફરકે તો ભલુ કહીએ. વિપરીત થાય તો માઠો કહીએ. એ પહેલું અંગ નિમિત્ત જાણવું.

૨ સ્વપ્ન નિમિત્ત—દેવ, ગુરૂ, ભાઇ, બેટો, ઉત્સવ કમલનું છત્ર દેખે કોઇ જે ગઢ, વૃક્ષ, મેઘ, પર્વત પ્રાસાદાદિક ઉપર પોતે ચડયો છે, સમુદ્રનું તરવું, અમૃત, દુધ, દહીનું પાન, સ્વપ્નમાં કરે, અને ચંદ્ર સૂર્યનાં ગ્રહણ દેખીને જાગૃત થાય તો જાણવું કે તરત મુક્તિ થશે. ઇત્યાદિ શુભાશુભ સર્વ સ્વપ્ને કરી કહીએ.

૩ સ્વર નિમિત્ત—ભલું માડું જે સ્વરના વિશેષ થકી જાણીએ તે સ્વર ષડ્જ રીષભ આદે સાત પ્રકારે છે તે સાંભલવાથી સારૂં નરસું કહે, અથવા જે સુકન જુએ છે તેના સ્વર ઉપર સારૂં માડું કહે, એ ત્રીજું નિમિત્ત જાણવું.

૪ ઉત્પત્તિ નિમિત્ત—રૂધીર હાડ માંસ મજ્જા ધાન્ય અંગાર પ્રમુખની જ્યાં વૃષ્ટિ થાય તે દેખી કહે કે ઈહાં ભય પ્રાપ્ત થશે, ઇત્યાદિક બીજા પણ

ઉત્પાદ દેખીને નિમિત કહે તે ચોથુ જાણવું.

૫ અંતરીક્ષ નિમિત્ત—ગ્રહનો વેધ જે વારે થાય, ચંદ્રનું માંડલુ બૃહસ્પતી પ્રમુખ ભેદે, ભૂતનું હાસ્ય, અકસ્માત આકાશથી કલકલાટ શબ્દ ઉઠે, એમજ પ્રમુખના ગહણ થકી ગાંધર્વ નગરાદિક દેખાય ત્યાં જો કાલો વર્ણ દેખાય તો દુકાળ થાય અને લાલ દેખાય તો ગાયને કષ્ટ થાય, અવ્યક્ત હોય તો કટકનો ભંગ થાય, અને સ્નિગ્ધ સપ્રાકાર સતોરણ ઉત્તર દીશી આશ્રી થાય તો ગામ તથા રાજાને જયકારી થાય ઈત્યાદિય અંતરીક્ષ જે આકાશ સબંધી લક્ષણ દેખીને સારૂ માઠુ કહે તે પાંચમું નિમિત જાણવું.

૬ ભૌમ નિમિત—ભૂમિ કંપ થાય, ભૂમિકા માંહેથી અત્યંત મોહોટો શબ્દ નીકળે, નિર્ઘાત પડે. ઈત્યાદિક થવાથી જાણવું જે રાજા, પ્રધાન, સેનાપતી, દેશને ભય થશે.

વ્યંજન નિમિત—વ્યંજન શબ્દે મસા પ્રમુખ તે દેખીને કહે કે અમુક સ્થાન કે મસો અથવા તલ પડયો છે માટે અમુક શુભાશુભ થશે, ડુંટી નીચે મસો, તોલ હોય તો સારો એ વ્યંજન નિમિત જાણવું.

૮ લક્ષણ નિમિત—સ્વસ્તીક પ્રમુખ લક્ષણ વા લાંછન જે લસણ પ્રમુખ લક્ષણ તે કંકુના પાણી સરખો ડુંટીથી નિચે લક્ષણ હોય તો ઘણુ સારૂ. એમ શુભાશુભનાં કરનાર અષ્ટાંગ નિમિત જાણવાં, પ્રાકૃત મનુષ્યને બત્રીસ લક્ષણ હોય, બળદેવ વાસુદેવને ૧૦૮ લક્ષણ હોય, ચક્રિ, તીર્થંકરને ૧૦૦૮ ઉત્તમ લક્ષણ હાથ, પગ, મુખ, નખ, નેત્ર, ગાત્રને વિષે હોય છે તે પ્રગટપણે દેખાય છે, બીજા અભ્યંતર સત્વ સ્વભાવાદિક ઘણાં હોય છે એમ પ્રવચન સારોદ્ધાર ૨૫૭ થી જાણવું.

પ્ર૦ ૧૮૫ બત્રીસ લક્ષણનું સ્વરૂપ શાસ્ત્રાનુસારે કહો.

ઊ૦—તીર્થંકરાદિક ઉત્તમ પુરૂષને પાંચે ઇંદ્રીય પરીપૂર્ણ અંગ હોય તે બે પ્રકારે કહે છે ૧ છત્ર, ૨ તોમરસ, ૩ રથ, ૪ ઇંદ્રધ્વજ, ૫ કુર્મ્મ, ૬ ધનુષ, ૭ અંકુશ, ૮ વાપી, ૯ સ્વસ્તી, ૧૦ તોરણ, ૧૧ કમળ, ૧૨ પંચાનન, ૧૩ પાદપ, ૧૪ ચક્ર, ૧૫ શંખ, ૧૬ ગજ, ૧૭ સમુદ્ર, ૧૮ કળસ, ૧૯ પ્રાસાદ, ૨૦ મસા, ૨૧ યવ, ૨૨ યુવ, ૨૩ સૂપ, ૨૪ કમંડલુ, ૨૫ પર્વત, ૨૬ સચ્ચામર, ૨૭ દર્પણ, ૨૮ વૃષભ, ૨૯ પતાકા, ૩૦ કમલાભિષેક, ૩૧ સુદામ, ૩૨ મયૂર, એ બત્રીસ લક્ષણ મહોટા પુન્યવંતને હાથ પગને તળીએ હોય તે વ્યંજન આકાર કહીએ પાઠાંતર બીજાં નામ છે. હવે બીજાં બત્રીસ લક્ષણ કહે છે.

૨ જેના નખ, પગ, જીભ્હા, હાથ, તાળુ, લોચન, હોઠ એ સાત રાતાં હોય તે પુરૂષ ભાગ્યવાન જાણવો, જેની કાખ, હૈયુ કોટ નાસીકા નખ મુખ એ છ વાંનાં ઊંચાં હોય તે સર્વ પ્રકારે ઊંનતી પામે, જેના દાંત ચાંમડી કેશ આંગળીના પર્વ આંગળીની રેખા નખ એ પાંચ જેનાં સુક્ષ્મ હોય તે ઘણુ ધન પામે, જેની આંખ હૃદય નાસીકા હડપચી ભૂજા એ પાંચ જેનાં લાંબાં હોય તેનું દીર્ઘ ( લાંબુ ) આયુ હોય અને ઘણો ધનવંત હોય પ્રાક્રમી હોય. તથા

લલાટ હૃદય મુખ એ ત્રણ જેનાં વિપુલ ( પહોળાં ) હોય તે રાજા જાણવો. ગ્રીવા, જંઘા, પુરૂષચિન્હ ( લીંગ ) એ ત્રણ જેનાં લઘુ જે ટુંકાં હોય તે પણ રાજા જાણવો. વળી જેના સ્વર, સત્વ, નાભી એ ત્રણ ગંભીર હોય તે સર્વે પૃથ્વીનો ધણી થાય એ બત્રીસ લક્ષણ ઉત્તમ ભાગ્યવંત પુરૂષને હોય ચક્રિ, હરી, બળદેવ તીર્થંકરને તો પૂર્વે કહ્યાં છે તેમ જાણવાં એમ કલ્પસૂત્રની વાખ્યા માં કહ્યું છે ।। ઇત્યર્થઃ

પ્ર૦ ૧૮૬—આઠ યોગનાં લક્ષણ કીયાં.

ઊ—૧ યમ—રાગમોહ માયા ત્યાગે તે.

૨ નિયમ—સર્વ સાવદ્ય વ્યાપાર ત્યાગે.

૩ આસન—પદ્માસનાદિ સુખાસન.

૪ પ્રાણાયામ-રેચક, પૂરક, કુંભકાદિ નાડીનો માર્ગ તજીને સુક્ષ્મ નાડીનો અભ્યાસ.

૫ પ્રત્યાહાર—પાંચ ઇંદ્રીયોના ત્રેવીસ વિષય થકી પરાન્મુખ જે ત્યાગે.

૬ ધારણા—સ્વર્ગ મોક્ષની પ્રાપ્તી કરવા ઇચ્છે તે,

૭ ધ્યાન—ધર્મ ધ્યાનના ચાર પાયા તેણે કરી અંતર આત્માની થીરતાએ અભેદરૂપે ધ્યાવું.

૮ સમાધિ—આત્માના સચ્ચિદાનંદ દ્રવ્ય ગુણ પર્યાયના ધ્યાનમાં મહા મગ્ન થાય તે. ઇતિ યોગ લક્ષણ છુટા પત્રથી લખ્યાં છે.

પ્રઃ—૧૮૭ ત્રણ પ્રકારનાં કુટુંબ કીયાં ?

ઊઃ—૧ ક્ષમા, સરલ, સંતોષ, સત્ય, સૌચ, તપ, જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ સ્વભાવીક અંતરંગ પ્રથમ કુટુંબ તે મોક્ષદાઇ છે. અને એહવા કુટુંબના પ્રતિબંધીને કષ્ટ પણ ન હોય.

।। यदुक्तं ।। धर्मो यस्य पीता क्षमा च जननी भ्राता मन संजमा ।।
सुनु सत्य मिद दया च भगनी निराग्यता गेहनी ।।
सय्या भोमि तलं दिशोपि, वसनं ज्ञानामृतं भोजनं ।।
यस्यैता पि सदा कुटंब मनद्यं तस्यादि कष्टं कथं ।। १ ।।

ઇતિ અંતરંગ ભાવ કુટંબ તે જ્ઞાનીને વલભ છે.

૨ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, અજ્ઞાન, શોક, ભય, પ્રમુખ બીજુ કુટુંબ તે અનાદિનું છે તે દુઃખદાઇ જાણવું.

૩ માતા, પિતા, પુત્ર, પુત્રી, સ્ત્રી આદે ત્રીજુ કુટુંબ છે, તે ભવોભવનું થાય છે. હવે અઘોરકરમી જીવ ત્રીજા કુટુંબને પોષવા સારૂ બીજા કુટુંબનો આદર કરીને પ્રથમ કુટુંબને આઘુ ઠેલી મુકે છે, અને આસન સિદ્ધિ ( નજીવ ભવી ) જીવ તો સૂરવીર થઇ, બીજા ત્રીજા કુટુંબને ત્યાગીને પહેલા કુટુંબને અંગીકાર કરી મહાનંદ પામે છે એમ ઉપમિતિ ભવ પ્રપંચે કહ્યું છે.

પ્ર૦ ૧૮૮—મિચ્છામિ દુક્કડંનો ૧૪૦૬ અક્ષરોનો કેવો અર્થ થાય છે

ઊ:—કરેલા અપરાધને માફ કરવારૂપ પ્રાર્થના છે, તથા પ્રકારના વિશુદ્ધાધ્યવસાયે સરલપણે ગુરૂ સમીપે માઠા કૃત્યની માફીની માગણી કરતાં જીવ તે કર્મથી હલવો અને નિર્મલ થાય છે જેમ સાબુ જોગે મલીન વસ્ત્ર ઉજળાં થાય છે. થોડા પટ લાગવાથી થોડુ નિર્મલ થાય છે. તેમ પ્રણામની તારતમ્યતાએ વિશુધ્ધપણુ થાય છે. અથવા મિ-જે માહરાં दुक्कडं-જે માઠાં કૃત્ય. મિથ્યા જે ફોક નિસ્ફલ થાઓ, ઇતિ સામાન્ય શબ્દાર્થ હવે વિશેષથી અક્ષરાર્થ કહે છે ”

॥ मि-મૃદુ-માર્દવપણાને વિષે છે ॥ च्छा-દોષનું આચ્છાદન કરવા અરથે છે ॥ मि-મર્યાદામાં સ્થિત થવા માટે છે ॥ दु-આત્માની દુગંચ્છા કરૂછું એમ જણાવે છે ॥ क्क-માહરાં કરેલાં પાપ એમ સુચવે છે ॥ डं તે પાપને ઊપશમવડે બાલી નાખુંછું. “ઇતિ મિચ્છામિ દુક્કડં” એમ સંબોધસત્તરી ગાથા. ૧૧-૧૨ થી જાણવું.

પ્ર:-૧૮૯ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય તો સમજાયું પણ ગુરૂ દ્રવ્ય તે શું.

ઊ:—સાધુનાં વસ્ત્ર, પાત્ર, ઉપગરણ તેને ગુરૂદ્રવ્ય કહીએ. પરંતુ ધન પરિગ્રહ તે નહી.

કેમકે મુનિરાજ પાસે સોનુરૂપુ રૂપૈયા હોય નહી તેથી પુર્વોકત વસ્ત્રાદિકને ગુરૂદ્રવ્ય કહીએ.

એવં ૪ દ્રવ્યને વિણસતાં ઉવેખી મુકે તો દુપણ લાગે માટે તે સર્વેનું પોતાના દ્રવ્યની માફક રક્ષણ કરવું ઈહાં સાધુ સાધ્વીને સાતક્ષેત્ર મધ્યેનું કહેલું ધનને રોગ આપદા નિવારવા ઔષધ વૈદ્યાદિકમાં કારણ પડેથી શ્રાવક અભાવે વાપરે પણ રોકડું નાણુ મુનિને આપવું નિષેધ્યું છે. ઇતિ.

પ્ર:—૧૯૦ ઊષ્ણજલનો સંખારો કાલવિત્યા પછે કાચા પાણીમાં નાખવો કે કેમ?

ऊ—सेन प्रश्नेप्रोक्तं ॥ प्रासुक पानीयस्य संखारकः कच कपानीये मुच्यते
किंवा प्रथक् रक्ष्यते, इति प्रश्नोत्तर ॥ प्रासुक पानीयस्य संखारकः ॥
एकांते न सचित्तपानीये निक्षिप्यत्ते इत्यक्षराणि शास्त्रेन ज्ञातानि
ततो यथा यतना भवति तथा कर्त्तव्यं,
परं यथा तथा संखार को न निक्षिप्यत, इति.

અર્થાત્ જેમ જતના થાય તેમ કરવું પરંતુ જ્યાં ત્યાં ફેંકી દેવો નહી.

પ્ર:—૧૯૧ પાંચ ઇંદ્રીયોના વિષય કોણ તજે છે.

ઊ—૧ શ્રોતેંદ્રીયોનો વિષય, એકેંદ્રી, વિગલેંદ્રી, બેહેરા શબ્દાદિક વિષય શું નથી તજતા પણ ઇષ્ટ જે મૃદંગાદિક ગાયન તથા અનિષ્ટ જે ખર શ્વાન ઘૂકના શબ્દ તેને વિષે તજે તે મુનિ કહીએ.

૨ ચક્ષુ ઇંદ્રીનો વિષય, અંધ વા એકેંદ્રીયાદિક તજેછે પણ સ્ત્રી કટાક્ષ ના-

ટક પ્રમુખ તથા અનિષ્ટ જે વિષ્ટા બીભત્સાદિ વિષયને રાગદ્વેષ તજે એટલે શુભાશુભ વર્ણ દેખી સમભાવ ધરે તે મુનિ.

૩ ઘ્રાણેંદ્રીનો વિષય, એકેંદ્રીયાદિક તજેછે. પણ ઇષ્ટ જે ફુલ પ્રમુખ, અને અનિષ્ટ જે વિષ્ટાદિ એહવા ગંધને વિષે રાગદ્વેષ તજે તે મુનિ કહીએ.

૪ રસેંદ્રીનો વિષય, પૃથ્વી કાયાદિક તજે છે. પણ ઇષ્ટ જે મધુરાદિક રસ તેને મનોયોગી પૂર્વક સમતા પ્રણામે તજે તેજ તપછે, કટુકરસ મધુરરસ ઉપર સમભાવ ધરે તેજમુનિ.

૫ સ્પર્શેંદ્રીનો વિષય ઇષ્ટ જે સ્ત્રી સ્પર્શાદિક તથા અનિષ્ટ જે તાપ શીત, ડાંસ પ્રમુખ સ્પર્શ સજ્જાદિકને વિષે રાગદ્વેષ તજે તે મુનિ કહીએ ઘણુ સું કહીએ શ્રી રૂપવિજય ગણી ચારિત્રપદ પૂજામાં લાવ્યા છે જે:—

शब्दरूप हसफरस विषय सुखेरे, जसमन नही सपटाय ॥
तारण तरण जहाजते मुनिवरारे, बीजा नाम कहाय ॥ १ ॥ भवि०

કેમકે નારકી સમુર્છીમ પંચેંદ્રી નપુંષકાદિ મૈથુન અસકયથી સેવતા નથી પણ સીલવતનું ફલ પ્રણામ વિના પામે નહી. જે માટે હે ચેતન તું ફલનો અરથીહુ તો મનનો સંવર કરી છતી શક્તિએ બ્રહ્મવ્રત ધારણ કર એમ સર્વ વિષયના અભાવે સંવરવંત ન કહીએ, વિષયાદિકનો જોગ છતાં પણ મન થકી રાગદ્વેષ રહિતપણે વર્તે તે સંવરવંત છે. તેહને ધન્ય છે, ઇતિ ઇંદ્રીય સંવર છે તેમજ કષાય સંવર, યોગસંવર કરવો. એમ અધ્યાત્મ કલ્પદ્રૂમે મિથ્યાત્વાદિ નિરોધો પદેસ્યા. ધિકારે કથીતં.

પ્ર:—૧૯૨ સંસારી અને ત્યાગી વિષે તારતમ્યતા (તફાવત) કથન કરો.

ઊ:—૧ સંસારી જીવ સુવર્ણ કાંતી સદ્રસ્ય હોય તો પણ પાપરૂપ કાદવે લેપાએલો છે માટે તે સ્યામવર્ણજ કહીએ. અને સાધુ સ્યામવર્ણ હોય પણ રૂડા પરિણામ છે માટે ગૌરવર્ણ કહીએ.

૨ સંસારી પુરૂષ નિરોગી હોય તો પણ મિથ્યાત્વરૂપ મહાકાઢવ રોગે ગ્રસ્ત છે તેથી રોગીયા જાણવા. અને મુનિ તો બહીરંગે ગલીત કુષ્ટવંત હોય પણ મિથ્યાત્વરૂપ કોઢના નાશથી નિરોગી જાણવા.

૩ સંસારી જીવ નીત્ય મિષ્ટાન વસ્તુ ભોજી પણ વિષયરૂપ માઠા અનાજે કરી સદા અત્રપ્ત છે તેથી ક્ષુધાવંત છે અને સાધુ તો બાજ્ય દ્રષ્ટીએ ભૂખે કરી ક્ષીણ છે પણ સમતારૂપ અમૃત આસ્વાદનથી સદાત્રપ્તવંત છે.

૪ સંસારી જીવ યૌવન મદોન્મત હોય તો પણ પંડીત વીર્યોલ્લાંસ પામ્યા નથી તથા રત્નત્રઈ ઉપજાવવા વિકલ છે માટે જરાએ કરી જર્જરી જાણવા અને સાધુ તો બાહ્ય અંગે જરાએ જર્જરીત છે તોપણ આત્મ સ્વભાવરૂપ યૌવન અવસ્થા પામ્યા છે તેથી યૌવન અવસ્થામયીજ છે.

૫ સંસારી જીવના રૂડા નેત્ર છે તો પણ તત્વજ્ઞાન જોવાને મીચેલી આંખ્યો છે અને મુનિતો ગલીત ચક્ષુવંત છે પણ તત્વને દેખવાથી રૂડા નેત્રવંત જાણવા એમ વિશેષે ચારિત્રવંત ઉત્તમ મુનિને લોકીતર સ્વસ્વભાવરૂપ લક્ષ્મીની ઠકુરાઇરૂપ સુખ તે સાધુને વિષેજ સંભવે છે. ઇતિ ઉપમિતિ ભવ પ્રપંચે પ્રોક્તં.

પ્ર:—૧૯૩ સિદ્ધાંતના અર્થપ્રતે જાણવાની ઇચ્છા કરનાર પુરૂષોએ અગીયાર બોલ જાણવા તે કીયા?

ઊ:—૧ ધર્મપક્ષ, ૨ અધર્મપક્ષ ૩ મિશ્રપક્ષ, ૪ જ્ઞેય, ૫ હેય, ૬ આદેય, ૭ વિધિવાદ, ૮ ચરિતાનુવાદ. ૯ યથાસ્થિતવાદ ૧૦ નિશ્ચય. ૧૧ વ્યવહાર, એવં અગીયાર બોલ જાણવા.

પ્ર:—૧૯૪ વાખ્યાન કરવાનો કોને આધિકાર છે?

ઊ:—વ્યાકરણના ૧૬ બોલ જાણે તે શુદ્ધ ભાષણ કરે, તે નિચે પ્રમાણે જાણવા.

૧ એક વચન-વૃક્ષ, ઘટ, પટ,
૨ દ્વિવચન-વૃક્ષા, ઘટા, પટા,
૩ બહુવચન-વૃક્ષો, ઘટૌ, પટૌ,
૪ સ્ત્રીલીંગ-કુમારી, નગરી, નદી,
૫ નપુષકલીંગ-કમલં, નયણં,
૬ પુરૂષલીંગ-અર્હિત, સાધુ,
૭ અતિતકાળ-અકરોત્,અભૂત,
૮ અનાગતકાલ-કરિષ્યતિ,ભવિષ્યતિ,
૯ વર્તમાનકાલ-કરોતિ, ભવતિ,
૧૦ પરોક્ષવચન-એ કારજ એણે કીધો.
૧૧ પ્રતક્ષવચન-એ એમ કરેછે.
૧૨ ઉપનીત વચન-એ પુરૂષ રૂપવંત છે.
૧૩ અપનીતવચન-એપુરૂષકુરૂપવંત છે.
૧૪ અપનીત ઉપનીત-એકુસીલીયો પણ પંડિત છે.
૧૫ ઉપનીત અપનીત-એ રૂપવંત પરંતુ કુસીલીયો છે.
૧૬ અધ્યાત્મ વચન-વિના વિચાર્યું બોલે નહી.

એ રીતે સોલ બોલનો જાણ હોય તે પ્રાયે શુદ્ધ ભાષક હોય તેથી તે વાખ્યાનો અધિકારી છે.

પ્ર:—૧૯૫ જીન વચન વક્તા તથા શ્રોતા કેવા હોય?

ઊ:—૧ આગમમાં કહેલા ૧૬ બોલનો જાણજે પંડિત હોય, ૨ શાસ્ત્રાર્થ વિસ્તાર જાણે ૩ વાણીમાંહે મીઠાસ, ૪ પ્રસ્તાવ અવસર જાણે, ૫ સાચુ બોલે ૬ સાંભલનારના સંદેહ ટાલે, બહુ શાસ્ત્રવેતા ગીતાર્થ ઊપયોગી હોય ૮ અર્થવિસ્તારી સંવરી જાણે ૯ વ્યાકરણ રહિત કઠણ ઠઠભાષા અપશબ્દ ન બોલે ૧૦ વાણીથી સભાને રીઝવે ૧૧ રસાસ્વાદ પામે, ૧૨ પ્રશ્નાર્થ ૧૩ અહંકાર રહિત, ૧૪ ધર્મવત સંતોષવંત એવં ચૌદ બોલનો જાણતે વક્તા એટલે ધર્મોપદેસક જાણવો.

હવે ચૌદ બોલ શ્રોતા જે સાંભલનારના કહે છે.

૧ ભક્તિવંત, ૨ મીઠા બોલ, ૩ ગર્વરહિત ૪ સાંભલવાની રૂચિ, ૫ ચપલ

તા રહિત એકાગ્ર ચીત્ત સાંભલે ધારે ૬ જે હુવા સાંભલે તેવા પ્રગટ અક્ષર કહે ૭ પ્રશ્નજાણ ૮ શાસ્ત્ર રહસ્ય જાણ ૯ ધર્મકાર્યે આલસ નહી, ૧૦ ધર્મ સાંભલતાં નિંદ્રા ન આવે ૧૧ બુદ્ધિવંત હોય ૧૨ દાતાર ગુણ હોય ૧૩ જેની પાસે ધર્મકથા સાંભલે તેના પાછલ છતાગુણ બોલે ૧૪ કોઇની નિંધા ન કરે ખેચતાણ વાદવિવાદ ન કરે એ ચૌદ બોલ જીનવચન શ્રોતાના જાણવા.

પ્ર:—૧૯૬ કેવામુનિ દેસના નાઅધિકારી હોય અને તે કેવી રીતે દેસના આપે અને તેથી શો ગુણ થાય છે?

ઊ:—સુગુરૂ સંવિજ્ઞ, ગીતાર્થ આચાર્યના સંમીપે સમ્યગ પ્રકારથી સિદ્ધાંતના વાક્ય પદાર્થ ૧ વાક્યાર્થ, ૨ મહાવાકયાર્થ, ૩ તાત્પર્ય ૪ એહવું તત્વ સ્વરૂપ સિદ્ધાંત જાણ્યુંછે જેણે એહવા ગુરૂની આજ્ઞાથી; નતુ સ્વતંત્ર સુખર્યાદિની અતિરેકતાથી, શ્રતભૂતવાદી હોય તે દેસના જે ધર્મકથા કરે તે દેસના કેવી રીતે કરે તે કહે છે.

૧ બાલને બાહ્યચારિત્ર વૃત્તિની પ્રધાનના ઊપદેસ કરે.

૨ મધ્યમ બુદ્ધિને અષ્ટ પ્રવચન માતારૂપ મોક્ષફલ કહે.

૩ બુધ (પંડીત ને આગમનુપરમ તત્વ રહસ્ય જીનવચન આરાધના એજ ધર્મ છે. તેથી વિપરીત તે અધર્મ ઊત્સૂત્ર વર્જવું કહે એ ત્રણ પ્રકારના પાત્ર ધર્મ સુણવા યોગ્ય છે, તેને ઉપગાર બુદ્ધિએ આગમોક્ત કથન કરે, કુપાત્રને દેસના દેવી તે જેમ સંનિપાતના રોગવાલાને દુગ્ધ સાકર વિપરિત પરિણમે તેમ સમજવું, અને પાત્રને દુગ્ધ સાકર પુષ્ટીકારક જાણવી મેઘ વૃષ્ટિથી ખટરસવાલાં વૃક્ષ પોતાના સ્વભાવથી ગુણ પ્રમાણે અફીણ, સેલડી આદિરસ વૃદ્ધિ પામે છે. તેમ સુગુરૂના ઉપદેશથી શ્રોતાસ્વભાવે સગુણ દુરગુણ કર્માનુસારે ગ્રહણ કરે છે. યથા ગાય જેમ ત્રણ ચરતી થકી દુગ્ધાદિક મિષ્ટરસ ઊપજાવે છે. અને સર્પ દુગ્ધપાન કરતો થકો પણ ઝેરરસ ઉપજાવે છે. પરંતુ ઉપદેશકને ધર્મકથાનું રૂડફલ થાય છે. વલી સત્રસુણે શંસય ટળે છે. શ્રદ્ધા નિર્મલ થાય તત્વજ્ઞાનમાં ચિત્ત રમે છે અને દુરમતી દુરે જાય ઇત્યાદિ ગુણ સાંભલતાં થકાં થાય છે. જૈનમતમાં આવી પ્રકારનાં સૂત્ર છે. "तद्यथा"

૧ વિધિસૂત્ર, ૨ ઉદ્યમ સૂત્ર, ૩ વર્ણક સૂત્ર, ૪ ભયસૂત્ર, ૫ ઉત્સર્ગ સૂત્ર, ૬ અપવાદ સૂત્ર, ૭ ઊભય સૂત્ર એ પૂર્વોક્તને વિષે વિભાગ ન જાણતા થકા જ્ઞાનાવરણી, કર્મના ઊદયથી આ મતી મોહ હોવાથી જમાલીવત અસત બોધ ઉપદેશ કરી દુરગતી જાય છે, માટે આગમોક્ત યુક્તિએ સહિત યોગ્યને પ્રતિબોધ કરવો, એજ સંવિજ્ઞ પુરૂષોનુ પરમોપગારી કામ છે.

પ્ર૦ ૧૯૭—શ્રાવકને સૂત્ર ભણવાનો તથા ઉપદેશ કરવાનો અધિકાર છે કે કેમ.

ઊ:—વ્યવહાર સૂત્રમાં સૂત્ર ભણવાનો વા ઉપદેશનો અધિકાર મુનિને કહ્યો છે શ્રાવકને આશ્યકાદિકની રજા છે, ભગવતીજીમાં શ્રાવકને શ્રોતા કહ્યા છે, તથા પ્રશ્ન વ્યાકરણ સંવરદ્વારે શ્રાવક અને દેવતાને સાંભળવાનો અધિકાર કહ્યો છે. વળી

लद्धट्ठा गहियट्ठा इति वचनात्. તેમજ નિસીથમાં પણ નિષેધ કર્યો છે ઇહાં મુનિ અભાવે શ્રાવક યોગ્યતા પ્રમાણે ધર્મોપદેશ કરે ધર્મ પમાડે, તે ધનાદિ વાંચ્છાએ રહિત ઉપદેશ પ્રશંસવા યોગ્ય છે એમ પંચમ અંગે છે, વળી મુનિ પણ યોગ વહન વિગયત્યાગાદિ ક્રિયા કરે, ત્રણ વર્ષ પર્યાય પછી આચારાંગાદિ ભણવું કલ્પે તો શ્રાવકને રજા કેમ હોય, સાધુ ૧૧-૧૪-૧૬ બોલનો જાણ હોય માટે સત્ય વચન જાણવાથી સત્ય ભાષક કહ્યો જેથી સિદ્ધાંત તેમનેજ દીધુ છે, વળી શ્રીઠાંણાંગજીમાં ચારને વાચના આપવી કહી છે.

૧ વિનયવંત, ૨ વિગયનો ત્યાગી, ૩ કષાય ઉપશાંત જે ક્ષમાવંત ૪ માયારહિત આર્યવગુણી એ ચાર સૂત્ર ભણવા યોગ્ય છે અને તેના પ્રતિપક્ષી જે ૧ અવિનીત, ૨ વિગઈ નોલોલપી, ૩ ક્રોધનો કરધુહાર, ૪ માયાવી જે કપટી એ ચારને વાચના આપવી નહી, અર્થાત ભણાવવા નહી. ઇતિ૦

શ્રુ-સાંભળવું એ મુળ ધાતુનો અર્થ શ્રાવક શબ્દ થાય છે, અર્થાત શ્રાવક એટલે સાંભળનાર માટે શ્રોતા કહીએ. ઇત્યર્થ.

પ્ર૦ ૧૯૮—ધર્મોપદેશ કોની પાસે સાંભળવો અને કેવા ગુરૂવો આદર કરવો.

ઊ૦—૧ નિલચાસરપક્ષી૦ રૂપ સુંદર પણ વચન સુંદર નહી, કીડા વીગેરે ખાવાથી ક્રિયા સારી નથી.

૨ કૌચપક્ષી૦ રૂપ સુંદર નહી, મધુર ધ્વનિ છે. કીડા આદે ખાય તેથી ક્રિયા સારી નથી.

૩ ભ્રમર૦ કૃષ્ણ વર્ણ હોવાથી રૂપ સુંદર નહી, મધુર સ્વર નહી પુષ્પ રસ સ્વાદથી ક્રિયા સારી છે.

૪ મોર૦ રૂપવંત છે, શબ્દ મધુર છે, સર્પાદિનું ભક્ષણ કરવાથી ક્રિયા સારી નથી.

૫ કોકીલ૦ કૃષ્ણવર્ણ હોવાથી રૂપ સારૂ નહી, પંચમ સ્વર ગાવાથી વચન સુંદર છે, આંબાની મોજર ખાધાથી ક્રિયા સારી છે.

૬ હંસ૦ રૂપ સુંદર છે, મધુર સ્વર નથી, કમલનાલાદિ ખાવાથી ક્રિયા સારી નથી.

૭ પોપટ૦ રૂપે રમણીક છે, ઉપદેસ મધુર વચન છે, અંબ કદલી દાડમ ખાવાથી ક્રિયા સારી છે.

૮ કાગ૦ રૂપ સુંદર નહી, ભાષા પણ સારી નહી, અશુચિ અહાર કરવાથી ક્રિયા પણ ખોટી છે.

એમ કેટલાક ગુરૂનું રૂપ એટલે વેશ ૧, ઉપદેશ ૨, ક્રિયા ૩, ત્રણે નથી, તે તો સર્વથા તજવા યોગ્ય છે, અને ત્રીકયોગવાળો પક્ષ પોપટ દ્રષ્ટાંતે સર્વોતમ અંગીકાર કરવા યોગ્ય છે. ક્રિયા જે સંયમ રહિત તજવા યોગ્ય છે. ક્રિયાવાન ભજવા યોગ્ય છે. અશુદ્ધોપદેશક તજવા યોગ્ય છે. શુદ્ધ ઉપદેશક ક્રિયાવાન

પક્ષ કોકીલના દ્રષ્ટાંતે ભજવા યોગ્ય છે એ પૂર્વોક્ત અષ્ટભંગીનું સ્વરૂપ વિચારી ઉત્તમ ગુરૂ પાસે ધર્મોપદેશ સાંભળવો અને તેમનો આદર બહુ માન કરવો.

તે મુનિ કેવા છે.

भोग रोग तजी ज्योग जगाया, मोह सुभट भीड भागी छे,
मुनिराज सदाही सोभागी छे, ज्ञानधारा लय लागी छे.

ઈત્યાદિ સ્તુતપાત્ર છે. તે धन्ना०

શિષ્ય—સુગુરૂ વિના બીજાની પાસે ધર્મોપદેશ સાંભળવો કે નહી.

ગુરૂ—સુગુરૂ અભાવે યથા છંદાવર્જી શુદ્ધ રૂપક પાસાથાદિક ચારની પાસે ધર્મોપદેશ સાંભળવો અપવાદમાં સમ્મત છે.

મુખ્યતાએ તો અપ્રમાદી સમાન વૃત્તિ આદે ગુણોએ અલંકૃત તત્વ રસીક આત્મધ્યાની મોક્ષસાધક મુનિ યથાર્થ શુદ્ધ પ્રરૂપક સમીપે ધર્માપદેશ સાંભળવો શ્રેષ્ઠ છે. જેથી આત્મગુણ વૃદ્ધિ પામે છે. ઇતિ

પ્ર:—૧૬૯ ભાવિ ચોવિસીમાં કોનો જીવ કઈ ગતીમાંથી નીકળી કોણ તીર્થંકર થશે?

ઊ:—શ્રેણિકજીવ પહેલી નરકમાંથી નીકલી પદ્મનાભ પ્રથમ તીર્થંકર થશે.

૨ સુપાર્શ્વ (મહાવીરનો કાકો) બીજા દેવલોકથી ચવી સુરદેવ તીર્થંકર થશે.

૩ ઉદાયી (કોણીકનો પુત્ર) ત્રીજા દેવલોકથી ચવી સુપાર્શ્વનાથ થશે.

૪ પોટિલજીવ ચોથા દેવલોકથી ચવી સ્વયંપ્ર તીર્થંકર થશે.

૫ દ્રઢકેતુ જીવ બીજા દેવલોકથી ચવી સર્વાનુભૂતિ તીર્થંકર થશે.

૬ કાર્તિક શેઠ (આણંદ ગાથા પતીનો બાપ) પહેલા દેવલોકથી નીકલી દેવશ્રુત પ્રભુ થશે.

૭ શંખશ્રાવક બારમા દેવલોકથી આવી ઉદયપ્રભજીન થશે.

૮ આનંદ શ્રાવક પહેલા દેવલોકમાંથી આવી પેઢાલ તીર્થંકર થશે.

૯ સુનંદાજીવ પાંચમા દેવલોકથી ચવી પોટિલ તીર્થંકર થશે.

૧૦ શતક શ્રાવક ત્રીજી નરકથી નીકલી શતકીર્તિજીન થશે.

૧૧ દેવકીજીવ આઠમા દેવલોકથી ચવી મુનિસુવ્રત પ્રભુ થશે.

૧૨ કૃષ્ણજી ત્રીજી નરકથી નીકલી દેવભવ કરી અમમ તીર્થંકર થશે.

૧૩ હરશતકી (રાવણનો પુરોહિત) પાંચમા દેવલોકથી ચવી નિ:કષાય તીર્થંકર થશે.

૧૪ બલદેવ છઠ્ઠા દેવલોકથી આવી નિ:પુલાક નામે તીર્થંકર થશે.

૧૫ સુલસા પાંચમા દેવલોકથી ચવી નિર્મમજીન થશે.

૧૬ રોહિણી (બલદેવની માતા) બીજા દેવલોકથી ચવી ચિત્રગુપ્ત પ્રભુ થશે.

૧૭ રેવતી બારમા દેવલોકથી ચવી સમાધિ નામે તીર્થંકર થશે.

૧૮ સભાલ પાઠાંતર માતલીજીવ આંઠમા દેવલોકથી ચવી સંવરનામે તીર્થંકર થશે.

૧૯ દ્વીપાયન (દ્વારકાનો બાલનાર) અગ્નિકુમાર ભુવનથી નીકલી યશોધર પ્રભુ થશે.

૨૦ કોણિક બારમા દેવલોકથી ચવી વિજય તીર્થંકર થશે. છુટા પત્રમાં કર્ણજીવ કહ્યો.

૨૧. નારદ પાંચમા દેવલોકથી ચવી મલ્લીનાથ પ્રભુ થશે.

૨૨ અંબડતાપસ બારમા દેવલોકથી નીકલી દેવજીન થશે.

૨૩ અમરજીવ નવમા ગ્રૈવેયકથી આવી અનંત વીર્યપ્રભુ થશે.

૨૪ સ્વયંબુદ્ધ સર્વાર્થ સિદ્ધથી ચવી ભદ્રજીન થશે. છુટા પત્રમાં સ્વાનિજીવ કહ્યો છે. અવરસ્થળે પાઠાંતર હોય તો ગુરૂગમ લેછે. ઇ તીર્થંકર ભગવાનના ત્રીકાલીક જ્ઞાનની અદ્‌ભૂતતા જાણવા સારૂ ભવિષ્યકાલજીનનુ વર્ણન કર્યું છે.

પ્રઃ—૨૦૦ મુનિ કેવી ભાષાએ ઉપદેશ કરે.

ઊ—મુનિ નિરવદ્ય ભાષાએ ઉપદેશ કરે, જેમ કે શ્રાવકને અણલ પાણી પીવુ નહી. જોયાવીના ઇંધણા દિબાલવાં નહી. દેખ્યાવીના દલવું ખાંડવું નહી. ઇત્યાદિ અર્થાપત્તિ ન્યાયે) પાણી ગલીને પીવું જોઇને દલવું રાંધવું, એટલો પણ સંવરભાવ પરંપરાએ મોક્ષનું કારણ થાય છે, માટે શ્રાવકને જીનપૂજાદિ અનુષ્ઠાન શાસ્ત્રાનુંસારે જીનાજ્ઞા પૂર્વક ઉપદેશ મુનિ કરે, પણ હિંસાદિ પ્રવૃત્તિ આદેસરૂપે મુનિન કરે. એમ નિરવદ્ય કોમલભાષા વૈરાગ્યમઇ હોય છે શ્રીવિજય લક્ષ્મી સુરિએ વિસથાનક તપ પૂજામાં મુનિને માટે સમારે મંદીરાર તે પણ મુનિને ન કલ્પે તો અમુક સ્થાનક બંધાવા વિષે ઉપાશ્રય નવિન કરવા વિષે પ્રગટ આદેશ કરવો કેમ સંભવે. શ્રી આચારાંગજીમાં પણ મુનિને માટે અહાર કે મકાન કરે તે અકલ્પનીય જાણી પરિત્યાગ કરે કહ્યું છે. કેમકે હિંસાના ત્યાગી છે માટે પછે સમયસુચક મુનિદ્રવ્ય ક્ષેત્રકાલ ભાવ વિચારી અપવાદને અનુસરે તે નિષેધ નહી. ઇ૦

પ્રઃ—૨૦૧ ચાર પ્રકારનો વૃતિસંક્ષેપ તપ કેવી રીતે થાય છે.

ઊઃ—વૃતિસંક્ષેપ તપમાં શ્રાવક ચૌદનિયમ દ્રવ્યાદિકનો સંક્ષેપ કરે, અને મુનિ અભિગ્રહ ધારે તે કહે છે.

૧ આજ મારે અમુક દ્રવ્યનો આહાર નિરક્ષેપ ગોચરીએ લેવો એ દ્રવ્ય અભિગ્રહ કહીએ.

૨ ગામ પરગામ અમુકના ઘરનો આહાર લેવો તે ક્ષેત્ર અભીગ્રહ કહીએ.

૩ પહેલીબીજી પોરસીએ આહાર લેવો તે કાલથી અભીગ્રહ કહીએ ગાવો રોતો બેઠો ઉભો આદ જે દાન દે તે લેવું તે ભાવ અભિગ્રહ કહીએ એમ ચાર પ્રકારે વૃત્તિ સંક્ષેપ તપવિસથાનકના રાસમધ્યે કહ્યો છે.

પ્રઃ—૨૦૨ મુનિરાજ રાત્રિએ દીવો રાખે કે નહી.

ઊઃ—દીપકનું ચાંદણુ (અજવાલુ) સચિત્ત છે, કેમકે સાધુના અતિચારમાં વીજદીવાની ઉજેહીની આલોયણા છે, પરંતુ ચંદ્રસૂર્યની ઉજેહી તથા તેની આલોયણ લખી નથી, તેમજ શ્રી આચારાંગજીમાં દીપક કરવાથી તે ઉકાયની હિં-

શા થાય છે એમ લખ્યુ છે. ઇહાં કોઇ કહેસે જે દીપક કરવાથી મુનિને પ્રમાદ પણ ટલે છે. જ્ઞાનવૃદ્ધિ થાય છે લંપટ ચૌરાદિકનો ઉપઘાત થતો નથી. પણ તેણે સમજવું જે જીનાજ્ઞા રહિત જે આચરણ તે ભવની વૃદ્ધિ કરનાર છે, વલી કેઇ કહે છે જે સુર્યચંદ્રનું વિમાન પૃથ્વી કાયમ ઇછે. તો તેના ઉજેસથી અકાયજીવત્ વિરાધના થાય છે, પણ તે ધારવું ઉલટુ છે કેમકે સૂર્યચંદ્રનું જે તેજ છે તે-તો વિમાનમાં રહેલા પૃથ્વીકાયના જીવોનું ઉદ્યોત આતાપ નામે કરી. અજવાલુ છે તે પૃથ્વિકાયના જીવતો સચિત્તખરા પરંતુ તેના શરિરના કિરણોરૂપ પ્રભાસચિત્ત નહી જેમ રત્નમણીયોનો પ્રભાની પેઠે દીપકનુ તો જ્યાં સુદ્ધિ અજવાલું જાય છે ત્યાં સુદ્ધિ તેઊકાયના જીવનો સંભવ છે, કારણ કે દીવો તે અગ્નિ કાયમય છે અને અજવાળુ પણ અગ્નિના જીવોનું હોય છે જીહાં અગ્નિના જીવો ન હોય ત્યાં અજવાળુ પણ નથી હોતુ, જો અજવાળામાં જીવ ન માનીએ તો વિજ દીવાની ઉજેહીના પાઠની શી જરૂર હતી, માટે સાધુને દીવાના અજવાળે ભણવું તે આગમ વિરૂદ્ધ છે, ફાનસની અંદર પણ દીપકના બારીક પુદગલ રોકાતા નથી. વળી સેન પ્રશ્ન ૪૫ માં ચંદ્રના અજવાળા ભેગુ દીપકનુ અજવાળુ પડે તો ઉજેહી નહી અને એકલા દીપકનું અજવાળુ શરીરે પડે તો ઉજેહી લાગે પ્રશ્ન ૩૧૮ માં પ્રતિક્રમણે વિજ દીવાતણી. ઊજેહી શરીરે લાગે તો અગ્નિકાય જીવની વિરાધના થાય, વળી આવસ્યકની ચુક્તિમાં કાઉસગ્ગના ચાર દોષ ટાલ્યા છે તેમાં પણ ઉજેહી લાગે તો વસ્ત્ર ઓઢવું, વળી શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કૃત્ય ગુરૂ તત્વ નિર્ણયમાં પણ અગ્નિકાય સેવન મુનિને નિવાર્યું છે, અગ્નિકાય થાવર છતાં પણ ગતી ત્રસત્વ ભાવે વિસ્તાર પામી શકે છે જે કારણ માટે પૂર્વાચાર્યના વચનના અનુમાનથી અગ્નિના ઊજેસમાં સચિતપણાનો નિરધાર થાય છે પછી બહુશ્રુત કહે તે ખરૂ. પાખી સૂત્રમાં .પણ निरग्गी सरणस्स इति वचनात् ॥ માટે મુનિને રાત્રીએ દીવો રાખવો જુક્ત નહી. ઇહાં કોઈ કહેશે જે દીવાના પ્રકાશ રૂપ જે બાહેર દીસે છે તે તો વિશ્રસા પુદગલની પર્યાય છાય આકૃતિ તેજ દ્યુતિ ઇત્યાદિ પુદગલ પર્યાય કહ્યા છે પણ અગ્નિઠો જીવના પર્યાય નહી કેમ કે તેના ગુણ પર્યાય તો દાહકરૂપે છે તે જ્યાં વ્યાપે ત્યાં બાળી ભસ્મ કરે માટે એ ઊજેહીમાં વિશ્રસા પુદગલ જાણવા. અર્થાત્ દીવામાંજ અગ્નિકાય છે, અપર નહી, યથા શરીર છાયાવત્ વળી દર્પણમાં મુખ જોતાં આપણા શરીર સમાન સર્વ પુદગલ દીસે છે તે કાંઇ આપણા શરીરના પર્યાય આરીસા માંહે ગયા નથી પણ તે આરસીનું નિમિત્ત પામીને મુખ જેવા વિશ્રસા પુદગલ શ્રેણિબંધ જમાવ થાય છે પણ તે જીવના નહી, ઇહાં આ વચન ચાલુ વિષયને વિરોધકારી છે. આ બાબત કેટલાક જનોને વિષવાદ ચાલે છે પણ ટુંકામાં દીર્ઘદ્રષ્ટીએ વિચારવું જે દીપક કરવાની પુષ્ટી માટે આગમ પ્રમાણનું ઓલંઘન કરી યથાછંદે વર્તવું એ સુજ્ઞ પુરૂષોને યુક્ત નહી, જેમ જેમ અગ્નિમય દીપકનો ઓછાસ થાય તેવી રીતે ઉપદેશ થાય તે શ્રેષ્ટ છે અને તેજ છકાયનું રક્ષણ છે, વળી

**૧૬૧ મા પાનાની ૩ જી લીટીનુ સાંધણુ.**

વળી કોઇ કહે જે ઉશ્ન જલ ઉશ્ન અસનમાંથી ઉશ્ન વરાલ નિકલે છે તેમાં અગ્નિકાયના પુદગલ ઘટે કે કેમ તેને માટે આગમ પ્રમાણુથી નિષેધ જાણુવું. દીપક નિશ્રાએ અવર પણુ પ્રસંગ દોષ ઉત્પન થાય છે વળી અનુમોદનાદિ દુષણુનો સંભવ થાય છે. પૂર્વે ચંદનબાલા મૃગાવતી સંબંધે તથા મેઘ કુમારાદિ પ્રબંધ વિચારતાં સ્પષ્ટ માલમ પડસે જે કોઈ મુનિએ દીપકનુ સરણુ કર્યું નથી કદાચ અપવાદે મુનિને મહારોગાદિક મરણાંત અવસરે શ્રાવક ફાનસમાં દીપક કરી શખે તેનો નિષેધ નહી વલી શ્રાવકોએ ઘેર પણ ઘણુા દીવાબતીઓ અગ્નિ આરંભ રાત્રિએ વર્જવો. ન ચાલે તો ફાનસ આદે વસ્ત્ર આચ્છાદન કરી રાખે પણુ ખુલ્લો દીપક તો બીલકુલ રાખવોજ નહી કેમકે અકસ્માત્ ઘણા જીવોનુ બલીદાન થઇ જાય છે. પોતાના ખરચમાં સેકડુ રૂપૈઆ વપરાય છે તો માત્ર આઠ આનાના ફાનસથી બારમહીનાને સરવાલે હજારો પ્રાણીયોનો બચાવ થાય અને ઘરમાં પણુ નુકસાન થવાની ધાસ્તી રહેતી નથી આ કેવો અગણીત લાભ. છે. એમ જૈન મંદીરાદિકને વિષે પૂજા વીગેરે રૂસનાઇમાં પણુ યતના પૂર્વક વર્તવું. અર્થાત્ કોઇ સ્થલે ગ્લાસ દીવો મેનબત્તી વગેરે પડદા સીવાય શખવું નહીં એમ વિવેક રૂપ દીપકની અવગણુના કરી સ્વછંદે ચાલે તે જીનવચન વિરાધક જાણુવો. કેમકે અગ્નિ છે તે દશ દીશીના જીવને હણુવા અમોઘ શસ્ત્ર છે માટે **यथायतनाभवति तथा कर्तव्यं.**

વલી સાંભલીએછીએ કે રાધનપુર આદે કેટલાક સહેરોમાં રાત્રિએ શ્રાવકો થોડા **દીપક** **કરેછે** અને તે પણુ યુકિત સહિત રાખે છે એ વિવેકી માણુસની વર્તણુક છે.

यथायतना भवति तथा करतव्यं. વળી સાંભળીએ છે કે રાધનપુર આદે કેટલાક શેહેરોમાં રાત્રીએ શ્રાવક થોડા દીપક કરે છે અને તે પણ યુક્તિ સહિત રાખે છે. એ વિવેકી માણસની વર્તણુક છે.

પ્ર:—૨૦૩ મુનિરાજ એકલા વિહાર કરે કે કેમ?

ઊ૦—મુનિને એકલા વિચરવાનો શાસ્ત્રમાં નિષેધ કરો છે. પરંતુ ગીતાર્થ વા તેમની નિશ્રાએ એકલ વિહારની મના નથી. હવે એકલા વિહારથી થતાં દુષણ કહે છે, પ્રમાદીપણુ થાય છે, સ્વચ્છંદપણે ચાલે, પડવઇ થાય, એકલો સાધુ અકાર્ય કરે, સૂત્રાર્થ કેમ ધારે, એકલાને કોણ સીક્ષા આપે, વિનય વૈયાવચથી રહિત હોય, મરણાંતમાં આરાધના ન કરી શકે, એષણા ન શોધી શકે, ઘણા સાધુના પરિવારમાં અકાર્ય જે સીલ ભ્રષ્ટાદિ વિચાર થાય તો પણ ન કરી શકે, મૂત્રવિષ્ટા વમન મૂર્છાદિ મોહીત એકલો શી રીતે પાત્રને હાથ લગાવે, શી રીતે પાણી લેવે, જગ અસુચિ ન ગણે તો જીન મતની નિંધા કરાવે, એકલો મુનિ એક ખોટું આલંબન લેઇને સતમારગથી ભ્રષ્ટ થાય છે, માટે સાધુને એકલા રહેવું વિચરવું નિષેધ્યું છે, ગુરૂ ગ્લાની બાલ વૃદ્ધાદિકોનો વિનય વૈયાવચ કરવાથી સૂત્રાગમ કર્મ નિર્જરાદિ ગુણ થાય છે શંસય તથા પ્રશ્નનો ખુલાસો પણ થાય છે માટે સમુદાયમાં રહેવું એજ ધોક માર્ગ છે. ઇ૦

જેમ પાળ વીના પાણી ન રહે, જીવ વિના કાયા ન રહે. તેમજ મુનિરાજ તે ગીતાર્થ વિના ટકી શકે નહીવળી નર્મદાને કાંઠે રહેનારા કાગડા નદી તટ મુકી ઝીંઝવાના પાણીની ભ્રાંતથી દોડતા જેમ દુઃખી થાય છે તેમજ મુનિ સુવિહિતના સમુદાયનો ગચ્છ તજીને સ્વેચ્છાચારી થવાથી તે કાગડાની પેઠે દુઃખી થાય. જેમ અંધને કોઇ દેખતો માણસ સુમાર્ગે ચઢાવે તેમ ગીતાર્થ મુર્ખ મુનિ હોય તેને આધારભૂત થાય છે માટે સાધુને ગુરૂ કુલવાસ વસવું શ્રેષ્ટ છે. પરં ૧ શ્રદ્ધાવંત પુરૂષ ૨ સત્યવાદી ૩ બુદ્ધિવંત ૪ બહુ શ્રુત ૫ શક્તિવંત ૬ અલ્પાધિકરણી ક્રોધાદિ રહિત ૭ સંતોષવંત ૮ વીર્યવંત એવં આઠ સ્થાનકે સહિત અણગાર યોગ્ય હોય, તે એકલ વિહારની પ્રતિમા અંગીકાર કરી વિચરે ઇતિ ઠાણાંગે.

પ્ર:—૨૦૪ જીન મતમાં પાંચ પ્રકારના સાધુ અવંદણીક કહ્યા છે તે કીયા.

ઊ૦—માહા નિસિથ્થે ઉક્તં ॥ ગાથા ॥

कुसिलो शन्नया सत्थो ॥ शच्छंदे सवलेतहा ॥
दिठिए विइमे पंच । गोयमान निरख्खए ॥ १ ॥

અર્થાત્—એ પાંચ પ્રકારના સાધુને જોવા નહી. કેમ કે જે મંત્ર જંત્ર ઔષધ ઉપચાર કતોહલ કરનાર, ગુરૂને અનિષ્ટ વચને જવાબ દેનાર સજ્જાતર પીંડ સાહમો આણ્યો પીંડ લે, વિવાહ ઓત્છવ જોતો ફરે, લોકોનો પરિચય કરે, સુધોમાર્ગ ભાખે નહી, મુનિની નિંધા કરે, સુવિહિત સંગતી નિવારે, નિયત સ્થાનવાસી જ્ઞાનાદિ ગુણે રહીત, મુગ્ધ લોકને ફસાવે, પ્રમાદી રાજવેઠની પેરે

ભયથી વગર ઉપયોગની ક્રિયા કરે. વ્રતભાર વહેવા ગલીયા બળદ સમાન, પંચાશ્રવમાં આશક્ત ત્રણ ગારવ પ્રતિબંધ સ્ત્રી સેવનાર, પરિગ્રહવંત મરજી મુજબ ચાલનાર વિગય પ્રતિબંધી ગ્રહસ્થના પ્રયોજનને વિષે કરણ કરાવણ અનુમતીએ પ્રવર્તે, જેમ તેમ બકતો ફરે, એવા મૂલ ગુણ વિરાધક ભવાંતરે પણ ચારિત્ર ન પામે. ભવ સમુદ્રમાં ડુબનાર એવા કુગુરૂને સાધુ જાણી વાંદવા નહી. વિશેષ સ્વરૂપ પ્રવચન સારોદ્ધારા આચારાંગ ઉપદેશમાળા સંબોધસત્તરી થકી જાણવું. શ્રી હરિભદ્ર સૂરિજીએ દશ વૈકાલીક સુત્રની ટીકામાં કહ્યું છે જે શ્રુતવાન હોય પણ ચારિત્ર રહિત હોય તે. તેને સત્પુરૂષો અંગીકાર ન કરે. જેમ ચંડાલના પાડાનો કુઆનું પાણી તજવા યોગ્ય છે તદ્વત્ જાણવું.

संजत विणु संजतता थापे, पापश्रमण करी दाख्यो.

॥ ઇતિ વચનાત૦ ॥

પ્ર:—૨૦૫ પાંચ પ્રકારના નિયંઠા ( નિગ્રંથ ) જીન મતમાં વંદણીક કહ્યા છે તે કીયા.

ઉ૦—નિગ્રંથ—મિથ્યાત્વાદિક અભ્યંતર તથા ધન ધાન્યાદિક બાહ્ય પરિગ્રહ રહિત હોય તે નિગ્રંથ કહીએ તેના પાંચ ભેદ છે. ૧ પુલાક, ૨ બકુશ, ૩ કુશીલ, ૪ નિગ્રંથ, ૫ સ્નાતક. એવં પાંચ મધ્યેથી પુલાક, નિગ્રંથ, સ્નાતક એ ત્રણ સાંપ્રત વિછેદ છે, અને બકુશ કુશીલ પ્રમત અપ્રમત ગુણ ઠાણાવાળા મુનિ વીરનુ શાસન ૨૧૦૦૦ વર્ષ સુધી રહેશે ત્યાં લગી પ્રવર્તશે. મુલોત્તર ગુણ વિરાધકભાવ અપવાદ પદે સેવે કે કેમ ઇત્યાદિ વાખ્યા તત્વાર્થની ભાષામાં તથા પ્રવચન સારોદ્ધાર ૯૩ થી જાણવી. વસ્તુ ગતે તો,—

शैले शैलो न माणिक्यं । मोक्तिकं न गजेगजे ॥
साधवो नही सर्वत्रं चंदनं न वने वने ॥ १ ॥

વળી કહ્યું છે જે:—

थोडा आर्य अनारय जनथी, जैन आर्यमां थोडा ।
तेमां पण परिणत जन थोडा । श्रमण अल्प बहु थोडा ॥ १ ॥ धन० ॥

હવે આ ઉપરથી ઇહાં કોઇ કહે છે જે હાલમાં પૂર્વવત્ કોઈ સાધુ જણાતા નથી તે અયુક્ત છે. વર્તમાન જેનાથી શાસન ચાલે છે એવા બકુશ કુશીલ મુનિની અવગણના ન કરતાં તેમને નગર પ્રવેશ સામઇયુ બડા આડંબરે કરવું તે પણ શાસન ઉન્નતીનું કારણ છે. મુખ્યતા ઉત્સર્ગવંત મુનિની લેવી. પરંતુ દ્રવ્યક્ષેત્ર કાલ ભાવ જોઇ શુદ્ધ પ્રરૂપક ભવભીરૂ આત્માનંદી મુનિનું સેવન કરવું એકાંત પકડી પ્રમાદી થવું નહી. જે માટે નિશ્ચય અને વ્યવહાર બે માર્ગ પ્રભુએ પ્રરૂપ્યા છે પંચ સુમતિ ત્રણ ગુપ્તિ એવં અષ્ટ પ્રવચન માતા સમ્યગ સહિત મુનિને જ્ઞાની કહ્યા છે. અને સમકિત વિના નવ પૂર્વધર પણ અજ્ઞાની

કહેવાય. ઈહાં પ્રવચન માતા કહેવાનું કારણ એ છે જે ધર્મનો જનેતા છે. એટલે દેશવિરતિ સર્વ વિરતિરૂપ ધર્મ પૂર્વોક્ત અષ્ટ પ્રવચનમાંથીજ ઉત્પન્ન થયો છે. તે ભણી અષ્ટ પ્રવચન માતા કહીએ. ધન્ય મુનિ૦

શ્રી યશોવિજયજી ઊપાધ્યાયે સંવેગ પક્ષી આદેની વાખ્યા કરી છે ત્યાં કહ્યું છે કે

जे मुनि वेश सके न वीछंडी ॥ चरण करण गुण हीणाजी ॥
ते पण मारग मांहे दाख्या ॥ मुनि गुण यक्षे लीनाजी ॥ १ ॥
मृषावाद भव कारण जाणी ॥ मारग शुद्ध परुपेजी ॥
वंदे नवि वंदावे मुनिने ॥ आप थइ निज रूपेजी ॥ २ ॥
प्रथम साधु बीजो वर श्रावक ॥ त्रीजो संवेग पाखीजी ॥
ए त्रैणे शीव मारग कहिए ॥ ज्यां छे प्रवचन साखीजी ॥ ३ ॥
जे पण द्रव्य क्रिया प्रतीपाले ॥ ते पण सनमुख भावेजी ॥
शुक्ल बीजनी चंद्र कला जेम ॥ पूर्णभावमां आवेजी ॥ ४ ॥
ते कारण लज्यादिकथी पण ॥ सील धरे जग प्राणीजी ॥
धन्य तेह कृत पुन्य कृतारथ ॥ माहानिंसीथनी वाणीजी ॥ ५ ॥ इ०

( મુનિમાર્ગના અપેક્ષાએ ) જો પણ મૂલોત્તર ગુણમાં ખાંમી છે તો પણ માર્ગાભીમુખ હોવાથી સર્વથા સંજમપણાનો નિષેધ નહી, કેમકે શુદ્ધ ભાષક સંવિજ્ઞ ગીતાર્થની આજ્ઞાને અનુસરતાં મુનિને વિષે બીજના ચંદ્રવત્ ચારિત્ર ગુણની વૃદ્ધિનો સદભાવ છે.

પ્ર:—૨૦૬ મુનિ ખટ કારણે આહાર લે તેમજ ખટ કારણે આહાર ન લીએ તે કેવી રીતે.

ઊ૦—૧ ક્ષુધા વેદની ઊપસમા આહાર કરે.
૨ વૈયાવચ્ચ કરવા અરથે ભોજન કરે
૩ ઇરિયા સમિતિ પાલવા આહાર જમે
૪ સંજમ પાલવા અન્ન ખાય
૫ પ્રાણ બચાવા સારૂ આહાર લે
૬ શ્રુત ધર્મ વાચના ધર્મ ધ્યાન કરવા અરથે ભોજન કરે એવે છ કારણે મુનિ આહાર કરે.
૧ અંતક જ્વરાદિ રોગ છતાં જમવું નહી.
૨ ઊપસર્ગ આવે જમવું નહી.
૩ બ્રહ્મચર્યની ગુપ્તી માટે ખાવું નહી.
૪ પ્રાણીની દયા અરથે ખાવું નહી.
૫ તપને નિમિતે ઉપવાસાદિ કરી જમવું નહી.

૬ મરણાંતર સમયે અણસણ કરી ભોજન કરવું નહી એવં છ કારણે મુનિ આહાર ન કરે.

મુનિરાજને કેવું સુખ છે તે નિચે કહે છે.

न च राजभयं न च चोर भयं ॥ न च वृत्ति भयं न वियोग भयं ॥
इहलोक सुखं परलोक हितं ॥ श्रमण त्वमिदं रमणीयतरं ॥ १ ॥

વલી કહ્યું છે કે. અલ્પ આહારી. અલ્પ વચની. અલ્પ નિંદ્રા. અલ્પ ઉપધી ઉપગરણ રાખે તેને દેવતા પણ પ્રણામ કરે છે.

પ્રઃ—૨૦૭ કેવા મુનિની દીક્ષા આ જીવીકા રૂપ છે.

ઉ૦—विषयायस्यनो विन्न ॥ क्रोधोनोपशमंगतः ॥
संसारेनैव वैराग्यं ॥ प्रव्रज्या तस्य जीवीकाः ॥ १ ॥

ભાવાર્થઃ—વિષયની ત્રક્ષાનો જેણે છેદ કર્યો નથી. ક્રોધને ઉપસમાવ્યો નથી. સંસારને વિષે વૈરાગ્ય થયો નથી, તેવા મુનિને આજીવીકા રૂપ દીક્ષા જાણવી, અર્થાત્ સંસારના ફલને આપનાર પણ ચારિત્રના ફલ ભણી ન થાય. ઇતિ ભાવ૦

પ્રઃ—૨૦૮ મુનિને કેઇ વખતે વાંદવા નહી.

ઊ૦—૧ દેશના અવસરે. ૨ પ્રમાદ, નિંદ્રા, ક્રોધે કરી યુક્ત હોય. ૩ ઉપરાંઠાપણાને પામેલા હોય. ૪ આહાર કરતાં, ૫ નિહાર કરતા હોય ત્યાં વાંદવા નહી એ પાંચ બોલ વડે અનુક્રમે પાંચ દોષ કહે છે. ૧ ધર્માંતરાય. ૨ ક્રોધ, ૩ અનવધારણ. ૪ આહારાંતરાય. ૫ લજ્જાવંત થકા શંકા ન ભાજે. એ પાંચે દુષણ જાણવાં.

પ્રઃ—૨૦૯ સાધુજી આહાર કરતાં બીજાની નજરે. ન પાડે તેનું શું કારણ છે.

ઊ૦—કોઈક અન્નાદિક માગે તો તેને આપતાં પુન્ય બંધાય. તથા તે પુષ્ટ થઇને અધર્મ કરે તેના કર્મ બંધન કારણીક થાય અથવા કોઈકની રાગ દ્વેષની બુદ્ધિ થાય ઇત્યાદિ દોષ છે. માટે નિર્જરાના કામી મુનિ ગુપ્ત આહાર કરે. ગૃહસ્થને પણ કોઇ જેવાતેવા માણસને દેખતાં આહાર કરવો સારો નથી. પાણી પીતાં પડદો રાખે છે તે પણ જ્ઞાનાદિકના વિનયાદિ ભણી જાણવું.

પ્રઃ—૨૧૦ ત્રણ પ્રકારના વાદનું સ્વરૂપ શી રીતે છે.

ઊ૦—શ્રી હરિભદ્ર સૂરિજીએ અષ્ટકજીમાં કહ્યું છે જે.

૧ શુષ્ક વાદ—ધર્મ દ્વેષી, મુર્ખ ગર્વિષ્ટ અન્ય દર્શનીયો સાથે વિવાદ કરતાં મુનિને ફલ ન મલે, કંઠ સુકાય એટલુજ૦

૨ વિવાદ—પરને આજીવીકા ચાલતી હોય તથા જશ ઘણો હોય તેની સાથે મુનિયોએ વિવાદ ન કરવો, અંતરાયાદિ દોષ લાગે.

૩ ધર્મ વાદ—સર્વ દર્શની સાથે અહિંસાદિ ધર્મ કરવા પોત પોતાના શાસ્ત્રના પ્રમાણથી વાદ કરવો જેથી બેહુને ગુણ થાય. અને જીન મત રૂપ

અનેકાંત માર્ગની પુષ્ટી થાય માટે ઉપરના બંને વાદ મુકીને ધર્મ વાદ કરવો સફલ છે. અર્થાત્ માધ્યસ્થ, બુદ્ધિવાન. સ્વમત તત્ત્વવેતા માંણસ સાથે વાદ કરવો તેને ધર્મ વાદ કહીએ.

પ્ર:—૨૧૧ સુશિષ્ય કુશિષ્યનાં લક્ષણ દ્રષ્ટાંત પૂર્વક કહો.

ઉ૦—શ્રી નંદિ સૂત્રે કથા સમાસ.

૧ મગસેલીયો પથ્થર પુષ્કરાવર્ત મેઘથી પણ ન ભીજે, તેમ કુશિષ્ય ગુરૂ વચનથી એક પદ ન સીખે.

૨ કાલીભૂમિએ વૃષ્ટી થોડી હોય પણ ગોધુમાદિ પાકે તેમ ભલા શીષ્ય થોડા વાકયથી પણ ભણે.

૩ ચારણીમાં ઘાલતાં પાણી નીકલી જાય તેમ કુશીષ્ય ભણીને ભુલી જાય.

૪ ધાતુના ભાજનમાંથી પાણી જાય નહી તેમ ભલા શીષ્ય પાસેથી સુત્ર-તર જાયે નહી.

૫ સુગ્રીના માલા મધ્યેથી ઘી નીકળી છીદ્ર તટે જાય છે, તેમ કુશીષ્ય ગુ-રૂનુ છીદ્ર સોધે.

૬ જેમ હંસ દુધ પાણી ભેગુ છતાં જીભની ખટાસ ગુણથી દુધ એકલુ પી જાય છે ને પાણી ન્યારૂ કરે છે તેમ ભલા શીષ્ય ગુરૂના ગુણ ગ્રહે છે છીદ્ર ન જુએ.

૭ પાડો જેમ નદીમાં પાણી બગાડે છે તેથી પોતાને તથા પરને ડોહલુ પાણી પીવુ પડે છે તેમજ કુશીષ્ય વખાણમાં બીજાને ન સાંભલવા દે, અને તે પણ ન સમજે.

૮ છાલીજેમ કરૂ પોતે ધીમે પાણી પીને ચાલે તેમ સુશીષ્ય કોઇને અડચણ ન કરે ને પોતે સાંભલે.

૯ મસો જેમ રૂધીર પીએ અને ગુણ ન કરે તેમ કુશીષ્ય ગુરૂને સંતાપે.

૧૦ જલો પ્રથમ સંતાપે છે પછે નિર્વિકાર કરે છે તેમ ભલાશીષ્ય ગુરૂને સંતોષ શાતા ઉપજાવે.

૧૧ બીલાડી સેંકુ તોડી દુધ પીએ તેમ કુશીષ્ય વનયથી ન ભણે, બીગાડે.

૧૨ જેમ સેહલો જાનવર જીભ રૂથી પ્રમાણે થોડુ થોડુ દુધ પીએ પણ બગાડે નહી તેમ ભલા ચેલા જોઇએ તે રીને ભણી વિસારે નહી. અર્થાત્ કુ-શીષ્યને સૂત્રના અર્થ દેવા નહી. કેમ કે લઘુ ચાણાકય રાજનિતિમાં કહ્યું છે જે.

खलःसर्षपमात्राणी ॥ परछिद्राणिपश्यति ॥
आत्मनो वील्वमात्राणि ॥ पश्यन्नापिनपश्यति ॥ १ ॥
( यस्मात् ) लाडनात् बहवोदोषा ॥ स्ताडनात् बहवोगुणाः ॥
तस्मात् पुत्रंच शिष्यंच ॥ ताडयेन्नतुलाडयेत् ॥ २ ॥

પ્ર:—૨૧૨ આઠ દૃષ્ટીનું સ્વરૂપ ટુંકામાં સમજાવો.

ઊ૦—૧ મીત્રા, ૨ તારા, ૩ બલા, ૪ દીપ્રા, ૫ સ્થિરા, ૬ કાંતા, ૭ પ્રભા, ૮ પરા, એવં આઠ દૃષ્ટી ઇહાં અલ્પ બોધ સતસંગ યોગ છે, બીજાં ધ્યાન કરે છે માટે યોગ દૃષ્ટિ કહી, અને સ્થિરાદિ દૃષ્ટિ ગ્રંથી ભેદથી હોય માટે તે સદ્દૃષ્ટિ સમકિતની કહીએ. એતાવતા વિચારથી દેખવું તેને દૃષ્ટિ કહીએ

૧ મીત્રાદ્રષ્ટિ—દુરભવી જે અતિ અભિનીવેસીક મિથ્યા દ્રષ્ટિને તો એ દ્રષ્ટિ ન હોય યથા પ્રવૃત્તિકરણ કરે એટલે મિથ્યાત્વના મંદ પ્રણામ હોય, ત્રણ સ્પર્શના અગ્નિ સરખો બોધ હોય.

૨ તારાદ્રષ્ટિ—પ્રથમની દ્રષ્ટિથી મંદ મિથ્યાત્વ હોય, બોધ પણ છાણાંની અગ્નિ સરખો હોય, સરલપણું, આદર, હઠ કદાગ્રહ પોતાનો ટેક રાખે નહી. ચૌગતી રૂપ સંસાર દુઃખની ખાણું જાણી તેના ભયથી ત્રાશ પામે, ત્રીકરણ યોગે નિર્વિકારપણું હોય સાસ્ત્ર ઘણાં છે. બુદ્ધિ અલ્પ છે માટે મ્હોટાનાં વચન પ્રમાણ કરી માને, શુભયોગ કથાને વિષે દ્રષ્ટિ પ્રીતી બાંધે તે.

૩ બલા દ્રષ્ટિ—થીર ચિત્ત હોય, આવસ્યકાદિ કાર્ય અનુકુલપણે કરે. મિથ્યાત્વ છે પણ દ્રઢપણે ન હોય, બોધ કાષ્ટના અગ્નિ સરખો હોય. જીન ઉપદેસને ધન્ય માને, તત્વ સાંભળવાની ઇચ્છા હોય, મનને સંધે, અનાચાર પરિહાર છે.

૪ દીપ્રા દૃષ્ટિ—ઈહાં દીપપ્રભા સરખો બોધ હોય, એ દૃષ્ટિને વિષે વર્તતો પ્રાણી ધર્મને અરથે પોતાના પ્રાણને ત્રણવત્ છાંડે પણ પ્રાણ અરથે સંકટ પડે તો પણ ધર્મને છાંડે નહી, એમ થીરતા વરતે છે, જો સિદ્ધાંતમાંથી તત્વાર્થ સુણીને ભવાભીનંદીપણું તજે છે, ગુરૂની ભક્તિવંત હોય, ઇહાં સુક્ષ્મ તત્વ બોધ નથી કેમકે ગ્રંથી ભેદ તે સમકિત વીના ન હોય, અવેધ પદ છે માટે મિથ્યાત્વપણું છે, અર્થાત્ એ ચાર દૃષ્ટિમાં ગ્રંથી ભેદ તો નહી પણ સતસગતી સદાચાર પ્રવૃત્તિ હોય.

૫ થીરા દૃષ્ટિ—ગ્રંથી ભેદ કરી સમ્યગ્ દર્શનપણે હોય, તેનો બોધ જે પ્રકાશ રત્નકાંતી સરખો હોય, ભ્રાંતી ન હોય, સુક્ષ્મ બોધ હોય, સરલ બુદ્ધિ હોય, તત્વાર્થ રૂપ યથાર્થ જ્ઞાન હોય, મિથ્યાત્વ અજ્ઞાન છેદાય, દર્શન મોહ વિનાશથી જે સમકિત ઊત્પન થાય છે તેથી મન નિર્મલ હોય, અતી ગંભીર મધુર ધર્મોપદેશ રૂપ વચન હોય થીરતાયોગ હોય કોમલપણું હોય, ક્ષુદ્રાદિ આઠ દોષનો નાશ કરે, રાગ દ્વેષ કામ ક્રોધ મદ હર્ષનો નાશ કરે, તિવ્રાનુબંધી ક્રોધ ન હોય, તત્વ માર્ગના ધર્મ વ્યાપારનો સંયોગી હોય, વયર વિરોધ ન હોય, પાપ પ્રકૃતિનો પશ્ચાતાપ જેને હોય, બહુ મનુષ્યોની આજીવીકાનો આરોપ કરે, ઇત્યાદિ યોગ આઠ દોષ ગયાથી સહેજે ઉપજે છે.

૬ કાંતા દૃષ્ટિ—જેમ આકાસે તારા દીપે તે સરખો તત્વ જ્ઞાન પ્રકાશ બોધ દીપે, તારાની પેઠે જાય નહી, શુદ્ધ શ્રદ્ધા હોય, મિથ્યાત્વ વાસના ન હોય, જેમ પતિવ્રતા સ્ત્રીનું મન પોતાના વલ્લભ ભરતાર ઉપર હોય, ઘર સબંધી કામ કરે પણ ચિત્ત ભર્તાર ઉપર હોય તેમ એ દૃષ્ટિવાળાનું અર્હત પ્રણીત

ધર્મ ઉપર ચિત્ત હોય. યદ્યપી સંસારનાં કામ કરે તથાપિ તે ઉપર સ્નેહ ધરે નહીં. સમ્યગ્ જ્ઞાનને આક્ષેપ કરે. જ્ઞાને કરી ધર્મને વિઘ્નકારી કારણ નિવારે ભવ પ્રપંચથી બ્હીતો રહે. એમ એ દૃષ્ટિએ વર્તતો થકો ભવસમુદ્રનો પાર પામે.

૭ પ્રભા દૃષ્ટિ—એ દૃષ્ટિનો પ્રકાશ સૂર્યની પ્રભા સરખો બોધ હોય, તિમિર નાશ કરે, ચારિત્રાદિ ત્રણ તત્વની આદરણા હોય, બાહ્ય અભ્યંતર રોગ વ્યાધિ ન હોય, તેથી સુખ પુષ્ટિ હોય, મન સમાધિમાં રહે. શુદ્ધ સમકિત હોય, આત્મ ભાવે વર્તતો એ દૃષ્ટિમાં આત્મીક પરમાનંદ સેહેજ સુખ વેદે તે જ્ઞાની વિના કોણ કહી શકે, જેમ નગરવાસી ચતુરનું સુખ પામર ન જાણે, જેમ કુમારી કન્યા વલ્લભ સુખ ન જાણે, ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન સદૈવ હોય, શુદ્ધ મોક્ષ બોધ હોય. ઇતી ભાવ.

૮ પરા દૃષ્ટિ—પોતાના આત્મ સ્વભાવમાં એ દૃષ્ટિવાળો પુર્ણ પ્રવર્તન હોય. ઇહાં સંપૂર્ણ ચંદ્રમા સરખો નિર્મળ પ્રશાંત ગુણવંત બોધ પ્રકાશ હોય. એ સ્થાનકમાં વર્તતો યોગી નિરતિચાર પદે વર્તે. અતિક્રમાદિ દુષણો રહિત હોય, ક્ષમાદિ ધર્મ સેહેજે હોય, વચન પણ શીતળ હોય, અપૂર્વ કરણાદિ ગુણ સ્થાનકના કરણ સાધતો અનુક્રમે એ દૃષ્ટિએ વર્તતો મુનિ કેવળ જ્ઞાનનું ઘર પામે. વળી શિવ મયલાદિ સાત ગુણે યુક્ત સ્થાનકે પૂર્ણાનંદ સુખ પામે. એમ ભવ્ય જીવોને હેતે યશોવિજયજીએ યોગશાસ્ત્ર અધ્યાત્મ ગ્રંથ ઉપમીતી, ભવ પ્રપંચ, ભવ ભાવના વૃદ્ધિ, પાતંજલ શાસ્ત્ર, પ્રવચન પ્રબોધાદિ ગ્રંથોને સંકેતે કરી સંક્ષેપે આઠ દૃષ્ટિ યોગની સ્વાધ્યાય રચિ તે મધ્યેથી ઇહાં કિંચિત માત્ર સર્વોપયોગાર્થે અને સર્વ વસ્તુ ધર્મ દૃષ્ટિ માંહે છે. તેનો બોધ થવા સારૂ ઉતારો કર્યો છે. વિશેષ સુગુરૂ સમીપે ધારવું. બને સરખું અનુષ્ટાન કરે છે પણ ન્યુનાધિક લાભ દૃષ્ટિમાં રહ્યા છે. ઈતિ તત્વં.

પ્ર:—૨૧૩ મુનિને ત્રણ જોગ તે રત્નત્રય ગુણે પ્રણમ્યા છે તે કેવી રીતે. અને તેથી શું સધાય છે.

ઊ—૧ મનોયોગ તે સમ્યગ દર્શન ગુણે દ્રઢ આસ્તિકતાદિરૂપે પ્રણમ્યો છે.

૨ વચન યોગ તે-જીન વાણીમાંહે જ્ઞાનરૂપે પ્રણમ્યો છે.

૩ કાયા યોગ તે-ચારિત્ર ગુણે जयंचरे जयंचीरे ઇત્યાદિ રૂપે પ્રણમ્યો છે. તેથી મુનિ જાવજીવ સાવદ્ય યોગ નિવર્તીને સંજમ યોગે વર્તે છે ઈત્યર્થ. જે માટે.

॥ सम्यग् ज्ञान दर्शन चारित्राणि मोक्ष मार्गः ॥ इति वचनात्.

ઈતિ વચનાત્.

અર્થાત્—જ્ઞાન દર્શન ચારિત્રરૂપ જે મોક્ષ માર્ગના સાધક તો મુખ્યત્વે મુનિરાજનેજ જાણવા.

પ્ર:—૨૧૪ મુનિને ૧૪ ઉપગરણ કહ્યાં છે તે કીયાં.

ઊ૦--૧ પાત્રુ, ૨ ઝોળી, ૩ કાંબલીનો કટકો, ૪ ચરવલી, ૫ ભીક્ષાએ જતાં ઉપર કપડો રાખે છે તે, ૬ પાત્રાં વેટવાનું લુગડું, ૭ ગુચ્છો તે કાંમલ નો ખંડ પાત્રાં ઉપરનો એવં સાત પાત્રાનાં ઊપગરણ તથા ત્રણ કપડા તે મધ્યે બે સુત્રના એક ઉનનો, ૧૦ તથા ઓઘો, ૧૧ મુહુપત્તિ, ૧૨ એવં બાર જીન કલ્પીને હોય તથા એક માત્રુ, એક ચોલપટો એવં ૧૪ ઉપગરણ સ્થિવર કલ્પીને હોય એ મુખ્ય વૃત્તિએ જાણવાં.

પ્ર:--૨૧૫ સાત કષઇ તથા ચાર મહા વિગયાદિનું સ્વરૂપ વર્ણન કરો.

ઊ૦--[illegible]સ્તુ અભક્ષ માંસ છે જે માંસ મુર્છીમ તથા નિગોદ આદે ઘણા જીવોની ઉત્પત્તિ થાય છે માટે તેના ભક્ષણ આદે કરનાર મહા પાપી જાણવા, વળી માહા વિકારનું કરનાર છે. ૧ જીવને મારનાર, ૨ માંસ વેચનાર, ૩ માંસ રાંધનાર, ૪ માંસ ભક્ષણ કરનાર, ૫ માંસ ખરીદ કરનાર, ૬ માંસની અનુમોદના કરનાર, ૭ પીત્રો અતીથી દેવતાને માંસ આપનાર એ સાત સાક્ષાત પરંપરા એ જીવોનો વધ કરવાવાળા હોવાથી પ્રત્યક્ષ કષઇ જાણવા, તેથી તે નરકાદિ ગતીમાં જાય છે, હવે મદીરાપાન જે દારૂ જેમાં ઘણા જીવ ઉત્પન્ન થાય છે અને એના પીવાથી ગુણનો નાશ થાય છે, ઇહાં એકાવન દોષ પ્રગટપણે યોગ શાસ્ત્રમાં બતાવ્યા છે વળી વ્યાધિ સમુહ આદે સોલ દુષણ હરિભદ્ર સુરિજીએ અષ્ટકજીમાં પણ કહ્યાં છે જેથી વક્તા શ્રોતાને તત્કાળ અરૂચી ભાવ થયા વિના રહેજ નહી, અફીણ પણ અભક્ષ છે. જેથી ઉદરગત રહેલા જીવોનો સંહાર કરે છે, માંખણમાં અંતર મુહુર્તમાં સુક્ષ્મ તદવર્ણા જીવની ઉત્પત્તિ થાય છે. અને કામ વૃદ્ધિ પણ કરે છે, વિવેકી માણસ તો તુરત છાસ સાથેતેને તપાવી નાંખે છે અને અવિવેકી લોકો તો ઘણી વખત તે માખણને રાખી મુકે છે તે મુઢમતી જાણવા. વળી વિદલ ગૌરસ જે કઠોરમાં કાચુ દુધ દહી છાસ ખાવાથી જીવોત્પતિ થાય છે જેમ દીવાસળી ઘસવાથી તત્કાલ અગ્નિકાય જીવ ઉત્પન્ન થાય છે તેમ સમજવું, મધુમાં હજારો ઇંડાં બચ્ચાં માંખ્યોની લાર વીગેરે અનેક જીવોની ઘાત હોવાથી ઇહ લોક પરલોક વિરોધી છે. અશુચિરૂપ છે, ઘણી વનસ્પતિનો રસ છે. મક્ષીકાનાં ઇંડાં લાર મિશ્રિત હોવાથી નિષેધ છે. ઇહાં કોઈ કહેશે જે મધ તો ત્રીદોષને હરે છે માટે ઠીક છે, તેણે સમજવુ જે રોગપહાર તો છે પણ નરકગતી ફલદાય છે, હીયસ્માત્ત પ્રમાદના ઉદયથી જીવવાના અર્થી થઇને જે કોઇ કાલકુટ વિષ એક કણ માત્ર ખાય તો જરૂર પ્રાણ નાશ કરે માટે બુદ્ધિવંત સજ્જનોએ બલાતકારે જીવવાની વાંચ્છા કરવી યુક્ત નહી, એવં ચાર માહાવિગઇ આદે બાવીશ પ્રકારનાં અભક્ષ જ્ઞાનીએ નિષેધ કર્યા છે. માટે વિવેકી સજ્જનોએ વિચાર કરી વર્તવું.

પ્ર:--૨૧૬ રાત્રિ ભોજનનો સર્વથા પ્રકારે નિષેધ કરવાનો શુ હેતુ છે.

ઊ૦--રાત્રિ ભોજન કરતાં ઘણા જીવનો સંહાર થાય છે, ઇહાં પ્રથમ વૈદક શાસ્ત્રનો અભિપ્રાય કહે છે, શરીરમાં બે કમલ છે, એક રૃદયકમલ અધો-

૬૨૦ વર્ષે વજ્રસેનસૂરિ સ્વર્ગે ગયા તે વખતે ત્રીજી બાર દુકાલી પડી હતી. વીર,પછે ૯૯૩ વર્ષ પછે ચોથની છમતછરીના કર્તા કાલિકાચાર્ય બીજા થયા તે યુગ પ્રધાન હતા મહાવીરથી એક હજાર વર્ષે પછે પૂર્વનો વિછેદ થયો. શ્રી વીરપ્રભુથી ૧૦૫૫ વરશ પછી હરીભદ્ર સુરિ સ્વર્ગે ગયા, તે વાર પછી શ્રીજીનભદ્રગણી ક્ષમાક્ષમણ થયા. સંવત ૮૦૨માં વનરાજ જૈનીએ અણુહીલપુર પાટણ વસાવ્યું. શ્રી દેવચંદ્રસુરિના શિષ્ય જીન સાસન દીપાવક સાડા ત્રણ ક્રોડ ગ્રંથના કર્તા વિદ્યાસમુદ્ર (કુમારપાલ પ્રતિબોધક શ્રી હેમચંદ્રસુરિ થયા. તેમનો જન્મ સંવત્ ૧૧૪૫ માં અને સંવત્ ૧૨૨૯માં સ્વર્ગવાસ થયો જેમણે વ્યાકરણ કોષાદિ બહુ રચ્યા છે. શ્રી જગતચંદ્રસુરિએ જાવજીવ આંબેલ તપ આદરવાથી સંવત ૧૨૮૫માં રાજાએ એ વડ ગચ્છનું નામ તપગચ્છ બીરૂદ ધરાવ્યા બાવનમી પાટે શ્રી રત્નશેખરસુરિ શ્રાદ્ધવિધિના કર્તાની વારીમાં લુંકો નામે લહીઓ સંવત્ ૧૫૦૮માં જીનપ્રતિમા ઉત્થાપક થયો. સંવત ૧૭૦૯ પછી જુના ફુટા મકાન ઢુંઢવાથી લોકોએ ઢુંઢીઆ નામ પાડયું. તે મુખ પટ્ટીબંધ થયા. સંવત ૧૫૬૨માં કડુઆ નામે વણીકે કડુઓ મત કાઢ્યો, ત્રણ થોયો માનતો. સંવત્ ૧૫૮૩માં જન્મ એવા હીરસુરિ જેણે અકબર બાદશાહને પ્રતિબોધ કરીને અમારી પડહ વજડાવ્યો. સંવત ૧૮૧૮માં રઘુનાથનો ચેલો ભીખમજી તેણે તેરાહ પંથ કાઢ્યો. બાસઠમી પાટના વખતમાં ન્યાય વિશારદ બીરૂદ્ધારક સેંકડો ગ્રંથના કર્તા મહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણી થયા. જેણે ક્રિયા ઉદ્ધાર કર્યો. કુમતિ જે ઢુંઢક મત અંધકાર હઠાવ્યો. અને કાશીના પંડિત જનોમાં જય પામ્યા. વર્તમાન સ્વામીનારાયણ, બ્રહ્મસમાજ, કુકામત, પીરકા, આર્યસમાજ, ઇત્યાદિ અનેક નવીન મત નીકલ્યા છે તે સર્વ પ્રાચિન શાસ્ત્રોના અબોધથી જાણવા એમ જૈન તત્વાદર્શ ગ્રંથે કહ્યુંછે,

પ્ર:૦ ૨૨૩—જીન મંદીર કરાવતાં આરંભ સમારંભ થાય છે તો તે કોણે કરાવ્યા અને તેથી શું ફળ થાય છે.

ઊ૦—કરાવનાર વિવેકી માણસની યતના પૂર્વક પ્રવૃત્તિ હોવાથી અને પ્રતિમા સ્થાપન પૂજા સંઘ સમાગમ ધર્મ દેશના કરણ સાસન પ્રભાવના જીન ગુણ બહુ માન સમકિતવ્રતાદિ અનંત પુન્ય પ્રાપ્તિ હોવાથી અનુમોદનાથી શુભાધ્યવસાયથી નિર્જરા થાય છે. ઇહાં કૂપનું દ્રષ્ટાંત ભાવવું, નવીન જીન મંદીર કરતાં જીર્ણોધારનું આઠગણું ફળ શાસ્ત્રમાં કહ્યું છે જે માટે સંપ્રતી રાજાએ જીર્ણોદ્ધાર ૯૬૦૦૦ કરાવ્યાં. અને નવીન જીન મંદીર ૨૬૦૦૦ કરાવ્યાં. કુલ સવા લક્ષ જીન ભુવન કરાવ્યાં. વળી કુમારપાળ તથા વસ્તુપાળ તેજપાળ તેમણે પણ જીર્ણોદ્ધાર ઘણાં કરાવ્યાં છે. જેથી પોતાના ભવનો ઉદ્ધાર થાય છે. હવે જીન મંદીર તૈયાર થયા પછી વિલંબ ન કરતાં પ્રતિમા સ્થાપન કરવી. શીઘ્ર પ્રતિષ્ટા કરવાથી અધિષ્ટાયિક દેવતા તરત ત્યાં આવી વસે છે, તેથી આગળ ઉપર જીન મંદીરની વૃદ્ધિ થતી જાય છે. મૂળ નાયકની નાસીકા, મુખ, નેત્ર, નાભી કેડ એમાંનો કોઇ પ્રણ અવયવનો ભંગ થયો હોય તો તે મૂળ નાયક ન રાખવા. અને જે જીન બિંબ સો વર્ષ ઉપરનું જાુનું હોય, ઉત્તમ આચારજ પ્રતિષ્ઠીત હોય તે બીંબ કદાચ અંગહીન થાય તો પણ પૂજનીક છે. એક આંગળથી અગ્યાર આંગળ સુધી ઘર દેરાસરમાં પ્રતિમા પૂજાય છે. દાંત, કાષ્ટ, પાષાણ, લોહની પરીવાર પ્રમાણ વિનાની પ્રતિમા ઘર દેરાસરે પૂજવા યોગ્ય નથી. પ્રતિમા, તિલક, આભૂષણ, લક્ષણ સહીત હોવાથો ભવ્ય જીવને આલ્હાદકારી થાય છે. જેથી કર્મ નિર્જરા થાય છે. જીન મંદીર, જીન બીંબની પ્રતિષ્ટા કરાવવામાં દેવગતિ આદે બહુ ફળ છે. કેમ કે એ જ્યાં સુધી રહે ત્યાં સુધી પુન્ય ભોગવાય છે તેના દર્શનથી ઘણો લાભ થાય છે,

આ ચોવીસીમાં પૂર્વકાળે ભરત ચક્રિએ શત્રુંજય પર્વત ઉપર રત્નમય ચતુર મુખથી બોરાજમાન ચોરાશી મંડપોથી શોભિતું એક ગાઉ ઉંચું, ત્રણ ગાઉ લાંબું એવું જીન મંદીર શ્રી આદિનાથજીનું પાંચ કોડી મુનિ સહિત જ્યાં શ્રી પુંડરીકસ્વામી જ્ઞાનને નિર્વાણ પામ્યા છે ત્યાં કરાવ્યું. તેમજ ગીરનાર, આબુજી, વૈભાર પર્વત, સમેતશીખરજી, અષ્ટાપદ વિગેરેને વિષે પણ ભરત ચક્રિએ ઘણા જીનપ્રસાદ કરાવ્યા છે. ત્રણ પદાર્થ સર્વોત્તમ છે. તે કહે છે.

नमस्कार समो मंत्र, शत्रुंजय समो गिरिः ॥

वीतराग समो देवो, न भूतो न भविष्यति ॥ १ ॥ इति. सुगमार्थ.

પ્ર:૦ ૨૨૪—જીન પડીમા વિશે કેટલાક લોકો આશંકા કરે છે, અને તે પૂજામાં હિંસા માની નિષેધ કરે છે, અને ધર્મ ક્રિયામાં સ્વરૂપ હિંસાને સાવદ્ય કરણી ગણે છે, માત્ર બત્રીસ સૂત્ર માને છે, અને તેની પંચાંગી ઉથાપે છે, જેથી તેજ બત્રીસમાં પરસ્પર વિરોધ ઉઠે છે, અને એકાંત દયા માની જીનાજ્ઞા

ખંચ કરે છે જીન પડીમા ઉત્થાપે છે માટે એવા કુતર્ક વાદીઓનું શાસ્ત્રાનુસારે સમાધાન કરો.

ઉત્તરઃ—પ્રતિમા પાષાણની છતાં ફળદાઇ છે; જેમ કોઈ સ્ત્રીનો પતિ મરણ પામ્યો છે તેની છબી જોવાથી તેની યાદી આવે છે, વિશેષ કામાતુર થાય છે અને તે છબીને કોઈ પગરખું મારે તો તેને ખેદ થાય છે તેમજ જીન પડીમા દેખી પૂર્વના તીર્થંકરોનું સ્મરણ યાદ આવે છે એજ ગુણ થયો. દસ વૈકાલિક સૂત્રે નારી ચરિત્ર નીરખતાં મુનિને દુષણ કહ્યું છે તો પ્રભુની છબી દેખી ફળ પ્રાપ્તિ કેમ ન થાય?

આશંકા—વીતરાગ તો સર્વજ્ઞ છે અને પડીમામાં તો તે ગુણ દીસતો નથી માટે ઘણો અંતર જણાય છે.

સમાધાન—બાર ગુણ તો ભાવ નિક્ષેપામાં હોય અને આ તો તેમની સ્થાપના છે તેમાં એ ગુણ હોત તો ભાવ નિક્ષેપો કહેત પણ તેમ નથી. પરંતુ તેમની છબીની આકૃતી નિર્વીકાર નેત્રવાળી શાંત મુદ્રાદિ અનેક ગુણયુક્ત છે.

यथाः— मालिनी छंद.

प्रशमरस निमग्न दृष्टि युग्म प्रसन्नं ।
वदन कमल मंकः कामिनी संग शून्य ।
करयुगम पियतं शस्त्र संबंध बन्ध्यं ।
तदसिज गति देवो वीतरागस्त्वमेव ॥ १ ॥

ભાવાર્થ—હે વીતરાગ, તારા નેત્ર ઉપશમમાં મગ્ન છે, મુખ કમળ નિર્વીકારી છે, અંક જે ખોળો તે પ્રેમદાના સંગે રહીત છે હાથ જોડું હથીઆરે કરી શૂન્ય તે માટે તારી નિર્વીકારી છબી અનેક ગુણોરહિત છે. તે સમ્યગ્ દૃષ્ટિ અભેદ બુદ્ધિએ ધ્યાવે છે. વળી તે જીનાલય તથા જીન પડિમા કરાવનાર બારમા દેવલોકે જાય એમ મહા નિસ્તિથ સૂત્રમાં કહ્યું છે.

पुनः—

स्नात्र पंचासिकायां प्रोक्तं ॥

काव्यं

नेत्रानंद करी भवोदधि तरी श्रेयस्तरो मंजरी ।
श्रीमद धर्म महा नरेंद्र नगरी व्यापल्लता धूमरीः ॥
हर्षोर्षोत्कर्ष शुभ प्रभावल हरी राग द्विषां जित्वरी ।
मूर्तिः श्री जिन पुंगवस्य भवतु श्रेयस्करी देहिनाम् ॥ १ ॥

ભાવાર્થઃ—નેત્રને આનંદકારી ભવ સમુદ્રમાં નાવ સમાન મંગળ તરૂની મંજરી છે, વલી લક્ષ્મીવંત ધર્મ રાજાની નગરી છે. આપદા જે કષ્ટરૂપ વેલીને બાળવા અગ્નિરૂપ છે, હર્ષના ઉત્કર્ષરૂપ પ્રભાવની લ્હેર છે રાગ દ્વેષરૂપ શત્રુને જીતનારી છે એવી જીન મૂર્તિ ભવ્યોને કલ્યાણ કરનારી હો. જાતિ સ્મરણ કેવલ જ્ઞાનાદિ ઉપજવાનું કારણભૂત જીન પડીમા છે. દ્રવ્યથી દાન પૂજા દિક્ષા મહોત્સવાદિ દ્રવ્યે કરી વીતરાગના છતા ગુણ પ્રગટ કરે તે દ્રવ્ય સ્તવ કહીએ. બીજો ભાવ સ્તવ તે શુભાધ્યવસાયે કરી ક્રિયાનુષ્ટાન કરે તે. વલી રોગીને ઔષધરૂપ જીનપૂજા છે તે સત્તર ભેદે અષ્ટ પ્રકારે વિધિ યુક્ત સિદ્ધાંતે કહી છે તે કલ્યાણકારી છે. તે દેવને નમોથ્થુણં આદિ આઠ થોયે કરી બાર અધિકારે વંદણ કરીએ. આશંકા—નમોથુણં માંહે

जीवदयाणं, दीवोताणं, सरण गइ पइठा શ્રી ભગવતિ સૂત્રમાં છતાં કેમ કહેતા નથી."

સમાધાન—તપગચ્છની સમાચારીને અનુસારે ક્રિયામાં કહેવું ન ઘટે શ્રી ગણધરજીએ આવસ્યક સૂત્રમાં જે નમુથ્થુણં કહ્યું છે તે ક્રિયામાં કહેવાય છે, તેમાં પૂર્વનાં પદ નથી માટે ન કહેવું વળી ભાષ્યમાં પદ ૩૩ છે માટે અધિક પદ ન કહેવાં, નમુથ્થુણં જે કહેવું તે વીધીવાર છે તેજ કહેવું.

શિષ્ય—૧ પ્રતિમા કેવા આકારે હોય, ૨ કોની પ્રતિષ્ટિત પૂજનીક છે. ૩ પ્રતિમાનું પ્રમાણ કેટલું. ૪ ભરાવનાર અધિકારી કોણ.

ગુરૂ—૧ પદ્માશન વા કાઉસગ્ગ મુદ્રાએ હોય તે દીગંબર મતમાં લીંગધારી પ્રતિમા કરે છે પણ તે તો અયુક્ત છે અપકીર્તિનું કારણ છે પ્રભુજી નગ્ન છતાં પણ અતિશયથી નગ્ન દેખાય નહીં માત્ર વજ્રકછોટો શીલરૂપ કંદોરાકાર પ્રતિમા હોય તેજ પુજનીક.

૨ વેષધારી યતી દેરૂં કરાવે, પડીમા ભરાવે, પોતાના દ્રવ્યથી પ્રતિષ્ટા કરાવે તે પ્રતિમા વાંદવી પૂજવી ન ઘટે. શ્રી મહાનિષીથ માંહે નિષેધ છે. અન્ય દર્શનીએ ગ્રહણ કરેલી પ્રતિમા નિષેધી છે. શ્રી ઉપાશક દશાંગ સૂત્રે શેષ સર્વ પડીમા પુજનીક છે.

૩ એક અંગુલથી યાવત્ પાંચસે ધનુષ્યમાન્ પ્રતિમા ભરાવે.

૪ પ્રતિમા ભરાવે તે સમ્યગ્ દૃષ્ટિ શ્રાવક મુખ્યપણે દ્રવ્ય સ્તવના અધિકારી ગૃહસ્થ છે.

હવે શ્રાવક ચૈત્યવંદન કરે તે પ્રભુની જમણી બાજુએ બેસીને ઉત્કૃષ્ટ હાથ ૬૦ જઘન્ય હાથ ૦।। છેટે રહી કરે; જીનેશ્વર જે ભૂમીએ પગ મૂકે છે તે પણ પૂજનીક છે તો તેમની મૂર્તિ વિશે શું કહેવું. સાશનનો શણગાર છે.

શિષ્ય—શાસન કોને કહીએ.

ગુરૂ—દેવ અથવા પડીમા ૧ ગુરૂ જે શુદ્ધ પ્રરૂપક પરંપરાગત ચાલનાર. ૨ ધર્મ તત્વ આવસ્યકાદિક સિદ્ધાંતની પંચાંગીનું પુસ્તક. ૩ એ વ્યવહારેથી શાસન કહીએ અને દેવ, ગુરૂ ધર્મ એ ત્રણ તત્વનું શ્રદ્ધાનરૂપ શુભાધ્યવસાય તે નિશ્ચયથી શાસન કહીએ.

આશંકા—તે શાસનનો અધિષ્ટાયક દેવ ધર્મવંતને દુઃખી થતાં, કષ્ટ નિવારણ કેમ કરતો નથી.

સમાધાન—ભાવી ભાવ બને છેજ. શ્રી વીર પ્રભુને ઉપસર્ગ થયા તે કર્માનુસારે સહ્યાથી મુક્ત થયા. વળી દેવ જાણે છે જે એ દુષ્ટ દુઃખ દેનાર દુર્ગતના દુઃખ ભોગવશે. એને વધારે શું દુઃખ દેવું છે.

શિષ્ય—જીન પૂજામાં હિંસા થાય છે તે વિશે શું સમજવું ?

ગુરૂ—હિંસા ત્રણ પ્રકારની છે.

૧ हेतु हिंसा—અયતનાએ ઉપયોગ રહિત કરે તે જે હિંસાનું કારણ છે તે.

૨ स्वरुप हिंसा—યતનાએ ઉપયોગ સહિત કરે તો હિંસા થાય તે.

अनुबंध हिंसा—આણાવિરૂદ્ધ મિથ્યાત્વ ભાવે પ્રવર્તે, જાણી બુઝીને દુષ્ટ પ્રણામે કરે તે મહાપાપીષ્ટ સ્થિતિ રસબંધનું પુષ્ટ કારણ છે. માટે ગુરૂ લાઘવનો વિચાર કરી ગુણ ઠાણાની હદમુજબ ધર્મકાર્ય કરવું આણામાં ધર્મ છે. જેમ મહોર, છાપ, સીક્કા ટીકટ, સ્ટાંપ, એ રાજયના ચિન્હ છે તે પ્રજાને માનવા યોગ્ય છે. તેમજ જીનાજ્ઞા જીન સ્થાપના ભવ્ય પ્રજાને સન્માન સત્કાર કરવા યોગ્ય છે. શ્રી ભદ્રબાહુ સ્વામીએ પૂજા વિગેરે ઉપર કુપનો દ્રષ્ટાંત આપેલ છે તે સમજવો, ઈહિ દ્રવ્યભાવ બે પ્રકારે પૂજા સમજવી. તેમાં દ્રવ્યસ્તવને પ્રાયે આરંભવિના થાયજ નહિ. જેમ તીર્થંકરોનો ઇંદ્રોએ સમો સસરણાદિ ઓત્સવ વિગેરે કરયો છે. જેથી ઘણા લોકો પ્રભુ જાણી વાંદવા આવે છે. ગુણગ્રામ કરી માહાનિર્જરા કરે છે. કેટલાક બોધવીજ પામે છે. રેવતીએ પ્રભુને માટે પાક કર્યો તે આધાકર્મિ જાણી લીધો નહી પણ રેવતીએ તીર્થંકર નામ કર્મ બાંધ્યું, શ્રી પ્રશ્ન વ્યાકરણમાં દયાનાં સાઠ નામ કહ્યાં છે તેમાં પુજા તે દયાજ કહી છે, એકાંત દયામાં ધર્મ કહેસો તો નદી ઉતરતા મુનિપણુ કેમ રહેસે વલી કહેસો જે તેની નિંદાગર્હા કરીએ છે તે વિષે સમજવું ને ફરી તેનું કરવું ન હોય તેની નિંદા પણ તેમ નથી, ઇહાં શ્રી સમવાયાંગાદિ સૂત્રમાં હે મુનિ એક વર્ષમાં નવવાર નદી ઉતરે તે આરાધક છે અને દસવાર ઉતરે તે વિરાધક છે. ઈહાં સમજવું જે નવવારે જીવહિંસા ન થઈ અને દશમી વારે થઇ નાના તેમ નથી માત્ર આજ્ઞાયુક્ત દયામાંજ ધર્મ છે.

શ્રાવકને પ્રથમ વ્રતે પાંચ અતિચાર કહ્યા છે તે પણ થાવર આશ્રી નથી.

ત્રસ જીવ આશ્રી છે માટે પૂજા વિગેરેમાં થાવર નિહાણી સરૂપઇ થાય છે તેથી વ્રત પૂજા નિંદવા યોગ્ય નથી કીંતુ પ્રશંસવા યોગ્ય છે. કારણ કે ત્રસનીયતના છે અવિરતિપણાનો પશ્ચાતાપ ગૃહ વ્યાપારાદિકનું ત્યાગપણું, જીનગુણ બહુ માન થાય છે. તીર્થંકર છતાં પણ દ્રુપદીએ જીન પડીમા પુજી છે. આર્દ્ર કુમાર અને સય્યંભવ ભટ્ટશ્રી જીન પડીમા દેખી પ્રતિબોધ પામ્યા છે. હસ્તીનાપુર નગરે પાંચ પાંડવે શાંતિનાથની મૂલ નાયકપણે પ્રતિમા ભરાવી છે, શ્રી અષ્ટાપદ તીર્થને વિષે ભરતેશરે ચોવીસ જીનબીંબ માન પ્રમાણે રત્નમય ભરાવ્યા છે એમ શ્રી ગૌતમજીએ જગચિંતામણીમાં કહ્યું છે.

अट्ठावयसंठविय सूत्रकम ट्ठविणासण ॥ ઇતિ વચનાત્.

વળી રાયપસેણી સૂત્રમાં સૂર્યાભ દેવે મોક્ષ અરથે પ્રભુની પૂજા કરી છે, દ્વિપ સમુદ્ર નરક સ્વર્ગનું જ્ઞાન ચીત્રક નકસાથી સ્પષ્ટ થાય છે તેમજીન પડીમા દેખી જીનગુણનો અનુભવ થાય છે જંઘાચારણ મુનિએ પ્રતિમા વાંદી છે એ સબંધ ભગવતીજીના વીસમા શતકના નવમા ઉદ્દેસે સવિસ્તરપણે છે. चेइआइ वंदइ ચૈતાનિ બહુ વચનાની ત્યાંની પ્રતિમાઓ વાંદે, અંબડપારિવ્રાજક દેશવિરતિ થયો ત્યારે अरिहंतेवा अरिहंत चेइयाणिवा નમવાનો આગર અને અન્ય દર્શનીના દેવગુરૂને નમવું નિષેધ્યું છે, વળી આણંદ શ્રાવકે પણ વ્રત ઉચર્યા ત્યાં અન્ય દર્શનીના દેવગુરૂ પડીમા આદેને નમન પૂજનનાં પચખ્ખાણ કર્યા છે તેથી પોતાનાં મોકળાં રહ્યાં એમ નિરધાર થાય છે. પ્રશ્ન વ્યાકરણ મધે સકલ સાધુને અરથે ગણધરજીએ કહ્યું છે જે:—

चेइयट्ठे निज्जरट्ठी वैया वच्चंकरेइ०

જીન પડીમાની વૈયાવચ્ચ તે પણ નિર્જરા અરથે છે, ચોથા ગુણ ઠાણાની ક્રિયા મુનિ કરે નહી પણ અનુમોદના કરે તેથી મહાનિર્જરા થાય છે એમ ચોસરણ પયન્નામાં કહ્યું છે. તીર્થંકરે જેમ નિર્વધભાષાએ વિહાર નદી ઉતરવાદિ ઉપદેશ કર્યો છે તેમજ મુનિ શ્રાવકને જીનમંદીર પૂજા દ્રવ્ય સ્તવનો ઉપદેશ નિર્વધ ભાષાએ કરે વળી જીનવર કરવાથી અઢાર પાપસ્થાન ટળે છે. ઇહાં વાદી તર્ક કરે છે કે પડીમા અધર્મદ્વારે કહી છે. ત્યાં જાણવું જે મુનિધર્મ ધારે છતા ન કરે પરંતુ ગૃહસ્થ જેમ અંન પાણી મુનિને દાનદેવું જે નિપજાવે છે તે અધર્મદ્વારમાં છે અને તે આહારદાનથી સંવરપણે નિપજે છે જેથી અન્ય પડીમા અધર્મ દ્વારે ધટે છે પણ જીન પડીમા વિષે સંભવ થતો નથી.

चौविह सच्चेपनत्ते तंजहा १ नामसच्चे २ ठवणसच्चे ३ दव्वसच्चे ४ भावसच्चे इ०

તેથી પણ સ્થાપના સિદ્ધ થાય છે.

पुनः

नामजिणा जिणनामा । ठवण जिणापुणः जिणंदठ पडिमाऊ ॥
दव्वजिण जिणजिवा । भावजिण सम वसरणत्था" ॥ १ ॥

ઈહાં જે પદાર્થનું ધ્યાન ક્રિયામાં આવે તે સત્ય કહીએ, એટલે જે દેવ શુદ્ધ છે તેની સ્થાપના પણ શુદ્ધ છે અને જે દેવ અશુદ્ધ છે તેની સ્થાપના પણ અશુદ્ધ છે, હુંડીના સ્તવનમાં યશોવિજયજીએ કહ્યું છે કેઃ—

शुद्धभाव जेहनो छे तेहना चार निखेपा साचा ।
जेहमां भाव अशुद्ध छे तेहना एक काचे ।
सवि काचा हो जिनजी । तुझआणा शीर वहीए ॥

માટે જીનનીતસ્થાપના સત્ય છે.

શિષ્યઃ—જેમ પથ્થરની ગાયથી દુધનું ભાજન ન ભરાય તેમ પાષાણુ મય જીન પડીમાથી કેવી રીતે ગરજ સરે.

ગુરૂઃ—તેમજ ગાયનુ નામ લેવાથી દુધનું વાસણુ ન ભરાય તો જીન નામથી પણ કેમ કામ સરે અરે ભાઈ જીનેશ્વરના ગુણનું બહુ માનરૂપ શુભ દ્રષ્ટિના આરોપણથી ભાવજીનની ભક્તિનું ફલ પામે એમ નક્કી સમજવું.

શિષ્યઃ—શુભ પ્રણામની દૃષ્ટિએ લાભ થાય તો જીન પડીમાનું શું કામ છે.

ગુરૂઃ—પરિણામનો હેતુ તે જીનપ્રતિમા છે.

શિષ્યઃ—માત્ર વેશ ધારી સાધુને વિષે મુનિનો આરોપ કરી નમસ્કાર કરતાં જીનપડીમાનું પેરે ફળ મળે કે નહી.

ગુરૂઃ—સાધુ તો સાવદ્ય નિરવદ્ય ક્રિયાવાળા હોય છે અને પડીમા તો દુષ્ટાદુષ્ટ સ્વભાવવાળી નથી માટે સમાનપણું ન ઘટે જેમ જીનપડીમાને વિષે જીન ગુણનો આરોપ થાય પણ પાસત્થાદિકને વિષે મુનિગુણનો આરોપ ન થાય, નિરગુણીને વિષે ગુણારોપણ ન થાય પરતુ જ્યાં ગુણ તથા દોષ ન હોય ત્યાં ગુણરોપણ થાય. અન્યથા નહી અર્થાત્ ખાલી ભાજનમાં રૂડી વસ્તુ ભરાય પરંતુ અશુભ દ્રવ્યવાલા વાસણમાં શુભ દ્રવ્ય ભરવું ન ઘટે એમ યશોવિજયજીએ સાડા ત્રણસોના સ્તવન મધ્યે કહ્યું છે ”

પ્રતિક્રમણ કરતાં આચાર્યની સ્થાપના કરવી અનુયોગ દ્વારે કહી છે. એકલા છતાં ગુરૂથી સાડાત્રણ હાથ વેગલા રહ્યા થકા અણુજાણહ મેમીઉનાહું-નિસિહી એટલે મુજને અવગ્રહ માંહે પેસવાની આજ્ઞા આપો હવે વિચાર કરો કે સ્થાપના ન હોય તો તે આજ્ઞા કોની પાસે માગવી નહી તો મૃષાવાદ લાગે છે ઈહાં શીષ્ય ગુરૂની આજ્ઞા માગે છે અને ગુરૂ સ્થાપના ગુરૂ પાસે આ દેશ માગો સુધર્મસ્વામીની પરંપરાગત આવ્યુ જે કાજલ મસીનુ પુસ્તક તે દ્રવ્યશ્રુત પૂજનીક વંદનીક છે. જેમ જીનવાણી પણ દ્રવ્યશ્રુત પૂજનીક છે તદવત્ જીવાભીગમ સત્રે નંદીશ્વર દ્વિપે જીન પડીમાની પૂજા ચાર નિકાયના દેવતા કરે છે. ચાર અઠાઇ આદેને દીવસે મહામહિાત્સવાદિ કરે છે. ઇહાં કાઈ કહેસે જે એતો દેવતાનો કલ્પ છે સ્થિતિ છે એમ બોલનારને અવર્ણવાદી દુર્લભ બો.

ધિ કહીએ, રાયપસેણી સૂત્રમાં हियाए सुहाए ઇત્યાદિ ફળ કહ્યું છે, જીનભુવને દેવતા પણ મૈથુનાદિ આશાતના કરતા નથી વલી ભગવતી શતકના ૨૫ મા ઉદ્દેસે એ પ્રકારના વિનયમાં જીન પડીમાની ભક્તિ બહુ માન તે સુશ્રુષણા વિનય ૧ અને ચોરાસી આસતના વર્જવી ને અણુચ્યા સાયણા વિનય, ૨, એમ સિદ્ધાંતમાં સંક્ષેપ વાખ્યા કરી છે, જેમ ગુરૂના આશનને ઠપકાવતાં દુષણ કહ્યું છે તેમ જીનપડીમા વિષે સમજવું ઇહાં વાદી કહે છે જે જીનના માન પ્રમાણે પડીમા કેમ ભરાવતા નથી તેને કહેવું જે જેમ જંબુદ્વિપ મહોટો છે તેનો પટ નહાનો હોય છે પણ તેથી તે દ્વિપનું જ્ઞાન પૂર્ણ થાય છે.

શીષ્ય—પ્રતિમા પ્રતિષ્ઠિત અપ્રતિષ્ઠિતમાં શું તફાવત છે, કેમકે એકજ રૂપ છે.

ગુરૂ—રાજકુમારને રાજ્યાભિષેક કર્યો તેમજ પ્રતિષ્ઠિત પ્રતિમા પૂજનીક છે.

સવાલ જે—તીર્થ ભૂમિને પૂજનીક કેમ કહો છો ?

જવાબ—જીહાં તીર્થંકરનું કલ્યાણક થયુ વા જીહાં મુનિ મોક્ષ ગયા તે ઉપચારે તીર્થભૂમિ વાંદવા પૂજવા યોગ્ય છે,

यतः— धन्नाणं गाम नगराणं ॥

શીષ્ય—ચૈત્ય શબ્દે જીનપડીમ માં જ્ઞાન સમજવું કે મુનિ.

ગુરૂ—ભગવતી સૂત્રમાં અસુર કુમાર દેવતા સુધર્મ લગે જાય ત્યારે ૧ અરિહંતનું, ૨ ચૈત્યનું ૩ મુનિનું એ ત્રણ સરણ કરે છે यतः ચૈત્ય શબ્દે પ્રતિમા છે.

यतः— नन्नथ्थ अरिहंतेवा अरिहंतचेइयाणिवा ।
भावाअप्पणा अणगारस्सवाणिस्साए इति वचनात्.

માટે ચૈત્ય શબ્દે સાધુ હોય તો અણગાર શબ્દ જુદો કહેવાનું શું કારણ કેમકે પુનરૂક્ત દોષ લાગે માટે કોસમાં પણ ચૈત્યે શબ્દે સાધુ નથી.

શીષ્ય—જીન પૂજા વિષે પુનઃ પુનઃ ભાષણ કરો છો તો તે પૂર્વે કોઇએ પૂજા કરી હોય તો સુત્રાનુસારે પ્રકાશ કરો.

ગુરૂ—સીધાર્થ રાજા, સુદર્શન શેઠ, સંખ શ્રાવક, પુષ્કલી શ્રાવક, કાર્તિક શેઠ. આદે અનેક તુંગીયા નગરીના શ્રાવકોએ एणयाकयबलिकम्मा એહવા પાઠથી જીનૂ પડીમા પુર્વે પુજી છે એ અધિકાર ભગવતીજીમાં છે, ઉપાસગ દશાંગમાં આણંદાદિ દસ શ્રાવકોએ જીન પડીમા વાંદી પુંજી છે.

પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં સાધુ જીન પડીમાની વૈયાવચ્ચ કરે કહ્યું છે.

ઊવ્વાઇ સત્રમાં ઘણાં જીન મંદીરનો અધિકાર છે.

રાયપસેણીમાં સુર્યાભ દેવે તથા પરદેશી રાજાએ તથા ચીત્રસારથીએ જીન પડીમા પૂજી છે.

જીવાભીગમ સત્રમાં વિજય દેવતા આદિએ જીન પડીમા પૂજી છે.

જંબુ દ્વિપ પન્નત્તીએ યમક દેવતાદિકે પૂજા કરી છે.

ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનની નિર્યુક્તિમાં ગૌતમજી અષ્ટાપદ યાત્રાએ ગયા છે, નંદી સૂત્રમાં વિશાલા નગરીની અંદર શ્રી મુનિસુવ્રત સ્વામીનું મહા પ્રભાવક થુભ કહ્યું છે. આવસ્યકમાં ભરત રાજાએ જીન મંદીર કરાવ્યાં, તથા

सव्वलोए अरिहंते चेइयाणं करेमि काउसग्गं

ઇત્યાદિક કહ્યું છે, શ્રી ભગવતીજીમાં

नमो बंभीए लीवीए

વ્યવહાર સૂત્રમાં પ્રથમ ઊદેસે જીન પડીમા આગળ આલોયણ કરવી કહી છે.

માહા કલ્પસૂત્ર તથા જીન કલ્પમાં સાધુ શ્રાવક જીન મંદીરે વંદના કરવા જાય, ન જાય તો પ્રાયચ્છિત આવે.

यदुक्तं,—सभयवं तहारूवं समणं वा माहणं वा

चेइय घरे गच्छेजा,हंतागोयमा दीने दीने गच्छेजा ५०

ચોથા આરામાં તણાં જીન મંદીર હતાં, કારણ કે સૂત્રોમાં જ્યાંહાં જ્યાંહાં શ્રાવકનો અધિકાર છે ત્યાંહાં ત્યાંહાં न्हायाकल बलिक मा એટલે ન્હાઇને દેવ પૂજા કરી એહવો પ્રત્યક્ષ પાઠ છે જેથી તમામ શ્રાવકોના ઘરમાં જીન મંદીર હતાં. उववाइ सुत्ते बहुला अरिहंत चेइआइ ઇતિ વચનાત્. અને તેઓ નિરંતર પૂજા કરતા હતા એમ સિદ્ધ થાય છે, દશ પૂર્વધરના શ્રાવક સંપ્રતિ રાજાએ સવા લાખ જીન મંદીર બનાવ્યાં, અને સવા ક્રોડ પ્રતિમા ભરાવી છે. એમ શાસ્ત્રોમાં ઠામ ઠામ જીન પડીમાનો અધિકાર છતાં કુમતી માનતા નથી તે માહા મિથ્યાત્વોદય જાણવો.

આણંદ શ્રાવકે અન્ય તીર્થી દેવતા ચાર નિક્ષેપાને વંદવા ત્યાગી તે જેથી સ્વદેવના ચાર નિક્ષેપા વંદનીક ઠર્યા, ઇહાં કહેશો જે ભાવ નિક્ષેપો ત્યાગ કર્યો છે તો બીજા ત્રણ નિક્ષેપા વંદનીક ઠર્યા, ધન્ય અમૃત ખાણી સ્યાદ વાદ વાણી. શ્રી ઠાણાંગજીના પાંચમે ઠાંણે ૧ અરિહંત, ૨ જીન ધર્મ, ૩ આચાર્ય ઉપાધ્યાય, ૪ ચતુર્વિધ સંઘ, ૫ સમકિતી દેવતા એ પાંચનો અવર્ણવાદ બોલનાર જીવ દુર્લભ બોધી થાય. માટે દેવકૃત જીન ભક્તિ કલ્યાણકારી છે, દેવતાને ચારિત્ર ધર્મની અપેક્ષાએ નોધમ્મિયા કહ્યા છે, પણ શ્રુત સમકિત ધર્મ અપેક્ષાએ નોધમ્મિયા નહી, કેમ કે સમકિત અપેક્ષાએ સંવર છે, પૂજા તે સમકિતની કરણી છે તે સિદ્ધાયતનમાં દેવતા પૂજન કરે છે, શ્રી દસ વૈકાલિક સૂત્રે देवावतं नमंसंती માટે મનુષ્યથી દેવતા અધિક કહ્યા. ઇહાં પ્રણામ ત્રણ પ્રકારે છે. યથા બે હાથ જોડી મસ્તકે લગાડી નમસ્કાર કરવો તે અંજલીબદ્ધ પ્રણામ કહીએ. ૧

કેડનો ઉપરનો ભાગ નમાવવો તે અર્ધ વિનિત પ્રણામ કહીએ. ૨

બે ઢીંચણ, બે હાથ, મસ્તક એવં પાંચ અંગ નમાવ્યાથી પંચાંગ પ્રણામ થાય છે. ૩ એટલે ઊભા થઇ ખમાસમણું લેતાં એ ત્રણે પ્રણામ સાથે થાય છે એ રીતે દેવ ગુરૂને નમવું શ્રેષ્ટ છે.

શિષ્ય—પ્રભુ તો ફલ ફુલ નૈવેદ્ય ધૂપ દીપાદિના ભોગી નહી છતાં તે દ્રવ્યથી કેમ પૂજો છો.

ગુરૂ—પ્રભુતો તેના ભોગી નથી. તેમજ વંદના નમસ્કારના પણ ભોગી નથી, પરંતુ તે તો કરનારની ભક્તિ છે. જેમ ઊત્તમ માણસનું આગમન થવાથી વૈયાવચ્ચ બહુમાન કરવું તે પણ ભક્તિ છે અને તેને અન્ન પાણી આપવું તે પણ ભક્તિ છે. એટલે એ બેહુનો ભોગી છે, તેમજ પ્રભુ એ બેહુના અભોગી છે. પરંતુ ભક્તનો ભાવ પ્રધાન છે. વંદકના અશુદ્ધ ભાવથી તો ભાવ જીનને વંદનાનુ ફલ પણ નથી અને વંદકનો શુદ્ધ ભાવ હોય તો ચાર નિખેપે જીનવંદનનું ફલ છે, વલી જેમ અપવાદ તે ઊત્સર્ગનું કારણ છે તેમજ નામાદિક ત્રણ નિક્ષેપા તે ભાવ નિક્ષેપાનું કારણભૂત છે કેમકે કાર્યનો ઈચ્છક કારણને ઈચ્છશે કહ્યું છે કે.

साधकातिन निखेपा मुख्य, जे विणु भाव न लहिएरे ॥
उपगारि दुग भाष्ये भाख्या, भाव वंदकनो ग्रहीएरे ॥
भविक जन हरखोरे ॥

એમ દેવચંદ્રજી ગણીએ શાંતિજીન સ્તવનમાં કહ્યું છે. વલી किसिय वंदिय महिआ, ઈહાં મુહિતા શબ્દે પૂજા જાણવી, વલી પૂજા, શ્રમણ માહણ મંગલ ઓત્સવ વિગેરે દયાનાં નામ છે તે સર્વે જૈનનાં જાણવાં શ્રી અનુયોગ દ્વારસૂત્ર પાઠમાં अरकवा ઇત્યાદિ ठविज्जइ અસ્તિના અક્ષની સ્થાપના એટલે સંખાવર્ત કોડા જે હાડના થાય છે. તેનાં થાપનાચાર્ય કરી આવશ્યકાદિ ક્રિયા કરવી, વિશેષાવશ્યકે પણ ગુરૂ અભાવે ગુરૂની સ્થાપના કરી દ્વાદસાંવર્ત વંદન કરવું, ઇહાં જેમ મુનિ હાડ ક્ષીરમય છે તેમ સ્થાપના હાડની કરવાનો નિષેધ નહી. દ્રષ્ટિમાં ધર્મ છે, વાંદી તર્ક કરે છે કે તીર્થંકર તીર્થંકરને ભેગા થાય નહી વલી ત્યાં મરકી આદે હોય નહી તે સત્ય છે પણ તે તો ભાવ તીર્થંકર આશ્રી સમજવું ઇ૦

સ્વાલ—પ્રભુ છતાં પ્રતિમા હતી કે નહી.

જવાબ—જીન પડીમા વીર પ્રભુ છતાંની સ્થાપેલી વીરના નામની મહુવા ગામમાં જીવત સ્વામીની પ્રતિમા વિદ્યમાન છે. ઓરંગાબાદમાં સુમારે ૨૪૦૦ વર્ષ અગાઊનું શ્રી પદ્મ પ્રભુનું મંદીર છે જેને માટે અંગ્રેજી ગ્રંથકારો પણ સાક્ષી પુરે છે શ્રી શત્રુંજય તિર્થેને વિષે સંપ્રતિરાજા વીગેરેનાં કરાવેલા અસલ દેરાસર વિદ્યમાન છે. તે દુરમતી કુતર્કી સંવત ૧૫૦૮ માં સહ થએલા ઢુંઢક લોકો અનેકાંત સિદ્ધાંતની પંચાંગી રૂપ સમુદ્રના પ્રવાહમાં પ્રવેશ નહી થવાથી અને પૂર્વોપાર્જીત દર્શનાવર્ણી કર્મોદયથી જીન પડીમાના અવર્ણવાદી અને થાપના નિખેપાના ઊત્થાપક આદે અઠાવન બોલ વિપરીત પણે વર્તે છે.

हा इति खेदे उत्सूत्र भाषकानां का गतिर्भविष्यति ॥ यदुक्तं ॥
उत्सुत्त भाषगाणं, बोही नासो अणंत संसारो ॥
पाणच्च एवी धीरा, उस्सुत्तं तान भासंति ॥ १ ॥
तित्थयर पवयणं सुयं, आयरिअं गणहरं महिड्ढियं ।
आसायंतो बहुसो, अणंत संसारि ओहोइ ॥ २ ॥
जिणवयण वुड्ढिकर, पभाव गंनाण दंसण गुणाणं ॥
भरकंतो जिणदव्वं, अणंत संसारि आहोइ ॥ ३ ॥

ભાવાર્થ—ઉત્સૂત્ર ભાષણ કરતાં બોધ જે સમક્તિનો નાશ થાય છે અનંત સંસાર વધે છે માટે પ્રાણ ત્યાગ થતાં પણ ધીર પુરૂષોએ સાસ્ત્ર વિરૂધ ભાષણ ન કરવું તીર્થંકર પ્રવચન શ્રુત આચાર્ય ગણધરાદિ મહોટાની આશાતના કરનાર અનંત સંસારી હોય ॥ ૨ ॥ જીન વચન વૃદ્ધિ કરનાર જ્ઞાનદર્શન દીપાવનાર હોય પણ જીન દ્રવ્યનો ભક્ષણ જે નાશ કરનાર અનંત સંસારી થાય ॥ ૩ ॥ ઇત્યર્થઃ ઊ ભક્ષ થી જીન મંદીરની આશાતાની ભાગે, સુખથી કહીને ન આપે જ્ઞાનાદિ દ્રવ્યનુ ભક્ષણ કરે નાશ કરે ઊવેખે તે પણ સસારભ્રમણ કરે અને જે જીન દ્રવ્યની વૃદ્ધિ કરે, રક્ષા કરે તે અલ્પ સંસારી હોય.

શીષ્ય—હિંસાએ ધર્મ કે અધર્મ.

ગુરૂ—જીનાજ્ઞા યુક્ત સ્વરૂપ માત્ર હિંસાએ અધર્મ નહી જેમ મુનિને દાંન દેતાં જીન પૂજા કરતાં મુનિ વિહાર કરતાં નદી ઊતરતાં પડીકમણે વાયુ કાયાદિહણાય વલી શ્રીકૃષ્ન આદે શેથાવચ્ચા પુત્ર સાથે બહુ જનોએ દિક્ષા લીધી તેના કુટુંબાદિકનું પોષણ ઘર બાર ધનધાન્ય પાણી વીગેરેથી પુષ્ટ કર્યા.

શ્રીમાલ્લનાથે સુવર્ણ પુતલી કરી માંહે આહાર નાખી પ્રતિબોધ કર્યો. ઇંદ્ર આદેસે દેવતાએ પ્રભુનો જન્માભિષેક બહુજ ભેકર્યો તે ભક્તિ ભાવનું ફલ છે લુણ વોહરેલુ શ્રાવક પાછુ ન લેતો મુનિવાવરે પશુને ભાત પાણીનો વિછેદ ન કરવો એ શ્રાવકને પ્રથમ વ્રતે પ્રભુએ કહ્યું છે ઇત્યાદિ આજ્ઞાએ ધર્મ છે, આજ્ઞા રહિત હિંશામાં અધર્મ છે.

શીષ્ય—સાવદ્ય કરણીમાં પ્રભુજી ધર્મ કેમ કહે.

ગુરૂ—આચારાંગજીમાં સાધુ ખાડામાં પડતો ઘાસ વેલડી વૃક્ષ પકડી બાહેર નિકલે, રસ્તામાં સાધુ નદી ઉતરે મૃગ પુછામાં સાપેક્ષ જુઠુ બોલે, પાંચ કારણે સાધુ સાઢ્વીને પકડે. શીષ્યની પરીક્ષા માટે સાધુ દોષ લગાડે વલી આચારાંગે દેખાતુ આશ્રવનું કારણ છે પરંતુ શુદ્ધ પ્રણામ હોવાથી નિર્જરા થાય છે. અને દેખીતું સંવરનું કારણ છતાં અશુભ પ્રણામ હોવાથી કર્મ બંધન થાય છે. સંખ શ્રાવકે સ્વામી વત્સલ કર્યો છે. ચીત્ર સારથીએ પરદેસી રાજાને પ્રતિબોધવા સારૂ કેશીગ-

કુંધર પાસે જવા ઘોડા રથ દોડાવ્યા છે. કોણીક ઊદાયન રાજા પ્રૌઢાડંબરે જીનને વાંદવા ગયા છે. ઈત્યાદિ ઘણાં કાર્ય સમકિત દ્રષ્ટિ જીવોએ ધર્મ નિમિત્તે કરેલાં છે તેને સાવદ્ય કરણી કહે તે અજ્ઞાની જાણવા અર્થાત્ જીનાજ્ઞા વિના જે દયા તે સ્વરૂપ માત્ર છે. પરંતુ અનુબંધે હિંસા છે, જમાલીવત્ ઈત્યાદિ વળી ધર્મદાસગણિએ કહ્યું છે જે જીન શાસન ઊચ્છેદ કરનાર જીન પડીમાનું ખંડન કરનાર મુનિનો ઘાત કરનાર સાધ્વીનુ શીલ ખંડનાર એહવા ઊધમીને પ્રથમ તો મુનિ ઊપદેશ દેઇ શાંત કરે, શ્રાવક દ્રવ્ય આપી નિવારણ કરે છેવટ ન માંને તો જેમ નિવારણ થાય તેમ કરવુ ઇતિ અપવાદ.

વળી સચિતના ત્યાગી મુનિને કાલ ધર્મ કર્યા પછી ભક્તિરાગે ન્હવણ અગ્નિ સંસ્કાર કરે છે તથા મુખના અશુચિ પુદગલના ફરસથી પ્રભુના ગુણ બોલતાં દુષણ નહી તેમ પ્રભુને સચિત્ત વસ્તુ વીગેરેથી પુજતાં ભક્તિરાગે નિર્જરા છે. ઇહાં પ્રશ્ન વ્યાકરણ સુત્રમાં ધર્મ અરથે હિંસા કરે તે મંદમતી કહીએ તે તો મિથ્યા દ્રષ્ટિની અપેક્ષાએ જાણવું કેમકે જ્ઞાનાદિકની આરાધના કરતાં હિંસા થાય તેને સદારંભ જાણે છે અને શુભ પ્રણામને ધર્મ જાણે છે માટે મંદમતી નહી તો ધર્મ અરથે હિંશા કરતાં નરકે જાય. તો સર્વ શ્રાવકોને નરકે જવું જોઇએ માટે વિચાર કરી બોલવું. જુઓ કે ઢુંઢક તેમના સાધુને વાંદવા જવું ધર્મ અર્થમાં ગણે છે અને રસ્તામાં જવુ તે સંસાર ખાતે ગણે છે તો તેના વચમાં કાલ કરે તો આરાધક કે વિરાધક થાય આ કેવી મૂર્ખતા છે. માટે સમકિતનું ધર્મ કાર્ય નિર્જરાનું હેતુ છે, કારણ કે તેની હિંસા અનુબંધે નથી. સ્વરૂપે છે. માટે રૂડ ફલ આપનાર છે

શીષ્ય—પૂજા કરતાં પુષ્પ પાણીના જીવ હણાય છે તે વિષે શું સમજવું.

ગુરૂ—સદારંભમાં જીવ હણાય છે પણ તેની અનુમોદના નથી. પ્રભુની ભક્તિની અનુમોદના છે જેમ મુનિ વિહારની અનુમોદના કરે પણ રસ્તામાં જીવ હણાય તેની અનુમોદના કરતા નથી. તદ્વત્ સમજવું. જે જીવ છકાયને દુઃખ દે તે અશાતા વેદનીકર્મ બાંધે. પણ જ્ઞાન દર્શન ચારિત્ર આરાધતાં જે જીવ હણાય ત્યાં અલ્પ દોષને ઘણી નિર્જરા થાય છે. તેમ તીર્થંકરની ભક્તિનુ ફલ છે. મેઘ કુમારનો જીવ હાથીના ભવે એક સસલો ઉગાર્યો હતો. બીજા અનેક જીવ ચોમાસામાં હણીને ચાર ગાઉ માંડલુ કર્યું હતુ પણ શુભ અનુબંધે પુન્યાનુબંધી પુન્ય ઊપાર્જન કર્યું-ઇહાં પ્રણામે બંધ છે વલી કોઈ દ્રવ્ય હિંસા દેખી ભય પામે તેણે ઉપયોગ દેવો જે સુત્રમાં પરજીવની દયાનુ ફલ શાતા વેદની કહ્યું છે. અને આપણો આત્મા જ્ઞાનાદિ ગુણે જોડીએ તો ભાવ દયા થાય તે મોક્ષ હેતુ છે. ઘણુ કરીને મુનિને પણ પાંચ બાદર થાવરની હિસા આહાર નિહાર વિહાર વંદન વૈયાવચ્ચાદિ કરતા લાગે છે. પરંતુ ભાષ્યકારે કહ્યું છે જે. जीववहो शुभपरिणामहे, तुच्छवाहिंसा वयउअशुभपरिणाम हेतुर्नतद्वाहिंसाण એમ આગમ પ્રમાણથી દ્રવ્ય હિંસા તે કારણ રૂપ છે તે વિષય કષાયના અાર

થીને હિંસા છે પરંતુ જીન ગુણ બહુ માન કરનારને જીન પૂજા અવસરે પુષ્પાદિકની હિંશા તે હિંશાનું કારણ નથી. એમ શ્રીદેવચંદ્ર ગણી કૃત શીતલ નાથજીના સ્તવનમાં કહ્યું છે પાંચમા ગુણઠાણા શુદ્ધિ ત્રણ હિંસા હોય. છઠે ગુણઠાણે સ્વરૂપ અને હેતુ બે હિંસા હોય. સાતમે ગુણઠાણે માત્ર સ્વરૂપ હિંસાજ હોય. તેમજ પોત પોતાની હદ પ્રમાણે ક્રિયા કરે તે જુક્ત છે. એ ત્રણ પ્રકારની હિંસા ટાળવી એ પ્રભુનો ઉત્સર્ગ માર્ગનો ઉપદેશ છે. તેમ ન બને તો પણ અનુબંધ હિંસા તો વર્જવીજ ઇહાં વિધિ યુક્ત પૂજા કરતાં સ્વરૂપ હિંસા થાય પણ અનુબંધ હિંસા સર્વથા ત્યાગ થાય છે જેથી શુભ ભાવે નિર્જરા થાય છે ભગવતીજીમાં પહેલાથી તેરમા ગુણઠાણા સુદ્ધિ દ્રવ્ય હિંસા તો લાગે છે માટે વિચાર કરવો.

શીષ્ય—પૂજા કરતાં મોક્ષ થાય તો ચારિત્ર લેવાની સી જરૂર છે.

ગુરૂ—ભગવંતે શ્રાવકને દેશ વિરતિ અને મુનિને સર્વ વિરતિ એમ બે પ્રકારે ધર્મ પરૂપ્યો છે તેમજ એ બેહુ મોક્ષ માર્ગ દર્શાવનાર છે. પ્રાણાતિપાત આદે સત્તર પાપસ્થાનથી એક અઠારમુ મિથ્યાત્વસલ્ય ભારે છે જે માટે દયાથી પણ સમકિત અધિક જાણવું. એમ રાયપસેણી સમવાયાંગે છે તે સમ્રક્તિ શુદ્ધિનુ કારણ જીન પૂજા ભક્તિ છે. જેમ કાલા રંગની દોરડી કૃશ્નપક્ષની રાત્રે જોવાથી સર્પ જાણી હણે તો તેને સર્પ હિંસાનુ પાપ લાગે. તેમજ પુષ્પ પૂજા વિષે જીવ છતાં પણ પ્રણામ રૂપે અહિંશા છે. જીવા જીવને મારવાથી પ્રણામે ફ્લ છે.

શીષ્ય—પ્રભુની પૂજા સ્રીયો કરે છે તો તે સ્રીયોનો સ્પર્શ દેવને કેમ ઘટે?

ગુરૂ—શાસ્રોમાં રાણીયો દેવાંગનાયોના ચિલામણને મુનિ અડકે કે તેમજ પ્રતિમાજીને સ્રીયો અડકીને પૂજા કરે. કેમકે સ્થાપના નિક્ષેપે દોષ નહી. ઇહાં વાદી કહે છે જે પુષ્પાદિકની વૃષ્ટિ સમો સરણે દેવતા કરે છે તે તો સોના રૂપાનાં હતાં. તે કુતર્કનુ નિવારણ કરવા સાસ્રનો પાઠ કહે છે. જલયંથલય. ઇ૦ જલથલનાં ઊત્પન થયેલાં ફુલની વૃષ્ટિ દેવતા સમોસરણને વિષે કરે છે ધ્રાત સિદ્ધાંત. વલી કુણીક આદે રાજાઓ ભગવાનને વાંદવા ગયા ત્યારે રસ્તામાં જલ છંટકાવ કરાવ્યો પુષ્પ પથરાવ્યાં. નગર સણગાર્યો વિગેરે ભક્તિ નિમિતે સદારંભ કરવાથી ઘણુ પુન્ય ઉપાર્જન કર્યું છે.

સવાલ—જે પ્રભુની મૂર્તિમાં કયુ ગુણઠાણુ વર્તે છે?

જવાબ—જેમ સિદ્ધ ભગવાનને વિષે ગુણઠાણુ નથી તેમજ પડીમાને વિષે તેનો અભાવ છે.

આશંકા—સિદ્ધ ભગવાંન તો અરૂપી છે અને પ્રતિમાજી તો રૂપી છે તો કેમ ગુણઠાણુ ન સંભવે?

સમાધાન—અનંત ગુણી સિદ્ધ તેનો આરોપ જીન પડીમાને વિષે આદર

બહુ માન યુક્ત કરી તેની પુજા ભક્તિથી ઘણા જીવ નિસ્તાર પાર થયા. નિમિત્ત કારણ ભૂત બંને છે. ઊપાદાન કારણ તો આત્મા છે તેથી સરખાપણું કીધુ છે–શ્રી વીર વિજયજી કૃત પુજામાં કહ્યું છે જે.

अरुपीपण रुपारोपणसे, ठवणा अणुओगदारा ॥
विषमकाल जिनबिंब जिनागम, भावयणकु आधारा ॥
जिणंदातोरी अखीयनमे अविकारा ॥ १ ॥ ई०

માટે ઈહાં સાધકનો ભાવ પ્રધાન છે.

સવાલ—જે અષ્ટાપદ તીર્થને વિષે કૃત્રિમ ચૈત્ય ઘણાકાલ કેમ રહીસકસે. ?

જવાબ—રીખવ કૂટને વિષે ચક્રવર્તિ નામ લખે છે તે અસંખ્યાતો કાલ રહે છે તેમ ઇહાં જાણવું.

સવાલ—સર્વ જગોએ સિદ્ધ થયેલા છતાં શત્રુંજયની વિશેષતા કેમ દર્શાવો છો.

જવાબ—સિદ્ધી થયેલાનાં નામ જાણીએ છે તે જગાને તીર્થરૂપ માનીએ છે. જેમ ગુરૂના પગની રજ જાણીતી મસ્તકે ચઢાવીએ છે. પણ સર્વ જગતની ધૂલના ટોપલા માથે ઘાલવાન ઘટે માટે કદાગ્રહરૂપ ઊન્મતથી ઘેહલા થયેલા અવિવેકરૂપ અંધ પુરૂષો અનેકાંતરૂપ સૂર્યનું અવલોકન કરો.

સવાલ—બત્રીસ સૂત્ર ભગવાને પરૂપ્યાં છે માટે તેજ માન્ય કરવા યોગ્ય છે.

જવાબ—દસવૈકાલીક, દસાશ્રુતસ્કંધ, વ્યવહાર સૂત્ર, પન્નવણજી, ઊત્તરાધ્યયન, નંદીસૂત્ર, પ્રમુખ આચાર્ય કૃત છતાં કેમ માનો છો.

સવાલ—જે એતો પૂર્વધર હતા.

જવાબ—નિર્યુક્તિ, ચૂરણી પણ તેમનીજ રચેલી છે તે નહી માનવાનુ હેતુ માત્ર જીન પૂજા છે. જુઓ કે ત્રણ પ્રકારના વાખ્યાનમાં પ્રથમ સૂત્રના અર્થમાં ટીકા ચુર્ણિ બીજા અર્થમાં નિયુક્તિ ત્રીજા અર્થમાં ભાષ્ય કહે એવ પંચાંગ ભગવંતી સૂત્રના ૨૫ મા શતકના ત્રીજા ઉદેસામાં કહ્યું છે. તથા નંદીસૂત્રે પણ એ અધિકાર છે. તે નહી માનતાં વિહરમાનજીન તથા તેમનાં માતા પીતા ગણધર પરિવાર માત્ર સૂત્રથી કેમ જડે. तस्मात् पंचांगी प्रमाणमस्ति. ઇહાં ઢુંઢકો પ્રકરણ ગ્રંથાદિ સૂત્રોને બત્રીસ સૂત્ર સાથે વિરોધ ગણી માન્ય કરતા નથી. તે વારે તેજ બત્રીસ સૂત્રોમાં પણ પરસ્પર વિરોધ છે તેનુ કેમ, " तद्यथा " શ્રીજ્ઞાતા સૂત્રમાં મલ્લિનાથજીજે '૨૦૦૦ અવધિજ્ઞાની અને સમવાયાંગમાં ૫૯૦૦ કહ્યા છે તે કેમ, શ્રીભગવતીજીમાં શ્રાવક ત્રિવિધે ત્રિવિધે કર્માદાનનાં પચખ્ખાણ કરે અને ઉપાસગ દશાંગમાં, આણંદ શ્રાવકે હલ મોકલાં રાખ્યાં છે અને કુંભાર શ્રાવકે નિભાડા મોકલા રાખ્યા છે "

ઊત્તરાધ્યયનમાં રેગ થયે પણ મુનિ ઔષધ ન કરે અને ભગવતીજીમાં પ્રભુએ ઔષધ નિમિત્તે બીજોરાપાક લીધો છે તે કેમ દસ વૈકાલીક, આચારાંગમાં સાધુ ત્રિવિધે ત્રિવિધે પ્રાણાતિપાતનું પચખાણ કરે. અને સમવાયાંગ, દશાશ્રુત સ્કંધમાં નદી ઉતરવી કહી છે તે કેમ. ઠાણાંગજીમાં મલ્લિનાથજીની સાથે છમીત્રે, દીક્ષા લીધી કહી છે અને જ્ઞાતાજીમાં કેવલ થયા પછે છમીત્રે દીક્ષા લીધી કહી છે તે કેમ ઇત્યાદિ ઘણા પ્રશ્નો છે પરંતુ સર્વે ટીકા નિર્યુક્તિ વીના કેમ મેળવી સકાય, કારણ કે પાઠાંત્તર, અપેક્ષા, ઉત્સર્ગ, અપવાદ, નય, નિક્ષેપ વિધિવાદ, ચરિતાનુંવાદાદિ સુત્રોના ગંભીર આશય છે તે ટીકા જેવા મોહાન્ પંડીત પુરૂષો જાણે, અને તેઓ તમામ વિરોધનુ નિરાકરણ કરી શકે. માટે પંચાંગી પ્રમાણ ( સત્ય છે. અત્રઃકોપિ સંદેહો નાસ્તિ) જે કારણ માટે ઢુંઢકો જીન પડીમાના દ્વેષથી પંચાંગી માનતા નથી એ અનુભવ સિદ્ધ થાય છે.

દશાશ્રુત સ્કંધનુ આઠમુ અધ્યયન કલ્પસુત્ર છે તે સુત્ર માન્યથી અધ્યયન માનવા જોગ છતાં ઢુંઢક નથી માનતા એ મોહા મિથ્યાત્વોદય જાણવો ઈહાં જે પકડયું તે મુકાય નહી તે ઊપર એક લોહ વણીકનો દ્રષ્ટાંત કહે છે વસુ નામે લોહ વાણિયે પ્રથમ લોડુ લીધુ. પછે આગલ જતાં ત્રણ મીત્રે ત્રાંબુ રૂપુ સોનુ અનુક્રમે મુકી રત્ન લેઇ પ્રથમનું લોડુ છોડી દીધુ, અને તેણે તો માત્ર લોડુજ પકડી રાખ્યું. તેથી દુઃખી થયો માટે ઇહાં પણ અજ્ઞાન ઉદયથી આભિનિવેશિક મિથ્યાત્વ ભાવે હઠ કદાગ્રહથી. વા. કુગુરૂની વાસના રૂપ પાસના રૂપ પાપના બંધનથી જીનાજ્ઞા ભંગ કરી લોહ વણિકવત્ દુઃખી થશે. માટે સુગુરૂ મલ્યાથી કદાગ્રહરૂપ લોડુ મુકી જીનાજ્ઞારૂપ રત્ન અંગીકાર કરો કે જેથી કલ્યાણ થાય.

સવાલ—પ્રતિમા મત ખંડનની ઊત્પત્તિ કયારથી સરૂ થઈ.

જવાબ—સંવત્ ૧૫૦૯ ગુજરાતમાં લુંકાનામે એક લહીઓ પુસ્તક લખતાં આભિનિવેશિક મિથ્યા ત્વવસે જૈનથી નવો વિપરીત વેશ જેમ લાંબુ ધોતીયુ લાંબો રજોહર હાથમા ઝોલી મુખ બાંધ્યું દંડ રહિત એમ વિકરાલ રૂપ ધારણ કરી સંવત્ ૧૫૩૧–૩૨ માં સાક્ષાત્ ભસ્મ ગ્રહ જૈનાભાસ રૂપ ધરીને ઊત્સૂત્ર રૂપ ખડગ લેઇ મિથ્યાત્વ રૂપ સ્યામ હસ્તિ ઊપર ચઢીને પ્રભુ પ્રતિમા આશાતના રૂપ તોપખાનુ સજ કરીને તીર્થોચ્છેદ પ્રતિજ્ઞારૂપ દારૂ પાન કરીને સિદ્ધાંતા ભાસરૂપ બક્તર પહેરીને દયાભાસ દેવીને આગળ કરીને અજ્ઞાન કષ્ટરૂપ સેના લેઈને સમ્યક્તરૂપ ગઢને ભેદવા કાજે ચઢાઇ કરી પણ તે ગઢ ભેદાય નહી, માત્ર તે ગઢ બાહેર જે જીવો બહુલકર્મી હતા તેને પોતાના કરીને જૈનાભાસરૂપ લુંકા નામે ગચ્છની સ્થાપના કરી કુયુક્તિએ કરી જૈનની પ્રતિમાદિક નિષેધ કરી છે, વળી કહે છે જે પૂજામાં આરંભ થાય છે અને પ્રભુએ તો આહણ આહણ કહ્યું છે તે કેમ, પણ મૂર્ખ જાણતા નથી જે છઠા સાતમા ગુણ

ઠાણાવાલાની વ્યાખ્યા ચોથા પાંચમા ગુણ ઠાણે કેમ બને માટે હદ મુજબ વ-ર્તવું એજ શ્રેય છે. ઢુંઢક મત નવીન પ્રગટ થવા વિષે પાકી ખાતરી કરવી હોય તો શ્રીવંકચૂલિકા સૂત્રમાં બાવીસ ગોઠીલા પુરૂષોનો વૃત્તાંત જોવાથી સ્પષ્ટ માલમ પડશે. અને પૂર્વના વચનાનુંસારે વર્તમાન બનાવ દેખી નિશ્ચલ ભાવ ઉત્પન્ન થશેજ. ધન્ય છે જ્ઞાનીને જેણે ભવિષ્યકાલના ભાવનુ ભાષણ ભવ્યજીવોને ભવ ભીરૂ ભણી ભાખ્યું. આહાહા ??? હેતુ અહિંસા ૧ સ્વરૂપ અહિંસા, ૨ પુન્ય ફલ દેવાદિ ગતિનુ સુખ આપે,અને અનુબંધ આહિંસા ૩ મોક્ષ સુખ આપે છે તે વિચારી વર્તવું. માટે કદાગ્રહ છોડી ગીતાર્થની નીશ્રાએ ચા-લવું ઇતિ વૃદ્ધ વાક્ય. ચપુનઃ माहाजनोएनगत सपंथाः મહોટા પુરૂષોએ જે માર્ગ. ગ્રહણ કર્યો તે સંઘને પ્રમાણ છે. ઇહાં જીનાજ્ઞા પાળે તે સંઘને મહાજન કહી એ. નતુ અજ્ઞાનીનું ટોલુ અર્થાત્ માધ્યસ્થ દૃષ્ટિવંત તેજ મહાજન કહીએ. ઇહાં કેટલાક ગામોમાં જીન ભુવને ઘણી પ્રતીમાઓ છતાં બીજા લેવા જાય તેને મં-દમતી આપતા નથી અને આદર બહુ માન થતો નથી આ કેવી ખેદની વાત છે. વળી કેઇકઠેકાણે પ્રભુજીને પરૂણાગત ઘણા વરસથી દેખીએ છે. જુઓ કે તે લોકોને ઘર સબંધી લગ્ન ખરચમાં ફુરસદ મળે છે પરંતુ પારમાર્થિક કામમાં નવરાસ મળતી નથી. પણ જ્યાં સુધી દેવ ગાદીએ બેઠા નથી ત્યાં સુધી સંઘને અકલ્યાણકારી જાણવું. માટે જેમ બને તેમ યથાશક્તિએ સુજ્ઞ પુરૂષોએ જલ-દીથી પ્રભુને ગાદી ઉપર સ્થાપન કરવા. ઇ૦

પ્રઃ—૨૨૫ શ્રાવકને જિન પૂજાદિક વિધિ માર્ગમાં કેવી રીતે પ્રવર્તવું.

ઊઃ—પૂજા પ્રકરણાદિ મધ્યે કહ્યું છે જે. પૂર્વ તરફ બેસીને કંદોરા સહિત શુદ્ધ વસ્ત્ર પહેરીને ગલેલા પાણીથી કોરી અચેત ભૂમિપર બેસીને ધૃત પેરે નીર વાવરે. ૧ કપાલ, ૨ કાન ૩ કોટ ૪ કાખા, ૫ કાંડુ ૬ કેંડ ૭ કછોટો એ સાત કકાના સ્થાનનુ સ્નાન કર-વાથી સર્વાંગ સ્નાન થાય છે. તે રૂમાલે લુહી શુદ્ધ વસ્ત્ર પેહેરી ઊતરાસંગ કરી આઠ પડો મુખકોશ બાંધી કપાલે, તિલક કરી દીપ ધૂપ સહિત યતનાએ પ્રમાર્જન પૂજન કરી પંચામૃત પખાલ કરી ત્રણ અંગ લુહણુ કરી અત્તર લ-ગાવી કેશર ચંદન ધૂપાવી હાથ ધોઈ ધૂપી ચંદન ચરચીને ન વાંગે પ્રભુની પૂજા કરે પછે પુષ્પ ચડાવે, એ અંગ પૂજા કહીએ. પછે અક્ષતફલ નૈવેદ્યથી અગ્ર પૂજા કરે. પછે ચૈતવંદનરૂપ ભાવ પૂજા કરે પણ ભાવ પૂજા કરીને પછેથી દ્રવ્ય પૂજા કરવી ઘટમાન નહી. જીન ભુવને દશ ત્રીક સાત શુદ્ધિ કરી પાં-ચ અભિગમ સાચવવાં, ચોરાશી અશાતના ટાલવી. ઇહાં સાત શુદ્ધિ અને પાંચ અભિગમ કહે છે ૧ મનશુદ્ધિ, ૨ વચન શુદ્ધિ, ૩ કાયશુદ્ધિ, ૪ વસ્ત્રશુ-દ્ધિ, ૫ ન્યાયોપાર્જીતધન, ૬ ઉપગરણ જે વસ્ત્રકેશર વાડકી આદિ પૂજાની વસ્તુ, ૭ ભૂમિશુદ્ધ, એ વંસાવ શુદ્ધિએ પ્રભુની કરવી. ઇહાં પૂજાના કાલનો નીયમ નહી. કેમકે પ્રભુ ત્રીકાલ પૂજનીછે૧ સચિત વસ્તુનુ છાંડવું.૨ અચિત વસ્રા-

ભરણ સહિત. ૩ચિતની એકાગ્રતા, ૪ અખંડ એક સાડી ઉતરાસંગ, ૫ પ્રભુ દીઠે નમસ્કાર કરવો. એવ પાંચ અભિગમ સાચવવાં ત્રણ પ્રદક્ષણા,ત્રણ પ્રણી પાતાદિ દશત્રીકનુ સ્વરૂપ ગ્રથાંતરથી જાણવું, ગુમડાદિક રોગથી પાચપરૂ વહેતુ હોય તો પ્રભુની અંગપૂજા ન કરે પણ વિવેકથી અગ્રપૂજા ભાવપૂજા કરતાં દોષ નહી, પુદગલ સુખની વાંચ્છાએ રહિત જીન પૂજા કરવી શ્રેષ્ટ છે, પ્રભુની જમણી તરફથી ત્રણ પ્રદક્ષણા દેવી, તેમજ સ્વસ્તિક (સાથીયો) પણ તેજ તરફથી થાય છે. પુરૂષને બેસવું તે પણ પ્રભુના દક્ષણ (જમણા) અંગતરફ અને સ્ત્રીને ડાબી તરફ બેસીને જગન્ય નવ હાથ ધર દેરાસરે એક હાથ ઉત્કૃષ્ટ સાઠ હાથ અવગ્રહ આસાતના ટાલવા નિમિત દુર રહી ચૈત્યવંદનાદિક કરવું તે ભાવપૂજા છે. આરતી મંગલદીપ પણ દાહીણઅંગ (જમણી) તરફથી ઉતરે છે.” હવે દ્રવ્યપૂજા બે પ્રકારની છે. આ ભોગ જે વીતરાગના ગુણ જાણી પ્રભુની ભાવના કરીને આદર યુક્તજીન પડી માની પૂજા તે આભોગ પૂજા કર્મનો નાશ કરે છે. બીજી અનાભોગ પૂજા એટલે પ્રભુના ગુણ જાણે નહી વિધિપૂજા ન જાણે એ અનાભોગ પૂજા શુ પરિણામે પુણ્યનું કારણ છે. બોધીના પ્રાપ્તી અને પાપખપાવાનો હેતુ છે. સાથી જે જીનગુણના અજાણ છે તોપણ ભક્તિ પ્રીતીનો ઉલ્લાસ અંતઃકરણમાં ઉછલી રહ્યા છે તે માટે તેને ધન્ય છે. ઇહાંજીન બિંબના દ્વેષી અને અરિહા પૂજાના અરોચકજીવો ભારે કરમી જાણવા હવે ભક્તિ પાંચ પ્રકારની કહે છે.

तद्यथा पुष्पाद्य चीतदाज्ञाच । तद्रव्य परिरक्षणं ॥
उत्सवास्तीर्थ यात्राच । भक्तिपंचविधाजिने ॥

“ભાવાર્થઃ—ફુલ પૂજા, ૨ પ્રભુની આજ્ઞા, ૩ દેવ દ્રવ્યનું રક્ષણ, ૪ મહોત્સવ, ૫ તીર્થ યાત્રા, એવં પાંચ પ્રકારે ભક્તિ જાણવી જગન્યથી. ૧ તંબોલ, ૨ પાણી, ૩ ભોજન કરે, ૪ જોડા પંહેરે, ૫, સ્ત્રીભોગ, ૬ નિંદ્રા, ૭ થુંકવું, ૮ લઘુનાતી, ૯ વડીનીત કરે, ૧૦ જુગાર રમે એવં દશ પ્રકારની આશાતનાજીન ભુવને જગન્યથી વર્જવી હવે પ્રભુની ત્રીકાય પૂજા કરવાનુ ફલ કહે છે.”

जिनस्य पूजनं हंति । प्रातःपापनिशाभवं ॥
आ जन्मावेहितं मध्ये । सप्तजन्य कृतंनिशि ॥

ભાવાર્થઃ—પ્રભુની પ્રાતઃકાલે પૂજા કરતાં રાત્રિના પાપનો નાશ થાય છે, મધ્યાને પૂજતાં આ જન્મનાં પાપ નાશ પામે છે, અને સંધ્યાએ પૂજતાં સાત જન્મનાં પાતીક જાય છે, માટે જીન પૂજા, વિધિ બહુ માનથી કરતાં સંપુર્ણ ફલ મલે છે.

સારી આંગીની રચના ગાયન થતુ હોય તે અનુમોદવા યોગ્ય છે, પરંતુ તે ગાયન વાજીત્રના વિષયમાં લીંન થવું નહી. પુદગલ ભાવ ઘટાડી આત્મભાવ પ્રગટ કરવા પ્રભુ ગુણમાં લીંન થવું. પણ આવિધિએ આણાવિરૂધ લોકપ્રવાહે

દેખાદેખી, જુઠા નંગ કટોરા ખોટાંપાનાં, કાચ, રંગ ઈન આદે નેષ્ટ પદાર્થથી આંગી રચે, કોમળ ફુલની કલીયો લાવી આંગી કરે, ફુલ વિંધીને હાર કરી ચઢાવે, વળી જેના અંગ તથા વસ્ત્રની શુદ્ધિ નથી એહવા માલી, વા તેની સ્રીઓ વીગેરેની પાસેથી ફુલ લેઇ પ્રભુને ચઢાવે છે, વલી વાસી સડેલાં ભોંય પડેલા, કઇડેલાં નકામાં સુરભિ રહિત પુષ્પ પૂજા કરે છે ઇત્યાદિ પ્રવૃત્તિ તે આશ્રવનો હેતુ થાય છે શ્રી રૂપવિજયજી પૂજામાં લાવ્યા છે કે.

रजतनखले कारि पुष्प अवचय करी। पूजीए भविजना प्रेमआणी ॥

આ ઉપરથી સમજવું જે, ખપ જેટલા ફુલ પોતે પવિત્ર પણે લાવી પ્રભુની પૂજા કરે તે શ્રેષ્ટ છે. તેમ ન બને તો ધમા ધમી ન કરતાં યતના પૂર્વક શુદ્ધ પુષ્પની ગવેષણા કરી જેમ ભાવવૃદ્ધિ પામે, ચિત પ્રસન્ન થાય તેમ કરવું. એજ પૂજાનું ફુલ છે. યથા, चित्तप्रसन्न पूर जन फल कह्युंरे ॥

શિષ્ય—પુષ્પાદિક દ્રવ્ય પૂજાથી કર્મ ખપે કે નહી.

ગુરૂ—હરિભદ્ર સૂરિકૃત ત્રીજા અષ્ટકમાં અષ્ટપુષ્પીની વાખ્યા કરી છે ત્યાં જીવહિંસાથી મિશ્રિત થએલી, પુષ્પાદિક દ્રવ્યના ઉપયોગવાલી એવી જે દ્રવ્યપૂજા તે પુન્ય બંધનો હેતુ છે શુભ ભાવથી સ્વર્ગાદિક સુખ આપે છે. અનુક્રમે ભાવપૂજાના કારણ પણાને પામીને કર્મ ખપાવી મોક્ષ આપે છે. પરંતુ એકલી દ્રવ્ય પૂજાથી કર્મનો નાશ થાય નહી. શા માટે જે એ દ્રવ્ય પૂજાને સાવદ્ય કહી છે. અને ભાવપૂજા તે આગમરૂપ દોરાએ ગુંથાએલા અહિસા સત્યાદિ અષ્ટપુષ્પોની ભાવપૂજા તે નિરવદ્ય છે એ વિષે ત્યાં ઘણી વાખ્યા કરીને દુરમતિના કુતર્કને દુર કર્યો છે. ઈ.

ઇહાં દીપક પૂજા ફાનસ યુક્ત કરવી કહ્યું છે કે, प्राणी उगरण कारण फानस ઈતિ વચનાત્ પણ જે ગ્લાસ, દીવી, હાંડી વીગેરે ભાજનમાં ઉઘાડા દીવા રાખવા એ વિધિ માર્ગ નહી ત્રસજીવની હાની થાય છે માટે તમામને ઢાંકણાં રાખવાં, વલી તે દીપકનો તાપ પ્રભુને ન લાગે તેમ કરવું. કેટલાંક મંદમતી પ્રભુના નજીક દીપકના ભડકા કરી આંગી દીપાવે છે, અને પ્રભુની નાસીકા લગતાં ધુપના ધુમાડા કરે છે, ઉઘાડે મુખે આંગી રચે છે ઇત્યાદિ સર્વે આણા વિરૂદ્ધ જાણવું. કહ્યું છે જે.

धार तरवारनी सोहेली दोहिली चौदमा जिनतणी चरण सेवा ॥

સુગુરૂ સમીપે ધારી વિચારી ગાડરી પ્રવાહ મુકી આણારગી થઈ પ્રભુની ભક્તિ કરવી તે કલ્યાણકારી છે એમ વિધિ બહુ માન પૂજનથી શિઘ્રકાર્ય સિદ્ધ થાય છે, અને દુષ્ટ દેવાદિકનો પ્રકોપ પ્રશાંત થાય છે. કહ્યું છે કે.

ग्रहा प्रणाशंति भया न यांति। नदुष्ट देवा परिलंघयाति ॥
सर्वाणि कार्याणि चयांति सिधिं। जिनेश्वराणां परिपूजनेन ॥ १ ॥

હવે દેવ સબંધી આશાતના ત્રણ પ્રકારે બતાવે છે.

૧ દેવને વસ્ત્ર અને શ્વાશો શ્વાસનો સ્પર્શ કરવાથી જઘન્ય આશાતના થાય છે.

૨ પવિત્ર વસ્ત્રવિના પૂજા કરતાં મધ્યમ દોષ લાગે છે.

૩ પ્રતિમાજીને પગે સંઘટે, થુંક લગાવે, ભંગ કરે હેલના કરે તો ઉત્કૃષ્ટ દોષ લાગે છે.

શ્રી ભગવતીજીમાં કહ્યું છે કે જીહાં પુસ્તક, જ્ઞાન, જીન પડીમા હોય તે સ્થાનકે સ્ત્રીભોગ, હાસ્ય, આહાર નિહાર ક્રીડા કરતાં આશાતના થાય છે માટે વર્જવું, હવે પ્રસંગે જ્ઞાનની આશાતના ત્રણ પ્રકારની કહે છે.

૧ પુસ્તક નોકારવાળી વિગેરેને થુંક લગાડે, હીનાધિક અક્ષર ઉચારવાથી જ્ઞાનોપગરણ પાસે છતાં અધોવાત નિકલવાથી જઘન્ય આશાતના થાય છે.

૨ અકાલે ભણે ઉપધાન હીણ ભણે ભ્રાંતિથી અન્ય અર્થ કલ્પે, પુસ્તકાદિકને પ્રમાદથી પગાદિકને સ્પર્શ કરે, ભૂમિએ નાંખે, જ્ઞાન પાસે છતાં આહાર નિહાર કરે તે મધ્યમ આશાતના કહીએ.

૩ થુંકે કરી અક્ષરમાં જે જ્ઞાનાદિ ઉપર બેસે પાસે છતાં વડી નીતી કરે, જ્ઞાનજ્ઞાનીની નિંદા ઉપઘાત કરે, ઉત્સૂત્ર ભાષણ કરે તેને ઉત્કૃષ્ટ આશાતના કહીએ. વડીનીત કરતાં વાતો કરે જેથી શબ્દોચારરૂપ શ્રુત જ્ઞાનની આશાતના થાય છે. આ રીવાજ સ્ત્રી વર્ગમાં ઘણા ભાગે ચાલે છે, પુસ્તક કાગલ રસ્તામાં ફેંકી દેછે કુટે છે ઇત્યાદિ સર્વે જ્ઞાનની આશાતના જાણવી, જ્ઞાન ભણતાં ગણતાં વાંચતાં પવિત્ર વસ્ત્રાંગ શુદ્ધિ કરવી અને અશુચિ પણ ટાલવું એ શ્રેષ્ટ છે.

પરંતુ મરણાંત અવસરે ઉપગાર બુદ્ધિએ એકાંત ન પકડતાં ધર્મોપદેશ કરી આરાધન કરાવતાં આશાતના નહી.

પ્રઃ—૨૨૬ જીનભુવને પ્રથમ પ્રવેશ કરતાં સાથે ત્રણ નિસિહિ કહેવાની રૂઢી ચાલે છે અને શાસ્ત્રમાં તો ઘર વ્યાપાર નિષેધરૂપ પ્રથમ નિસિહિ જીનમંદીરમાં પેસતાં બીજી દ્રવ્યપૂજા કરતાં ત્રીજી ભાવપૂજા અવસરે તે વિષે શું સમજવું.

ઉઃ—જીનભુવનમાં પ્રવેશ કરતાં સાથે ત્રણ નિસિહિ કહે છે પણ તે એક જ ગણાય છે કેમકે ઘર સબંધી વ્યાપારનોજ માત્ર તેમાં નિષેધ કર્યો છે એ શ્રેષ્ટ છે. ત્રણ નિસિહિ જુદી જુદી કહે છે તે ત્રણ પ્રકારના વ્યાપાર જુદા જુદા નિષેધ અરથે છે માટે એમ શ્રાદ્ધવિધિ ભાષાંતર પૃષ્ટ ૧૩૨ થી જાણવું.

પ્રઃ—૨૨૭ સાત પ્રકારના ચોર કહ્યા છે તે કીયા.

चौर चौरापको मंत्री, भेदज्ञ क्राणक क्रयी ॥
अन्नदःस्यानदश्चैव ॥ चौर सप्तविध स्मृतः १

ઉઃ—ભાવાર્થ: ૧ ચોરી કરનાર, ૨, ચોરી કરાવનાર, ૩ ચોરની મીત્રાઇ ક-

રનાર, ૪ ચોરીની વાત જાણનાર, ૫, ચોરીની વસ્તુ લેનાર, ૬ ચોરને અન્ન વિગેરે આપનાર, ચોરને સ્થાનક આપનાર, એવં સાત પ્રકારે ચોર જાણવો.

પ્રઃ—૨૨૮ પ્રીતી ભક્તિ વિષે ચૌભંગીનુ સ્વરૂપ સમજાવો.

ઊઃ—૧ જૈનતત્વાદર્શ ગ્રંથમાં કહ્યું છે જે પૂજા સામાયક જપતપ પ્રમુખ અનુષ્ઠાન સર્વે પ્રીતી ભક્તિના ઉલ્લાસથી કરે અને વિધિયુક્ત કરે તે ખરૂ રૂપુ અને ખરી છાપ કહીએ.

૨ પ્રીતી ભક્તિ રહિત પણ વિધિ ખરી છે તે ખોટુ રૂપુને ખરી છાપ કહીએ.

૩ પ્રીતીભક્તિ છે પણ વિધિ નથી તે ખરૂ રૂપુ અને ખોટી છાપ કહીએ.

૪ પ્રીતીભક્તિ રહિત અને વિધિ રહિત તે ખોટુ રૂપુ અને મહોર છાપ પણ ખોટી છે. અર્થાત્ સર્વથા અશુદ્ધ ભંગ છે એમ ચૌભંગી વિચારી શ્રેષ્ટ ભાંગે ક્રિયા અનુષ્ટાન કરવું. આ ચૌભંગી સર્વ સ્થલે ધર્મ ક્રિયામાં ઉપયોગી છે.

પ્રઃ—૨૨૯ આત્મ સ્વરૂપ વિચારણા આત્મ જ્ઞાનવિલાસ સ્વપર ભાવનું વિવેચન દ્રવ્યાર્થિક નયનું સ્વરૂપ સમજાવો.

ઊ૦—શ્રી દેવચંદ્રજી કૃત્ય ચોવીસીના સ્તવન મધ્યેથા કિંચિત્ ભાવ લિખ્યતે.

૧ આદિ જીનના સ્તવનમાં.

> प्रीती अनंतीप रथकी, जे तोडे हो ते जोडे एह ।
> परम पुरुषथी रागता, एकत्वता हो दाखी गुणगेह ॥
> रुषभ जिणंदस्यु प्रीतडी ॥ ५ ॥

ભાવાર્થ—પુદ્‌ગલ ભાવથી શરીરી જીવથી અનંતો રાગ છે તે સર્વે જે જીવ તોડે તે જીવ એ પ્રભુથી પ્રીતી જોડે બાંધે.

આશંકા—રાગ તો પાપસ્થાન છે તો તે કેમ ઘટે.

સમાધાન—વીતરાગથી રાગ તે પ્રસસ્ત ગુણનું ઘર છે. અર્થાત્ વીતરાગતાનું કારણ છે. સંજમ સંવરરૂપ પરિણમત તે સેવા દ્રવ્ય ભાવથી કરવી તે આંણાભક્તિ છે, ઇહાં આણા જે હુકમ તો કોઇ ઉપર પ્રભુએ ચલાવ્યો નથી પરંતુ જ્ઞાનવડે દીઠું તે ભાષણ કર્યું, અને જ્ઞાનાદિ માર્ગ પ્રકાશ્યો. તે રીતે વર્તવુ. તે સેવતાં નિશ્ચે જીવ ઉત્તમ પદ પામે માટે હે ભવ્યો સકલ સંસાર કાર્ય તજી સર્વ પરભાવથી નિસ્પૃહી થઇને એક પરમોપગારી તત્વોપદેશી ધર્મ નાયક શ્રી આદિજીનની સેવા કરો.

> २ अज कुल गती केसरी लहेरे, निजपद सिंह निहाल ॥
> तीम प्रभु भक्ते भवि लहेरे, आतमशक्ति संभाल ॥
> अजितजिन तारज्योरे ॥ ४ ॥

ભાવાર્થઃ—જેમ જન્મથી બકરાંના ટોળામાં વધ્યો જે સિંહ તે તેજ ટોળાને પોતાનું કુટુંબ માને છે, તે કોઇવારિ સિંહ આવે ત્યારે સર્વે ટોળા સાથે

પોતે પણ નાસી જાય પરંતુ કોઇવારે એનો અને પોતાનો આકાર સ્વરૂપ એક જોતાં નિર્ણય થાય. અર્થાત્ પ્રભુની ભક્તિ કરતાં ભવ્ય જીવ પોતાની આત્મ શક્તિની ઓળખાણ પામે જે વીતરાગ દેવ દેખી તેને સેવતાં વસ્તુ સ્વરૂપ જાણે જે સત્તાધર્મે હું પણ વીતરાગ છું, નિઃકર્મા શુદ્ધ સ્વરૂપી છું એ પણ પહેલા સંસારી જીવ દ્રવ્ય હતા પછી સિદ્ધ થયા તેમ હું પણ પ્રથમથી સંસારી છું પણ જો સાધુ તો સિદ્ધરૂપ થાઊ એ સર્વે ઓળખાણ પ્રભુ સેવા કરતાં નિપજે.

३ एकवार प्रभु वंदनारे, आगम रीते थाय ॥ जिनवर पूजो ॥
कारण सत्ये कार्यनीरे । सिद्धि प्रतिति कराय ॥ जिनवर पूजो ॥९॥

ભાવાર્થઃ—પરમોપગારી સ્વરૂપવિલાસી ત્રૈલોકય પૂજ્ય ભગવંતને જો એક વાર પણ આગમ રીતે વંદણા થાય. એટલે અનુષ્ટાન વર્જીને ગુણ બહુ માને અદભૂતતા આશ્ચર્તતા તંદવિરહ કાતરતાએ જો થાય તો કાર્ય નિપજવાની પ્રતિતી થાય. એટલે પ્રભુજીને વિધિએ વંદનો કરતાં ઉપાદાન જે આત્મા તે ગુણાનુયાયી થયો તો નિમિત્ત ઊપાદાન બેહુ કારણ સાચાં મળ્યાથી કાર્ય પણ સાચુ નિપજે, જેમ સ્ત્રી, ધન, વિષયાદિક અશુદ્ધ નિમિત્ત મળે તે વારે આત્મા અશુદ્ધ ઊપાદાની થાય તેથી સસાર અશુદ્ધતારૂપ કાર્ય નિપજે, તેમજ વીતરાગ શુદ્ધ નિમિત મળ્યાથી ઊપાદાન જે આત્મા શુદ્ધ પરિણામી થાય તેથી શુદ્ધ કાર્ય નિપજેજ. અનાદિ કાલ સંસાર ભમતાં ન આવ્યું એહવું અરિહંત બહુ માન તે જો એકવાર આવે તો કાર્ય નિપજવાની પ્રતિત થાય.

४ पर परिणामी कताय छे, जे तुझ पुद्गल योग हो मीत ॥
जड चलजगनी एठनो, न घटे तुझने भोग हो मीत ॥
क्यु जाणे क्यु बनी आवही ॥ ५ ॥

ભાવાર્થ—શુદ્ધ દ્રવ્યધર્મી પણ પરભાવમઇ થયો થકો પુદગલ યોગે પુદગલાવલંબી ચેતના થઇ માટે હે ચેતન પુદગલ યોગ અશુદ્ધતા આત્માને અઘટીત છે, કેમ કે પુદગલ જડ છે, ચલ છે. જગતની એઠ છે તે પુદગલ દ્રવ્ય દ્રવ્યે ધ્રૂવ છે, વર્ણગંધાદિ પર્યાય પલટાયાથી અધ્રુવ છે, સર્વ સંસારી એકેકા જીવે એકેકા પુદગલ પરમાણુ તેને શરિરપણે ભાષાપણે મનપણે આહારપણે અનંતી વાર લેઈ લેઇને મુકયો છે. તે માટે એ પુદગલ તે સર્વ જીવોની એઠ છે. અને જીવ દ્રવ્ય તો સ્વરૂપ ભોગી છે, માટે હે તુઝને એ પુદગલનો ભોગ ઘટતો નથી. સ્યા માટે જે હંસ તે કે વારે કચરામાં ચાંચ ઘાલેજ નહી. ઇત્યર્થ.

૫ સુમતીનાથના સ્તવનની પાંચમી ગાથાનો ભાવાર્થ કહે છે. કે, પ્રભુજી નિઃકર્મા છે માટે તેને કર્તા ન કહીએ પરંતુ जिणाणं जावयाणं આદે ઊપચારે આલંબન નિમિતરૂપે ગણાય છે. નિઃકર્મા તે સ્વભાવના કર્તા ભોક્તા છે, નહી તો સંસારી અને સિદ્ધ સર્વ જીવ પ્રભુપણુ પામે. સર્વ સંસારી જીવ સત્તાએ પરમગુણી છે પણ જેના ગુણ પ્રગટ થયા તે પૂજ્ય જાણવા.

૬ बीजे वृक्ष अनंतता रे लाल, पसरे भूजल योग रे वालेसर ॥
तीम मुझ आतम संपदा रे लोल, प्रगट प्रभु संजोग रे वालेसर ॥तुझ॥३॥

ભાવાર્થઃ—હવે કારણ કાર્ય ભાવ કહે છે, જેમ બીજમાં અનંતા વૃક્ષની સત્તા છે પણ માટી પાણી સંયોગ મળ્યાથી ઊગે છે તેમ ઊપાદાન ધર્મ નિમિત્ત કારણ વિના પ્રગટે નહી જેમ જગતવાસી લોકો પોતપોતાના કાર્ય કરવા અભિલાખ ધરે છે, પણ સૂર્ય ઊદ્યોતરૂપ નિમિત્ત પામ્યા વિના કાર્ય કરી શકે નહી. તેમ માહરી આત્મ સંપદા યદ્યપી સત્તારૂપેછે પણ જે વારે શ્રી વીતરાગ શુદ્ધ સ્વરૂપીનો જોગ મળે તે વારે પ્રગટે માટે અરિહંત દેવનું આલંબનરૂપ નિમિત્ત કારણ સિદ્ધતાનુ નિસ્પન કરનાર છે, પારસમણીવત્. ઈહાં સોનાના કંઠી વિષે કારણ કાર્યભાવ કહે છે, ૧ સોનુ ઊપાદાન છે. ૨ સોનાને સોની લેઇ ઉદ્યમ કરવા લાગ્યો તે વારે ઊપાદાન કારણ કહીએ. ૩ કંઠી તૈયાર થવાથી તે ઊપાદાન કાર્ય કહીએ એમ સર્વ સ્થળે સમજવું. અને આત્માને વિષે પણ તેમજ ઉતારવું.

૭ अव्याबाध रुचि थइ । साधे अव्याबाध हो ॥
देवचंद्रपद ते लहे । परमानंद समाध हो ॥ ८ ॥

ભાવાર્થઃ—જે પ્રભુને અવ્યાબાધ સુખ છે તે માહરે વિષે પણ છે જેથી હું પણ જ્ઞાનાદિ અનંત ગુણી છું. હવે તે માહરો શુદ્ધાનંદ ભોગ કેવારે પ્રગટે, બપૈયાવત્ ત્રષાતુર થયો થકો મેઘને અભિલાખ તો તેમ ચેતન અવ્યાબાધ સુખનો અભિલાખી થઇ પુદગલ સુખને વિષે ભક્ષણ સમાન આત્મ ગુણનો ઘાતક જાણી તેથી ઉભગો થકો એક આત્માનંદ કેવારે પ્રગટે એહવો થકો વર્તે અને તેના સાધક મુનિ સમીપે સ્યાદ્વાદ આગમ શ્રવણ કરી પંચાશ્રવ તજી શુદ્ધ સંજમી થઈ દેહ નીસ્પૃહિ થકો મોક્ષને સાધે ત્યાં અવ્યાબાધ સુખ સિદ્ધને એકેક પ્રદેશે અનંતુ છે.

૮ અહો ભવ્ય જીવો જો આત્મ સુખના ઇચ્છક થયા છો તો શ્રી ચંદ્રપ્રભ શુદ્ધ દેવ અશરણ શરણ કર્મ રોગના પરમ વૈદ્ય મોહાંધકારનો ધ્વંશ કરવા ભાવ સૂર્ય સદ્દશ, સમકિતીના પ્રાણ, દેશવિરતીને જપવા યોગ્ય, મુનિ જેની આજ્ઞાએ ચાલે છે, ઉપાધ્યાયના હૃદયરૂપ સરોવરના હંસ, આચાર્યના નાથ, ગણધરના મોક્ષ હેતુ, સ્યાદ્વાદ ધર્મના ઉપદેશક, એહવા દેવની સેવા કરો. એજ સરણાછે.

૯ સુવિધિનાથજીના સ્તવનમાં પહેલો જીવ અને પછી કર્મ કહીએ તો પહેલા સિદ્ધને કર્મ શા કારણથી લાગે, અથવા પહેલું કર્મને પછી જીવ કહીએ તો કર્તા વિના કર્મ કેમ સંભવે એ પક્ષ ઉપજે માટે અનાદિ સહચાર સંજોગ છે. ઇહાં કોઇ પુછે જે ઊભય સંજોગ એકઠો કહ્યો તો કારણ કાર્ય સબંધ કેમ રહે. ઉપાદાન ધર્મે એક સમયમાં એકઠીજ કાર્ય કારણતા છે. સમ્યગ્ દર્શન સમ્યગ્ જ્ઞાનને છે, તદ્વત્.

૧૦ કોઈ પ્રભુની પૂજામાં દ્રવ્યહિંસા દેખી ભય પામે તેને કહેવુ જે સૂત્રમાં પરજીવની દયાનું ફલ શાતાવેદની બાંધે કહ્યું છે, અને આપણો આત્મા જ્ઞાનાદિ ગુણે જોડીએ તો ભાવદયા થાય તે મોક્ષ હેતુ છે. વિષય કષાયના અર્થિને હિંસા છે પરંતુ જીન ગુણ બહુ માન કરનાર તણા જીન પૂજામાં પુષ્પાદિકની હિંસાનું કારણ નથી. આત્મ ગુણ નિર્મલતાનું કારણ છે.

૧૧ અનાદિ મિથ્યાત્વ અસંજમ કષાય યોગ હેતુ પરિણતી ગૃહિત કર્મ વિપાક કવાથ માનવિ સંસ્થુલાત્મ શક્તિમંતને અને કાંત શુદ્ધાત્મ સ્વરૂપનું શ્રવણ કરવું દુર્લભ છે, તે જીવ શ્રી જીન સેવનાથી જીન સ્વરૂપ ઓળખી નિજ સ્વરૂપ જાણી નિર્વિકલ્પ સમાધિ ભજી શુદ્ધાત્મ પૂર્ણતા પામે માટે અરિહંત સેવન તેહીજ સંસાર મહા સમુદ્ર મોહાવર્ત અજ્ઞાનાંધકાર મિથ્યાત્વ કર્દમ મગ્ન જીવને નિસ્તાર પાર કરવાનો પુષ્ટ ઉપાય છે, દીવટ જેમ દીવાને પામ્યાથી દીપકરૂપ થાય છે, તેમજ આત્મા અરીહંત પરમાત્માને પામી તેની ઉપાસનાથી અર્હત્રૂપ થાય છે. ઊકતં ચ.

वीतरागो यतो ध्यायन् । वीतरागो भवेत् भवि ॥
ईलिकाभमरी भीता । ध्यायंती भमरी यथा ॥ ई०

૧૨ દ્રવ્યપૂજા સંવર છે શાથી જે ભાવપૂજાનું કારણ છે. એ જીનની ભાવપૂજા કરવી તે પોતાના આત્માનીજ પૂજા કરવી છે તે ભાવપૂજા કહે છે. પ્રભુતાનો નિર્ધાર, ભાસનનું આસ્વાદન ને આનંદતાએ મગ્ન રહેવું વસ્તુ ધર્મ મધ્યે તન્મઇને તેના આસ્વાદને અનુભવે પુષ્ટ રહે તે ભાવભક્તિ છે, વંદન નમનાદિક તે જોગભક્તિ છે. પ્રભુ ઉપર ઇષ્ટતા તે રાગભક્તિ જાણવી. એમ જેણે પોતાની મૂલ પરણતી પ્રભુતાથી મેળવી છે તે શુદ્ધ ભાવપૂજા જાણવી, એથી આત્મગુણ વૃદ્ધિ પામે છે, એહીજ સિદ્ધતાનું કારણ છે, માટે વિધિ સહિત વીતરાગની પૂજા નિરભીલાષે તત્વ સાધ્યતાએ કરો એહીજ ઉત્તમ ઉપાય છે.

૧૩ વિમલજીનની નિર્મલતા સમકિતી જીવને શ્રદ્ધાગોચર છે. પૂર્વધરને પરોક્ષ ભાસન ગોચર છે. કેવલીને પ્રતક્ષ છે. એ પ્રભુનુ શુદ્ધ સ્વરૂપ ચિંતવતાં ધ્યાન કરતાં પોતાનુ સ્વરૂપ નીપજે. ઇતિ આશ્ચર્ય.

૧૪ જીન પડીમા દેખી બહુ માન કરે, અરિહંતના કેવલ જ્ઞાનાદિગુણ જે અનંત ચતુષ્ટય તેહના ભાસન ઉપયોગ યુક્ત જે જીવ સેવે તેને સસારનો ભય નથી. અર્થાત્ પ્રભુની ભક્તિ બહુ માનજે હું મોહે મગ્ન ને એ જીન મુદ્રાનો યોગ બન્યો એ ઘણીજ મોહોટી વાત થઈ એમ દ્રવ્યભાવથી કરે તે સંસાર ભ્રમણ ન કરે. क्कोविन मुक्काहरो इतिवचनात् ॥

૧૫ શ્રી ધર્મનાથનો ધર્મ છે તેવોજ માહરા આત્માનો ધર્મ છે એમ પોતાનો આત્મા ભાવીએ સિદ્ધ અને સંસારી જીવ તુલ્ય ગણ્યા છે, સબબ, તે સ્વરૂપ શ્રી ધર્મનાથ સમાન વિચારવુ એજ તત્વાલંબી થવાનો માર્ગ છે. વળી

વેચણ કરે છે. એ સંસારે મુજને ગ્રાસ કરી લીધો છે માટે હે દેવ તુમે મુક્ત હું બદ્ધ તુમે અકર્મ હું સકર્મા તમે સ્વરૂપ ભોગી હું પુદ્ગલ ભોગી એમ અશુદ્ધ કર્તાપણું મે કર્યું તેથી સ્વગુણ આવરીને પુદ્ગલનો ગ્રાહક થયો તેથી હું પુદ્ગલ ભોગી થવાથી માહરે તાહરે અંતર પડી ગયો તેથી હું સંસારીછુ અને તમે સિદ્ધ ધ્યેયછો ઈ.

૧૬ સિદ્ધાંતમાં અરિહંત તથા તેમની પડીમા બેહુને વાંદવાનુ ફલ સરખું કહ્યું છે માટે નિમિત્તપણે બેહુ સમાન છે, ભાવનિક્ષેપાના કારણ ભૂત ત્રણ નિક્ષેપા છે તેમાં પણ નામ સ્થાપના બેહુ ઉપગારી છે જેમ સમોસરણે સ્થિત પ્રભુનું નામ આકાર સર્વ જીવોને ઉપગારી થાય છે. વિશેષ નિમિત્તાવલંબીરૂપી ગ્રાહકને જીનપાપના પુષ્ટનિમિત્ત છે. યદ્યપિ ભાવનિક્ષેપો શ્રેષ્ટ છે તો પણ ભાવવંદકનો સફલ છે. એટલે આપણો ભાવ અરિહંતાવલંબી થાય તોજ મોક્ષ લહીએ, માત્ર જો ભાવા નિક્ષેપાથી તરીએ તો સર્વ જીવો મુક્ત થવા જોઇએ પણ તેમ નથી. અર્થાત્ ચાર નિક્ષેપા વંદકના શુદ્ધભાવથી સફલ છે. ઇત્યર્થ.

૧૭ પ્રથમ માર્ગાનુસારીને સમકિતને સાધે સમકિત વિરતિને સાધે વિરતી શુક્લ ધ્યાનને સાધે સુકલધ્યાની ક્ષાયક ગુણને સાધે ક્ષાયકગુણી સિદ્ધને સાધે, એમ સાધકનો ક્રમ કુંથુંજીન દેશનામાં કહ્યું વચનમાં ગૌણતા મુખ્યતા છે કેમકે વચનનો ધર્મક્રમ પ્રવર્તન છે જેથી એક કહ્યા પછી બીજો કહેવાય, પરંતુ જ્ઞાનમાં તો સર્વભાવ તે સમયેજ જાણે તેથી વચનમાં છે પણ જ્ઞાનમાં ગૌણતા મુખ્યતા નથી, અનંત જ્ઞાનાદિ પૂર્ણાનંદના રૂપ જે માહરો સત્તાગત સ્યાદવાદોપયોગે ગ્રહ્યો તેની રૂચીપી પાસા કરીને ઉદાસીપણુ જે એ સંસારી ભાવ વિભાવોપાધિ માહરે અઘટીત છે તે કેવારે તજુ એમ વિષભક્ષણ તપ્તલોહ પદધૃતિ સમાન જાણીને મોક્ષાભિલાખી કેવલ જ્ઞાનાનંદને અભિલાખે હે પ્રભુ તારક મુજને તાર તાર ભવભ્રમણથી ઉગાર હવે આ સંસારીક દુઃખ મુજને ખમાતું નથી. જે માહરો અનંતો સ્વાધિન આનંદ તે પરાધિન થયો, અને હું પુદ્ગલ ગ્રાહી થયો, તત્વભોગીછુ પણ તત્વને જાણી સકતો નથી, ઉદયક ભાવરૂપ અશુદ્ધ પર્યાયની શ્રેણિમાં પડી રહ્યોછું. વળી હે નાથ તાહરે શરણે આવ્યોછુ માટે મુજને માહરો અસ્તિ સ્વભાવ પ્રગટે એહવો આત્માનો હીત સમકિત દર્શન યુક્ત ચારિત્રનો પ્રસાદ કર એહવે હું જેવારે માગીસ તેહીજદીન ધન્ય માનીસ એહવો મનોરથ કરવો. એજ સિદ્ધિનુ પરમ સાધન છે.

૧૮ એકલો કર્તાકારણની સામગ્રી મળ્યાવિના કાર્ય કરી શકે નહી. જેમ કર્તા કુંભાર, મૃતિકારૂપ ઉપાદાન કારણ, ચક્ર દંડાદિક નિમિત કારણ મલ્યાથી ઘટરૂપ કાર્ય શીઘ્ર કરે તેમજ ઈહાં નિમિત કારણ પુષ્ટહેતુ અરનાથ પ્રભુના કેવલજ્ઞાનાદિ ગુણ તેથી આપણો આત્મા જોડીએ વળી રીઝ જે મમતા ભક્તિ જે સેવા બહુ માનજે આદર, ભોગ જે આસ્વાદનધ્યાન જે ચિત્તની એકાગ્રતા પ્રભુ સાથે કરીને એકત્વપણે તન્મયપણે મળીએ મહોટાને ખોલે બેઠા તેને શી ચિંતા

છે. નિઃકર્માદેવને જેણે આદર્યા તેને મોહનું શું જોર છે, સંસારની શી બીક છે. તેના ધ્યાનથી કાર્યસિદ્ધ થશેજ, ગ્રાહક જે કાર્યનો કર્તા વિધિ સહિત પુદગલ આસંસા સહિત આશાતના ટાળી જીનગુણની ઓલખાણ કરી સેવા ભક્તિ કરે તો પ્રભુ મોક્ષના નિમિત કારણ થાય છે માટે સત્ય કારણ ગ્રહણથી કાર્યનિસ્પન થાય છે. યથા કુંભકાર ચક્રને ફેરવે તો માટીના પીંડને ઘટપણે પમાડે.

૧૯ મલ્લિજી પ્રસાદથી શ્રી ધર્મ અવલંબવાની ભાવના કરે છે. અહંઆત્મ જ્ઞાનાદિ અનંતગુણ પર્યાયરૂપ અનંત સ્વધર્મઈ નિશ્ચયનયથી શુદ્ધ છું. યદ્યપિ અનાદિ પ્રભાવમાં લુબ્ધ સ્વભાવ ભ્રષ્ટ થકો અશુદ્ધ થયો તો પણ સ્વજાતીથી મૂલ ધર્મે અનંતજ્ઞાનાદિ ગુણ મય શુદ્ધતિ કલંક નિરામય નિઃસંગ સર્વે મમકાર પરભાવ પણાથી રહિતછું એહવા ભા‥ન રમણ પરિણમનરૂપ એ આત્મા રહ્યો થકો સર્વ પરોપાધિને ક્ષય કરીને સ્વશુદ્ધ સ્વરૂપને ગ્રહીને સર્વ પરભાવ ભેદ કરી નિર્મલાનંદ નિપજાવે.

૨૦ પ્રભુજી મોક્ષના નિમિત કારણ છે પરંતુ જેમ કુંભકાર ચક્ર ફેરવે તો માટીના પીંડને ઘટપણે પમાડે અને ન ફેરવે તો ન પમાડે તેમજ જેમ આગમમાં કહ્યું છે તેમ વિધિએ આશાતના ટાલી પુદગલાસંસાર હિત કેવલ જ્ઞાનાદિ ગુણની ઓલખાણ સહિત જો સેવે તો પ્રભુજી મોક્ષનુ નિમિત કારણ થાય છે પણ અવિધિએ સેવે તો નહી. માટે ગ્રાહક જે કર્તા એ પૂર્વોક્ત રીતીએ જીનની ભક્તિ કરવી એજ અવિનાશી પદનું પુષ્ટ સાધન છે, કર્તા, ૧ કાર્ય, ૨ કરણ, ૩ સંપ્રદાન, ૪ અપાદાન, ૫ અધિકારણ, ૬ એ છ કારક હરેક કાર્ય નિપજાવવાનાં કારણ છે માટે સિદ્ધિરૂપ કાર્ય કરતાં પણ એ છ કારક સર્વે હોય.

૨૧ પ્રભુનુ દર્શન દુઃપ્રાપ્ય છે, દુર્લભ છે, સંસાર ચક્રમાં મુઝીત જીવ સ્વતત્વથી રહિત હીન રંકને જીન સેવા ક્યાંથી મળે.

यदुक्तं ॥ इवतं चकितं । सुरमणि कप्प वुगस्स कोडीणं ॥

लाभो सुलहोदु लहो । दंशणो तित्थे नाहस्स ॥

ભાવાર્થઃ—ઇંદ્રપણુ, ચક્રિપણુ, સૂરમણી, કલ્પવૃક્ષની પ્રાપ્તિ સુલભ છે, પણ તીર્થંકરનુ દર્શન થવું દુસ્કર છે.

૨૨ પુદગલ દ્રવ્ય સાથે ચિરકાલનો પરિચય છે તેને ગ્રહવાથી આત્માને નવાં કર્મ બંધાય તેથી કલંક સહિત આત્મા થાય, અને બાધંકતા પરકર્તૃતા સ્વગુણ રોધકતા વૃદ્ધિ પામે જે માટે પુદગલને લેતાં અનંતો કાલ થયો પણ આત્મહિત થયુ નહી. બાહ્ય ભીડ વધે માટે ઉત્તમ જીવ પુદગલ ગ્રહે નહી, એના ગ્રાહક જીવ અનંતાનિગોદમાં પડયા છે માટે વીતરાગ દેવ અનંત જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય છે. અવર્ણાદિ અયોગિતારૂપ પોતાનું પ્રભુત્વ, વિભુત્વ, ભેદત્વ, અભેદત્વ, કારણત્વ, કાર્યત્વ, નિયતત્વ, અનિયતત્વ, અખંડત્વ, અલીસત્વાદિ તે ઉત્સર્ગ આત્મ સમાધિરૂપ સર્વ શક્તિ પ્રગટ કરી નિરાવર્ણ આત્મધર્મને આસ્વાદે એહવા જીનેશ્વરનું નિમિત્ત ગ્રહી હે આત્મા એહીજ સુખનું આસ્વાદન

કર. વંદન નમનાદિક તે દ્રવ્યસેવન છે અને ગુરૂનું બહુ માન કરવું તે ભાવસેવન ભક્તિ છે.

૨૩ ઉપસમ રસ ભરી સર્વને કલ્યાણની કરનારી એહવી પ્રભુની મુદ્રા બેઠી તે નિમિત્ત કારણ છે ઉપાદાન કારણ તે આત્મ ઉપયોગ પ્રમુખ અધ્યવસાય જીનં ગુણ ભાસન જે જાણપણાનું રાગ હર્ષયુક્ત જો પ્રભુની પ્રભુતા ઇષ્ટ લાગે છે તો કર્તા જે જીવ તે મોક્ષરૂપ કાર્ય સાધી શકશે એમ ભાવના કરવી એ હર્ષનું વચન છે.

૨૪ કોઇ અવસરે જીનાગમ અભ્યાસે કરીને સંસાર ભ્રમણ જ્ઞાનાવરણાદિ આવર્ણે આવૃત પોતાની અનંત આત્મશક્ત જાણીને પોતાની સાધકતા અણ દેખતો પરમ નિર્યામક સમાન શ્રીવીરના ચરણનું સરણ નિરધારી પ્રાર્થના સહિત વિનંતી કરે છે જે હે નાથ તાર તાર, યદ્યપિ રાગ દ્વેષ અસંજમાદિ દુષણે ભર્યો છું તો પણ તાહરો છુ માટે હે દયાનિધિ હું રંક દુખિત તત્વ સુન્ય જ્ઞાનહીન સાધક રહિત માર્ગ વિરાધક ભાવ દરીદ્રી એહવા મુજ ઉપર દયા કર. યદ્યપિ પ્રભુ તો દયાલુ છે તો પણ અર્થિનું કહવુ એમજ હોય ઉપચારે પ્રભુને કર્તા કહીએ પરંતુ રાગદ્વેષ રહિતને શું કરવુ છે પણ પ્રભુને આલંબન જે આશ્રયથી તરીએ, કારણે કાર્યોપચાર સત્ય છે ભક્તિરૂપ આકર્ષણ શક્તિ લોહ ચુમ્બનવત્ પરમાત્મા સાથે આત્મભાવ તદ્રૂપ મલવાથી ફલી ભૂત થાય છે. વલી હે નાથ આવસ્યક કરણીબાદે વિષગરલ, અન્યો અન્ય અનુષ્ટાનથી ભાવ ધર્મવિના ઉપચારે અંગીકાર કર્યું વલી જ્ઞાના વરણીય કર્મના ક્ષયો પશમયોગે સાસ્ત્રાભ્યાસ પણ કર્યો યથાર્થ અર્થ પણ જાણ્યા, પરંતુ અધ્યાત્મ ભાવના અને સ્પર્શ જ્ઞાનાનું ભવવિના શ્રુતાભ્યાસ કીધો શુદ્ધ યથાર્થ સ્યાદવાદો પેત ભાવધર્મ તે વિના શેષભાવ ધર્મની રૂચીને પ્રવર્તન દાનદયાદિક કરીએ તે સર્વે કારણ સમજવાં, પરંતુ મૂલ ધર્મ નહી, ધર્મ તે વસ્તુની સત્તા આત્માને વિષે સ્વરૂપપણે પરિણામીકતાએ રહ્યો છે તે માંહે જે પ્રગટયો તે ધર્મ એહવી શુદ્ધ પ્રતિત તથા આત્મસ્વરૂપ પ્રગટ કરવા રૂચી કરવી શ્રી વીતરાગ તેપર કાર્યના અકર્તા છે. પરભાવના અભોગી છે લીલા લાલચ રહિત છે કેમકે ઇચ્છા લાલચતો સુખની ઉણતાએ થાય છે. પણ તે તો પૂર્ણ સુખી છે તેના દર્શનથી જો આત્મા શુદ્ધ નહી થાય તો જાણીએ જે વસ્તુ જીવદલ અયોગ્ય છે. વા ઉદ્યમની ખામી છે. પરંતુ સ્યાદવાદ જ્ઞાને સાધકતા પ્રગટે અને સાધકતાથી સિદ્ધતા પ્રગટે એહીજસાર પદ્ધતી છે. એ તાવતા.

स्वामी गुण ओलखी स्वामीने जे भजे । दर्शन शुद्धता ते इयामे ॥
ज्ञान चारित्र तप वीर्य उल्लासथी । कर्म जीपी वसेमुक्ति धामे ॥

ઇતિ સુગમાર્થ એમ શ્રી દેવચંદ્રજી ગણી કૃત ચોવિસીમાંથી કાંઇક ભાવ આત્માર્થિ જીવોને ઉપગાર અરથે લખ્યો છે.

પ્રઃ—૨૩૦ નવ રસનું સ્વરૂપ દ્રવ્યભાવથી સમજાવો.

ઊ૦—૧ શૃંગારરસ—દ્રવ્યથી શોભામાં છે, ભાવથી જ્ઞાનાદિ ગુણે આત્મા વિભૂષિત દેખીએ તે.

૨ વીરરસ—દ્રવ્યથી પુરૂષાર્થમાં છે, ભાવથી આત્માને વિષે નિર્જરા પ્રમુખ ઉદ્યમ દેખીએ તે.

૩ કરૂણારસ—દ્રવ્યથી કોમલપણામાં, ભાવથી આત્માને ઉપશમ રસમાં દેખીએ તે.

૪ હાસ્યરસ—દ્રવ્યથી આણંદમાં છે, ભાવથી અનુભવમાં ઉત્સાહ સુખ ઉપજે છે તે.

૫ રૂદ્રરસ—દ્રવ્યથી રૂંડમુંડમાં, ભાવથી બલવંત આઠ કર્મના પ્રદેસી દલને દલન કરે તે આત્મા.

૬ બીભત્સરસ—દ્રવ્યથી ગીલાનપણામાં, ભાવથી પુદ્દગલનું સ્વરૂપ વિચારીએ તે.

૭ ભયરસ—દ્રવ્યથી ચિંતામાં, ભાવથી દુઃખ દશામાં પડયો થકો આત્મા-સ્વરૂપ ન જાણે તે.

૮ અદ્દભૂતરસ—દ્રવ્યથી અથાહતામાં, ભાવથી અનંત વીર્યનું ચિંતન કરનાર આત્મા તે.

૯ શાંતરસ—દ્રવ્યથી માયાની અરૂચીમાં ભાવથી રાગ દ્વેષ નિવારી વૈરાગ્ય ધારે તે વારે આત્મા શાંત રસમય છે. એ નવરસ ભવરૂપ છે અને ભાવરૂપ પણ છે તે દ્રષ્ટિમાં રહ્યા છે ઈહાં ભાવરસના વિલાસનો પ્રકાશ સુબુદ્ધિથી પ્રગટ થાય છે.

પ્રઃ૦—૨૩૧ સાત વ્યસન દ્રવ્યભાવથી સમજાવો.

ઉ—૧ જુગાર, ૨ માંસભક્ષણ, ૩ સુરાપાન, ૪ વેસ્યા ભોગ, ૫ આહેડી, ૬ ચોરી, ૭ પરસ્ત્રી સેવન એ દ્રવ્યથી સાત વ્યસન કહીએ હવે ભાવથી સાત વ્યસન કહે છે.

૧ શુભાશુભ કર્મના ઉદયથી જીત હાર્ય માનીએ એજ જુગાર છે.

૨ દેહ ઉપર મગનતા રહે એજ માંસ ભક્ષણ છે.

૩ મોહ કર્મથી મુર્છિત થવું તેજ સુરાપાન છે.

૪ કુબુદ્ધીની રીતે ચાલવું તેજ વેશ્યા રસનું ચાખવું છે.

૫ નિર્દય પ્રણામથી પ્રાણઘાત કરવો એજ સીકાર ખેલવો છે.

૬ પર જે પુદ્દગલાદિક તેની બુદ્ધિને પરખી તેજ પરસ્ત્રી ગમ છે.

પારકી સામગ્રી ઉપર પ્રીતિ રાખી પ્યાર મેળવવા ચાહના રાખે તેજ ચોરી છે. એ સાત વ્યસનના ત્યાગીને મોક્ષસાધક કહીએ.

પ્રઃ—૨૧૨ આત્મ બોધહિત શિક્ષા સ્વરૂપ કથ કરો.

ઉઃ—હે ચેતન સંધ્યારંગ સમાન જલ પરપોટા સરખો ડાભ અણી જલબીંદુવત્ કુંજર કાનના પેરે ચપલ નદી પુરવત્, જલ પ્રતિબીંબે ઇંદુવત્ વાદલ છાંહ પતંગરંગ સમાન, પંખી મેલાવત્ નિશ સ્વપ્નવત્ કાચના કુંપ સમાન અથીર એહવું જે આયુ યૌવન સ્ત્રી ધનાદિ સંપદા છે, જેના પાછલ કાલરૂપ આહેડી બાંણ તાંણી દોડાદોડ કરી રહ્યો છે જેણે સાગરોપમના આયુવાલાને પણ સ્થિતિબંધ પુરો થવાથી ગ્રાસ કર્યા છે તો હે ભદ્ર તાહરા પરિમિત આયુનો સ્યો ભરૂસો ધારે છે જેમ ઘટમાં ભરેલુ જલ તે બીંદુ બીંદુ કાઢતાં ખાલી થઇ જાય છે વલી, માટમા ભરેલું અનાજને એકેક કણ કાઢતાં ખાલી થઈ જાય છે દ્રવ્યનો ઢગલો દમડી દમડી આપતાં કાળાંતરે ક્ષય પામે છે તેમ આયુષ્યમાન સમય સમય જતાં સર્વથા નાશ પામે છે. સુલીના અવસરે મનુષ્ય જેમ જેમ તેના સનમુખ જાય છે તેમ તેમ મૃત્યુ નજીક આવી જાય છે તેમ હે ચેતન તાહરાં જેમ જેમ વરસ જાય છે તેમ તેમ તાહરૂ મૃત્યુ નજીક આવી જાય છે. માટે બુઝ બુઝ અશરણ સરણ તરણ ભવદુઃખ હરણ પરમ સુખકરણ ચરણ અંગીકાર કર. કેમકે આ જીવે અનંતા શરીર કર્યા અનંતા પુદગલ દ્રવ્ય ભક્ષણ કર્યા ઘણા દ્વીપ પર્વતના ઢગલા પ્રમાણે ખાધુ સર્વ સમુદ્રથી અનંતગણું પાણી પીધુ ઘણી માતાઓનાં દુધ સમુદ્રથી પણ અધિક પીધાં સ્રીયાદિકનાં ભોગ અનંતીવાર અનંતકાલ સુધી કર્યા પણ વિષય તૃષ્ણા મટતી નથી. હા ધિત એહ વિષય સુખ કેવું છે જેમ વંધ્યાને સ્વપ્નદષ્ટ પુત્ર પ્રસવ થયો ફેર જાગ્રત થઇ જુએ તો કાંઈ નહી માટે શ્રી જીનપ્રણિત ધર્મ, સ્વરૂપાનુયાયી થઇ વીર્યોલ્લાસ વડે ગ્રહણ કર. એમ હરી બલમછીના રાસમાં કહ્યું છે. કેમકે આ પુદગલ સબલ ધુર્ત છે જે માટે સબંધ છુટે ભાગી જાય છે જેમ કોઇનું ઘર બે ચાર વરસની અવધ જે મર્યાદા કરી ભાડે રાખ્યું છે તેને ચુંનો રંગ લોઢા લાકડાથી ઠઠાર મઠાર કરી સુધારવું એ કેવી મૂર્ખતા છે કેમકે મર્જાદ પૂર્ણ થએ છોડવાનુ છે તો તે ઘરને ખુબ વાપરવું, ભોગવવું, વસ્તુ ભરવી ઇત્યાદિ ઉપયોગમાં લેવુ તેજ સલફ છે. દ્રષ્ટાંત=પુદગલ રૂપ જે પરઘરમાં રહેવાવાલો જે પુરૂષરૂપ જીવ તેને રસ સ્વાદીષ્ટ વસ્તુથી ઉદર પોષરૂપ પરઘર સમારવું, તે જુક્ત નહી કારણ કે સબધે ભેગુ થાય છે અને સ્થિતિ પાકે વિખરી જાય છે એહવા પુદગલને વિષે તપ જપ રૂપ કોરીયાણુ ભરી ભોગવવુ એજ સફલ છે, ગધેડા ઉપર હીરા મોતી કસ્તુરીની ગુણ ચઢાવી ત્યારે તે જાણે એ મારૂં છે, પણ તે તેનુ નથી. તેમજ પરવસ્તુને વિષે મારાપણું માને તે ગધેડા સમાન જાણવા. વલી વૈરાગ્ય રત્નાકરે. સંસારંમિ અસારે અર્થાત્ જે આત્મભાવમાં વર્તવું તેજ સાર છે અને પરભાવ અને પુદગલીક ભાવમાં વર્તવું તે અસાર છે જે કારણ માટે કલ્પનાથી માનીલો પોતાનો દેહ સ્ત્રી પુત્રાદિ સાર પદાર્થ પણ તે શરીરમાં જો આત્મા ન હોય તો તે સર્વે અસાર થઈ પડે જેમ જેમ સમુદ્ર

સમીપે હુકડા જઇએ તેમ તેમ ઠંડી હવા વધારે જણાય તેમ જેમ જેમ આત્મગુણ સમીપ જઇએ તેમ તેમ વધારે સુખ શાંતી થાય માટે સંસાર ઉપાધિ છોડી સ્વરૂપાનુયાયી થવું એજ સાર છે.

જેમ મનુષ્યના રહેવાથી ઘર શોભે છે તેમ જીવના ચૈતન્યપણાથી પુદ્ગલ શોભે છે. અનાદિનો સહચારીપણે રહેલો ખીરનીરના પેરે જડ ચેતન તેને સ્વભાવીક જીવથી જુદુ કરનાર અનુભવ જ્ઞાનરૂપ હંસપક્ષી છે તે માટે આત્મદર્શી જીવોએ સ્વભાવ રમણ કરવું. અને પુદ્ગલ પાસેથી તપજપરૂપ પોતાનું કામ કાઢી લેવું એજ સાર છે. અર્થાત્ વિષયાભિલાષપણાના અનાદિકાળની વાસના છોડી પોતાના સહજ સ્વરૂપની ખોજ કરવી ઠીકરી માટે કામકુંભભાંજવો, રાખને માટે ચંદન બાળવુ. તેમ પુદ્ગલ સુખ માટે આત્મીક સુખ હારવું.

શિષ્ય—આ જીવને વિષયની વારવાર વાંછાનો પ્રેરક કોણ છે.

ગુરૂ—પૂર્વ કર્મ અનુસારે અને અનાદિના અભ્યાસથી ઇંદ્રીયોના વિષયની ત્રશ્ના ઉપશમ ભાવ પામતી નથી કેમકે આહાર સંજ્ઞા ભયસંજ્ઞા મિથુન સંજ્ઞા પરિગ્રહ સંજ્ઞા એ ચાર સંજ્ઞા એકેંદ્રીયાદિ સર્વ જીવોને છે તો પછે મનુષ્યની વિશેષતાનું શું કહેવું. જાણતા છતા પણ પુદ્ગલ ભાવમાં લીન થઇ ગયા છે માટે કર્મની વિચિત્ર ગતી છે. વૃદ્ધાવસ્થામાં પણ આસા ત્રશ્ના મટતી નથી. કહ્યું છે કે;—

> गलितं अंगं पलितं मुंडं । दसन विहिनं जातं तुंडं ॥
>
> वृद्धो याति गृहित्वा दंडं । तदपी न मुंच त्याशापिंडं ॥ १ ॥

ભાવાર્થઃ—અંગ ગલી ગયુ છે, મસ્તકે પલી આવ્યાં છે, મુખમાંથી દાંત પડી ગયા છે, ડંડ પકડી ચાલે છે એહવી વૃદ્ધાવસ્થામાં પણ ત્રશ્ના મુકાતી નથી. હા ઇતિ ખેદે વલી આ સંસાર અનેક દુઃખનું ભાજન છે તે કહે છે.

> दुःखं स्त्रीकुक्षिमध्ये प्रथम मिहभवे । गर्भवासे नराणां ॥
>
> बालत्वे चापि दुःखं मल लुलित तनुःस्त्रि पयः पान मिश्रं ॥
>
> तारुण्येचापि दुःखं भवति विरहजं वृद्ध भावेण्यसारः ॥
>
> संसारे मर्णमुक्त्वा वदतयदि सुखं स्वल्प मप्यस्ति किंचित् ॥ १ ॥

એમ વૈરાગ્યવાસીત મન થકો એહવા ભોગથી પ્રાણીને કદી ત્રશા થતી નથી એમ સમજી ભાવ શ્રાવ. પૃથ્વિ ચંદ્રવત્ દાક્ષણતાથી ભોગમાં પ્રવર્ત અને બાલધૂલિ ઘરલીલા સરખી ભવચેષ્ટા ભાસે વલી. દુહો.

> मनदारु तननालि करी । ध्यानानल सलगाय ॥
>
> कर्म कटक भेदन भणी । गोला सेन चलाय ॥ १

એમ મનમાં અહોનીશશુભ લેસ્યારૂપ ભલા ધ્યાનમાં લીન રહે એમ"
સવૈયા બાત્રીસા.

मोरकी ध्यान लगी घनघोरसे दोरसे ध्यान लगी नटकी।
दीपकी ध्यानपतंग लगी पनिहारकी ध्यान लगी घटकी ॥
चंदकी ध्यान चकोर लगी चकवानकी ध्यानदीन सटकी ॥
मीनमनोजल ध्यान सुसागर पंथ प्रविन रहे अटकी ॥ १ ॥

હવે ચાર શ્લોક વડે સંસારનુ અસારપણુ દર્શાવે છે.

जन्म दुःखं जरा दुःखं । मृत्यु दुःखं पुनःपुनः ॥
संसार सागरे दुःखं । तस्मात् जाग्रत जाग्रत ॥ १ ॥
काम क्रोध स्तथा लोभेदे हे तिष्टंति तस्करा ॥
ज्ञानखड्ग प्रहारिण । स्तस्मात् जाग्रत जाग्रत ॥ २ ॥
मातानास्तीपतानास्ति । नास्तिभार्यासहोदस ॥
अर्थोनास्ति गृहंनास्ति । तस्मात् जाग्रत जाग्रत ॥ ३ ॥
आशया वद्धते लोकःकर्मणा बहु चिंतया ॥
आयुक्षयन जानाति । तस्मात् जाग्रत जाग्रत ॥ ४ ॥

ઇતિ શુગમાર્થ હવે આત્માને વિશેષે બોધ કરે છે.

હે ચેતન જે ગુણ આતમ દ્રવ્યમાં છે તે બીજા દ્રવ્યમાં નથી તો તેને વિષે તું મારા પણુ કેમ માને છે. માટે સ્વરૂપ વિલાસ કર.

શિષ્ય—વિભાવતજી સ્વભાવ સન્મુખ થવું એજ સાર છે એમ જાણીતા છતાં તે બનતું નથી તેનું કારણ શું ?

ગુરૂ—સંસાર ઉપાધિ રૂપ કુડાં આલંબનની પ્રબલતાથી નિજ સ્વરૂપ રમણ થતું નથી એટલે સંસારીક કાર્યના અનેક પ્રકારના વિકલ્પના તુરંગના ફિંફાલાધ્યાનના અવસરે ઝંકાલે છે માટે શુધ્ધ નિમિત શ્રી વીતરાગથી પૂર્ણ પ્રીતી જોડવી જેથી અનાદિ વિભાવ દશા છુટી અને સ્વભાવ સન્મુખ ધ્યાનની લહેર ચડસે. ફેર તે ધ્યાનથી ચલ્યા પછે પણ કેટલોક વખત તે આણંદમાં રહે સે. જેમ નાટક જોનારને તાપ તાઢ ઉજાગરાથી તથા વ્યાપારીને લાભની મજુરી યા લગ્ન કામનો થાક, આભુષણને ભાર મોહ ગર્ભિત માણસને જણાતો નથી તેમ ધ્યાનથી પુદ્દગલીક દુઃખ સહેજે વેદાય છે. એટલે જણાતું નથી સામી જે ધ્યાન વસ્તુ જુદી છે માટે.

૧ દ્રવ્યથી આત્મા ગુણ પર્યાય યુક્ત અવિનાશી એક પદાર્થ છે જે વિનાશી દ્રવ્ય છે તે ઉપચારીત દ્રવ્ય છે.

૨ ક્ષેત્રથી લોક પ્રમાણ અસંખ્યાત પ્રદેશમય છે. કંથુઆમાં અને હાથીમાં તેટલી કાયાના ક્ષેત્ર પ્રમાણે પ્રદેશ હોય છે, ।

૩ કાલથી અનાદિ અનંત છે, એટલે અનાદિ કાલનો આત્મા છે અને તેનો અંત થવાનો નથી.

૪ ભાવથી અનંત ચતુષ્ટય ગુણ અગમ અગોચર અવિનાશી આદિ અનંત ગુણી છે એમ જાણી શરીર ધન કુટંબ ઉપર મારાપણું ધરવું તે અયુક્ત છે કેમકે એ પુદગલનુ અને ચેતનનું સ્વરૂપ ભીન છે માટે જડ ભાવથી ન્યારા થવું કેમકે પુદગલ વિનાશી છે અને ચેતન અવિનાશી છે, એમ વિચારો સુખ દુઃખ સમાન ગણવું, વળી સાત નયથી બાહ્ય અંતર પ્રવૃત્તિનું જ્ઞાન થાય છે નવ તત્વથી છાંડવા આદરવા જાણવા આદે પદાર્થનું સ્વરૂપ વિચારે. આઠ કર્મથી સત્તાબંધ ઉદય ઉદીરણાનું સ્વરૂપ વિચારે દ્રવાણુયોગથી આત્માનુ સ્વરૂપ વિચારે. ઉદઇક, પ્રણામીક, ઉપશમ, ક્ષાયક, ક્ષયોપશમ ભાવવિચારે, મુનિપણાની ભાવના, અલ્પા બહુત્વ, સમભાવની ભાવના કરે, અને મારૂ મેં કર્યું. મે આપ્યુ, મને સુખ દુઃખ થાય છે, મારૂ ગયું ઈત્યાદિ અહં મમ વિકલ્પ પરભાવઃપરણતી રૂપ જડ ચેતનની વેચણ કરે જે એ ઉદારીક શરીર માહરૂ નથી. તો તેના સુખ દુઃખને મારૂ કેમ મનાય એટલે સ્ત્રી આદિના ભોગમાં મગ્નપણ માનવુ એ કેવી અજ્ઞાન દશા છે, પૂર્વનો અભ્યાસ છે, કર્મનો સ્વભાવ છે તેથી છુટે નહી, પરંતુ પૂર્વ પુરૂષોનાં ચરિત્ર સંભાળો જડ સંગની વાસના તજવી અને આત્મ પરણતી ભજવી શ્રેષ્ટ છે. વ્યાપારાદિકમાં ઠગાઈ હિંશા ચોરી અસત્ય, ધર ધરણીમાં આનંદીત થાય છે પણ તે સર્વે ચેતના સ્વભાવથી ભીંન છે જેમકે પરઘર બળતુ હોય તેની આપણે સી ચિંતા છે, તેમ પુદગલને દુઃખ થવાથી ચેતનને શું હરકત છે, એમ આત્મજ્ઞાનથી પુદગલ ભાવ ન્યારો જાણ્યો છતાં પણ સ્પર્શ જ્ઞાન થયા વિના તે ભાવ ખપતો નથી, જેમ જેમ આશ્રવનું તજવું થસે તેમ તેમ ઉપાધિથી છુટાસે સાંમાયક જ્ઞાનાભ્યાસ વિરતી પણા રૂપ ધર્મ કરણી સર્વે અંસે અંસે ગુણકારી છે, ભાવના આદે કરણીમાં અંસે અંસે નિર્વિકલ્પ દશા થાય છે. પુજાદિક કામમાં વસ્તુ દ્રવ્ય ખરચી લાવે તે દ્રવ્ય ઉપરથી મુરછા ઉતરે છે તે નિર્વિ૦ સંસાર ઉપરથી જેટલો રાગ ઉતરીને પ્રભુ સાથે જોડાય છે તે નિર્વિ૦ દેહ પુજામાં વપરાય છે તે વખત વિષયની વાસના છુટે છે તે નિર્વિ૦ પોસહ સામાયક પ્રતિક્રમણાદિ શુભ કરણીમાં જેટલો ભાગ સ્વાત્મ દશામાં વર્તે છે અને મિથ્યાત્વાદે પુદગલ ભાવથી ખસે છે તેટલો નિર્વિકલ્પદશાનો અંસ પ્રગટ થાય છે. એટલે અનાદિના અભ્યાસથી મારાપણું માનેલુ તે વિભાવ રૂપ વિકલ્પ ખસવાથી નિર્વિ૦ જ્ઞાન ભણવું સાંભળવું ધ્યાનાદિ કરતાં જ્ઞાનાવરણાદિક કર્મનું ઘટવું તે પણ નિર્વિકલ્પ દશાના અંશ જાણવા, શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે કહ્યું છે જે.

जे जे अंसे निरुपाधिकपणु । ते ते जाणो धर्म ॥

सम्यग् दर्शन गुण ठाणा थकी । जावलहेशिवशर्म ॥ १ ॥

માટે સર્વ ગુણી તો વીતરાગ છે પરંતુ પઇસાથી રૂપેયો અધિક છે તેથી સોના. મહોર અધિક તેથી મોતી માણેક હીરા રત્ન અધિક અધિક પ્રશંસવા યોગ્ય છે માટે ચોથાથી અધિક ગુણ ઠાણવાસી જીવ અધિક ગુણી જાણવા જેની પ્રશંશા કરતાં મહા નિર્જરા થાય છે.

શિષ્ય—અધિક ગુણી જીવ કેમ ઓળખાય.

ગુરૂ—જેમની આચરણા અને આકૃતિ જોતાં સ્પષ્ટ માલમ પડે છે.

કહ્યું છે કે,—

गुण ठाणानी प्रणति जेनी नछपे भव जंजाले रहे सेलडी टांकी राखी ॥

केतो काल पराले, धन ते मुनिरारे जे चाले समभावे. ॥

એમ આત્મ સ્વરૂપ ભાવતાં મધ્યમ સ્થાન વૃતિ નિકાચીત કર્મ સીથલ થાય છે, અને અનુક્રમે નાશ પામે છે માટે રાધાવેધ સાધકની પેરે આત્મભાવમાં સ્થિર રહેવું એજ સાર છે. સમાધિશતકમાં કહ્યું છે જે વૃક્ષ જેમ પોતાને મથતાં અગ્નિ ઊપાર્જન કરે છે તેમજ આત્મા પોતે પોતાના સચ્ચિદાનંદ મય સ્વરૂપને ઊપાસતાં પરમાત્મ રૂપ થાય છે. ઇતિ ભાવ.

પ્રઃ—૨૩૩ તીર્થંકર દેવને કેવલ જ્ઞાન થયા વિના અનંત બળી કહીએ કે કેમ.

ઊઃ—તીર્થંકર ભગવાનને તો અંતરાય કર્મના ક્ષયો પશમથી પણ અનંત બળી કહીએ શ્રીમન મહાવીરનો જયારે જન્માભિષેક મેરૂ પર્વત ઉપર થયોત્યારે એક ક્રોડને સાઠ લાખ કલસના સમૂહથી સ્નાત્ર કરતાં ઇંદ્રને સંશય ઉત્પન્ન થયો. જે નાહના બાળક થકા શ્રી વીર ભગવાન એવડા અભિષેક કેમ સહન કરી શકશે, તેથી અભિષેકનો આદેશ ન દેતા હવા તે વારે પ્રભુએ અવધિ જ્ઞાને વૃતાંત જાણી અરિહંતનું અતુલ બલ જણાવવા ડાબા પગને અંગુઠે મેરૂ ચાંપ્યો તેથી મેરૂ કંપ્યો, પૃથ્વિ કંપવા લાગી પર્વત શીખર તુટવા લાગ્યાં, સમુદ્ર ચલાચલ થયો તે વારે ઇંદ્રે અવધિ જ્ઞાને પ્રભુની શક્તિ જાણી સ્તુતિ કરવા લાગ્યો.

॥ ભુજંગ પ્રયાત છંદ ॥

सुणो वीर्य बोलु विशालो विबुद्धो । नरे बार योद्ध मली एक गोधो ।

दश गोधले लखवो एक घोडो । तुरंगेण बारे मली एक पाडो ।

दशे पंच महिषो मदोन्मत्तनागो । गज पांचसे केसरी वीर्य त्यागो ॥

हरि वीससे वीर्य अष्टादेको । दश लक्ष अष्टापदे राम एको ।

भला राम युग्मे समोवासुदेवो । द्वय वासुदेवे गणि चक्री लेवो ॥
भला लक्ष चक्री समो नागसूरो । वली कोडि नागाद्रिरे इंद्र पुरो ।
अनंत सुइंद्रे मली वीर्यजेतु । टची अंगुली अग्रथी जीन ते तुं ॥ १ ॥

એમ સ્તુતિ કરી અચ્યુત ઇંદ્રે પ્રથમ અભિષેક કર્યો. પછે અનુક્રમે ઇંદ્ર તથા દેવતાઓએ અઢીસે અભિષેક કર્યો. આ પ્રકારે વિવેકી દેવનાયોની ભક્તિ કરેલી સાંભળીને પણ કુમતીનુ ધોકાય પણું જતું નથી તે કર્મોદય જાણવો ઇહાં પ્રભુનુ મહાવીર નામસ્થાથી થયું તે કહે છે.

આઠ વર્ષની ઊમરમાં શ્રી વર્ધમાન કુમર ગૌર વર્ણ સુગંધી શરીર, સાત હાથ તનુ માન, અબીહ બલવંતો, બુદ્ધિવંતો રૂપાલો, રંગીલો, રઢીઆલો, રેખાલો, મનીલો સુરવીર ઇંદ્ર સ્વરૂપી સાહસીક ઇત્યાદિ અનેક ગુણોએ સહિત કેટલાક કુમારો સાથે આંમલી પીપલાની ક્રીડાને રમત કરવા નગર બાહેર ગયા ત્યાં ખીજડી વૃક્ષે ચઢી બાલક સાથે રમવા લાગ્યા તે અવસરે ઇંદ્ર સભામાં પ્રભુના બળનુ વખાણ કરે છે તે કોઇ મિથ્યાત્વી દેવતા અણમાનતો ત્યાં આવી. કાલા સર્પનું રૂપ કરી ખીજડી વૃક્ષે વિટાઈ ગયો. તે દેખી સર્વ બાલકો નાશી ગયા, માત્ર ભગવંત નિર્ભય પણે ઊભા રહ્યા છે, સર્પે ફણાટોપ કર્યો. પ્રભુએ પકડી દુર નાખી દીધો. ફેર બાલકનું રૂપ કરી પ્રભુ સાથે રમતાં હાર્યો. પછે પ્રભુ ખભા ઊપર બેઠા. દેવના વધવા લાગો, બાહરાવવા સાત તાડ જેવડું ઊંચુ રૂપ કર્યું તે વારે પ્રભુએ અવધી જ્ઞાને વૃત્તાંત જાણ્યું તેના મસ્તક ઊપર મુઠી મારી તેથી દેવતા કેડ પ્રમાણ ધરતીમાં પેસી ગયો, પછે શરીર સંકોચ કરી પગે લાગી દેવ સ્વરૂપ પ્રગટ કરી રીઝીને કહેવા લાગો જે ઇંદ્રે સભામાં વખાણ્યા હતા તેવા તુમે ધૈર્યવન છો. એમ સ્તવી મહાવીર એહવું અર્થાત્ અતુલી બલવંત કહીએ. ઇહાં નયની અપેક્ષા લેવી. નહી તો અંતરાય કર્મ ક્ષય થવાથી અનંત વીર્ય ગુણ પ્રગટ થાય છે. વલી એનતાના અનેક ભેદ છે. ઇત્યર્થ.

પ્રઃ—૨૩૪–કેટલાક લોકોને મંદગી થવાથી અન્યદેવાદિકની માનતા કરે છે. ગ્રહ શાંતિ, મંત્ર જંત્રાદિના ઊપચાર કરાવે છે તે વિષે કેમ વર્તવું.

ઊ—આધુની વખતમાં વહેમી લોકો ઘણા છે. અત્યંત પ્રિય જે જીવત વ્યના બચાવ સારૂ ક્ષેત્રપાલ હનુમાન અંબાજી બહુચરાજી વાગેરે દેવી દેવતાની માનતા કરે છે ને કહેજે મને આરામ થશે તો તમોને અમુક વસ્તુ અર્પણ કરીશ ઇહાં વિચારવું જે તમારી આશા રાખનારથી તમારૂ કામ કેમ થશે વલી જેને પોતાની ભાવત વ્યતનો નિરધાર નથી તે ભુલો ભટકે છે કહ્યું છે કે.

दीन हीननी भीडते कीम भाजे । फुटो ढोलहो एक होके मवाजे ॥

વલી પૂર્વે બેચાર વાર એજ માનતા આખડીથી શાંતિ નહીં થએલી ત-થાપિ તેના ઉપર વિશ્વાશ રાખી ફરી ફરી માને છે એ કેવી મૂર્ખતા છે, પણ ખરૂં છે કે અન્યાયનું દ્રવ્ય હરેક પ્રકારે લુંટાસે, પૂર્વના લેહેણદાર, જોતિષિ, બાબા, જોગી, ભૂઆ, મંત્રવાદી, વૈદ્ય, ડાક્તર સર્વે પોત પોતાનો હીસ્સો લેસેજ વલી કેઇક તો વાઘરી લોકોને બોલાવીને માંડલુ ( ડાકલુ ) વજાડી હાસ્યકારી કૌતક કરી નવીન ખેલ રચી ઘરમાં ધૂણ ઘાલી ધેંગા મસ્તી કરાવે છે ત્યાં ભુઆ લોકો રાગડા તાણી પૂર્વના સુરિવાજીંત્ર સાથે, કપીવત્ હુકાહુક કરી ધંધ મચવે છે, તેથી જાણે સાક્ષાત્ ભુતપ્રેત વ્યંતર પ્રગટ થઇ ધુણનારના પેટમાં પ્રવેશ કરી બોલતા હોય ના ? આવી પ્રકારનો બનાવ જોઈ વહેમી લોકોને વલગાડ અથવા કોઇનુ કરેલુ કામણ ટુમણ, દેરૂ, મેલડી, ઝાંપડી, સીકોતર જંન, મુઠ ચોટ લાગી છે એમ કહીને કુડો આલંબન લેછે, વલી અક્ષત જોઇને ભુઆ લોકો વિશેષ વહેમ ઘાલે છે ઈત્યાદિ પ્રકારે માંદા માણસને ખરાબ કરે છે, પરંતુ એ વાત ઘણા ભાગે અસત્ય છે, કારણ કે સંવત્ ૧૯૫૭ ના કારતગ માસમાં મારા કુટંબી ભાઇને ત્રીદોષ થવાથી આવો પ્રતક્ષ બનાવ દીઠામાં આવ્યો હતો. માટે સુરવીર પુરૂષોએ ધૈર્ય અવલંબન કરવું, પણ વહેમમાં ફસાવવું નહી, સાસ્ત્રમાં કથંચિત્ કોઈ સ્થલે કોઈ કારણે દેવાદિકનો ઉપદ્રવ, વિઘ્ન, વ્યંતરનો ચારો ચમતકાર થવાનો સંભવ છે, નાસ્તિ નહી, પરંતુ ઠામઠામ દેવ દેવીયો માતાયો જોગણીયો આદે દેવોનુ રખડવું, લોકોને રગડવું, પ્રતક્ષ થવું એ વાત અસંભવીત છે કેટલીક પ્રકારના વાયુ, જવરસંનિપાત, ચિતભ્રમ આદેરોગ પ્રભાવે સાક્ષાત્ ભુતવત્ છલવું બકવું કુદવું કંપવુ થાય છે તેથી વેહેમી લોકોને વેહેમ પેસી જાય છે તેથી ભુલા ભમે છે અને વિના ઉપયોગી ખરચ કરે છે, તે બચાવી સારા માર્ગમાં ધનનો વ્યય થાય તો શ્રેષ્ટ છે એવી મારી શ્રદ્ધા છે.

ઈહાં પ્રસંગે પોતાના દેવ જે વીતરાગની માનતા જે મારૂ ધાર્યું કાર્ય થશે. અથવા મંદવાડ મટશે, પુત્ર આવશે, સ્ત્રી મલસે, ધન મલસે તો તમોને કેસર દીપ દ્રવ્ય ફુલ આંગી રચના અર્પણ કરીશ, તે વાત પણ અયુક્ત છે કેમકે ભાવીભાવ બનવાથી શ્રદ્ધા ઉઠી જાય, પુદગલ સુખ માટે લોકોત્તર મિથ્યાત્વમાં ન પડવું. ચિંતામણી રત્નના દાતા પાસે કાચના કડકાની યાચના કરવી યુક્ત નહી. વ્યવહારથી વૈદ્યાદિક ઉપચાર ઉચિત ગ્રહશાંતિ મંત્રાદિ કરે પણ નિશ્ચયથી પૂર્વોપાર્જીત કર્મોદય સમજી માધ્યસ્થ રહેવું એજ શ્રેય છે.

यदुक्तं—वसंत तीलका छंद ॥

वेद्यावदंति कफ पीत मरुद् विकारं । योतिर्विदोग्रहगणादि विकार दोषं ॥
भूतोपसर्गमथ मंत्रविदोवदंति । कर्मेति शुद्ध मतयोयतयो वदंति ॥ १ ॥

ભાવાર્થ—વૈદ્યને પુછવાથી કહે જે વાત પીત કફની વિકાર થયો છે. જોતિષી ગ્રહાદિ દોષ કહે. મંત્રવાદી ભૂતાદિ દુષણ કહે, અને મુનિને પુછવાથી સમ્યગ્ પ્રકારે યથાર્થ પૂર્વોપાર્જીત કર્મનું શુભાશુભ ફલ કહે, માટે વસ્તુગતે કર્મ એ જ

કારણભૂત જાણવું જેથી ધર્મ છે એજ દુઃખનો હરનાર અને સુખનો કરનાર છે. ઇહાં કોઇ કહેશે કે પૂર્વે કુમારપાલને વિઘ્નકારી દેવતા તેને વિદ્યા પ્રભાવે શ્રી હેમચંદ્રસૂરિએ વશ કરી અમારી પલાવી સાઝ કરી છે. એ વિષે સમજવું જે એઓ મહા સમર્થવાન ઉઠક્રોડ ગ્રંથના કર્ત્તા શાસ્ત્રની આમ્નાયના વેત્તા હતા તે ચાહે તે કરે સત્ય મંત્રાક્ષર પ્રભાવે દેવાદિકને પ્રતક્ષપણે બોલાવે.. વા. ઇંદ્રજાલ બતાવે. આશ્ચર્ય દેખાડે પરંતુ આ બીચારા પામર પેટારથી ખાખરાની ખીલોડી સાકરનો સ્વાદ શું જાણે? માટે ઇહાં સૂરજ ખદ્યોત ( આગીયો ) નું સરખાપણું ન ઘટે. ઇત્યર્થ એટલે ઉત્તમ અધમનું સમાનપણું ન ગણવું.

પ્રઃ—૨૩૫ ગર્ભાવાસનું સ્વરૂપ અને તેમાં થતી વેદના તથા પુદ્ગલના અશુચિપણાની ભાવના વિગેરે શી રીતે છે.

ઊ:—અધ્યાત્મ પ્રકરણે અશુચિ ભાવનાધિકારે કહ્યું છે જે. સ્ત્રીની નાભી હેઠલ બે નાડી છે તે બેહુ ફુલ આકારે છે. તે નીચે યોનિ છે તે મધ્યે જીવને ઉપજવાનું ઠેકાણું છે. ઊંધા કમલના આકારે છે તે નીચે આંબાની માંજર જેવી માંસની પેસી છે તે રૂતુ અવસરે ફુટે છે તેથી રક્ત વહે છે તેને રજસ્વલા સ્ત્રી ધર્મ આવી કહે છે. સ્ત્રીની યોની પંચાવન વર્ષ ઉપરાંત મ્લાનપણો પામે છે, અને પુરૂષ પંચોતેર વર્ષ ઉપરાંત અબીજ હોય, પ્રાયે શબ્દથી અધીક વર્ષ પણ ગણાય ઇમ તંદુલ વીયાલી સૂત્રમાં કહ્યું છે. હવે જીવોત્પત્તિ વિષે જે અર્ધામુખ ફુલના આકારે યોનિ છે તેમાં પુરૂષ યોગે વીર્ય પ્રાપ્તે બાર મુહુર્ત સુધીમાં જીવ ઉપજે છે તે એક બે ત્રણ ઉત્કૃષ્ટ નવ લાખ મનુષ્ય ઉપજે.તેનું આયુ જગન્ય અંતર મુહુર્ત ઉત્કૃષ્ટ પૂર્વ કોડીવર્ષનું છે તેના પીતા એક બેથી નવસો સુધી હોય,એટલે કોઇ સ્ત્રીએ નવસો પુરૂષ ભોગવ્યા હોય તે આશ્રી સમજવું. હવે ઉપજવાનું ઠેકાણું કહે છે. સ્ત્રીની જમણી કુખે પુત્ર હોય અને ડાબી કુખે પુત્રી હોય તેની મધ્યે નપુષક હોય છે. ગર્ભાવાસે જીવે તો ઉત્કૃષ્ટ બાર વર્ષ રહે. એથી અધિક રહે તો છોડ સમજવો. જીવ થકી રહિત હોય તે કદાપી નવો જીવ છોડમાં ઉપજે તો છોડ પલ્લવ થાય. ત્રીજંચ ઉત્કૃષ્ટ ગર્ભાવાસે આઠ વર્ષ રહે છે. હવે તે જીવ માતાનું રૂધીર પીતાનું વીર્ય તેનો આહાર પહેલે સમયે કરે છે, તે વાર પછે શરીર પુરૂ કરી છ પર્યાપ્તિ પુરી કરે છે, પછે સાત દીવસે પાણીના પરપોટા જેવો થાય, પછે મનુષ્યપણું બાંધે, પછે આંબા ગોટી જેવો બંધાય. પહેલે મહીને એક પલ પ્રમાણે મહોટો થાય, બીજે મહીને પેસી કઠણ થાય, ત્રીજા માસે માતાને ગર્ભાનુસારે શુભાશુભ અભિલાખ જે ડોહલા ઉપજે, ચોથા માસે માતાના અંગનો વધારો થાય, પાંચમા માસે બે હાથ બે પગ મસ્તક એ પાંચ અંગ બધાય, કેટલાક અજ્ઞાની પાંચમે મહીને જીવ ઉપજે છે એમ કહે છે તે ખોટું છે, કેમકે જીવવિના દેહ વધે નહી, ઇંડામાં પણ જીવ ઉપજે અને મનુષ્યને પણ તેજ દીવસે જીવ ઊપજે છે. હવે છઠે માસે રૂધીર સંગ્રહ થાય, સાતમે માસે સાતસે નાડીઓ થાય, પાંચસે પેસી બંધાય, નવ ધમણી નાડી

થાય, ઉઠકોડી રોમ થાય, રોમ આહાર ગ્રહણ થાય, આઠમે માસે સર્વે અંગોપાંગ સંપૂર્ણ હોય, પણ ગર્ભના જીવને લઘુનીત વડીનીત શ્લેષ્મ બલખા પ્રમુખ હોય નહી, એ જીવ જે આહાર કરે છે તે ઇંદ્રીની પુષ્ટી તથા હાડ મીજ કેસની વૃદ્ધિ કરે છે. એ ગર્ભમાં આહાર કરે છે તે સર્વ શરીરે કરે છે અને સર્વ શરીરે પણુમાવે છે. શ્વાસોશ્વાસ વારંવાર લે છે. હવે તે આહાર કયાંથી લે છે તે કહે છે.

માતાની નાભી અને પુત્રની નાભીની રસ હરણી જે નાડી છે તે માતા સાથે સલગ્ન છે તે પુત્રના જીવને સ્પષ્ટ છે, તેથી આહાર કરે છે પ્રણમે છે. વ્યવહાર નયથી તો જીવ સમય સમય આહાર લે છે, તથા માતા આહાર લે તો ગર્ભનો જીવ પણ આહાર લે. હવે ગર્ભમાં પીતાનાં અંગ ત્રણ છે ૧ અસ્તિ ૨ અસ્તિ માંહેલી મીંજો, ૩ કેશ રોમ. તથા માતાનાં ત્રણ અંગ ૧ માંસ, ૨ લોહી, ૩ કપાલ માંહેલો ભેજો. એ ગર્ભનાં અંગ સમજવાં, તે જીવ કદાપી ગર્ભમાંથી ચવે તો ચારે ગતી માંહે જાય. હવે ગર્ભમાં રહ્યો થકો જીવ માતા સુએ તો એ સુએ માતા જાગે તો પોતે જાગે, માતા સુખણીએ સુખીયો. દુખણીએ દુઃખીયો એમ નવ માસ સુધી ઊંધે મસ્તકે ગર્ભાવાસમાં અશુચિ અપવિત્ર મલમુત્રના ભંડારમાં દુઃખ પરવશપણામાં રહે છે. નરક કુંભીપાક સમાન ગર્ભસ્થ જીવને અતુલ વેદના થાય છે તે જ્ઞાનીગમ્ય છે. વલી જો માતાના રૂધીરપણાનો ભાગ થોડો હોય અને પીતાના વીર્યનો ભાગ ઘણો હોય તો ગર્ભ પુરૂષ વેદ થાય. એથી ઉલટો હોય તો સ્ત્રી વેદ થાય. બેહુ સમાન હોવાથી નપુષક વેદ ગર્ભ થાય. કોઇને મસ્તક પહેલું આવે કોઇને પગ પહેલા આવે. કોઇ ત્રીછો આવે એ સર્વે પુન્ય પાપનાં ફલ જાણવાં. ઇત્યાદિ સર્વે પૂર્વની અવસ્થા સંભાલે તો કોઈની દુગંચ્છા ન કરે કેમકે એ ગર્ભવાસ નરકનો કુંભીપાક સરખો છે. અજ્ઞાન વશથી પૂર્વની ગાઢ વેદના જુવાની આદે સુખમાં વીસારી દુગંછા કરે છે તે મૂર્ખ જાણવા. હવે શરીર વિષે કહે છે. અઢાર પાંસલીયો સંધીની છે બાર પાંસલીઓ બે પાસાની છે ચાર અંગુલની ગ્રીવા છે. ચાર પલની જીભછે, બે પલનાં નેત્ર છે. ચાર મલનું મસ્તકછે. સાત આંગલની જીભ છે, આઠ પલનું હ્રદય છે. પચીસ પલ મગધદેશ પ્રસિદ્ધ તેનું કાલજુ છે. બે અંતસ છે તે લઘુ નાતી વડી નીતી જાણવી, એકસો આઠ સંધી છે. એકસો સીતોતેર મર્મસ્થાન છે તે ઠેકાણે વાગે તો મરેજ ત્રણસે હાડની માલા છે, નવસો નાડી છે. સાતસે સીરા છે, પાંચસે માંસની પેસી છે, નવક્રમણીયો નાડી છે, નવાણુ લાખ રોમ રાય, મુછ ડાઢી મસ્તક વિના, સર્વ મલી ઊઠકોડ રોમરાય છે. હવે એકસોસાઠ નાડી નાભીથી ઊંચી ચાલે છે તે મસ્તક બંધની છે તેને રસ હરણી કહીએ. મસ્તકે રસ પહોચાડે. તેના વિકારથી આંખ, નાક, કાન, જીભના બલને હણે રોગ થાય પીડા કરે ઇત્યાદિ ઊર્ધ્વ નાડીનાં ફલ જાણવાં. હવે એકસો સાઠ નાડી નાભીથી ઊઠી નીચે ચાલી તે પગના તલીએ બંધાણી છે તે ઊપઘાત કરે તો નેત્ર જંઘા મસ્તક આદાસી બંધ કરે. વલી એકસો સાઠ નાડી ત્રીછી વિપ-

રીત ચાલે તો પેટની વેદના મુખ વેદના તથા પાસાની વેદના કરે તે હાથના આંગળાં સુધી છે. તથા એકસો સાઠ નાડી નાભીથો અધોગતી ગુહ્યસ્થાને છે તે ઉપઘાત કરે તો લઘુ નીતવડીનીત ક્રમીયા વાયુ હરસ વિકાર પાંડુરોગ ઈત્યાદિક કથોલા રોગ કરે. વલી કેટલીક નાડી કફ શ્લેષ્મની, વલી કેટલીક પીતના ધરની કેટલીક વીરજ ધરનારી છે. ઈત્યાદિ પુરૂષને સાતસે નાડી છે તે ઊપઘાત ન થયાથી સુખી રહે. વિપરીતપણાથી પીડા ઊઠે. તથા સ્રીને છસે ને સીતેર જાણુવી. નપુંષકને છસે ને એસી જાણુવી.

શરીરમાં સર્વે ધાતુ સરખી છતાં રોગ ન થાય, વિપરીત થયેથી રોગ ઉઠે છે. પુરૂષને પાંચ કોઠા શરીરમાં છે. અને સ્રીને ગર્ભ ધારણુ સુધી છ કોઠા છે, પુરૂષને નવ દ્વાર સદા વહે છે, અને સ્રીને સદા અશુચિનાબાર દ્વાર વહેછે, ઈત્યાદિ માંસ રૂધીર મલમૂત્ર વિષ્ટાદિ અનેક પ્રકારે અશુચિનો ભરેલો એહવો જે પુદગલ ભાવ અનુભવ્યો છતાં હવે ચંદન અત્તર ફુલેલ ફુલે કરી સુગંધીત વાંછે છે અને બીભત્સ વસ્તુની જુગુપ્સા કરે છે તો હા ઈતિખેદ જેમ બોર વીણુતી આણી રાજાએ કરી રાણી, પછે તે પૂર્વની વાત વિસારી દેછે, તેમ હે ચેતન તું પણુ પૂર્વના ગર્ભાવાસની અતુલવેદના જેમ કોઇ દેવતા તપાવેલી ઉઠ કોડી સોયો રોમરાયને વિષે સમકાલે કોઇ જીવને ચોપેથી જે વેદના થાય તેવી ગર્ભાવાસના જીવને થાય છે. તેથી આઠગુણી વેદના જન્મ સમયે થાય છે, તેથી મરણુ અવસરે અતુલ વેદના થાય છે તે ઘણીવાર અનુભવેલી અજ્ઞાનભાવે વિસારીને પુદગલીક કૃત્રિમ સુખમાં લીન્ન થયો છે એ ધીકારવા જોગ છે, બહુ પ્રયાસે મળેલુ મનુષ્યપણુ તે કાચ રત્નવત્ હારી જાય છે. કેમકે ઘણો ભાગ આયુનો અશુભ આચરણુમાં જાય છે. શેષભાગ શુભાચરણુમાં જાયછે તો હે ચેતન હવે તુજને બીજી કેઈ ગતીમાં અવકાશ મળશે કે તું તારૂં આત્મ સાધન કરીશ બસ છે જેમ બને તેમ પણુ ધર્મ કાર્યમાં ઘણો વખત રોકાય તેમ કરવું.કેમકે પુદગલનો સડણુ પડણુ વર્ણુ ફરસાદિ પલટાવાનો સ્વભાવ છે માટે તાહરા આત્મીક ધર્મમાં પ્રવેશકર એજ પવિત્ર સુખદાઇછે આ શરીર ખાતરના ઉકરડાની પેરે કોઇવારે શુદ્ધ થાય નહી, લસણુમાં કપૂરાદિક પદાર્થ ભેલ્યા છતાં પણુ સુગંધવંત થાય નહી, દુરજનને ઉપગાર કર્યા છતાં પણુ સૌજન્યતા ધારણુ કરે નહી ચંદનાદિક ચર્ચિત અથવા ઉત્તમ ભોજનાદિકે પુષ્ટ કરેલુ શરીર તે થોડીવારમાં અપવિત્રમઇ થઇ જાય છે એહવું પુદગલ અસાર છે પણુ તેમાં માત્ર એક મોક્ષ સાધનનું શામર્થ છે એજમહોટું સાર છે. નગરના ખાલ સમાન નીત્ય વહેનારૂ મલ મૂત્રનો ભંડાર ક્રમોની કોથલી રોગની પેટીસમાન આ શરીર છે. જેમ લુણુમાં પડેલી વસ્તુ લુણુમઈ થઇ જાય છે તેમ પુદગલ જોગે સર્વે વસ્તુ વિણુસી જાયછે માટે એકસાર ભૂત ધર્મ છે એમ જાણી આત્મ સાધન કરવું એજ કલ્યાણુકારીછે.

પ્રઃ—૨૩૬ કલંકિ સંવત ૧૯૧૪ ની સાલમાં થયો કહે છે તે વિષે આરૂ શું સમજવું ?

ઊઃ—માહા નિસિથ સુત્રે દુષમ સંઘ સ્તોત્રે, યુગ પ્રધાન ગંડિકા સુત્ર વિગેરે શાસ્ત્રાનુસારે એમ માલુમ પડે છે કે, પાંચમા આરાના ૧૦૫૦૦ વર્ષ ગયાબાદ ( પછે )મુલ કલંકી રાજા થશે. દીવાલીકલ્પમાં કલંકીની જે વાખ્યા છે તે બીજા ઊપકલકી આશ્રી સમજવી સિદ્ધાંતની વાખ્યા અનેક નય યુક્ત છે માટે તત્વ દ્રષ્ટિએ જોતાં શંકા ન રહે પછે બહુ શ્રુત કહે તે ખરૂં.

પ્રઃ—૨૩૭ સ્રી પુરૂષ સંજોગે કે વારે જીવ ઊત્પન્ન થાય છે અને કેટલા થાય છે તથા વિણસી જાય છે.

ઊઃ—પ્રવચન સારે દ્વાર (૨૪૩) થી (૨૪૬) સુધીમાં કહ્યું છે જે. સ્રી પુરૂષ સંજોગે બાર મુહુર્ત્તમાં જીવ ઊપજે છે તે પહેલે સમયે, વીર્ય, શોહિત (લોહી) નો સમુદાય તે જ ઓજ. તેનો આહાર કરે છે, તેઓ જ આહારી અપર્યાપ્તો કહીએ અને પર્યાપ્તો થયા પછે લોમ આહાર કરે છે. ચોવીસ ઘડી પછે શુક્ર ( વીર્ય ) લોહીનું વિદ્ધંશ પણ થાય છે માટે અંતર મુહૂર્ત્ત સુદ્ધિમાં એક પુરૂષે ભોગવી હોય તે સ્રીને નવલાખ શુદ્ધિ પુત્ર ઊત્પન્ન થાય છે પણ તેમાં એક બે ત્રણ જીવતા રહે શેષ વિનાસ પામે છે ।। સંબોધ સત્તરીમાં પણ કહ્યું છે જે.

इच्छीण जोणि मझे । इवंति बेइंदियाउजे जीवा ॥

इक्कोय दोवतिन्निव । लख्खपहुत्तं चउक्कोसा ॥ १ ॥

એમ સ્રીની યોનીમાં બેરેંદ્રીઆદ જીવ હોય તથા બે લાખથી નવલાખ સુધી ગર્ભ જ અને અસંખ્યાતા સમુર્છમ મનુષ્ય પંચેદ્રી ઊત્પન્ન થાય છે, તેમ જ વિનાશ પામે છે. અર્થાત્ તે સ્રીના સંજોગે સર્વથા પુર્વોક્ત જીવની હાની થાય છે અને તેના કારણીક પણ પોતે થાય છે માટે તે વિષયના વિકારને ધિઃકાર હો.

શિષ્ય—સ્રી પુરૂષ બંનેને ભોગ કર્મનું ફલ સરખુ હોય કે અધિક ન્યુન હોય, કેમકે કર્તા પુરૂષ છે માટે.

ગુરૂઃ—સ્રીને પણ કંમની બડી અભિલાખા હોવાથી પુરૂષની માફક જીવ હિંશાનું ફલ મલે છે, કરણ કરાવણ અનુમોદન ત્રણ સરખાં ફલ નિપજાવે છે માટે ઇતિ વ્યવહાર ફલં.

પ્રઃ ૨૩૮ જીવને દશ દશા ઊપજે છે તે કેવી રીતે તથા તે પુરૂષની અવસ્થા કેટલાક પ્રકારની હોય.

ઊઃ—શ્રી તંદુલ વીયાલી સુત્રમાં ગૌતમ ઊદેશીને શ્રી વીર ભગવાને કહ્યું છે તેના અનુસારે કહે છે.

૧ બાલ દશા—જાત માત્ર બાલક સર્વને જાણવી, બાલ સ્વભાવ, અવ્યક્ત પણે અજ્ઞાનપણે તત્વાતત્વ ન જાણે સુખ દુઃખ ન સમજે એ પ્રથમ દશાની દશા જાણવી.

૨ ક્રીડા દશા—નાના પ્રકારની ક્રીડા (રમત) એ રાચે, કામ ભોગમાં માચે, વિધા કલા અભ્યાસ કરે.

૩ મંદ દશા—પંચ વિષ્ય કામના શબ્દ રૂપ સ્પર્શાદિમાં રાચે માચે, ભોગ ભોગવવા સમર્થ હોય બલ બુદ્ધિ રહિત.

૪ બલ દશા—બલ પ્રતે દેખાડે, વિજ્ઞાન બુદ્ધિવંત હોય.

૫ પ્રજ્ઞા દશા—બુદ્ધિવંત તે પ્રાણી અર્થ ચિંતવા સમર્થ હોય, કુટુંબ નિ-ર્વાહ કરવા વાંછે, ઇહાં ચક્ષુ બલ હીણુ હોય.

૬ હાનિ દશા—ઇંદ્રીને વિષે હાનિ પામે, કામ ભોગને વિષે વિરક્ત થાય. ઇહાં બાહુ બલ હીણુ હોય.

૭ પ્રપંચા દશા—બલ રહિત હોય, ભોગ હીણુ થાય. નિરંતર ચીકણો કફ વછુટે.

૮ પ્રાગભારા દશા—સંકોચીત તનુ ચર્મ થાય, ચર્મ નિર્માંસપણા થકી નિચો આવે, શરીરે ચુંદડી પડે જરાઈ વ્યાપ્યો, કામ ભોગમાં અયોગ્ય, સ્ત્રીને અનિષ્ટ થાય, વિજ્ઞાન ઓછો, બુદ્ધિ તરલીત થાય.

૯ મુંમુહી દશા—ગાઢો ગરઢો થયો, શરીર જરાનો ઘર જાણી જીવ અકામીછ તો વસ્યે, ગાઢી રતી ન પામે. શરીર નમે બેવડો થાય.

૧૦ સાકિણી દશા—આ દશાએ પહોત્યો મનુષ્ય તેને સયન પેરે સુઆરે ઘોઘર સ્વરૂપ થાય, દયામણો દીસે, દુર્બલ રૂધીર માંસ રહિત ચિત્ત વિકલ વિશેષ દુઃખીયો છતો શુએ, ઇહાં કાલ દશા મરણ પામે.

એ રીતે શત વર્ષાયુ (૧૦૦) વાલાને પુર્વોક્ત દશ દશાના ભાગે કેટલું સુખ અને કેટલું દુઃખ છે તેની વેચણ કરી હે ચેતન તું તાહરી દશા વિચારી જો, કેમકે આ જીવે અનંતી વાર એહવી દશાને અનુભવેલી છે અને હાલ પણ તેજ દશામાં વર્તે છે તો હે મતી મંત હવે એ દશા રૂપ વૃક્ષનું છેદન કરવા અમોઘ સસ્ત્ર રૂપ શ્રી જીન પ્રણિત ધર્મનો આદર કર કે જેથી તારૂ વાંછીત કાર્ય સિદ્ધ થાય વલી બાલ્યાવસ્થામાં વિષ્ટાએ કરી ડુક્કર સરખો હોય અને તેમા સુખો હોય. ૨ યૌવનવસ્થામાં કામે કરી રાસભ સરખો હોય અને તે સ્ત્રી સુખો હોય. ૩ વૃદ્ધાવસ્થામાં બેલ સરખો હોય અને પુત્ર સુખો હોય છે. એમ ત્રણ પ્રકારની પુરૂષની અવસ્થા જાણવી એમ. યોગ સાસ્ત્રીના ભાષાંત-રથી જાણવું.

પ્રઃ—૨૩૯ લોક સ્વરૂપ ટુંકામાં બતાવો.

ઊ—જેમ કોઇ પુરૂષ જામો પહેરી કમ્મરે હાથ દેઇ પહોલા પગે ઊભો હોય, વા, વલોણું કરનારા માણસની પેરે લોકાકાર છે, વલી જેમ મહોટા કુંડાને ઊંધુ કરી તે ઉપર સરાવ સંપુટ ધરી રાખીએ તે આકારે લોક છે તે પુરૂ-

રૂષની કટી નિચે અધો લોક છે, નાભી તેત્રીછો લોક છે, ઊપરનો ભાગતો ઉર્ધ્વ લોક છે સિદ્ધસિલા મસ્તકે છે. તે પુરૂષના પગ તલે સાત રાજ પહોલાઇ, અને નાભી પ્રદેશે એક રાજ, એ પાંચરાજ, શિરતલ એક રાજ પ્રમાણ જાણવું. હવે ઊંચાઈ કહે છે, મેરૂ પર્વતના રૂચક પ્રદેશથી નવશે જોજન ઊંચા અને નવસે જોજન નિચા એમ અઢારસે જોજન પ્રમાણ ત્રીછાલોક છે-તે થકી ઊપરનો ઊર્ધ્વ લોક કાંઇક ઊંણો સાતરાજમાન છે, અને નિચે અધો લોક સાતરાજથી કાંઇક અધિક છે. એમ સંગ્રહણી ગાથા ૧૩૧ થી જાણવું.

તે ચૌદરાજ લોક રૂપ પુરૂષ કેવો છે તે કહે છે. જીતેંદ્રિય શાંત મુદ્રાધારી જેને કોઇએ કર્યો નથી જેનો જન્મ મરણ થયો નથી. ખટ દ્રવ્યે કરી પરિપૂર્ણ પંચાસ્તીકાયમાં છે નિચે માઘવતિ તલો અલોકને ફરસી ઊંચે સિદ્ધ સિલાના ઊપરના ભાગ શુદ્ધિ ચૌદરાજ માન લોક છે ત્રસ નાડી તો માત્ર એક રજ્જુ વિસ્તિર્ણ છે, એહવો ચૌદ રાજ લોક નામે પુરૂષ જાણવો. એ લોકસ્વરૂપ ચિંતત જ્ઞાની પુરૂષોના મનને સ્થિર કરવાનું કારણભૂત હોવાથી તથા સ્વસ્વરૂપ સાધવા ભણી લખ્યું છે. ૯૦

પ્રઃ—૨૪૦ અઢાર પુરૂષો દીક્ષાને અયોગ્ય છે તે કીયા ?

ઊઃ—૧ જન્મ થકી આઠ વર્ષ પર્યંતની ઉમરના બાલને દીક્ષા આપવી નહી.

૨ વૃદ્ધ જે સાઠ સીતેર વર્ષની ઉમર થયા પછે દીક્ષા આપવી નહી.

૩ નપુંસક તે પુરૂષ અને સ્ત્રી બંનેના ઉપર અભિલાખનો કરનાર.

૪ પુરૂષાકૃતિ પુરૂષ કલીવ, પુરૂષ વેદોદય ઘણો હોવાથી બલાત્કારે સ્ત્રીને આલિંગનાદિ કરે.

૫ જડ તે ત્રણ પ્રકારે ૧ ભાષાજડજે બોલે તે સમજાય નહી. ૨ શરીર જડ તે સ્થુલ જાડો હોય, ૩ કરણ જડ તે સિખામણ દેતાં છતાં મૂર્ખપણા થકી લાગે નહી.

૬ વ્યાધિ જે ભગંદર અતિસાર કોઢ હરસ, જ્વર, ફેફર પ્રમુખ રોગીષ્ટ.

૭ ચોર જે ખાતર પાડનાર વટેમારગુને લુંટનાર.

૮ રાજાપકારી જે રાજાના ભંડાર અંતઃપુર, શરીર રાજકુંવર પ્રમુખના દ્રોહનો કરનાર જે હોય તે.

૯ ઉન્મત્ત જે ગાંડો યક્ષાદિકના વશ થએલો અથવા પ્રબલ મોહના ઉદયથી પરવશ થયો હોય તે.

૧૦ અદર્શન જે આંધલો હોય તથા થીણધી નિંદ્રાવાલો.

૧૧ દાસ જે લેણામાં આવેલો, વા, વેચાતો, લીધેલો હોય તે.

૧૨ દુષ્ટ તે બે પ્રકારે એક કષાય દુષ્ટ, બીજો વિષય દુષ્ટ એ બેહું સંકિલષ્ટ અધ્યવશાયવાલા છે.

૧૩ મૂઢ અજ્ઞાની વસ્તુ તત્વનો અજાણ.

૧૪ રૂણાર્ત એટલે રાજા તથા સાહુકારના સોના પ્રમુખનો ધારનાર તે.(ઋણાર્ત)

૧૫ જુગિત તે ત્રણ પ્રકારે, ૧ કાલી, સજી, મોચી, ધોબી, પ્રમુખ અછુપ કુલના તેજ તિજુંગિત, ૨ માઠા કામના કરનાર કસાઇ પ્રમુખ તે કર્મ જુંગિત, ૩ કર, ચરણ, કરણ, નાસિકાદિકે રહિત કૂબડા વામણા, પાંગલા, ઠુંઠા, એ સર્વ શરીર જુંગિત જાણવા. અવર્ણવાદના સંભવથી તે દીક્ષાને અયોગ્ય છે.

૧૬ અવબદ્ધ જે અર્થ ગ્રહણ પૂર્વક વિદ્યાદિક ગ્રહણનિમિત્તે, વા, અમુક દીવસ સુધી હું તમારો થઈ રહીસ.

એ રીતે જે પરાધીન થએલો તે.

૧૭ ભૃતક જે ચાકર, પગાર બાંધી સેઠના ઘેર મુદતસર રહેલો શેઠના હુકમમાં પ્રવર્તે છે તે.

૧૮ સેહુનિ ષ્ફેડિયા એટલે જે દીક્ષા લેવા ઇષ્ટ છે તે શિષ્ય તેહુની નિષ્ફેડિયા જે ચોરી અર્થાત્ માતપિતાના મોકલ્યાવિના દીક્ષા આપવી તેના માતાપિતાને કર્મ બંધનો સંભવ થાય અને સાધુને અદત્તદાનાદિક દોષનો સંભવ થાય, સ્રીને બે વધારે ગર્ભવતી બીજી નહાંના બાલકે સહિત હોય તે.

એવં બીશ પ્રકારે સ્રી પણ દીક્ષાને અયોગ્ય છે એમ પ્રવચન શારો દ્વાર. ૧૦૭–૮ થી જાણવું.

ઇહાં અઢારમા ભેદમાં સ્પષ્ટપણે દર્શાવ્યું છતાં આધુનીક ગંગાના પ્રવાહમાં બાવો બેઠો જપે જે આવ્યું તે ખપે તેની પેઠે પરિક્ષાને પુંઠ દેઇ મરજી મુજબ જીનાજ્ઞાની અવગુણ ના કરી સ્વામી અદતાદિક અંગીકાર કરે છે ઇહાં મોહ ગર્ભિત વૈરાગી ભોલા લોકોના ટોલાનો ગોળો ભેલો કરવા ચાહે છે એ કેવી શ્રમ ભરી વાત છે. ઈહાં કોઇ કહેજે પૂર્વે દીશાર્ણ ભદ્ર આદેને પ્રભુએ તુરત દીક્ષા કેમ આપી છે? તથા મન કપુત્રને સય્યંભવ સૂરિએ પણ આપી છે.

તે વિષે સમજવું જે જ્ઞાની પુરૂષો અવસર જોઈ યોગ્યતા જાણી પૂર્વાપર દૃષ્ટિ દેઈ તુરત દીક્ષા આપે તે ગીવાર્થની દોરી તો તેમનાજ હાથમાં છે, તે નિસ્પૃહી અનેકાંત માર્ગના વેતા બહુ શ્રુત ઉપયોગી થકા લાભાલાભ જાણી અવિરૂદ્ધ કાર્ય કરે તેની તુલના બાલજીવોને કરવી ન ઘટે.

મુખ્યવૃત્તિએ તો ઉપદેશ દેઇ જ્ઞાનગર્ભિત વૈરાગ્યેવાસીત કરી પ્રગટપણે. આજ્ઞા મગાવી પરિક્ષા પૂર્વક દીક્ષા આપવી તે શ્રેષ્ટ પદ્ધતિ છે. એ બીમર્યાદ છતાં રજા ન મલે તો વેશ પેહરી કેટલાક દીવસ રહી પછે માતપિતાને સમજાવાની ભાવના સહિત ગુરૂ પાસે આવી દીક્ષા લેં તો દોષણ નહી.

ઈહાં છકાય જીવની દયા ભેગી માતાપિતાની દયા પણ બની રહી છે. એવી નીતી છતાં હાલમાં માત્ર વેશધારી જે અષ્ટપ્રવચન માતાના અજાણ, સંજમભેદ, મુનિગુણ, આહારદોષનુ જેને ભાન નથી તેઓ વિવિધ પ્રકારનાં કારણ જોડી ધામધૂમ કરી ધંધ મચવી ધમાધમીએ બાહ્ય વૈરાગ ધરાવી કદાગ્રહ ધારી કલેષ કરી કદલીવૃક્ષ ઉત્પન કરવા કંથેરી બીજ આરોપરૂપ મસ્તક મુંડાવી મ્હાલે છે. એ કેવી ધૂલધાણી ધિકકારવાની વાત છે.

આ ઉપરથી અમારી શ્રદ્ધા દીક્ષા ન આપવી એમ નથી, કેમકે સંસાર-રૂપ સમુદ્રમાંથી નિકલતા પ્રાણીનો હાથ ઝાલી ઉદ્ધાર કરવો એ ઉત્તમજનોનું પરમોપગારી કામ છે, પરંતુ પૂર્વોક્ત પ્રકારે ચોરી કરી ચેલા કરવાથી મહાવ્રત અખંડ રહી શકે તે તો મારી શ્રદ્ધા નથી. વર્તમાન ચાલતા પ્રવાહમાં આ બાબતનો પ્રત્યક્ષ બનાવ દેખી આ વિષય દાખલ કરવાની સગવડ થઇ છે. એટલુંજ નહી પણ રાજ દરબારમાં આવા ઝગડાના ઝપાટા જવાથી જૈનની લઘુતા અને ધર્મની નિંદ્યાનું નિમીત કારણપણું પણ થાય છે. માટે વર્તમાનકાલ વિચારી વર્તવું એજ વૃદ્ધ વ્યવહાર છે. પૂર્વનું સંચેલું ભોગવી લેઇએ અને નવીન સંપાદન ન કરીએ તો ટોટો આવે માટે શિષ્યવર્ગ સંપાદન કરવા ઊદ્યમ કરવો તે રૂડો છે. તથાપિ પૂર્વોપાર્જીત ધન વિણ સતા તેનું રક્ષણ કરવું તે સર્વોત્તમ છે. તેમજ પૂર્વના દીક્ષીત મુનિ ઊન્મતપણે પડવાઈ થતા જાણ્યાં સહવાસમાં રાખી પ્રતિબોધરૂપ અંકુસે કરી સ્થિર કરવા એ શાસનોનૂતીની શ્રેષ્ટ પદ્ધતિ છે.

અષ્ટકજીમાં કહ્યું છે જે મોહના ઊંછાલાને અટકાવનારી ભાવ શુદ્ધિ ગુણવાનના આધિનપણાથી થાય છે માટે આત્મા અને પુદ્ગલાદિકના ગુણ દોષ જેણે જાણ્યા છે તેવા ઉત્તમ ગુરૂ પાસે દીક્ષા લેવી પરંતુ સ્વતંત્ર પોતાને હાથે ન લેવી જેથી ધર્મનો વ્યાઘાત થાય નહી. અને નજીક મુક્તિ થાય. ૬૦

પ્રઃ—૨૪૧ પાંચ ગુણ આશય વિશેષ દેખાડ્યા છે તે કીયા ?

ઊઃ—ષોડશકમાંથી જશો વિજયજી સાડા ત્રણસો ગાથાના સ્તવનમાં લાવેલા તે કહે છે.

૧ પ્રણિધાન નામા આશય વિના હીન ગુણ ઠાણે વર્તે તેની કરૂણા ન કરે અને હીન ઉપર દ્વેષ કરે તો પોતે હેઠો આવે.

૨ પ્રવૃત્તિ નામા આશય વિના એક પ્રારંભીત ધર્મ કાર્યમાં થિરભાવ ન રહે.

૩ વિઘ્નજય નામા આશય વિના સાધુને માત્ર ક્રિયાએ કરી મોક્ષ માર્ગ અવિચ્છિનપણે કેમ સધાય વિશેષ આગલ કહેશે.

૪ સિદ્ધિનામા આશય વિના પોતાથી અધિક ગુણી સાધુનો વિનય, મધ્યમને ઊપગાર, હીન ગુણીની દયા એ ત્રણ ભાવ ન હોય.

૫ વિનિયોગ નામા આશય જે ગુણ વિના પર જીવને ધર્મે જોડવાપણું ન હોય. યાવત્ સર્વ સંવર થાય ત્યાં સુધી ધર્મ પરંપરા ત્રુટે નહી. અને એ ગુણ ન હોય તો ત્રુટી જાય. એ સર્વ ગુણ તે જ્ઞાન વિના કેમ પામીએ. માટે જ્ઞાનનું સેવન કરવું.

ઇહાં શિષ્ય—વિદ્વાન જ્ઞાનવાંન પુરૂષો તો ઘણા ભાળીએ છે.

ગુરૂ—જ્ઞાન ભલુ તેનું જેનો મદ વિષય ઉપશાંત થયો છે. પરંતુ જો મદ વાધ્યો તો એમ સમજવું જે.

जलथी अग्नि उठंत० तरणीथी तिमिर महंत० चंदथी ताप अरंत७ अमृतथी गद (रोग हुतं०

જે કારણ માટે પર્વતવત્ સ્તબ્ધ એહવો જે અહંકાર તે દુર્લભ બોધિનિદાન જાણવો.

ત્રતિય ગુણા સ્થમાં ધર્મ વિષે ત્રણ વિધ્નનો જય બતાવે છે.

ધર્મ કરતાં તાઢ તાપ લાગે છે તે હીન વિધ્ન છે. તેનો વીરાશનાદિકે કરી જય થાય છે.

બાહ્ય વ્યાધિ જે જ્વરાદિ શરીરના રોગ તે મધ્યમ વિધ્ન છે, એટલે તાઢ તાપથી વિશેષ છે તે આહારે કરી જીતાય છે.

અંતર વ્યાધિ જે મિથ્યાત્વ મોહની એટલે ધર્મ કરતાં મિથ્યાત્વનો ઉદય થઇ જાય તો મ્હોટું વિધ્ન થાય, પૂર્વના બેથી આ વિધ્ન આકરૂ છે તે સુગુરૂ યોગે કરી જીતાય છે. કેમકે ગુરૂ સમાગમે સમકિત પામે. માટે જ્ઞાનાભ્યાસ વિના વિધ્ન ટલે નહી, જ્ઞાનાભ્યાસથી પ્રણામ દ્રઢ રહે. સીત તાપથી ચલે નહી. જ્વર પ્રમુખમાં કૃત કર્મ અહી આસે મિથ્યાત્વ જોર છતાં સમ્યગ્ જ્ઞાને જીન વચન ભાવે ઇત્યર્થ.

પ્રઃ ૨૪૨ જીનકલ્પી મુનિ કોને કહીએ.

ઊ:—પ્રથમ સંઘયણવંત, નવ દશ પૂર્વધર હોય. લબ્ધિવંત નગ્ન છતાં પણ બીજાની દ્રષ્ટિએ ન આવે તીસરા પ્રહરે એકલ અહારી, વલી છ મહીના અહાર ન મલે તો પણ કીલામણા ન પામે. આંખમાં પડેલું ત્રણું અને પગમાં વાગેલો કાંટો પણ ન કાઢે. વાઘાદિકના ભયથી પાછો ન હઠે. રોગનું ઔષધ ન કરે. ડંડ (લાકડી) ન રાખે. ઊભા કાઊસગ્ગ કરે. ઈત્યાદિ ઊત્કૃષ્ટપણે વર્તતા જીન કલ્પધારી મુનિનીને ધન્ય છે આવા મુનિની તુલના કરતા સામર્થ રહીત એવા દીગંબર મુનિ નામધારી મહીયલ માલ્હે છે પણ તે ઉભય ભ્રષ્ટ થાય છે. એટલે નથી સ્થિવિર કલ્પી નથી જીન કલ્પી જે માટે गजपा खरखर कैम वहे કેમકે ગીતાર્થની આજ્ઞા બહાર છે માટે ઇ૦

પ્રઃ ૨૪૩ તપ ગચ્છનાં ધુરથી ગુણ નિષ્પન ષટ નામ કેવી રીતે થયાં.

૧ નિગ્રંથ નામ–સુધર્મ સ્વામીથી આઠ પાટ લગે થયુ.

૨ કોટીક નામ–સુસ્થિત સુપ્રતિબદ્ધ કોટીવાર સૂરિમંત્રજા પકર્યાથી નવથી ચૌદમી પાટ સુદ્ધિ રહ્યું.

૩ ચંદ્રગચ્છ નામ–ચંદ્રસૂરિ આદે ચાર શિષ્ય વજસેનના પંદરમી પાટે થયા. ત્યાં ચોરાસી ગચ્છ થયા.

૪ વનવાસી નામ–સામંત ભદ્રસૂરિ સોલમિ પાટે થયા તે વનવાસી હતા તેથી પાંત્રીસ પાટ લગે ચાલ્યું.

૫ વડગચ્છ નામ–સર્વ દેવ સૂરિ છત્રીસમી પાટે થયા તેઓને વડ હેઠ સૂરિપદ આપ્યાથી તેજ નામ પ્રસિદ્ધ થયુ.

૬ તપા નામ–જગતચંદ્રસૂરિ ચૌમાલીસમી પાટે થયા જેણે આંબીલ વર્ધમાન આદે બહુ તપ કરી તપાબી રૂદ ધારણ કર્યું. રાજસભામાં ચોરાસી વાદીયોને જીતી જય પામ્યા છે. એ પ્રકારે છ નામ ગુણ નિષ્પન તપગચ્છનાં જાણવાં, પરંતુ કદાગ્રહથી નામ ધારણ કર્યું નથી તેથી શુદ્ધ પરપરા કહીએ.

શેષ શુદ્ધ પરંપરા ન કહેવાય. ઇહાં કદાગ્રહી કુટીલમતી કહે છે જે નવા નવા ગચ્છ કાઢી નવા નવા મન ગમતા ગ્રંથની રચના કરી તે મતીભ્રમ જાણવો. કેમકે પૂર્વોક્ત પુરૂષોએ જેને ગ્રંથ પ્રકરણાદિની રચના કરી છે તે સર્વે સૂત્રાનુંસારેજ રચી છે, નતુસ્વેચ્છાએ રચી. તેથી અવિરૂદ્ધ છે. એ પ્રકારે પ્રસિદ્ધ ધુરંધર તપગચ્છની પ્રનાલીકા જાણવી. શેષ પરંપરા પટાવલી ગ્રંથાંતરથી જાણવી.

ઇહાં મતાં તરભેદથી પોતપોતાનાં વાડા બાંધી પરસ્પર વિરોધ ભાવ દીસે કરે છે તે અયુક્ત છે કેમકે આપણુ સર્વે જૈન ભાઇયો શ્રી વીરપ્રભુના ઉપાસક હોવાથી એક પીતાના પુત્ર છીએ, જેમ એક વૃક્ષની સાખાઓ જુદી જુદી હોય છે પણ તેનું મુલ એકજ છે, વસ્તુ ગતે એક સાધ્યદૃષ્ટિથી માધ્યસ્થ ભાવે વર્તવું એજ શ્રેય છે.

પ્રઃ—૨૪૪ નવાગ્રંથ સ્તવનાદિ જોડવાનું શું પ્રયોજન છે કેમકે સિદ્ધાંતમાં શું નથી.

ઊઃ—સિદ્ધાંતમાંથી ઉધરીને જે ગ્રંથ કર્યા છે તે શ્રુત સમુદ્રમાં પ્રવેસ કરવા નાવા સમાન છે.

શિષ્ય—ભલે પૂર્વાચાર્યોએ જે જોડ કરી છે તેથી બસ છે તે ભણો ગણો હવે પુનઃ પુનઃ માથાકુટ કરવી તે વ્યર્થ છે

ગુરૂઃ—પૂર્વે જે ઉત્તમ જનોએ ધર્મ કર્યો છે તો તમારે હવે કરવાની સી જરૂર છે નાના એમ નથી. પૂર્વ પંડિતોનું બહુ માન કરતો છતો તેમના વચનને અનુસારે પોતાની શક્તિ પ્રમાણે યોજના કરે તેને ધન્ય છે. ગુરૂ કુલવાસી જૈન માર્ગનું નિર્મલ જ્ઞાન હોય તે જોડ કરવા લાયક છે જેથી શ્રુત જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને સિદ્ધાંત ઊપર ઘણી પ્રીતી જાગે છે. પંડિતનોજ શવાદ ખલ પુરૂષથી ખમાતો નથી તેથી નિષેધ કરે છે પણ સજ્જનને સુખ ભણી નવા ગ્રંથ જોડતાં થાકવું નહી. જશકીરતીની વાંછાએ રહિત ઉપગાર બુદ્ધિએ રચના કરતાં પુન્ય વૃદ્ધિ પામે એનિઃ સદેહ છે. એમ શાઢા ત્રણસોના સ્તવનમાં કહ્યું છે.

રાગ છંદ. વૃત્ત દુહા વીગેરે કવિતા જૈન મતના શાસ્ત્રાનુસારે જોડવી જેમ દુહાની પ્રથમ તેર માત્રા બીજા પદની અગીયાર ફેરતેર ફેર અગીયાર માત્રા હવે ભુજંગ પ્રયાત જેમ

तमाकु तमाकु तमाकु तमाकु, पीएसो दिवाना दिवाना दिवाना ।
जुआको जुआको जुआको जुआको, नखे लेवही है सयाना सयाना ॥

ઇહાં અક્ષર મેળ માત્રા મેળ ગણાદિ દુષણ ન આવે તેમ રચના કરવી. પરંતુ દેશી બંધ કવિતામાં તેનું પ્રમાણ નહીં ઝડયમક પ્રાસવાલી કવિતા શ્રૃગાર રૂપ સોભે છે. પરંતુ પૂર્વે રચેલી રચના કરવી ઠીક નહી. કહ્યું છે કે—

पूरव लीखीत लखे सघी लेइ, मूसी कागलने कांठो ।
भाव अपूर्व कहे ते पंडित, बहु बोले ते बांठोरे ॥

અર્થાત્ શાસ્ત્રના રહસ્ય લેઈ અપૂર્વ ભાવની રચના કરવી.

પ્રઃ—૨૪૫ પાંચ પ્રકારે સ્ત્રી પુરૂષ સાથે ભોગ નહી કરતાં પણ ગર્ભ ધરે તે કેમ.

ઊ:—૧ વસ્ત્ર વર્જીત સ્ત્રી ખોટી રીતે આસન ઉપર બેઠી હોય તો યોનિઆકર્ષણ શકિતએ શુક્ર પુદ્દગલ પ્રવેશથી ગર્ભ રહે.

૨ વીર્ય પુદ્દગલ ખેડીત વસ્ત્ર યોનીમાં પ્રવેસ કરવાથો વા પહેરવા થકી,

૩ શુક્ર પુદ્દગલ પોતે યોનીમાં પ્રવેસ કરવાથી,

૪ શુક્ર પુદ્દગલ પરના પ્રવેસ કરવાથી.

૫ પાણીમાં સ્નાન કરવાથી એટલે પૂર્વના પડેલા શુક્ર પુદ્દગલના પ્રવેસથી એવા પાંચ પ્રકારે સ્ત્રી પુરૂષ સાથે ભોગ નહી કરતાં પણ ગર્ભ ધારણ કરે એમ પંચ મઠાંણે ઠાણાંગે કહ્યું છે આ વિષય સ્ત્રી વર્ગને બહુ વિચારવાનો છે.

પ્રઃ—૨૪૬ પાંચ પ્રકારે પુરૂષ સંજોગ છતાં પણ સ્ત્રી ગર્ભ ન ધરે તે કીમ.

ઊ:—૧ યૌવન અવસ્થા ન પામેલી પ્રાયેઃ બાર વરસ શુદ્ધિની.

૨ યૌવન વીત્યા પછે એટલે વરસ પંચાવન પછે રીતુ બંધ થવાથી.

૩ જન્મથી નીરબીજ જેવાં જણી હોય તે.

૪ રોગીષ્ઠ—રોગ પીડીત હોય તે.

૫ સોકાતુર દુખાતા મનવાલી.

એવં પુન:—પાંચ પ્રકાર કહે છે.

૧ નિરંતર રીતુ વહેતું હોય તે, ૨ રીતુ ન આવે તે. ૩ ગર્ભાસય છિદ્ર વિનાસ પાંમેલો છે તે. ૪ વાયુ પ્રમુખથી હણાઈ ગઇ છે ગર્ભ શક્તિ જેની. ૫ ધણા પુરૂષ સેવવાથી વા અત્યંત કામ સેવનથી ગુણકાવત, ગર્ભ ધારણ ન કરે, ઇતિ ઠાણાંગે.

પ્રઃ ૨૪૭ છ પ્રકારના કુત્સીત વચન (દુષ્ટ વચન)–સાધુ સાધ્વીને બોલવાં ન કલ્પે તે કીમ.

૧ જુઠું વચન. ૨ હેલના કરવી તે. ૩ ખીનસીત–જાતી મરમતું ઉઘાડવુ તે. ૪ રૂષ વચન-કઠોર વચન જે હેદુષ્ટ પાપીષ્ટ ઇત્યાદિ. ૫ ગૃહસ્થ વચન જે મા બાપ પુત્રાદિ વચને બોલવું તે. ૬ ગએલા કલેશ નીઊદીરણા કરવા બોલવું કજીયો કરવો તે.

પ્રઃ—૨૪૮ ચાર પ્રકારના પુરૂષ વિષે ચૌભંગી કહો.

ઊ—૧ સિદ્ધાંતના શુદ્ધ પરૂપક છે પરંતુ ઉદાર ક્રિયા પ્રમુખથી પ્રભાવક નથી.

૨ શુદ્ધ ક્રિયાથી શાસ્ત્ર નદી પાવે છે પણ શુદ્ધ પરૂપક નથી.

૩ શુદ્ધ પરૂપક છે તેમજ ક્રિયાથી શાસન દીપાવે છે.

૪ ક્રિયા નથી તેમજ શુદ્ધ પરૂપક પણ નથી એવં ચૌભંગી વિચારવી.

પ્રઃ ૨૪૯ પૃથિવ ચલે છે (કંપે છે) તેનું શું કારણ છે.

ઊ:—૧ રત્નપ્રભા પૃથ્વીને ઉપર વિશ્રસા બાદર પુદગલ લાગવાથી દેશ-થકી પૃથ્વિ કંપે.

૨ વ્યંતર વિશેષ રીદ્ધીવંત ઊંચોનીચો પૃથ્વિથી થાય તેથી પણ પૃથ્વિ હાલે.

૩ નાગકુમારાદિનું પરસ્પર સંગ્રામ થવાથી પૃથ્વિ ચલે છે. અપુનઃ

૧ રત્નપ્રભા પૃથ્વિ ઘનવાત ક્ષોભ પામ્યાપ છે ઘનોદધી ક્ષોભ પામે તેથી આખી પૃથ્વિ હાલે.

૨ કોઇ મહોટી રીદ્ધીવાળો દેવતા તથા પ્રકારના સાધુને પોતાની રીદ્ધી કાંતી જશ બલ વીર્ય પ્રાક્રમ દેખાડતો થકો આખી પૃથ્વિ ચલાવે.

૩ વૈમાનીક અસૂરકુમારને પરસ્પર ભવ પ્રત્યે વૈર ભાવથી સંગ્રામ કરેથી અધી પૃથ્વિ હલાવે પાતાલવાસી દેવ આપસમાં લડાઇ કરે. ગુસ્સો કરી જમી-નપર લાત મારે તેથી પણ જમીન હજારો કોશ કંપે અને ગામોગામ તળે ઉપર થઇ જાય. કમનશીબવાલા દેશમાં એવો ઉત્પાત થાય છે. પરંતુ શેષનાગ માથુ હલાવે કહે છે તે અસત્ય છે.

પ્રઃ ૨૫૦ દેવતા ત્રણ પ્રકારની વાંછા કરે છે તેમજ ત્રણ પ્રકારે પશ્ચાતાપ કરે છે તે કેવી રીતે.

ઊ:—૧ મનુષ્ક ભવ, ૨, આર્ય ક્ષેત્રં, ૩ ઉત્તમ કુલમાં જન્મ. એવાં ત્રણ-ની વાંચ્છા કરે છે તેમજ અહો બલ છતાં, વીર્ય છતાં વિઘ્નજય છતાં ગુરૂવા-દિકની સામગ્રી છતાં પૂર્વ ભવે હું શ્રુત ભણ્યો નહી.

૨ અહો આ લોકના વિષયાદિ–પ્રતિબંધે કરી પરલોકને પુંઠ દેઇ વિષય ત્રશ્નાએ કરી ઘણા કાલ ચારિત્ર પર્યાય પાળ્યો નહી.

૩ અહો મે રીદ્ધિ રસ સાતા ગારવે કરી ભોગની આશંકાએ ગૃદ્ધપણે શુદ્ધ ચારિત્ર ફરસ્યું નહી. એવં ત્રણ પ્રકારે દેવતાને પૂર્વનો પશ્ચાતાપ થાય છે.

પ્રઃ—૨૫૧ મેઘવૃષ્ટિ અલ્પ થાય છે તથા બીલકુલ ન થવાનુ કારણ શું છે?

ઊ:—૧ જે દેશમાં અપકાય યોનિયા જીવ તથા પુદગલ ઉપજે નહી તથા ચવે, નહી ક્ષેત્ર સ્વભાવથી જાણવું.

૨ દેવાદિકનો અવિનય કરવાથી તે કોપે થકે બીજા દેશમાં વરસાત એંચી જાય છે.

૩ વરસતા વરસાતને વાયુ વિનાશ કરે દેશાંતર લેઇ જાય. તેમજ મહા-વૃષ્ટિનું કારણ ઉપરના પ્રતિપક્ષપણેથી સમજવું. અર્થાત્ ક્ષેત્ર સ્વભાવે ૧. દેવ પ્રભાવે, ૨, વાયુના બલથી અધિક વૃષ્ટિ થાય છે. ૩ ઇત્યર્થ ઇતિ ઠાંણાંગે.

પ્રઃ—૨૫૨ ચાર પ્રકારની ગર્હા કહી તે કેઈ.

ઊ:—૧ સ્વદોષ કહેવાને ગુરૂને આશ્રયીશ એહવો પરિણામ તે એક ગર્હા.

૨ વિશેષથી પાપની ગર્હા કરીશ એહવો વિકલ્પ કરે તે બીજી ગર્હા.

૩ જે પાપ લાગે તેહનું મિથ્યા દુસ્કૃત એહ વચનરૂપ ત્રીજી ગર્હા.

૪ એણે પ્રકારે દોષની ગર્હણા કરે તે જિનેન્દ્ર દોષ શુદ્ધિ કહી એહવી ચિંતના તે ચોથી ગર્હા ઠાંગાંગે કહી છે.

પ્રઃ—૨૫૩ ચાર વિશ્રામ કહ્યા તે કીયા.

ઉઃ—જેમ ભાર વહનાર માણસ એક ખભેથી બીજે ખંધે ભાર ધરે તે એક વિશ્રામ કહીએ લઘુનીતિ વડીનીતિ કરતાં બીજો. દેવાલયમાં વાસો કરે તે ત્રીજો. પોતાના મુકામે આવી ભાર ઉતારે તે ચોથો વિશ્રામ. તેજ રીતે શ્રાવકને ચાર વિશ્રામ શ્રી ઠાંણાંગ સૂત્રમાં કહ્યા છે તે કહે છે.

૧ જે અવસરે બ્રહ્મ વ્રત, પ્રાણાતિપાત વિરમણ ત્રણ ગુણવ્રત પચખાણ નોકારસી પ્રમુખનું અષ્ટમી ચતુર્દશી દીવસે ઉપવાસ આદરે તીહાં પણ શ્રાવકને એક વિશ્રામ કહ્યો.

૨ વલી જે અવસરે સામાયિકલે દેશાવગાશિક કરે. રૂડી રીતે પાલે તે અવસરે એક વિશ્રામ કહ્યો.

૩ વલી જે દીવસે અષ્ટમી ચતુર્દશિ અમાવાસ પૂર્ણમાસી દીને પરિપૂર્ણ અહોરાત્રિ પૌષધ કરે સમ્યગ્ પ્રકારે મન વચન કાયાથી પાળે તે અવસરે એક વિશ્રામ કહ્યો.

૪ વલી જે છેહલી મરણાંતિક સંલેખણા અનશન તપ જે ભાત પાણીનુ પચખાણ કરી તે છેદ વૃક્ષની ડાલની પેરે કાલને અણવાંછતો થકો વર્તે છે તે અવસરે તે શ્રાવકને એક વિશ્રામ કહ્યો.

એ રીતે વિશ્રામનું સ્વરૂપ વિચારી આ જીવને કર્મરૂપી ભારથી હલવો કરવા ઉદ્યમ કરવો એજ જ્ઞાન ફલ જાણવું.

પ્રઃ—૨૫૪ વિવેકી પુરૂષો કામ ભોગને વિષે કેવી રીતે વર્તે છે. અને તેથી તેઓને કેવી સંતતીનો લાભ થાય છે.

ઉઃ—વિવેક વિલાસ ગ્રંથમાં કહ્યું છે જે સ્રીને રીતુ દીન ૧૬ તક રહે છે. તેમાં પ્રથમના દીન ૩-૪ નિષેધ કર્યા છે. તે દીવસોમાં મૈથુન સેવતાં પુત્ર નિર્બલ અલ્પાયુ, આચારભ્રષ્ટ, દલીદ્રી, વિદ્યાહીન નિર્ગુણી થાય છે. પછેથી પુષ્ટ વીર્યવંત પુરૂષ પ્રસન્ન ચિત્તથી કામ ક્રીડા કરે તો સંતતી સારી થાય છે. રીતુની એકી દીને પુત્રી થાય અને બેકીએ પુત્ર થાય. દીવસ ભોગનો પુત્ર નિર્બલ થાય છે. છઠ્ઠી રાત્રી, અષ્ટમી રાત્રી, દશમી, બારમી, ચૌદમી, સોલમી રાત્રીવાલો પુત્ર વિદ્વાન, વિનઈ, સત્યવાદી, ઇંદ્રીજય, ગુણવંત થાય, એ પૂર્વોક્ત તીથીયો ભોગીને રૂડા પુત્રના લાભ ભણી થાય છે. તે રીતુના પ્રથમ દીવસથી સમજવું. એથી વિપરીત થવાથી ધનનો ધર્મનો નાશકારી થાય છે. ઇહાં પર્વતાથી તો અવશ્ય વર્જવી યુક્ત છે.

સ્રીને ત્રીજા માસે પુરૂષ જાતીની વસ્તુનો ડોહલો થાય તો પુત્ર થાય. અને સ્રી જાતીની વસ્તુનો ડોહલો થાય તો પુત્રી થાય,

ઇત્યાદિ ભવિષ્યકાલના ભાવનું ભાશને થવા વિવેક વિલાસમાં ઘણી પ્રકારેની વાખ્યા કરી છે ત્યાંથી જોવી.

યદ્યપિ વિષયાભિલાખી જીવોની અનાદિના અભ્યાસથી ત્રષ્ણા છીપતી નથી. તથાપિ તીવ્રાનુબંધના ભયથી ભોગને વિષે તિવ્ર અનુરાગ નહી કરતાં તેજ અવસરે વિજય શેઠ. જંબુ સ્વામી, મેઘકુમાર, સુદર્શન શેઠ. સાળીભદ્ર, થુલીભદ્રજી આદેના ચરિત્રની ભાવના વાસીત થવાથી વિષયમંદ રસ ગુણ પ્રાપ્ત થાય છે ઇત્યર્થ.

પ્રઃ ૨૫૫ ચાર સ્થાનકે મનુષ્ય લોકમાં અંધકાર થાય તે કેમ.

ઊઃ—૧ અરિહંતનો વિરહ થાય ત્યારે ભાવથી અંધકાર થાય. છત્રભંગાદિ ઘણા ઉત્પાત ઉપજે માટે.

૨ અરિહંત ભાષિત ધર્મ વિચ્છેદ થાય તે વારે અંધકાર થાય. એકાંત દુખમાં કાલ છઠો આરો પ્રવર્તે.

૩ ચોદ પૂર્વ વિચ્છેદ જાતાં અંધકાર થાય આગમ હાનિ માટે.

૪ બાદર અગ્નિ વિચ્છેદ જાતાં દ્રવ્યથી અંધકાર થાય. દીપાદિકના અભાવ માટે. એવં અંધકાર.

પ્રઃ—૨૫૬ ચાર પ્રકારે અજવાળું થાય તે કેવી રીતે ?

ઊઃ૧ અરિહંતનો જન્મ થતાં ઘણા દેવતા આવે તે માટે. અને સ્વભાવથી પણ અજવાળું થાય.

૨ અરિહંત દીક્ષા લે તે અવસરે અજવાળું થાય.

૩ અરિહંતને કેવલ જ્ઞાન ઉપજે તે મહિમાથી અજવાળું થાય.

૪ અરિહંતના મોક્ષના મહિમાથી અજવાળું થાય. એમ ચાર પ્રકારે અજવાળું થાય છે શ્રી ઠાંણાંગે.

પ્રઃ ૨૫૭ ચાર પ્રકારના મેઘ કીયા ?

ઊઃ—૧ પુષ્કર સંવર્તક પુષ્કરા વર્ત એકવાર વરસે તો દશ હજાર વર્ષ લગે ધરતી સ્નેહવંત કરે.

૨ પ્રદ્યુમ્ન એકવાર થાય તો એક હજાર વર્ષ લગે ધરતીપ્રતે સ્નેહવંત કરે.

૩ જીમૂત એકવાર વરસેથી દશ વર્ષ લગે ધરતી સ્નેહવંત કરે.

૪ જિમ્હ નામા મેઘ ઘણીવાર વરસે તે વારે એક વર્ષ લગે ધરતી પ્રતે સ્નેહવંત કરે, ઇણે પ્રકારે ચાર પ્રકારના પુરૂષ ભાવવા. જેમ એકવાર ઉપદેશ સાંભળી ઘણા કાલ લગે ધર્મની ભીજા ભેદાય ઇત્યર્થ.

પ્રઃ—૨૫૮ ચાર પ્રકારના કુંભ સરખા ચાર પુરૂષ કીયા ?

ઊઃ—૧ મધુનો ઘડો, મધુનો ઢાંકણો–મન મેલ રહિત અને જીભ પણ મીઠા બોલી તે પુરૂષ જાણવો.

૨ મધુનો ઘડો, વિષનો ઢાંકણો–મન મેલ રહિત અને જીભ કડવા બોલી તે.

૩ વિષનો ઘડો, મધુનો ઢાંકણો–મન મલીન પાપ સહિત અને જીભ મીઠા બોલી તે.

૪ વિષનો ઘડો, વિષનો ઢાંકણો–મન મેલો અને જીભ પણ નિત્ય કડવા બોલી તે ઇત્યર્થ.

પ્રઃ—૨૫૯ પાંચ પ્રકારના દંડ કીયા ?

ઊઃ—૧ અર્થ દંડ, ૨ અનર્થ દંડ, ૩ હિંસા દંડ, ૪ અકસ્માત્ દંડ જે અન્યને હણતાં બીજો હણાય, ૫ દૃષ્ટિ વિપર્યાસ દંડ તે મિત્રને અમિત્ર જાણી હણે તે ઈત્યર્થ.

પ્રઃ ૨૬૦ છ પ્રકારે લોક સ્થિતિ કહી તે કેઇ ?

ઊઃ—૧ આકાશે વાયુ રહ્યો છે ઘનવાત, ૨ વાયુને આધારે ઘનોદધી છે, ૩ ઘનોદધીને આધારે પૃથ્વિ છે ૪ પૃથ્વિની આધારે ત્રસથાવર પ્રાણી છે, ૫ જીવને આધારે અજીવ છે, ૬ જીવકર્મ પ્રતિષ્ઠિત છે. એવં.

પ્રઃ ૨૬૧ છ પ્રકારે અવધિ જ્ઞાન કહ્યો તે કેમ.

ઊઃ—૧ અનુગામી ભવાંતરે સાથે આવે અથવા જીહાં જાય ત્યાં સાથે આવે તે, ૨ અનાનુગામી જે ઊપન્યો તેહજ ક્ષેત્રે રહે, બીજે ન આવે, ૩ વર્ધમાન જે વધતો જાય, ૪ હીયમાન જે ઊપનાપ છે હીન થાતો જાય, ૫ પ્રતિપાતી તે આવીને જાય, ૬ અપ્રતિપાતી તે આવ્યા પછે જાય નહી. ઈ.

પ્રઃ—૨૬૨ આચારના પલિમંથૂ છ કહ્યા તે કીયા ?

ઊઃ—૧ પાષાણાદિ નાંખે એહવી ચેષ્ટા કરે તે સંજમનો પલિમંથૂ કુકઈતા કહીએ.

૨ મુખથી અવિમાસી બોલે તે સત્ય વચનનો પલિમંથૂ જાણવો.

૩ ચક્ષુ લોલુપી ઇર્યાસમિતીનો પલિમંથૂ છે.

૪ તિંતણીક તે અલાભે ખેદ પામ્યો જેમ તેમ બોલે તે એષણા સમિતીનું પલિમંથૂ.

૫ ઇચ્છા લોભીયો તે મુત્તિનું પલિમંથૂ એટલે નિર્લોભીનુ પલિમંથૂ.

૬ સંજમ નિયાણુનો કરણુ હાર તે મોક્ષ માર્ગનું પલિમંથૂ. ઇ. તિ ઠાંણાંગે. સંવર જોગમાં ચિત્ત લગાઇને ષટ પલિમથૂ મુનિ દુર કરે.

પ્રઃ—૨૬૩ છ પ્રકારે પ્રમાદ પડિલેહણા કહી તે કેમ ?

ઊઃ—૧ આરભટ-ઊતાવલા થઈ વસ્ત્ર પડિલેહેતે, ૨ સમર્દના માંહોમાંહે વસ્ત્ર લગાડે, ૩ મોસલી-તિરછો ગૂઠ વસ્ત્ર રાખે, ૪ પ્રફોટની-વસ્ત્રને ઝાટકે, ૫ વ્યાક્ષિપ્ત-અન્યત્ર ઊંચો નીચો નાંખે, ૬ વેદિકા-ઢીંચણ ઊપર હાથ રાખે, એવં છ પ્રકાર ટાલી પડિલેહણા કરવી.

પ્ર—૨૬૪ મૂળ સાત ગૈત્ર કહ્યા તે કીયા ?

ઊઃ—૧ કાશ્યપ, ૨ ગૈતમ, ૩ વત્સ, ૪ કુત્સ, ૫ કૈશિક, ૬ મંડપ, ૭ વાસિષ્ટ. ઇતિ.

પ્રઃ—૨૬૫ સાત સ્વરનાં નામ તથા સ્થાન વીગેરેનું સ્વરૂપ ટુંકામાં કહો.

ઊ—૧ સડ્જ સ્વરનો સ્થાન જીભનો અગ્ર ભાગ, તે મોર બોલે, માદલ બોલે, એવં જીવાજીવ ભેદે જાણવો. જે મનુષ્યને સ્વભાવક સડજ સ્વર હોય તે દોલતવાન હોય.

૨ રિષભનો સ્થાન હૃદય તે કુકડો બોલે, ગોમુખી બોલે સ્વાભાવિક રિષભ સ્વરવાળો હોદ્દાવંત ખજાનાવંત હોય.

૩ ગાંધાર સ્થાન, કંઠાગ્રતે હંસ બોલે. શંખ બોલે તે પુરૂષ ગાયન કલા કવિતા ધર્મ શાસ્ત્રમાં કુશળ હોય.

૪ મંધ્યમનો સ્થાન, જીભનો મધ્ય, તે બોકડો બોલે ઝાલર બોલે તે હીંમતવાંન હોય.

૫ પંચમ સ્વર નાસિકાએ બોલાય તે કોયલ વસંત કાલે બોલે. દર્દુરી બોલે. તે પદવીધર હોય.

૬ ધૈવત સ્વર, દાંત હોઠથી બોલાય, તે સારસ ક્રોંચ બોલે. ઢોલ બોલે. તે દગલબાજ ખેલાડી હોય.

૭ નિષાદ સ્વર કપાળે બોલાય, તે હાથી બોલે. મહા ભેરી સપ્તમ સ્વરે બોલે તે ટંટાખોર પાપી હોય.

એવં સાત સ્વરના ત્રણ ગ્રામ જે ઠામ. મુર્છના જે સ્વરનો નિપજાવવો એકવીસ પ્રકારે છે ઓગણપચાસ તાન છે. ઇત્યાદિ સ્વર મંડલ વાખ્યા ઠાંણંગે સ્પષ્ટ દર્શાવી છે. તે જોવાથી સતાર સરોદા વિણાદિકનું જ્ઞાન સારી પેઠે થાય છે.

સા–રિ–ગ–મ–પ–ધ–નિ–એ સાત સ્વરનાં બીજ છે. ૧ ભેરવ, ૨ માલકોશ, ૩ દીપક, ૪ હિંડોલ, ૫, મલ્હાર, ૬ શ્રીરાગ એવં છ રાગ છત્રીસ રાગણી અડતાલીસ પુત્ર મલા કુલ પરિવાર ૯૦) છે. પૂર્વે તો અસલી ભેરવ રાગ ગાવાથી વગર બળધે ઘાણી ફરે, માલકોશથી પથ્થર પાણી થાય, દીપક રાગથી દીવો થાય, હિંડોલથી ઝુલણો ચાલ્યો જાય, મલ્હારથી વરસાદ થાય. શ્રીરાગથી ઘરમાં લક્ષ્મી વૃદ્ધિ પામે એવી શક્તિ હતી. હાલમાં તેવા ગાયનકારનો યથાર્થ ઉપયોગ નહી હોવાથી તે ભાવ નથી ઈ૦

પ્રઃ—૨૬૬ શ્રીમન્ મહાવીરના તીર્થને વિષે સાત પ્રવચનના નિન્હવ થયા તે કયા.

ઊઃ—૧ બહુર જમાલીનો મત, ૨ જીવનો છેલો પ્રદેશ હીજ જીવ છે, એ તિષ્ય ગુપ્તનો મત છે. ૩ અવ્યક્ત સર્વ વસ્તુ છે એ આષાઢીચાર્યનો મત છે, ૪ ક્ષણક્ષયી ભાવનો પ્રરૂપક આસમિત્રનો મત છે, ૫ એક સમયમાં બે ક્રિયા વેદિયે છે તે ગંગનો મત છે. ૬ ત્રરાસિક મત જે જીવ, અજીવતો જીવ, એવં ત્રણ રાસીનો મત સડુલુક, ૭ જીવ કર્મ સ્પર્શીને વેદે છે, . જીવને કર્મ સાપનાં કાંચલીની પેરે કર્મનો બંધ નથી એ ગોષ્ટા માહિલનો મત છે, એ સાત નિન્હવ મતના ધર્માચાર્ય શ્રી ઠાંણાંગ સૂત્રથી જાણવા.

પ્રઃ—૨૬૭ નવ સ્થાનકે જીવને રોગ ઊપજે તે કેમ?

ઊઃ—૧ ઘણો આહાર કર્યાથી, ૨ અહિત ઇંદ્રીને પ્રતિકુળ ભોજનથી અજી·

ભૂખ્યાં થાય, ૩ ઘણું ઉંઘવાથી, ૪ ઘણું રાત્રી જાગવાથી, ૫ વડીનીત રોકવાથી, ૬ લઘુનીત રોકવાથી, ૭ માર્ગે ઘણું ચાલતાં, ૮ પ્રતિકુલ ભોજન કરવાથી ન સદે તે થાય જીભ સ્વાદે, ૯ ઇંદ્રીના અર્થ વિષય વિપાકથી કામ વિકારથી ઇતિ ઠાણાંગે.

પ્રઃ—૨૬૮ શ્રીમન્ મહાવીર સ્વામીના તીર્થને વિષે નવ જીવોએ તીર્થંકર નામ કર્મ ગોત્ર કર્મ નિપજાવ્યો તે કોણ કોણ.

ઊઃ—૧ શ્રેણિકરાજા, સુપાર્શ્વ મહાવીરનો કાકો, ૩ ઊદાઇ, ૪ કુણિકનો પુત્ર પોટ્ટિલ અણગાર, ૫ દ્રઢાયુ, ૬ શંખ, ૭ શતક, ૮ સુલસા શ્રાવિકા, ૯ રેવતી, એ નવ જાણવા.

પ્રઃ—૨૬૯ દશ પ્રકારનાં સુખ કહ્યાં તે કીયાં ?

ઊઃ—૧ નીરોગપણું, ૨ મોટુ આયુ, ૩ ધનાઢ્યપણું, ૪ સંતોષ, ૫ અસ્તિ સુખ જે વારે જોઇએ તે વારે સુખકારી ભોગ મસે તે. ૬ કામી જે શબ્દરૂપે સુખ કારણ ત્વાત સુખં, ૭ ભોગ ગંધ રસ સ્પર્શ ૮ શુભો અનિંદિતો ભોગો વિષયો, ગકિચેત્તિસ સુખ મેવં, ૯ નિષ્ક્રમતે દીક્ષા સર્વ સુખનું કારણ, ૧૦ અનાબાધ તે મોક્ષ સુખ, ઇતિ સ્થાંનાંગે.

પ્રઃ—૨૭૦ દશ પ્રકારનાં વૃક્ષ સુખમ સુખમ સમયને વિષે ઊપભોગપણે આવે છે તે કીયાં ?

ઊઃ— ૧ માતંગ, મદિરાદિ આપે, ૨ ભૃગ, ભાજન આપે, ૩ ત્રુટિતાંગ વાજીત્ર આપે, ૪ દીપાંગ, દીવો, ૫ જયોતિ, ૬ ચિત્રાંગ, માલ્ય આપે, ૭ ચિત્ર રસ ભલા રસ આપે, ૮ મણયાંગ, આભરણાદિ આપે, ૯ ગૃહને આકારે હોય, ૧૦ અનિઆણ, વસ્ત્ર દાતા એવં દશ કલ્પ વૃક્ષ જાણવાં.

પ્રઃ—૨૭૧ શ્રાવક કેવી રીતે જાપ તથા ધ્યાન કરે.

ઊઃ—શ્રાવક નિંદ્રા થોડી કરે. પાછળની ચાર ઘડી રાત્રિએ ઊઠીને મનમાં નમસ્કાર મંત્ર સંભારી તત્વનો જાણ હોય તે નાસિકા સ્વર વિચાર કરે. ઊઠીને મંદ સ્વરે શબ્દોચાર પૂર્વ ઊત્તર તરફ રહીને નમસ્કાર ભણે. આઠ પાંખડીના કમલમાં નવ પદ સ્થાપન કરી ધ્યાન ધરે તે ઊત્કૃષ્ટ જાપ છે, સંખ્યા વિના ગણે તે અધમ જાપ છે, નોકરવાલી આદે સંખ્યાથી ગણે તે મધ્યમ જાપ છે. તે નોકરવાલી સુખડની, રૂદ્રાક્ષ સૂત્ર વિગેરેની, અંગુઠા ઉપર તર્જની આંગલાએ ગણે, ભૂમિએ, વસ્ત્રે, શરીરે અડકાવે નહી. મેરૂ ઓલંધે નહી. હૃદય સામી રાખી ગણે, જો નંખ લગાવે, મેરૂ ઓલંધે, વિખર ચિત્તથી જાપ કરે તો થોડુ ફળ મલે, મૌન જાપ ઠીક છે. થાકે તો ધ્યાન કરે. વળી થાકે તો સ્તોત્ર ભણે. अरिहंत, सिद्ध आयरिय उवज्झाय, साधु એ ૧૬ અક્ષરની વિદ્યાનો જાપ બસો વાર કરે તો ચોથ ફલ થાય. अरिहंत, सिद्ध, એ ૭ અક્ષરનો જાપ ત્રણસો વાર કરે તો એક ઊપવાસનું ફળ મલે. એ વ્યવહારથી જાણવું. સર્વ કલ્યાણકારી

જાપ, અ, સિ, આ, ઉ, સા છે. એ પાંચ બીજ છે, એનો ઊંકાર થાય છે, નમઃ સિદ્ધેભ્યઃ મોક્ષ સુખ માટે જપવો. ૐ નમઃ સિદ્ધેભ્યઃ ઉભ લોક સુખ ફલ આપે. નમસ્કાર મંત્રનો જાપ બે લોક સુખદાયક છે, એકાગ્ર ચિત્તે ગણતાં અષ્ટભય દુર જાય છે, સુતાં, ઊઠતાં, બેસતાં, ચાલતાં, હરેક કામમાં હરેક સ્થળે નોકારમંત્રનું સ્મરણ કરવું. એજ મંગળકારી છે, સજ્યામાં બેઠા પણ મનમાં અત્યંત બહુ માન પૂર્વક પંચ પરમેષ્ટિ જાપ કરે, નોકરવાલી, વા વચન ઊચ્ચાર તો સજ્જા છોડી ભૂમિ પુંજી જાપ કરે. તે ત્રણ પ્રકારે કહે છે.

૧ માનસજાય—મનની વિચારણા સ્વસં વેદ્ય હોય ॥૨॥ ઊપાંસુજાપ-જે બીજો સાંભળે નહી પરંતુ અંતર જલ્ય રૂપ હોય ॥૩॥ ભાષ્યજાપ-બીજો સાંભળે તે એ ત્રણ જાપ અનુક્રમથી ઊત્તમ, મધ્યમ, અધમ જાણવા, શાંતિને માટે માન સજાપ કરવો પુષ્ટીને માટે ઊપાંસુ જાપ કરવો આકર્ષણને અર્થે ભાષ્ય જાપ કરવો, નોકારના એક અક્ષરથી વા. એક પદથી પણ જાપ થાય છે. વિધિ કહે છે. અ નાભી કમલમાં સ્થિત ધ્યાવે સિ વર્ણ મસ્તક કમલમાં સ્થિત ધ્યાવે, આ, મુખ કમલમાં સ્થિત ધ્યાયે, ઉ હૃદય કમલે સ્થિત ધ્યાવે સા કાર કંઠ પીંજરમાં સ્થિત ધ્યાવે એ પાંચનો ૐ કાર બન્યો છે. અરિહંતની આદિમાંથી અ લેવો અશરીરી સિદ્ધની આદિમાંથી પણ અ લેવો, આચાર્યની આદિમાંથી આ લેવો, ઊપાધ્યાયની આદિમાંથી ઉ લેવો, મુનિ પદની આદિમાંથી મ લેવો, તે વારે अ, अ, आ, ऊ, म्, એવો ઉચ્ચાર થાય છે, ત્રણ અ કારનું રૂપ આ થાય છે, અને આ કાર ઉ કાર મલ્યાથી ઊ કાર થાય છે, પછે મ કારનો બીંદુ રૂપ થવાથી ૐ કાર સિદ્ધ થાય છે, એ પંચ પરમેષ્ટિને ૐ કાર કહીએ એ પાંચના ૧૦૮ ગુણ હોવાથી તેની જપ માલા ગણવાની પ્રવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે યસ્માત્—

कारउ बिंदु संयुक्तं । नित्यं ध्यायंति योगीन :

कामदेमो क्षदंचैव ॐ काराय नमो नमः

હવે વિશ્નુ લોકો ૐ કારને ઇશ્વર કહે છે, જેમ કે આ કાર રજો ગુણ રૂપ વિશ્નુ, ઉ કાર સત્વ ગુણ રૂપ બ્રહ્મા મ કાર તમો ગુણ રૂપ સંકર એ ત્રણ અક્ષરોથી ૐ કાર બન્યો કહે છે. હવે શ્રી રૂપ વિજયજી પૂજામાં લાવેલા તે. ચાર પ્રકારનુ ધ્યાન કહે છે ॥૧॥ નિર્મલ સરદ પુન્યમશશી સમનિજ આત્મ ધ્યાન હૃદય કમલ મધ્ય સ્થાપી ધ્યાવું તે પિંડસ્થ ધ્યાન કહીએ ॥૨॥ અરિહંતના પદ અક્ષરનો જાપ હૃદયમાં સ્થાપી ધ્યાય તે પદસ્થ ધ્યાન કહીએ ॥૩॥ સમો સરણે સ્થિત ભાવજીનને હૃદય કમલમાં સ્થાપી ધ્યાય તે રૂપસ્થ ધ્યાન કહીએ ॥૪॥ સિદ્ધ ભગવાનનું ધ્યાન હૃદયમાં ધરવું તે રૂપાતિત ધ્યાન કહીએ. માટે સર્વ વિકલ્પ તજી યોગની થિરતાએ આત્મા લયલીન થઇ ધ્યાનાવલંબી થવુ એ પરમપદનું મુખ્ય સાધન છે એ નિઃસંદેહ છે.

"હવે નમસ્કાર મંત્રનુ મહાત્મ્ય કહે છે."

नवकार इक्क अरकर, पावं फेड सत्त अयराणं ।
पन्ना संचपएणं , सागरपण सयमग्गेणं ॥ १ ॥
जो गुण इलख्खमेगं, पूए इविहीइंजिणनमुक्कारो ।
तित्थयर नामगोअं, सोबंधइनत्थि संदेहो ॥ २ ॥
अठ्ठेवय अठ्ठसया, अठ्ठसहस अठ्ठ कोडीओ ।
जो गुणइभत्ति जुत्तो, सो पावइ सासयंठाणं ॥ ३ ॥

ઇતિ સુગમાર્થ એમ ગુરૂદત્ત આમ્નાય આ સ્થાન વિશેષે કરી જે જીવ ભાવ સહીત વિધિએ યુક્ત નોકાર મંત્રનો જાપ કરે તે ઇહ લોક પરલોકે સમસ્ત વાંછીત ફલની સિદ્ધિ પામે. ત્રીજા ભવે મોક્ષ જાય, ચોદ પૂર્વનું સાર પણ એજછે.

पुनः जंछ मासीयवरसीय, तवेण तिव्वेण जीऊएपावं।
नमुक्कार अणुपूव्वि, गुणणेणतयंखण द्धेणं ।, १ ॥

ભાવાર્થઃ—છ માસી વરસી તપવડે કરીને જે પાપનો નાશ થાય છે તે નવકારની અનુપુર્વિ (ટીપ) ગણતાં અર્ધ ક્ષણ માત્રમાં નાશ થાય છે; ઇહાં પાંચ પદની ટીપ ગણતાં છ માસી તપ ફલ, અને નવ પદની ટીપ ગણતાં વરસી તપનું ફલ કહે છે જન્માંતર અવસરે અવસ્ય એ નવકાર મહામંત્રનું સ્મરણ કરવું, જેથી ભવાંતરે કંબલ સંબલવત્ દેવગતી પામે.

હવે ચાર પ્રકારના ધ્યાનનું સ્વરૂપ કહેવા પ્રથમ આર્તધ્યાનના ચાર પાયા કહે છે.

૧ ઇષ્ટ વિયોગ, ૨ અનિષ્ટ સંયોગ, ૩ રોગાર્ત, ૪ અગ્ર સોચાર્ત ધ્યાન; કાય વ્યાપાર રહિત પણ ફલ આપે.

આદિની ત્રણ લેસ્યા હોય, રૂદન વિલાપનું ધ્યાન પણ એમાં છે. નંદન મણીયાર , દુદુરવત્ ત્રીજંચ ગતી પામે.

૨ છેદન, દહન, ભંજન, મરણ, બંધન, પ્રહાર, અનુકંપા રહિત . હિંસા ૧ જુઠું, ૨ ચોરી, ૩ પરિગ્રહ રક્ષણ, ૪ આદે જે વિચારણાનું ધ્યાન તે રૌદ્ર ધ્યાન કહીએ. એજ હિંસાનંદ આદે ચાર પાયા પણ જાણવા.

આદિની ત્રણ લેસ્યા હોય છે. નિર્દયપણે પાપ કરી હર્ષ ધરે. એ ધ્યાનથી તંદુલ મત્છવત્ નરકે જાય છે.

૩ સૂત્ર અર્થ મહાવ્રતનો બંધ . મોક્ષ આચાર ગતી આ ગતી પ્રાણીની દયા વ્યવહાર ક્રિયારૂપ સાધન રત્નત્રય સાધન પરિણામ, જીન વચનની સદ્દહણા તે ધર્મ ધ્યાન દેવગતી ફલ આપે. શીલ સંજમમાં રક્ત હોય, ચેતન તન્મયપણાનો ઊપયોગ, મૈત્રાદિ ચાર ભાવના વળી એકત્વ ભાવના ધરે તે શ્રાવકને પ્રભાતના ઊદયવત્ પ્રકાશવંત હોય. તેના અધિકારી

તેજ મુનિરાજ છે. એતાવતા ધર્મે જે ક્ષમાદિક દશ પ્રકારનો તે થકી ન પડવું તે ધર્મ ધ્યાન કહીએ. તેના ચાર પાયા કહે છે.

૧ આજ્ઞા વિચય—સર્વજ્ઞ પુરૂષોની આજ્ઞાનું ચિંતવન કરવું તે કેમકે જેમને અસત્ય બોલવાનું કારણ નથી.

૨ અપાય વિચય—રાગ દ્વેષ કષાય ઇંદ્રિયોને વશ પડેલા પ્રાણીઓનું સંસારીક કષ્ટ ચિંતવન કરવું તે.

૩ વિપાક વિચય—જ્ઞાના વર્ણાદિક કર્મના શુભાશુભ વિપાકનું ચિંતવન કરવું તે.

૪ સંસ્થાન વિચય—પૃથ્વિનુ વલય, દ્વિપ સમુદ્રાદિક વસ્તુનું સંસ્થાન (આકૃતિ) નું વિચારવું તે.

એ ધ્યાન ચોથાથી આઠમા ગુણ ઠાણા સુદ્ધી હોય.

૪ શુકલ ધ્યાન, આઠમાથી ચડતુ-શુકલ એટલે નિર્મલ શુદ્ધ આલંબન તથા નિરાલંબન સ્વરૂપ તન્મયપણે ધારે. ખંતી પ્રમુખ ચાર આલંબનરૂપ ભૂમિકા છે જેની તેથી ઊંચે ચઢે છે. સિદ્ધ સાધકનો એક સ્વભાવ હોય. મોક્ષ ફલદાઇ છે. તેના ચાર પાયા કહે છે.

૧ પ્રથકત્વ વિતર્ક સવિચાર, ૨ એકત્વ વિતર્ક અવિચાર, ૩ સુક્ષમ ક્રિયા અનિવૃત્તિ, ૪ સમુચ્છીન ક્રિયા અપ્રતીપાતી ઇતિ ઠાણાંગે. પ્રથમના બે પાદધ્યાઇ રહ્યા પછે કેવલ થાય છે, શેશ બે પાપાધ્યાયા પછે મોક્ષ જાય છે. વજ્ર રીખભ નારાચ સંઘયણ, પૂર્વધર આધ્યાનના અધિકારી જાણવા. વિશેષ ચાર ભેદની વાખ્યા યોગ શાસ્ત્રના દશમા પ્રકાશથી જાણવી સુક્ષ્મ બુદ્ધિ ગમ્ય છે, માટે ગુરૂગમ લેવો. બીજી રીતે ચાર પાયા પણ લખે છે ( ૧ ) પ્રથકત્વ વિતર્ક સપ્ર વિચાર ( ૨ ) એકત્વ વિતર્ક અપ્ર વિચાર ( ૩ ) સૂક્ષમ ક્રિયા પ્રતિપાતી ( ૪ ) ઉચ્છિંન ક્રિયા નિવૃતિ પહેલા પાયામાં ભેદ જ્ઞાન થાય છે. બીજા પાયામાં અભેદં.જ્ઞાન થાય છે. ત્રીજામાં બાહર યોગ રૂંધાય છે. ચોથામાં સુક્ષ્મ યોગ રૂંધાય છે. એવી રીતે વર્તના થાય છે. એવો પુરૂષો શ્રેણી એટલે કર્મ ક્ષપક કરવાની પંક્તિ એક પછે બીજી પ્રકૃતિ ખપાવી અનુક્રમે કર્મનો ક્ષય કરી મોક્ષ પામે છે ઇહાં આલંબન તે સમોસરણે સ્થિત અરિહંત તથા તેમની પડિમાનું ધ્યાન તે અને નિરાલંબન ધ્યાન તે આત્મ ગુણમાં નિશ્ચલતા પરવસ્તુના વિકલ્પ પણાએ રહિત એવા ધ્યાની જનોને ધન્ય છે.

પ્રઃ—૨૭૨ ધ્યાની પુરૂષોના આસનનું સ્વરૂપ તથા ધ્યાનનાં સ્થાન તથા ત્રણ પ્રકારે કાયોત્સર્ગ તથા પ્રાણાયમનું સ્વરૂપ કહો.

ઊઃ—પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, અબ્જસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટીકાસન, ગોદોહીકાસન, કાયોત્સર્ગ, અંધાસન, ગજાસન, હંસાસન, ક્રોંચાસન. વિગેરે ઘણી જાતનાં આસન થાય છે, આસન જયથી મન સ્થિર થાય છે.

માટે ધ્યાનનું સાધન ભૂત આસન છે. અર્થાત્ સુખે કરી આસનવાલી બેઠેલો બંને હોઠ જોડીને નાસીકાના અગ્રભાગે દ્રષ્ટિ સ્થાપીને હેઠલ ઊપર દાંતને અ-ણફરસતો પ્રસન્ન મુખવાલો પૂર્વ ઊત્તર, વા જીન સનમુખ ઊભો રહીને પ્રમાદ રહીત શરીર સામર્થવાન ધ્યાન પ્રવૃત્ત થાય છે. ઇહાં જીન કલ્પીનું આસન જે ઊભા ઊભા કાયોત્સર્ગ કરે. અને સ્થવિર કલ્પી તો ઊભાં, બેઠાં, સુતાં ત્રણ પ્રકારે કાયોત્સર્ગ કરે, તે અનુક્રમે ઊત્તમ, મધ્યમ, જગન્ય ભેદ જાણવો ઇતિ યોગ શાસ્ત્ર ચતુર્થ પ્રકાશે.

૧ નાભી, ૨ હૃદય, ૩ નાસીકાનો અગ્ર ભાગ, ૪ કપાલ, ૫ ભ્રકુટી, ૬ તાલવું, ૭ આંખ્ય, ૮ મુખ, ૯ કાન, ૧૦ મસ્તક. એ દશ ધ્યાનની ધારણાનાં સ્થાન યોગશાસ્ત્ર ષષ્ટ પ્રકાશમાં કહ્યાં છે. ઇહાં પાંચમા પ્રકાશને વિષે પ્રાણા-યામ અંગ વિષે સમજવાનું જે શ્વાસોશ્વાસની ગતીને જે રોકવું તે પ્રાણાયામ કહીએ. જે મુખ અને નાસીકાના પવનને રોકવાથી મન જીતી શકાય છે માટે. ધ્યાની પુરૂષો આવી રીતે કહે છે.

તેના ત્રણ ભેદ છે ॥૧॥ પૂરક-દશમે દ્વારે શ્વાસ પુરવો ચઢાવવો તે. ॥૨॥ કુંભક-ત્યાં સ્થિર કરવો તે. ॥૩॥ રેચક-એટલે ધીમે ધીમે તે શ્વાસને પાછો ઊતા-રવો તે. નિર્વિઘ્ન પવિત્રપણે એ ધ્યાન થાય છે.

વિશેષ વાખ્યા ત્યાંથી જોવી.

અર્થાત્ બાહેરના વાયુનું આકર્ષણ કરી ઉદરમાં ભરવું તે પૂરક. અને ઉદ-રમાંથી યતનાએ વાયુને બાહેર કાઢવો તે રેચક તથા તે વાયુને નાભી પદ્મમાં સ્થિર કરી રોકવો તે કુંભક પ્રાણાયામ કહીએ ઇતિ.

પ્ર:—૨૬૩ નિયમ ધારવાનું સ્વરૂપ. અને તેથી થતા ગુણનું વર્ણન ટુંકામાં સમજાવો.

ઊ:—१ सचित्त २ दव्व ३ विगइ ४ वाणह ५ तंबोल ६ वत्थ ७ कुसुमेसु ८ वाहण ९ सयण १० विलेवण, ११ बंभ १२ दिसि १३ न्हाण १४ भत्तेसु ॥१॥ અર્થઃ— सचित्त-માટી પાણી અગ્નિ વનસ્પતિ બીજ આદેનું વજન માન दव्व-મુખમાં સ્વાદ અરથે નાંખે તે વસ્તુની ગણતી विगइ-ઘી, ગોળ, દહી દુધ તેલ કડે વીગઈ. वाणह-પગરખાં મોજડી પાવડી મોજાનું નિયમ. तंबोल-પાન સોપારી આદે મુખવાસ. वत्थ-પોતાને વાપરવાનાં વસ્ત્રની ગણત્રીનં માન. कुसुमेसु-ફુલ, અત્તર, છેકણી આદે સુંઘવાનું માન. वाहण-ગાડી, ઘોડા, નાવ આદે બેસવાનું सयण-સુવાના ખાટલા, પાટ પથરણાં પાટલા આદે. विलेवण-તૈલાદિ શરીરે ચોળવાનું વજન માન. बंभ-નારી ભોગનો નિયમ. दिसि-દશ દિશાએ જવાનું પ્રમાણ न्हाण-સર્વાંગે સ્નાનનું પ્રમાણ. भत्तेसु-ભાત પાણીનું વજન, એ ચૌદ નિયમ નિરંતર શ્રાવક ધારે. તથા પૃથ્વિકાય જે માટી મીઠુ આદે વાપરવાનું પાણી તે કુવા તળાવ નદી વાવ્ય વહેરો સમુદ્રાદિકના પાણીના તોલનું માન. અગ્નિ આરંભ ચુલા કયારી, સઘડી આદેનું નિયમ. વાઊ જે પંખા હીંડોલા પતંગનું

પ્રમાણ. વનસ્પતિ જે લીલાં ફુલ ફુલ શાક, ભાલ કાષ્ટ પત્ર મૂલ બીજ આદિનું ગણીત તથા વજન માનનું પ્રમાણ ત્રસકાય તે બેઇંદ્રિયાદિક જીવ વિના અપરાધે સંકલ્પી હણવા બુદ્ધિ મારૂં નહી. મસી જે ધાર અણી ધમાકો ધંટી આદે જીવ વધનાં શસ્ત્રનો નિયમ, મસી તે ખડીયા કલમો રંગવાનું પાણી પ્રમુખનો નિયમ કૃષિ તે ખેતી હાંકાં ભુંઇંરાં. કુવા તળાવ વિગેરે પૃથ્વિ ખોદવાનું પ્રમાણ કરવું જેથી વિસ્તાર પામેલા અવિરતિપણાનો અટકાવ થાય છે, જેમ મંત્ર બળે વિછુનું ઝેર ડંકમાં આવે છે. ઇહાં દેસાવગાસીક દશમુ વ્રત જેમાં થોડું મોકળુ અને ઘણું નિષેધ. સમજવાનું એ છે જે હમેશાં શ્રાવકને એક દીશી ખપ જેટલી મોકળી મુકી બાકીની દીશાએ હજારો ગાઊ જવા આવવાનો નિષેધ કરવો જેથી લાખો મણનો બોજો ઊતરી તોલા ભારમાં આવી પડે છે. નિયમ ધારે તેને સાતમું વ્રત ભોગોપભોગ અને દશમું દેસાવગાસીક બંનેનું પચખાણ ભેગુ લેવાય છે. તે કરણ કોટી વિચારી જેમ પળે તેમ કરવું. ઇહાં દિશિ પ્રમાણ કરવાથી ઊપરાંત જીવ હીંસા, જુઠું, ચોરી મૈથુન પરિગ્રહ વ્યાપારાદિક પાપનો નિષેધ થયાથી કેવો મ્હોટો લાભ થાય છે. એટલુંજ નહી પણ.

वारे व्रतना निमनोर संखे पण हमां थाय, मंत्र बळे जेम विछीनुं हे।
झेर तेडंके जाय हो जिनजी. भ.

ગંઠસી ધરસી દીપસી વેઢસી આદે એમાં આવે છે તે મુહુર્ત, દીન રાત પક્ષ માસાદિક શુદ્ધિ થાય છે. તે દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવે સમજવું, આ વ્રત ઘણું પુષ્ટિકારક છે. ઇતિ.

પ્રઃ—૨૭૪ પૂર્વે બાર કુલની ગૌચરી મુનિ કરતા તે બાર કુલ કીયાં?

ઊઃ—૧ ઊગ્રકુલ, ૨ ભોગકુલ, ૩ રાજકુલ, ૪ ક્ષત્રિકુલ, ૫ ઇક્ષ્વાકુલ, ૬ હરિવંશ કુલ, ૭ ગોષ્ટ કુલ, ૮ ગંડક કુલ તે ગામમાં ઊદ્ઘોષણ કરે તે, ૯ વાધિકકુલ તે સુતાર, ૧૦ ગામ રક્ષક કુલ, ૧૧ વણિક કુલ, ૧૨ તંતુવાય તે સાળવી ઇતિ આચારાંગે. એ બાર કુલની ગોચરી આગલ મુનિરાજ લેતા. પરંતુ આધુનિક કાલમાં ગુરૂ પરંપરાએ આચાર્યની મર્યાદા સુજબ ગોચરી કરવી.

ચંક્રવર્તિરાજા નીચરાજા દંડ પાસીક દુગંછિત કુલ (મોચી) વીગેરે નીંદનીક દાસ પ્રમુખ કુલની ગોચરી પૂર્વે લેતા નહી, અને હવણાં પણ લેવી નહી ઇ.

પ્રઃ—૨૭૫ શરીર સંબંધી સપ્ત ધાતુ કેઇ?

ઊઃ—૧ રસ તે ખાધાના પદાર્થનો સાર, ૨ રક્ત, ૩ માંસ, ૪ ચરબી, ૫ હાડ, ૬ મીજા, ૭ વીર્ય. એ સપ્ત ધાતુથી શરીર બંધાય છે. લોહી, મેલ, પીયા, બલ્લખા, કફ, વિષ્ટાદિ સર્વે તેનો મળ જાણવો, સોના રૂપાદિ સપ્ત ધાતુ બીજી જાણવી ઇતિ.

પ્રઃ—૨૭૬ સ્વપ્ન લપે શુભાશુભ ફલનું શી રીતે સમજવું.

ઊઃ—નવ પ્રકારનાં સ્વપ્ન કહે છે. ૧ અનુભવી વસ્તુનું, ૨ સાંભળી વાતનું,

૩ દીઠેલું, ૪ રોગથી, ૫ ચિંતીત વસ્તુનું, ૬ સહજ સ્વભાવથી, ૭ દેવતાના ઉપદેશથી, ૮ પુન્ય પ્રભાવથી, ૯ પાપ પ્રભાવથી તે મધ્યે પ્રથમનાં છ સ્વપ્ન નિષ્ફલ છે, શેષ ત્રણ ફલદાઈ છે. દેવ ગુરૂ ગૌતમજી શત્રુંજયાદિ તીર્થનું નામ લેઇ સુવે તો માઠું સ્વપ્ન ન આવે. પ્રભુનું ધ્યાન સ્તુતિ કરેથી ખોટું સ્વપ્ન વિલય થાય છે. રૂડું સ્વપ્ન આવ્યાથી સુવું નહી, ખોટું સ્વપ્ન આવ્યાથી સુવુ ઠીક છે. સુર્યોદયનું સ્વપ્ન તત્કાળ ફલે છે. દેવ પુજક, તપસ્વી, ધર્મિ, જીતેંદ્રિય, શાંત ગુણીને માઠું સ્વપ્ન આવે તે પણ ફલભણી થાય છે. ઈત્યાદિ. ૭૨ પ્રકારનાં સ્વપ્ન છે તેમાં ૩૦ મહા ફલદાઈ છે, અને ૪૨ સામાન્ય ફલદાઇ છે. ઇત્યાદિ કલ્પસુત્રની વાખ્યાથી જાણવું. દીવસનું સ્વપ્ન જુઠું છે ફલ ન મલે.

તીર્થંકરને નિગ્રંથ મુનિને તીર્થ જગામાં સ્વપ્નમાં દેખે તો શ્રેષ્ટ છે. ઇરાદો પૂર્ણ થાય. સ્વપ્નમેં નદી સરોવર કુંડ સમુદ્ર પાણી ભરેલો દેખે તો ઘણો ધન મળે પણ તે તીવ્ર પ્રકૃતિવાળાને નિષ્ફળ છે. નાટક કરે ઉલટી કરે દેખે તે ખોટાની નીશાની છે. સર્પ વિછુ દેખી ડરે નહી તે ધન પામે. પલંગ જુત્તા ચોરીએ જાય તેની ઓરત જલદી મરે. સ્વપ્નાં રોવે તો ખુશી થાય. હસે તો રોવું પડે. મોર દેખે તો રાજાથી મુલાકાત થાય. કોઇ સ્ત્રીનું મુખ ચુંબન દેખે તો હરેક ફાયદો થાય. પોતે મરી ગયો દેખે તો બુરૂ થાય. આપને ગંદકીમાં ભરેલો દેખે તો ફાયદો છે બીમારી શખસ ચંદ્ર સૂર્યનું સ્વપ્ન દેખે તો જલ્દી આરામ થાય. ઊત્સવ દેખે તો ખુશી પેદા થાય. દૂધ દહીંથી દેખે તો સારૂ છે. વીજલી પડી દેખે તો કેદ મળે. હાડ રાખ દેખે તે બુરી છે. વેણા આરીસો દેખે તો હુકમ હોદ્દો મલે. જહાજ પર ચઢે તો દોલત મલે. દીવો દેખે તો વાંછીત થાય. પોતાના મસ્તકમાંથી લોહીની ધારા પડતી દેખે તે થોડા દીવસમાં રાજા થાય. દાવાનલ વરસાત લડાઇ ગર્જના દેખે તો રાજ તરફથી હરકત થાય. જમીનકંપ ઊલ્કાપાત તારા ખરતા દેખે તો કલેશ થાય. જીન પડિમા હસ્તી રોતી ખંડીત દેખે તેને પીડા થાય. સ્વપ્નમાં વીર્યપાત નુકશાનકારી છે. સ્વપ્નમાં પોતાના દીલને પસંદકારી ચીજ દેખે તો ફાયદાકારી છે. ઈત્યાદિ ઘણી વાખ્યા છે તે ગ્રંથાંતરથી જાણવી ઇતિ.

પ્રઃ—૨૭૭ તીર્થંકર નામ કર્મ સ્યાથી બંધાય છે. અને તેનો ઉદય ક્યારે ગણાય છે તે કહો?

ઊ—અરિહંતાદિ વિસ્થાનકનું આરાધન કરવાથી જીન નામ કર્મ બાંધે તે સરાગથી જાણવું. નહી તો એક સ્થાનક પ્રભાવે નિર્જરા કરા તદભવે મોક્ષ જાય. કથંચિત સંમ્યગ્ દ્રષ્ટિ નારકી ભાંધે તો નિષેધ નહી. કેમકે બંધ સ્વામી ત્વકર્મ ગ્રંથમાં લાવ્યા છે માટે જીવ દયાનું ફળ દીર્ઘાયુ પામે, વાંદવાનું ફલ ઊંચ ગોત્ર પામે, ઈત્યાદિ પુન્ય ફલ તે પુન્યાશ્રવ છે. તે ગુણ ઠાણાની હદ મુજબ આદરવા યોગ્ય છે, પરંતુ પુન્ય ફલની ઇચ્છા તો છાંડવા જોગ છે. ઇહાં પુન્ય તત્વ શ્રાવકને વ્યવહાર નયે ગ્રહણ કરવા જોગ છે, અને નિશ્ચય નયથી

છાંડવા યોગ્ય છે. મુનિને ઊત્સર્ગે ત્યાગવા જોગ છે, અને અપવાદે ગ્રહણ કરવા યોગ્ય છે. શિષ્ય—વિપાકોદય ક્યારે ગણાય.

ગુરૂ—જીન નામ કર્મ બાંધે ત્યાંથી અંતર મુહુર્ત પછે પ્રદેશોદય જાણવો. વિશેષ વિશેષ વૃદ્ધિવંત હોય અને કેવળ જ્ઞાન થયા પછે રસોદય ( વિપાકોદય જાણવો. ઇતિ રહસ્ય.

પ્રઃ—૨૭૮ ચોવિસ તીર્થંકરનાં માતા પિતા કેઇ ગતિએ ગયા છે.

ઊઃ—રીખવદેવથી ચંદ્ર પ્રભુ લગે આઠની માતા સિદ્ધિ પામી છે, સુવિધિ નાથથી શાંતિ નાથ લગે આઠની માતા ત્રીજા દેવલોકે ગઇ છે. કુંથુનાથથી વીર પ્રભુ લગે આઠની માતા ચોથા દેવલોકે ગઇ છે. રીખવદેવના પિતા નાગકુમાર દેવતા થયા છે. અજીતનાથથી ચંદ્ર પ્રભુ સુધીના પિતા ઇસાન દેવલોકે ગયા છે. સુવિધિથી શાંતિનાથના પિતા સનતકુમાર દેવ થયા છે. કુંથુનાથથી વીર પ્રભુજીના પિતા માહેદ્ર દેવ થયા છે. પ્રવચન સારોદ્ધાર વચનાત્ ઈ.

પ્રઃ—૨૭૯ તેર કાઠીયા કહ્યા છે તે કીયા.

ઊઃ—॥गाथा॥ आलस१ मोह२ अवन्ना३ थंभा४कोहा५ पमाय६ कविणता७ भय८ सोग९ अन्नाण१० वाखेव११ कोहला१२ रमणा१३ ॥ १ ॥ ભાવાર્થ ૧ આલસકાઠીયો, ૨ મોહ, ૩ અવજ્ઞા. ૪ માંન. ૫ ક્રોધ. ૬ પ્રમાદ. ૭ કૃપણ. ૮ ભય. ૯ શોગ. ૧૦ અજ્ઞાન. ૧૧ વ્યાખેપ જે વ્યગ્ર ચિત. ૧૨ કતોહલ. ૧૩ રમણ જે વિષયરસમાં મગ્ન રહે. એ તેર કાઠીયા ધર્મ સાધનમાં જીવને વિઘ્ન કરનાર છે માટે તેને છોડવા ઉધમ કરવો. ઇ૦

પ્રઃ—૨૮૦ અષ્ટોતરી સ્નાન શાંતિસ્નાત્ર ગ્રહ દીગપાલ પૂજન પ્રાંતે પ્રતિષ્ટાદિ સમાપ્તી અવસરે પ્રાર્થના રૂપ જે ત્રણ ગાથા કહેવાય છે તે કઇ.

ઊઃ—यायाति शासनं जैनं । सद्यः प्रत्यूहनाशिनी ॥
साभिप्रेत समृध्यर्थं । भूयात् शासनदेवता ॥ १ ॥
आह्वाननैवजानामि । न जानामिविसर्जनं ॥
पूजार्चा नैवजानामि । त्वंगतिः परमेश्वरी ॥ २ ॥
आज्ञाहीनं क्रियाहीनं । मंत्रहीनं चयत्कृतं ॥
तत्सर्वक्षमयादेव । क्षमस्व परमेश्वर ॥ ३ ॥

પ્રઃ—૨૮૧ સરોદય વિદ્યાનો વિચાર શાસ્ત્રમાં શી રીતે છે.

ઊઃ—પ્રભાતે નિંદ્રાના છેદ વખતે પૃથિવ, ૧ જલ ૨ તત્વ વહેતો શુભ છે. અને અગ્નિ ૩ વાયુ ૪ આકાશ તત્વ ૫ વહેતો અશુભ દુઃખદાઇ છે. એ પાંચ તત્વ ઓળખવાનું રૂપ કહેછે. નાસીકાનાં પવન ઊંચો જાય ત્યારે અગ્નિ તત્વ જાણવું. નિચો જાય તો જલતત્વ જાણવું. ત્રીછો જાય તો વાયુ તત્વ,

અને શુદ્ધ ત્રીછો પવન નિકલે તો પૃથિતત્વ છે. નાશીકાની બે પડાની અંદર વહે. બાહેર ન નિકળે તો આકાશ તત્વ જાણવું. પહેલુ ૧ પવન તત્વ વહેછે. પછે ૨ અગ્નિતત્વ વહેછે. પછે ૩ જલતત્વ, પછે ૪ પૃથિતત્વ, પછે ૫ આકાશતત્વ વહેછે. સદા એજ ક્રમ છે. પૃથિવ અને જલતત્વમાં શાંતિકાર્ય કરવું. શેષ ત્રણ તત્વમાં સ્થિર કાર્ય કરવું યુકત છે. જીવન પ્રશ્ન, ધન્ય, પુત્ર, યુદ્ધ, જય, લાભ, જાવક, આવક, પુછવું તે જલતત્વ પૃથિતત્વમાં ઠીક છે. અગ્નિ વાયુતત્વમાં એ ઠીક નહીં. પૃથિવતત્વમાં પ્રશ્ન કરે તો કાર્યસિદ્ધિ થિરતાએ થાય, અને જલતત્વમાં કરે તો શિઘ્રપણે થાય.

૧. નાસીકાનો સ્વર દક્ષણ (જમણો) અંગ તરફ વહે તે સૂર્ય નાડી જાણવી. તે ઇંગલા કહીએ.

૨. નાસીકાનો સ્વર વામ (ડાભી) તરફ વહે તે ચંદ્ર નાડી જાણવી. તે પીંગલા કહીએ.

૩. બેહુ નાસીકાએ સરખો વહે તે સુષમા નાડી જાણવી. સ્વર તો બેહુ નાસીકા તરફ વહેછે. પણ જે તરફ વધારે ચાલે તે ગણવો. શુકલપક્ષની પડવે દીવસે જો વામીનાસીકાનો સ્વર ચાલે તો પંદર દીવસ તક આનંદ આરોગ્યતા રહે. અને જો કૃષ્ણપક્ષની એકમને દીન દક્ષણનાસીકાનો સ્વર ( નાડી ) ચાલે તો પંદર દીન સુખ આનંદ રહે, એથી વિપરીત હોય તો વિપરીત ફલ આપે શુકલપક્ષમાં પ્રથમ ત્રણ દીન વામનાસીકા સવારે ઊઠતાં વહે તો ઠીક છે. શુભ છે, પછે ત્રણ દીન દક્ષણ સ્વર ચાલે તો સારો છે. ફેર આગલ ત્રણ દીન વામ સ્વર ઠીક છે, એમ અનુક્રમે પંદર દિન સુધી સમજવું. તેમજ કૃષ્નપક્ષની એકમના દીવસથી પ્રથમ ત્રણ દીન દક્ષણ સ્વર ચાલે તો સારો છે આગલ ત્રણ દીન વામ સ્વર શુદ્ધ છે. એમ અનુક્રમે પંદર દીન તક સમજવું. ચંદ્ર સ્વરમાં સૂર્ય ઊગે, અને સૂર્ય સ્વરમાં સૂર્ય અસ્ત હોય તો શુભ છે. તથા સૂર્ય નાડીમાં સૂર્ય ઉદય હોય અને ચંદ્ર નાડીમાં અસ્ત થાય તોપણ શુભ છે. ઇહાં સુખમામાં ઠીક નહી વળી કોઈક શાસ્ત્રમાં રવી, મંગળ, ગુરૂ શનીવારમાં દક્ષણ સ્વરમાં સુર્યનાડી દીન ઉગતાં ચાલે તો શુભછે. અને સોમ બુધ શુક્ર એ ત્રણવારોમાં સુતાં ઊઠતાં ચંદ્ર નાડી ચાલે તો શુભ છે. વિપર્યય ચાલે તો અશુભ છે. કોઇક મતમાં શંક્રાંતીના ક્રમથી સૂર્ય ચંદ્ર નાડી વહેતો શુભ છે. કોઇક મતમાં ચંદ્રમા રાસી પલટે તે ક્રમથી પણ કહ્યું છે પરંતુ જૈનાચાર્ય શ્રી હેમચંદ્રાદિકોનો તો પૂર્વે લખ્યો તેજ મત છે. છત્રીસ ગુરૂ અક્ષર ઊચ્ચારતાં જેટલો કાલ થાય છે તેટલો વાયુ નાડીને બીજી નાડીમાં સંચાર કરતાં લાગે છે. ધન કમાવામાં વિવાહ કામમાં ગયો આવે તે પ્રશ્નમાં જીવવાના પ્રશ્નમાં ઘર ક્ષેત્રાદિ લેતાં ક્રિયાણાં લેતાં વેચતાં, નોકરી કરવા, ખેતી કરતી વેલા શત્રુ જીતવામાં વિદ્યારંભમાં રાજ્યાભિષેકમાં દિક્ષા પ્રતિષ્ટા આદે સ્થિર કાર્યમાં ચંદ્રસ્વર અમૃત નાડી કહે છે યોતિષથી સ્વરોદય જ્ઞાન બળવાન છે. ચંદ્રસ્વર બલ આ.

ચાર્ય અથવા દેવસ્થાપન કરનારને ન હોય તો બંધ રાખવું ફેર પ્રતિષ્ટા કરે. તમારો ચંદ્રસ્વર ચાલતાં કોઇ સખસ ડાબી તરફ ઊભો રહી પુછે કે વરસાદ થશે કે નહીં (જવાબ) થશે તેજ પ્રમાણે કોઇ બે જણની લડાઈમાં સુ છે જે કોણ જીતસે (જવાબ) પહેલુ નામ બોલે તેની ફતેહ હોય.

ઈત્યાદિ શુભ કાર્યમાં ચંદ્ર નાડી વહેતો કલ્યાણકારી છે પ્રશ્નના સમયમાં કાર્યના આરંભમાં પૂર્ણ વામી નાડી પ્રવેસ કરતી હોય તદા નિશ્ચય કાર્ય સિદ્ધિ જાણવી. એમાં સદેહ નહી. કેદથી કયારે છુટસે રોગી કયારે સાજો થસે. સ્થાન ભ્રષ્ટનો પ્રશ્ન, યુદ્ધ પ્રશ્ન અકસ્માત ભય, સ્નાન, ભોજન, પાણી પીતાં, ગઈ વસ્તુની સોધ કરતાં. વિવાદ, મૈથુન, કષ્ટમાં એટલા કાર્યમાં સૂર્ય નાડી શુભ છે. કોઇક આચાર્ય કહે છે જે વિદ્યારંભ, દિક્ષા, વિવાદમાં શાસ્ત્રાભ્યાસમાં મંત્ર યંત્ર સાધવામાં સુર્ય નાડી શુભ છે ચંદ્રસ્વરમાં જલ પીવું અને સુર્યસ્વરમાં ભોજન કરવું ઠીક છે. ચંદનાડી સૂર્યનાડી બેહુમાંથી જે નાડી ચાલે તે તરફનો પગ ઉઠાવી નિરંતર પ્રથમ ચાલે તો કાર્ય સિદ્ધ થાય. વામ પગ શુક્લ પક્ષમાં અને જમણો પગ કૃષ્ણપક્ષમાં સજ્જામાંથી ઉઠતાં ધરતી ઉપર ધરે તે ભલું છે ઇતિ યોગશાસ્ત્ર તથા જૈનતત્વાદર્શ ગ્રંથાનુસારે લેશ માત્ર જાણવું.

પ્રઃ—૨૮૨ વિવાહ કેટલી પ્રકારના કહ્યા છે?

ઊ:—લોકમાં અગ્નિ દેવતા વિગેરેની સંમક્ષ હસ્ત મેલાપ કરે તેને વિવાહ કહેછે. હવે વિવાહના આઠ પ્રકાર કહેછે.

૧ આભુષણ પહેરાવી કન્યાદાન કરવું તે બ્રહ્મ વિવાહ કહીએ.

૨ ધન ખરચી કન્યાદાન કરવું તે પ્રજાપત્ય વિવાહ કહીએ.તે માતા પિતાની રજાથી પંચ વિદ્યમાન કરે તે. કોઇ ઠેકાણે કન્યાના પિતાને ધન આપી વિવાહે તે પ્રજાપત્ય વિવાહ કહ્યો છે.

૩ ગાય બલદ જોડી આપી કન્યાદાન કરે તે આર્ષ જે રૂષી સબંધી વિવાહ કહીએ તે લૌકીક વનવાસી સાધુનો કરેલો જાણવો.

૪ યજમાન બ્રાહ્મણને યજ્ઞની દક્ષણા તરીકે કન્યા આપે તે દેવવિવાહ કહીએ એ ચાર પ્રકારના વિવાહ લૌકીક ધર્મને અનુસરતા છે, જૈન નીતી જુદીછે બ્રાહ્મી.જે ભરતની સાથે જન્મી હતી તેનો વિવાહ બાહુબલી સાથે કર્યો અને બાહુબલીની સાથે સુંદરી જન્મી હતી તેનો વિવાહ ભરતની સાથે કર્યો. ત્યાંથી માતા પિતાની દીધી કન્યા વ્યવહાર ચાલ્યો. બાદ શ્રી રીખવદેવજીએ એક ઉદરથી ઉત્પન્ન થએલ ભાઇ બેહેનનો વિવાહ દુર કર્યો. તથા લોકમાં પણ તેજ વ્યવહાર ચાલુ થયો છે. ઇહાં કોઇ તર્ક કરે જે રીખવદેવજીએ જુગલીઆની સ્ત્રીસુમંગલા સાથે લગ્ન કર્યું તે પુર્નલગ્ન કહેવાય કે કેમ તેનું સમાધાન જે પ્રથમ જુગલીઆ સાથે લગ્ન થએલું નહી તેને રીખવજી પરણ્યા તે પુર્નલગ્ન કહેવાય નહી પુરૂષ ગમે તેટલીવાર પરણે પણ સ્ત્રી એકવાર પરણેલીનું ફરી લગ્ન થાય તેને પુર્નલગ્ન કહીએ. તેનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

૫ માતા પિતા ભાઇ વર્ગને ન ગણતાં મન ગમતાં વરને વરે તે ગાંધર્વ વિવાહ કહીએ.

૬ કાંઇ પણ ઠરાવ કરીને કન્યાદાન કરે તે અસુર વિવાહ કહીએ વા હાર જીત સરત વગાવી વિવાહ કરે તે.

૭ જબરાઇથી કન્યાનું હરણ કરવું તે રાક્ષસ વિવાહ કહીએ.

૮ સુતેલી અથવા પ્રમાદમાં રહેલી કન્યાનું ગ્રહણ કરવું તે પૈસાચ વિવાહ કહીએ વા છલકપટ વિદ્યાથી ઉડાવી લેઇ જાય તે.

આ પાછળના ચાર વિવાહ લૌકીક ધર્મને અનુસરતા નથી પણ જો વર-કન્યાને માંહોમાંહે પ્રીતીભાવ હોય તો વિરૂધ નથી. પવિત્ર સ્ત્રીનો લાભ હોવાથી સંતતી સારી થાય છે, તે આચારી વિચારી સારો થાય છે, હવે સ્ત્રીનું રક્ષણ કરવા ઉપાય કહેછે. ૧ સ્ત્રીને ઘર કામમાં જોડવી. ૨ ખરચ માટે માફકસર રકમ આપવી. ૩ સ્વતંત્રપણું આપવું નહીં. ૪ હમેશાં માતા સમાન વડીલ સ્ત્રીયોના સહવાસમાં રાખવી જેથી શીલવ્રતાદિ સચવાય છે. એક ગોત્રી સાથે વિવાહ નિષેધ્યો છે. ચંદ્રનાડીમાં હસ્ત મેળાપ સારો કહ્યો છે.

અન્ય ગોત્રીશું વિવાહ કરે પણ તે કુલ, વય, ધન, રૂપ, વિદ્યા, શરીર સદ્આચારાદિ ગુણે કરી શોભીત હોય ત્યાં કરે. નહી તો શ્રીમતીવત વિરોધ ઉત્પન્ન થાય. વળી શરીરનું લક્ષણ જન્મપત્રી જોઇ લગ્ન કરે, નિતિથી વિશેષ ખરચ વિવાહાદિ કમાન કરવું. સંસાર વૃદ્ધિનું કારણ છે માટે સ્નાત્ર પુજા સંઘ ભક્તિમાં ધન ખરચ કરે તે સફલ જાણવું. ઇતિ.

પ્રઃ—૨૮૩ કેટલાક શીખામણ જાનવર પાસેથી લેવાની છે તે કહે છે.

ઊઃ—૧ સઊ પહેલાં ઉઠવું, બોલવું, બંધુવર્ગમાં ખાદ્યાની વસ્તુ વેંચી આપવી, સ્ત્રીને તાબામાં રાખવી. એ ચાર શીખામણો કુકડા પાસેથી લેવાની છે.

૨ એકાંતમાં સ્ત્રી સંભોગ કરવો, ધીઠાઇ રાખવી, અવસરે ઘર બાંધવું, પ્રમાદ ન કરવો. કોઇનો વિશ્વાસ ન રાખવો, એ પાંચ શીખામણો કાગડા પાસેથી લેવાની છે.

૩ મરજી મુજબ ભોજન કરવું, અવસરે અલ્પમાત્રમાં સંતોષ રાખવો. સુખે નિંદ્રા લેવી. સહજમાં જાગ્રત થવું, સ્વામી ઉપર ભક્તિ રાખવી. સુરવીરપણે રહેવું, એ છ શીખામણો સ્વાન પાસેથી લેવી.

૪ ઊપાડેલો ભાર વહેવો, તાઢ તાપની પરવા ન રાખવી, હમેશાં સંતુષ્ટ રહેવું. એ ત્રણ શીખામણો રાસભ (ગધેડા) પાસેથી લેવી.

૫ બગની પેઠે કાર્યનો વિચાર કરવો.

૬ નાહુરની પેઠ લોટવું.

૭ સસલાની પેરે નાશી જવું.

૮ સિંહની પેરે શક્તિવડે પોતાનું કાર્ય કરવું. ઈત્યાદિ ઉપરથી સમજવું જે ગુણ ગ્રાહક શ્રાવક ઊચિત્ત અનુચિત્તનો વિચાર કરી કાર્ય કરે જેથી વાચ્છીત કાર્ય સિદ્ધપણે થાય છે. ઇતિ.

પ્રઃ—૨૮૪ માતાપિતા, ધર્માચાર્યના ઊપગારનો બદલો કેમ વળે ?

ઊઃ—૧ શ્રી ઠાણાંગજીમાં માતાપિતા, ૧ શેઠ, ૨ ધર્માચાર્ય, ૩ એ ત્રણના ઊપગારનો બદલો જીવતાં સુધી માતાપિતાની ચાકરી ભક્તિ કરે. મિષ્ટ ભોજન કરાવે, ખંધે ચઢાવી ફેરવે, તો પણ તેનો કરેલો બદલો ન વળે, પરંતુ તેમને જો કેવલી ભાષિત ધર્મમાં સ્થાપન કરે તો બદલો ઊતરે. જૈન તત્વ શોધક ગ્રંથે માતાપીતાનો વિનય કરતો ચૌદહજાર વર્ષના આઊખે દેવતામાં ઊપજે એમ કહ્યું છે.

૨ શેઠ-સ્વામી, કોઇ દરીદ્રી ઊપર તુષ્ટમાન થઈ દોલત આપે. પછે તે શેઠ નિર્ધન થયો. અને નિર્ધન હતો તે મુડીવાળો થયો. તે શેઠને બદલો વાલવા ઘણું ધન આપે, પરંતુ તે બદલો ન વળેઃ પણ જો જીન ધર્મરૂપ કુસુમે વાસીત કરે તો પૂર્વના ઊપગારનો બદલો વળે.

૩ કોઇ પુરૂષ મુનિના મુખથી ધર્મ સુણી દેવગતી પામ્યો હવે તે મુનિને દુકાળમાંથી સુગાળમાં લાવી મુકે, રોગીને નીરોગી કરે. ઊજડમાંથી ગામમાં લાવે. પણ તે દેણુ ન ઊતરે. તે માત્ર જીનપ્રણિત ધર્મથી ભ્રષ્ટ થયેલા તે મુનિને તે દેવતા ધર્મમાં સ્થિર કરે. ધર્મનો પ્રતિબંધ કરે તો પૂર્વના ઉપગારનો બદલો ઊતરે. એ પુરૂષને કૃતજ્ઞ કહીએ.

ઇહાં સમજવાનું એ છે જે નિર્ધન લોકો ઘણી મજુરી કરે છે પણ ઊદર પુરણ થતું નથી, અને હે ચેતન તુજને તો પાંચ ઇંદ્રિયોના ભોગ વિષય ઇચ્છા પૂર્વક મલે છે એ કેવી પૂર્વના કમાણી છે, નહી તો તારી પણ તેવી દશા થાત. આવી રીતે પ્રત્યક્ષ બનાવ દેખતો છતો મોહાંધ થયો થકો, શાંત સંવેગરૂપ ભૂમિને વિષે સમકિતરૂપ બીજના આરોપની અવગણના કરતો વિષય કષાયરૂપ ભૂમિકામાં મિથ્યાત્વરૂપ બીજના વાવેતરની વૃદ્ધિ કરે છે, હા ઇતિ ખેદે આવા કૃતઘ્ન પુરૂષો કેવી કદર્થના પામશે. આ વિષે ભવભીરૂ પુરૂષોએ વિચારવું જે પૂર્વના ઉપગારની અવગણના નહી કરતાં સ્વરૂપવિલાસી થઇ જીનાજ્ઞા રંગી થવું જેથી પૂર્વ કૃતનો બદલો વળે છે. અર્થાત્ પૂર્વે પુન્યોદય ભોગવતો છતો નવીન પુનઃ પુનઃ પુન્યોપાર્જન કરવું એજ સાર છે. ઇતર કૃતઘ્નપણાને ધિક્કાર હો.

પ્રઃ—૨૮૫ ઊતરાયણ દીવસે દાન કરેછે. હુતાસણીના ભડકાનું પૂજન. ગણેસ ચોથે રાત્રિ ભોજન કરે છે. નાગ પાંચમે નાગનું પૂજન. શીતળાનું ઠંડુ ખાણું, જન્માષ્ટમીનું વ્રત. ધનત્તેરસે ધન ધોવાનું. શ્રાદ્ધ નૈવેદ્ય. સની સોમ એક ભક્ત

ભોજી. યાગની માનતા. દેવદેવલાંની માનતા. અક્ષત દેખાડવા, હેડે તથા ઉભા ખાવું. ઉઘાડે મસ્તકે ફરવું. બાધા રાખી હાથે કંકણ ઘાલી ફરવું. કેશ વધારવા મુંડન કરવું. બેડી ઘાલવી ઊતાયણ મુકવાં. દ્રષ્ટિ બાંધવી. ઘડો શ્રીફલ ઘંટી વાલવી. અમુક વસ્તુની આખડી કરવી. મરનારને દુઃખી દેખી શીઘ્ર મરણની વાંચ્છાએ કષ્ટીયાં આંબેલ વીગેરેનું માનવું. અંબાજી જઇ ભયો કરાવી બ્રાહ્મણ જમાડવા વીગેરે પુદગલ સુખ અરથે તથા બલાત્કારે જીવવા અનેક પ્રકારે અજ્ઞાન કષ્ટ અપુષ્ટ ઊપચારનું સેવવું. માનવું એ વિષે તાત્પર્ય શું સમજવું.

ઊઃ—ઊતરાયણ, મિથ્યાત્વ પર્વનું બહુમાન કરવાથી દુષણકારી છે. સર્વે દીવસોમાં સર્વે જીવોનું પાલણ પોષણ કરવું, તેમ ન બને તો કલ્યાણક તીથી, વા, જૈનપર્વમાં વિશેષ પ્રકારે ધર્માનુષ્ઠાન કરી પુષ્ટ થવું. હોળી ધુળેટી કુશીલપણે પુજાણી છે તેથી મિથ્યાત્વ છે. તે હોળીકા પર્વે ચરિત્ર જોવાથી હુતાસનાના ફોગટ ફેલ ફંદ ફજેતાનો ઘડો ફુટ દેઇ કુટી જશે. ગણેશ ચોથમાં ઊંદરની ભક્તિ રાગે રાત્રિએ ખાય છે તે ઊંદર સરખા ત્રીજંચ અવિવેકી જાણવા. કેમકે ચોથ નથી કરતા તેમનાં વસ્ત્ર કાપવાં એવું તે જાનવરને જ્ઞાન નથી. માટે મિથ્યા છે. પાંચમને દીવસે નાગ પુજે છે તે નાગની ધાસ્તીથી જે રખેવ લગે નહી તે પણ મિથ્યા છે. શીતલા દીવસે ઠંડુ ખાવાથી શીતલા માતા નડે નહી પણ એ તો સ્વભાવીક રોગ છે તે સમજતા નથી માટે તે પણ મિથ્યાત્વ છે. અષ્ટમી કૃષ્નનો જન્મ છે તે અન્યમતીઓએ માન્યો છે. ધનતેરસે ધનની વૃદ્ધિની લાલછાએ પુજે છે પણ પુન્ય વિના લક્ષ્મી પ્રાપ્ત થાય નહી તેવું મૂર્ખ સમજતા નથી. શ્રાદ્ધ કરનાર કેવલ મૂર્ખ છે. કેમકે પોતાના પિત્રોને અવગતીયા માને છે, વાસ નાંખે છે તે કેટલા દીવસથી છાપરે બેસી રહેલા હશે, પણ વિચારતા નથી જે પૂર્વે તમારા પુત્રો વાસ નાંખતા હશે તે શ્રાદ્ધ પક્ષ આવે થકે તમારા મુખમાં કોળીઓ આવી પડે છે. તેનો સ્વાદ તમને જો આવે તો તમારો કરેલો કાગવાસ તમારા પિત્રોને આપવો જોઇએ, તેથી તે પણ તદન ખોટું છે. બીજી બાધા આખડી માનતા નૈવેદ્ય સતીભોમ આદે કરવા, ઉતાયણા દ્રષ્ટિ બાંધવી પૂર્વજીયાં વીગેરે અસત્ પ્રવૃત્તિ, ભ્રમણા, વહેમ અજ્ઞાન દશા છે, જેને પોતાનાં પૂર્વકૃત કર્મનો નિશ્ચય નથી તે લોકો ભટકાય છે, કુટાય છે, અથડાય છે. ટીચાય છે, લુંટાય છે, ફુટો ઢોલ હોય તે કેમ વાજે માટે સર્વે મિથ્યાત્વ પર્વ, લોક પ્રવાહ ઢોંગ મુકા દેઇને શ્રીજીનપ્રણિત પર્વનું સેવન આદર સહિત કરવું એજ કલ્યાણકારી છે. ઇહાં કોઇ ગૃહસ્થને ઘેર નૈવેદ્ય ઊજાણી જમણવાર કરેલું જમતાં સમાકતીને બાધક આવે કે કેમ તે વિષે સમજવું જે સમુદાય જીતાય નહી તે ભણી અનુમોદના ન કરતાં જમે તેથી સમકિતને દુષણ નહી. શંકાદિ પાંચ દુષણ વિચારવાં. ઇહાં ત્રણ શુદ્ધિમાં કાય શુદ્ધિને પણ હરકત નથી. વળી મરનારને કષ્ટીયાં આંબીલ વિગેરે કહેનાર તો કેવલ અજ્ઞાનીજ છે કેમકે પંચેદ્રિજીવના પ્રાણનો નાશરૂપ મહાકષ્ટની અનુમોદના કરવાથી પ્રાણઘાતનો માનસીક પાપ બાંધે છે. માટે જ્ઞાનીના બલીહારી કહ્યું છે કે.

कष्टते करवुं सोहिलुं, अज्ञानी पशु खेल।
जाणपणूं जग दोहिलुं, ज्ञानी मोहन वेल ॥ १ ॥

અર્થાત્ તત્વજ્ઞાન વિના પ્રાણી ભુલો ભમે છે કેટલાક માણસો મંદવાડની વૃદ્ધિ થવાથી અંબાજી વીગેરેની માનતા કરતાં છતાં મરણ શરણ થયેલા મે નજરે પ્રત્યક્ષ જોયા છે. ફેર તેના ઉપર વિશ્વાસ ધરવો એ કેવી જડતા છે. કદી સેંકડું મંદવાડીઆ મધ્યેથી કદાચિત્ એકાદ માણસ આયુબલથી બચી ગયો તેથી શું સામર્થવાન આલંબન ગણાય? શું બળાત્કારે જીવી શકાય. શ્રીમન્ મહાવીરપ્રભુ અનંતબલના ધણી, પરંતુ ભસ્મગ્રહનું ઉન્મતપણું ફેડવા કીંચિત આયુબલ વધારી શકયા નહી. તો બીજા સામાન્ય પુરૂષોની શી વાત કરવી ઇતિ.

પ્ર:—૨૮૬ સુગુરૂને વંદના કેવી રીતે કરવી અને તેના સમાગમથી શો ગુણ થાય છે.

ઉ:—૧ ફેટા વંદણા=બે હાથ જોડી મસ્તક નમાવવું. એ સર્વ સંઘને માંહોમાંહે કરવું.

૨ થોભવંદણા=બેખમાસમણાં રૂડા મુનિ પ્રત્યે દેતો વળી કારણથી લીંગ ધારી મુનિ સમકિતીને પણ કરવી.

૩ દ્વાદશાવર્તવંદણા=બાર આવર્ત, પચીસ આવસ્યક વિધિ સહિત બે ખમાસમણાં દેતે આચાર્ય ઉપાધ્યાય પ્રમુખપદે રહેલા મુનિરાજને કરે.એમ શ્રાદ્ધ વિધમાં જણાવ્યું છે. તેનું ફલ કહે છે.ઊંચ ગોત્ર બાંધે કર્મની ગાંઠ શીથલ કરે. કૃષ્ણવત્ માટે શ્રાવકોએ ચતુર્વિધ સંઘને વંદન કરવું. આદર સત્કાર સન્માન બહુમાન વિધિ યુક્ત ગુરૂને વિશેષ પ્રકારે કરવું. તેમજ તેવા સદ્દગુરૂ શુદ્ધ પ્રરૂપક સંવિજ્ઞ ગીતાર્થ સમીપ શાસ્ત્ર શ્રવણ કરવું જેથી પરદેશી રાજાની પેરે શંસય નષ્ટ થાય હવે તે પરદેશી રાજાને શું શંસય હતો અને તે કેવી રીતે પ્રતિબોધ પામ્યો તે કહેછે.

સ્વેતંબી નગરીનો પરદેશી રાજા તેને ચિત્રસારથી પ્રધાન હતો, તેણે ચાર જ્ઞાને સંહિત કેસી ગણધરની પાસે સાવત્થી નગરીમાં શ્રાવક ધર્મ અંગીકાર કર્યો.તે મત્રીના આગ્રહથી કેસી સ્વામી સ્વેતંબી નગરીએ પધાર્યા, ત્યાં રાજાને પ્રધાન લેઇ ગયો, ત્યાં રાજાએ કહ્યું કે હે મુને કાં વૃથા કષ્ટ કરોછો. કેમકે ધર્મ વીગેરે જગતમાં છેજ નહી.

સ્વાલ—મારી માતા શ્રાવીકા હતી અને પિતા નાસ્તિક હતો તેમને મરણ અવસરે મેં કહ્યું જે તમો સ્વર્ગ નરકમાં સુખ દુઃખ મને જણાવજ્યો. પરંતુ મરણ થયા બાદ (પછી) તેમણે કાંઇ પણ મને સુચવ્યું નહી.

જવાબ—તારી માતા સ્વર્ગ સુખમાં મગ્ન હોવાથી અને તારા પિતાશ્રી નરકની ઘોર વેદનાથી અહી આવી શકાયું નહી.

સ્વાલ—એક ચોરના મેં તલ જેટલા કટકા કર્યા પણ તેમાં કોઇ જીવ દેખાયો નહી.

જવાબ—અરણીના કાષ્ટની અંદર અગ્નિ છતાં તેના ગમે તેટલા કડકા કરીએ તોપણ તેમાં અગ્નિ દેખાય નહી, તેમજ શરીરના ગમે તેટલા જીણા કડકા કરીએ પણ જીવ દેખાય નહી.

સ્વાલ—જીવતા તથા મરણ પામેલા માણસને તોલ વજન કરતાં કાંઈ પણ ફેર જણાયો નહી.

જવાબ—પવનથી ભરેલી અથવા ખાલી ધમણ તોલીએ તો સરખો વજન થાય છે. રતીભારનો પણ તફાવત જણાશે નહી તેમ શરીરમાં જીવ છતાં અથવા નીકળ્યા પછી શરીરના તોલમાં ફેર પડે નહી. હલકો ભારે થાય નહી.

સ્વાલ—છીદ્ર વિનાની કોઠીની અંદર એક માણસને પુરીને તે કોઠી ઉપર ઢાંકણાનો સીલ કર્યો પછે તે મરણ સરણ થવાથી તેના શરીરમાં અસંખ્ય કીડા મેં જોયા, પરંતુ તે માણસનો જીવ બાહેર જવાને તથા તે કીડાના જીવોને અંદર પેસવાને વાળના અગ્ર ભાગ જેટલો પણ માર્ગ મારા જોવામાં આવ્યો નહી એમ ઘણી પ્રકારે પરિક્ષા કરીને હું નાસ્તિક થયો છું.

જવાબ—કોઇ એક કોઠીની અંદર પુરેલો માણસ અંદર સંખ પ્રમુખ વજાડે તેનો શબ્દ બાહેર સંભળાય છે. પણ તે શબ્દ કીયા માર્ગે બાહેર આવ્યો તે જણાય નહી, તેમજ કુંભીની અંદર પુરેલા માણસનો જીવ શી રાતે બાહેર ગયો અને કુંભીની અંદર થયેલા કીડાના જીવ અંદર સી રીતે આવ્યા, તે પણ જણાય નહી. ઈત્યાદિ યુક્તિથી શ્રી કેસીગણધરજીએ પ્રતિબોધ કર્યો જેથી પરદેશી રાજા નાસ્તિકપણું છાડીને સુશ્રાવક થયો. તે રાજાની સૂર્યકાંતા રાણી પરપુરૂષ આશક્ત હોવાથી તે પરદેશી રાજાને પૌષધ પારણે વિષ દીધું, તે વાત પોતે તુરત જાણીને પ્રધાનને કહી તેણે સમાધિ મન કરાવ્યું, આરાધના પૂર્વક અણસણ કરી સુધર્મ દેવલોકે સૂર્યાભ દેવ થયો. હવે સૂર્ય કાંતા સ્ત્રીએ તે વિષની વાત પ્રગટ થવાથી બીકથી જંગલમાં નાસી ગઇ. ત્યાં સર્પના દંસથી મરણ પામી નરકે ગઇ. પછે એક દિવસ વીર પ્રભુ આંમલ કલ્પા નગરીએ સમોશર્યાછે તેમના આગળ તે સૂર્યાભદેવે આશ્ચર્યકારિ દિવ્ય નાટક કરી સ્વર્ગે ગયો ત્યાંથી મહાવિદેહે સિદ્ધિ પામશે. એમ સદ્દગુરૂના ઉપદેશથી ઘણો બોધ થાય છે. યથા હેમચંદ્રાચાર્યથી કુમારપાલ રાયવત્ ઇત્યાદિ શ્રાદ્ધવિલિથી જાણવું.

પ્રઃ—૨૮૭ મુરખના આઠ ગુણ તથા બુદ્ધિના આઠ ગુણ કીયા.

ઉઃ—૧ ચિંતા રહિત, ૨ ઘણું ભોજન કરે, ૩ મનમાં લાજ પામે નહી, ૪ રાત્રિ દીવસ સુખે સુઈ રહે. ૫ કાર્યાકાર્યનો વિચાર ન કરે, ૬ માન અપમાન વિષે સમાન હોય, ૭ પ્રાયે રોગ રહિત હોય, ૮ શરીરે દ્રઢ સ્થુલ બલવંત હોય. એ આઠ ગુણે કરી મુર્ખ સુખે જીવે છે. તે પશુ સમાન મૂર્ખ જાણવા.

हितोपदेशो मूर्खाणं । प्रकोपायन शांतये ।
पयपानां भुजंगानां । केवलं विष वर्धनं ॥ १ ॥

હવે બુદ્ધિના આઠ ગુણ કહે છે. ૧ સાંભળવાની વાચ્છા, ૨ શાસ્ત્રનું સાંભળવું, ૩ શાસ્ત્રનું ગ્રહણ કરવું, ૪ શાસ્ત્રનું ધારવું, ૫ તર્ક કરવો, ૬ વિચાર કરવો, ૭ અર્થનું વિવેચન કરવું, ૮ તત્વનું જ્ઞાન કરવું.

गीत शास्त्र बिनोदेन कालोगच्छति धीमतां,
व्यसनेन हि मूर्खाणं, निंद्रया कलहेन च ॥ १ ॥

અર્થાત્ બુદ્ધિવંત અને મુર્ખનો વખત એવા કાર્યમાં જાય છે.

नमंति स्मालिनो वृक्षा, नमंति कुलीना जनाः ।
सुष्क काष्टं च मूर्खाश्च, न नमंति कदाचन ॥ १ ॥

અર્થાત્ ગુણીજનને વિષે નમ્રતા ગુણ હોય, અને મૂર્ખને વિષે કઠણાસપણુ હોય છે. હવે વિદ્યા વિના પશુ તુલ્ય છે અને વિદ્યાવંત પુરૂષનું પ્રાધાન્યપણું કહે છે.

विद्यानामनरस्यरूप मधिकं प्रच्छन्न गुप्तं धनं,
विद्या भोग करी यशः सुख करी विद्या गुरूणां गुरुः ।
विद्या बंधुजनो बिदेशगमने विद्या परं दैवतं ।
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥ १ ॥

અર્થાત બુદ્ધિબળથી વિદ્યા આવે અને વિદ્યા પ્રભાવે પ્રભુતા પામે.

न चौर हार्य नच राज हार्यं, न भ्रात भाज्यंनच भारकारि ।
व्ययकृते वर्द्धत एवनित्यं विद्याधनं सर्व धन प्रधानं ॥ १ ॥

પ્રઃ—૨૮૮ કાલ જ્ઞાનનું સ્વરૂપ તથા કેટલી પ્રકારના રોગ હોય અને તે સ્યાથી થાય છે તે કહો.

ઊઃ—અમૃતસાગર ગ્રંથ તથા યોગશાસ્ત્રાનુસારે મરણ પરિક્ષા લીખ્યતે.

જે રોગીને દીવસમાં શીત લાગે અને રાત્રિએ ગરમી, તથા ગળામાં કફ બોલે તે મરે. જે રોગીના નાકની અણી શીતળ હોય, હાથ પગ હૃદય શીતળ હોય, માથામાં શુળ ચાલે તે મરે. જે રોગીની કાંતી લજ્જાપ્રતાપ જાતી રહે, સ્વભાવમાં અધિક થઇ જાય. તે છ મહીના માંહે મરણ પામે. જે રોગીનું અંગ કંપે, ગતી ભંગ હોય, વર્ણ બદલાય, ગંધ જ્ઞાન ફરે તે રોગી મરે. ઝાડામાં રોગ અગ્નિ સરખો દેખાય તે છ મહીનામાં મરે. કામ, પરસેવે હીણ હોય તે ત્રણ માસમાં મરણ પામે. જે રોગીને કાનમાં છીદ્ર બંધ કરવા છતાં શબ્દ સંભળાય નહી તે મરે જ. જે રોગીને આંખ, દેહ, મુંખ, વર્ણ બદલાય તે મરે. જે રોગીને જીભ, નાકનો અગ્રભાગ દેખાય નહી તે મરે. નાકની અણી વાંકી થાય.

ચક્ષુ લાલ થાય તે નિશ્ચે મરેજ. જે રોગીની ઇંદ્રિયો પોતપોતાના વિષયને ગ્રહણ ન કરે તે મરે. જે રોગીની વાણી બોલવાથી થાકી જાય તથા સામર્થ્ય ઘટી જાય તે મરે. જે રોગીને કાચમાં તથા પાણીમાં પોતાની છાયા દેખાય નહી તે પણ મરે. જૈનતત્વાદર્શ ગ્રંથમાં પણ કહ્યું છે જે, તીલક કરીને આરીસો દેખે તેમાં મુખ મસ્તક ન દેખે તો પાંચ દીવસમાં મૃત્યુ પામે. જે રોગીનું મુખ લાલ પદ્મ સરખુ થઇ જાય, તથા જીભ કાલી થઇ જાય, જેના શરીરમાં પીડા ઊઠી આવે તે રોગી પણ મરે. જે રોગીનું હ્રદય તથા નાભી, તથા ખંધ કંપવા લાગે તે મરેજ. જે રોગીને બીજાની આંખની પુતળીમાં પોતાનુ સ્વરૂપ દેખાય નહી તે પણ મરેજ. જે રોગીને સૂર્યોદયમાં જમણો તથા સાયંકાળે ડાબો સ્વર ચાલે તે રોગી મરે નહી, અર્થાત્ જીવેજ. ઇતિ.

છીંક-બિષ્ટા-વીર્યશ્રાવ તથા મૂત્ર જો એકીજ વખતે થાય તો તે માસમાં તે તીથીમાં, વા, તે વર્ષને અંતે મૃત્યું થાય. હમેશાં બંને આંખો ફુરક્યા કરે, ઊશ્ન ઠંડું બરસઠ કોમલનો સ્પર્શ માલુમ ન પડે. બોલતાં વખતે વારંવાર ખલાયમાન થાય, ઇંદ્રિયો વિષય ન ગ્રહે, ઇત્યાદિ મધ્યેનું એક લક્ષણ પણ હોય તો એક માસમાં મૃત્યું પામે. સ્મરણ શક્તિ અને ગતીનો ભંગ થાય, હકાર શબ્દ ઉચરવાથી ઠંડો પવન નિકળે અને ફુત્કાર કરવાથી ઊશ્ન વાયુ નિકળે તથા પાંચ અંગપર શીતળ થાય તે દશ દીવસમાં મૃત્યું પામે. શરીર અરધુ ઊશ્ન તથા અરધુ શીતળ થાય તથા શરીરમાં અકસ્માત્ જ્વાલાયો ઊઠે સાત દીવસમાં મૃત્યું પામે. સ્થાનક કર્યા પછે તુરતજ હ્રદય અને પગ સુકાઈ જાય તે છઠે દીવસે નિશ્ચે મૃત્યું પામે. દાંતનો ઘસારો થાય. મડદા જેવી ગંધ થાય, છાયામાં વિક્રતી થાય તે ત્રણ દીવસે મરે. આકાશમાં સપ્ત રૂષીયો તથા ગ્રહોને ન જોઇ શકે તે મૃત્યું પામે.

પ્રભાતમાં અથવા સાયંકાળ અથવા અજવાળી રાત્રિએ પોતાના બંને હાથો વિસ્તારીને છાયા જોવી, તે વખતે જો ડાબો હાથ ન દેખાય તો પુત્ર અને સ્રીનો નાશ થાય, અને જો જમણો હાથ ન દેખાય તો ભાઇયોનો નાશ થાય. હ્રદય ન દેખાય તો મૃત્યું થાય, ઊદર ન દેખાય તો ધનનો નાશ થાય, ગુહ્ય સ્થાન ન દેખાય તો પિત્રુનો નાશ થાય, બંને સાથળો ન દેખાય તો વ્યાધિ થાય, બંને પગો ન દેખાય તો પરદેશ જવું થાય. અને જો સર્વ અંગ ન દેખાય તો તુરત મરણ થાય. ત્રણે કાળ વખતે રોગીના ઘર ઉપર જો કાગડાઓનું ટોળું મલે તો મૃત્યું થાય. રોગીના રસોડા તથા શયન ઘર ઊપર જો કાગડાઓ ચાંમડું, હાડકું, દોરડું, કેશ ફેંકે તો મૃત્યું નજીક થાય. પુછનાર માણસ પહેલાં જાણનાર જે વૈદ્યનું નામ લે અને પછે જો રોગનું નામ લે તો કાર્યની સીદ્ધિ થાય. અને તેથી ઉલટી રીતે નામ લે તો વિપર્યાસ થાય. વળી જે માણસને પાંસલીનો શ્વાસ ચાલતાં નાસીકામાં પવન બોલે અને પવનની રૂંધણ થવાથી મુખ પહોળુ રહે શ્વાસ ચાલે, તથા ગળાંનો હીડો નીચે ઊંચે ગમનાગમન કરે તેનું આયું સ્વલ્પ જાણવું. એ પ્રત્યક્ષ પ્રમાણથી સમજવું. ઇતિ.

સ્વાલ—રોગ કેટલી પ્રકારના છે?

જવાબ—૫૬૮૯૯૫૮૪ જાતના સર્વે રોગ જાણવા તે છઠી સાતમી નારકીની વચમાં સદા સર્વદા હોય.

સ્વાલ—તેમાં મહોટા રોગ કેટલી પ્રકારના હોય.

જવાબ—૧ કાશ, ૨ શ્વાસ, ૩ જ્વર, ૪ દાહ, ૫ કુખ શુળ, ૬ ભગંદર, ૭ હરસ, ૮ અજીર્ણ, ૯ આંખની વેદના, ૧૦ કર્ણ વેદના, ૧૧ પુંઠ શુળ, ૧૨ પામખરસી (ખસ) ૧૩ કોઢ, ૧૪ જલોદર, ૧૫ વેગ જે મસ્તક વેદના, ૧૬ વાયુ, એવં સોલ મહારોગ મૃગાપુત્રને હુતા.

સવાલ—અજીર્ણનું લક્ષણ શું?

જવાબ—૧ મલનો ૨ શરીરનો વાયુ અતી દુર્ગંધ જણાય. ૩ ઝાડાનો ખુલાસો ન થાય. ૪ શરીર ભારે ભારે જણાય. ૫ ભોજન ઉપર અરૂચિ થાય. ૬ ઓડકાર સારો ન આવે. એ લક્ષણથી અજીર્ણ થયું સમજવું. તે છતાં ભોજન કરે તે વિષ સમાન જાણવું, શરીરને વિષે બગાડ કરે છે. તેથી ધર્મ કાર્યમાં વિઘ્નકારી થાય છે.

पुनः उक्तं ॥ याममध्येन भुक्तव्यं याम युग्मंन लंघयेत् ।
याम मध्ये रसोत्पत्ति । याम युग्मे बल क्षयं ॥ १ ॥

એટલે પહેલા પ્રહરમાં ખાવું નહી તેમજ બપોર સુધી લાંઘવું નહી. પહેલા પહોરમાં ખાધાથી રસ વ્યાધિ થાય છે, અને મધ્યાન લગી ભુખ્યા રહેવાથી બળ નષ્ટ થાય છે, વળી છ પ્રકારે રોગ થાય છે તે કહે છે.

अत्यंबुपानं विषमाशनं च । सुप्तंच दिवा निशि जागरंच ।
संरोधनं मूत्र पुरिष योशः । षडपि प्रकारैः प्रभवंति रोगाः ॥ १ ॥

ભાવાર્થઃ—૧ ઘણું પાણી પીવાથી, ૨ વિષમ આસને બેસવાથી, ૩ દીવસે ઊંઘવાથી, ૪ રાત્રીએ જાગવાથી, ૫ મુત્ર, ૬ ઝાડો રોકવાથી એવં છ પ્રકારે રોગ થાય છે, માટે જીવ્હા ઇંદ્રિ વશ કરવાથી ધાતુ સુધરે છે તેથી સર્વે રોગ જીતાય છે તેથી ધર્મ સાધન સુખ સમાધિ એ સધાય છે. વળી જઠરાગ્નિનું પ્રબળપણું, ૨ દીર્ઘશ્વાસ, ૩ પવનનો જય. ૪ શરીરની લઘુતા એટલાં વાનાં પ્રાણના જયને અરથે થાય છે. ઇતિ યોગ શાસ્ત્રે.

એ વ્યવહારીક વચન જાણવું. નિશ્ચયથી તો અશાતા વેદની કર્મના બંધોદયથી રોગ પીડા ઉત્પન્ન થાય છે, અને તે સ્થિતિ પરિપુકવથી વિલય જાય છે. વલી મરણ નીકટ લક્ષણ કહે છે.

૧ ખોટુ સ્વપ્ન આવે. ૨ સ્વભાવ ફરે. ૩ દુર નિમિત્ત મલે. ૪ ખોટો ગ્રહ આવે. ૫ આત્માનાં આચરણ ફરે. ૬ દેવતાના કહેવાથી એવાં લક્ષણથી ઉત્તમ જીવોએ આયુ નજીક જાણી ધર્મ કાર્યમાં શીઘ્રપણે ઉદ્યમ કરવો. ઇતિ.

પ્રઃ—૨૮૯ છ રૂતુનાં નામ તથા માસ અને ખોરાકીનો ગુણ બતાવો.

ઊઃ—૧ વર્ષારૂતુ—શ્રાવણ, ભાદ્રવો, તેમાં લવણ ગુણકારી છે.

૨ સરદરૂતુ—આસો, કારતગ, તેમાં જલ ગુણકારી છે.

૩ હેમતરૂતુ—માગસર, પોષ, તેમાં ગાયનું દુધ ગુણકારી છે.

૪ શિશિરૂતુ—માહા, ફાગણ, તેમાં આંબળાંનો રસ ગુણકારી છે.

૫ વસંતરૂતુ—ચૈત્ર, વૈશાખ, તેમાં ઘૃત ગુણકારી છે.

૬ ગ્રીષ્મરૂતુ—જેઠ, અષાઢ, તેમાં ગોળ ગુણકારી છે.

તેમજ પર્વ તીથીમાં ધર્મ કરવાથી પૂર્વવત્ વિશેષ પ્રકારે ફલીભૂત થાય છે.

પ્રઃ—૨૯૦ કયું પર્વ તીથી પ્રમાણ કરવું.

ઊઃ—પ્રભાત સમયે પચખાણની વેળાએ જે તીથી આવે તેજ લેવી સૂર્યોદયને અનુસરીનેજ લોકમાં પણ દીવસે વીગેરે સર્વ વ્યવહાર ચાલે છે જે માટે તીથી સૂર્યોદય વેળાએ થોડી હોય તો પણ તે પ્રમાણ કરવી. અને ઊદયમાં નહી છતાં પછે ઘણો કાલ પહોચે પણ તે સંપૂર્ણ ન ગણવી. શ્રી ઊમાસ્વામીના વચનની સાક્ષી શ્રાદ્ધ વિધિમાં આપી છે ત્યાં કહ્યું છે જે પર્વતીથીનો ક્ષય થાય તો તેની પૂર્વની તીથી ક્ષય કરવી, અને વૃદ્ધિ થાય તો બીજી તીથી માન્ય કરવી. શ્રી વીરપ્રભુનું જ્ઞાન નિર્વાણ કલ્યાણક લોકને અનુસરીને કરવું. એટલે લોક પ્રવાહે આસો વદ ૧૪ દીવાલી કરે તો તે ગરણ આદે તેજ દીવસે ગણાય. અધીક માસ હોય તો તે ન ગણતાં બીજો માસ ગણવો. જેમ બે શ્રાવણ હોય તો બીજો શ્રાવણ ગણવો અને બે ભાદ્રવા હોય તો બીજો ભાદ્રવો ગણવો. પજુસણની સંવત્સરી પર્વ બીજા ભાદ્રવા સુદમાં કરવુ. એજ પ્રમાણ છે. ઇતિ.

પ્રઃ—૨૯૧ નવ પ્રકારના નિયાણાનું સ્વરૂપ સમજાવો.

ઊઃ—૧ રાજા થવાની ઇચ્છા. ૨ પ્રધાન આદે રીદ્ધિવંત ગૃહસ્થ થવાની ઇચ્છા. ૩ સ્ત્રી થવાની ઇચ્છા. ૪ મનુષ્ય થવાની ઇચ્છા. ૫ દેવતા થવાની ઇચ્છા. ૬ આપણી દેવી ભોગની ઇચ્છિા. ૭ ભોગ રહીત દેવતામાં ઊપજવાનું નિયાણુ કરે. ૮ શ્રાવકની ઇચ્છા. ૯ ચારિત્ર પામવાનું નિયાણું. એ રીતે નવ પ્રકારનાં નિયાણાં તેમાં પ્રથમનાં છ નીયાણના ધણીને દુર્લભ બોધી હોય. પ્રાયઃ ધર્મ સદ્દહે નહી. સાતમાવાળો ધર્મ સાંભળે. સમકિત પામે પણ દેશવિરતિપણું ઉદય ન આવે. આઠમાવાળો દેશવિરતીપણું પામે પણ સર્વ વિરતિપણું ન પામે. નવમા નિયાણાવાળો સર્વ વિરતિપણું પામે પણ મોક્ષ ન પામે. જે માટે જીન મતને વિષે નિયાણાનો નિષેધ કર્યો છે.

वारिं जइ जइ विनियाण बंधणं इति वचनात् ॥

ઇહાં અવિરતિનું ભોગ પ્રતીયુ નિયાણું બાંધે તે ભોગ પુરા થએ વ્રત ઉદય આવે. જેમ દ્રુપતીના જીવે પૂર્વભવ ભોગ પ્રતીયું નિયાણું બાંધ્યું હતું તે પાંચ

ભરતારી થઇ ભોગ પુરા થયા પછે વ્રતઉદય આવ્યું, માટે એને અવિરતિ આશ્રી નિયાણું કહીએ. પણ સમકિતનો નહી. સમજવાનું એ છે જે ઊંચી પાયરીની મેળવેલી પુને તે નિચા નંબરની માગણીમાં ઉતરી પડે છે. જેમ રત્ન પદાર્થ છોડી કાચની યાચનામાં તુસ થાય છે એટલે સમકિતના નિયાણાવાળો દેશવિરતિપણું ન પામે, તેમજ દેશવિર્રતિવાળો સર્વ વિરતિ ન થાય. અને સર્વ વિરતિ નિયાણાવાળો મોક્ષ ન લહે. જેનું નિયાણું કરે તે વસ્તુ મળે. ઉપર ન ચઢે માટે ઉત્તમ પુરૂષોએ નિયાણું ન કરવું ઇતિ રહસ્ય.

પ્રઃ—૨૯૨ અજ્ઞાની કેવા અંધારામાં અથડાય છે.

ઊઃ—કેટલાક અજ્ઞાની લોકો મત્સર ડાંસની ઘણી ઉત્પત્તિ થવાથી ભરપુર ધુણી કરી આકાશ છાવણી કરે છે, વલી કેઇક, ઢોરના ખાંણની ખોરાકી બાફવા રાત્રિને વિષે ભૂમિમાં ગોતા કરી ગોટા સલગાવી ધુણીનો ધંધ ચલાવે છે જેથી ઘણા ત્રસ થાવર જીવોનુ લીલા માત્રમાં બલીદાન થઇ જાય છે, એટલે બલતી અગ્નિમાં કેટલાક જીવો બલી જાય છે, અને ઘણા જીવો ધુમ્ર પ્રભાવે મુઝાઇને મરણ પામે છે, સમજવાનું એ છે જે તેવા ઉપદ્રવ્યથી ઘરમાં અથવા વસ્ત્ર ઓઢીને સુવું, તથા ઢોરને પણ તેમજ કરવું દીવસને વિષે ચાલતા ચુલે ઢોરનું ખાંણ બાફવાથી જીવોનુ નુકશાન ઘંણા ભાગે થોડુ થાય છે. વલી પુંક પાપડોમાં પણ વિવેકી જનોએ વિચાર કરવો કેમકે જારના જારીયાની અંદર ડાંહ્લીઓમાં કુંથુઆ સફુસ્ય જીષો આશ્રીત રહેલા અને ઉપર પણ ત્રસજીવો રહેલા, તેમજ પાપડોની અંદર કીડા ઇયલ પ્રમુખ જીવો રહેલાને અગ્નિસંજોગે ભસ્મભૂત થઈ જાય છે, તેમજ બાજરીયાં વીગેરેમાં પણ સમજવું. જીવ્હા ઇંદ્રિના કિંચિંત્ સ્વાદને અરથે પાંચે ઇંદ્રિયોને પૂર્ણ દુઃખના પોટલામાં પાડવી એ કેવી અજ્ઞાનદશા છે. માટે સજ્જન પુરૂષોએ વિવેક પૂર્વક વર્તવું.

પૂર્યૂષણ પર્વ—(પરિ–સમસ્ત પ્રકારે ૩ષણ વસવું ઇતિપર્યુષણ) આવે થકે અઠાઇ પાલીવા બદલ પૂર્વે, ધોવું દલવું ખાંડવું, લેપવું રાંધવું વીગેરે વિશેષ પ્રકારે મહીના બે માસની સામગ્રી સજે છે. વલી પજુષણમાં શ્રાવકો પોતાના ઘેર પાછલી રાત્રીએ પ્રતિક્રમણ, દેવદર્શન, વાખ્યાન સાંભલવાની ઊતાવલથી રસોઈ પાણી સારૂ અગ્નિ આરંભ ચુલાચ્યારી સલગાવે છે વલોણુ કરે છે. પરંતુ વિચારતા નથી જે બીજા દીવસો કરતાં સર્વોતમ પજુસણ પર્વનું વિશેષ માન છે જે માટે આઠ દીવસ તો અમારી જે અહિંસા ધર્મમાં પ્રવર્તવું, અને તથાવિધ કાર્ય પણ દીવસે કરવું.

વલી અષ્ટમી ચતુર્દશિઆદે પવતીથીનુ મહત્વપણ બ્રહ્મમુહુર્ત્તથી અહોરાત્રિ બીજા સૂર્ય સુધી પાલવું શ્રેષ્ટ છે.

સ્વાલ—કઠોરની દાલ, તુસ્છ (ફોતરાં) કરવા સારૂ આખા દાંણા પલાડીને કાડવી કે દાલ કરીને તેને પલાડીને છોતરાં સ્હીત કરવુ એ બનેમાં કેવી રીતે વર્તવું, અને તેમાં વધારે ઓછુ નુકશાન શું છે.

જવાબ—આખા દાણા પલાડી મુકી તેનાં પેટા ફુટે ત્યારે મુકવાને પછે તેની દાલ કાઢે છે તેમાં ધાન્યના ઉગતા અંકુરી અનંતકાય જીવ સમુહની ઉત્પતિ તથા વિનાશ થાય છે. માટે તેમ કરવું અનુચિત છે. અને દાલ કરેલી તેને પલાડી ઉપરથી છોડા ઉખડે છે એવો લાભા લાભનો વિચાર કરી નીર ધારેલુ કાર્ય કરનાર ગૃહસ્થ વિવેકરૂપ ચક્ષુએ દેખતો જાણવો. જેમ નગર પ્રવેશ કરવા પાંસરી સડક મુકી વક્રમાર્ગે ન જવું, જે કાર્ય થોડા ખરચ અને થોડા પ્રયાસે થતુ હોય તો વધારે ખરચ કરવાની સી જરૂર છે, તેમજ થોડા આરંભે કાર્ય થાય તો ઘણો આરંભ ન કરવો. આ શીખામણ મુખ્યતાએ સ્ત્રી વર્ગને ધારવાની છે.

પ્રઃ—૨૯૩ મૈથુન સેવનાર ગૃહસ્થ પ્રભાતે સ્નાન કર્યાવિના જીનમંદીરે જાય કે નહી.

ઉ—મૈથુન સેવનાર શ્રાવક શ્રાવિકા વિવેકી હોય તે પ્રથમથીજ અંગશુદ્ધ કરે છે, જેમ વડીનીત કરીને ગુદા શુદ્ધ કરે છે તેમ જલથી તે અપવિત્ર સ્થાન શુદ્ધ કરે છે, પછે પ્રભાતે હાથ પગ નાભી લગે અંગ શુદ્ધ કરી જીન મંદીરે જઈ અગ્ર પુજા ભાવપૂજા કરતાં બાધક નહી. માત્ર અંગપૂજા તો સર્વાંગે સ્નાન કરીનેજ થાય છે કેમકે દેવતા પવિત્ર છતાં પણ સ્નાન કરી જીનપુજા કરે છે. તો મનુષ્યને અશુચિના નવ, બાર, દ્વાર વહેતા છતા સ્નાનવિના પૂજા કેમ ઘટે, માટે યતનાએ સ્નાન કરી જીનપૂજા કરે. જીનભુવન સમીપે બાહેર રહી સુઆલા સુતકવાલો પણ જીનેશ્વરનું દર્શન કરે તો દુષણ નહી. ઘણો લાભ છે. આ વિષે શંકા કરનાર અજ્ઞાની અબુઝ જાણવા. માત્ર જલથીજ પવિત્ર પણું માનનાર બ્રાહ્મણાદિક આ બાબતમાં કુતર્ક કરે છે પણ તેણે સમજવું જે.

आरंभे वर्तमानस्य। मैथुनाभिरतस्यच ।
कुतःशौचंभवेत्तस्य । ब्राह्मणस्य युधिष्टिर ॥ १ ॥

ભાવાર્થ—જીવ વધમાં સદા પ્રવર્તે, તેમજ મૈથુન ભોગમાં નિરંતર તત્પર હોય, એવા બ્રાહ્મણને હે ધર્મરાજા ક્યાંથી શુદ્ધતા થાય, એમ મહાભારતાદિકે કહ્યું છે. માટે દયા સત્યાદિક ગુણવિના માત્ર પાણીથી શુદ્ધતા થાય નહીં, જલ છે તે બાહ્યપવિત્ર ગુણી છે, માટે ગુણી પુરૂષોએ પૂર્વાપર વિચાર કરી કાર્ય કરવું. પણ દુસ્તર ભવ સમુદ્રનો કાંઠો દેખાડનાર એવું જે જીનેશ્વરનું દર્શન તેનો અંતરાય કોઇને કરવો નહી. કેમકે પુરૂષને અશુચિના નવદ્વાર, અને સ્ત્રીને બાર દ્વાર સદાવહે છે, તેતો સ્નાન કરવાથી પણ અપવિત્ર રહે છે તો વિચાર કરો કે કેવી રીતે પવિત્ર થવું. પણ વ્યવહાર શુદ્ધિ ભણી બાહ્ય અંગ નીતીસર પવિત્ર કરી દેવગુરૂનુ દર્શન ભક્તિ અને શાસ્ત્રાભ્યાસ નિરંતર કરવો એજ સાર છે.

પ્રઃ—૨૯૪ મરનાર પાછલ રોવા કુટવા અને રાગડા તાંણવા વીગેરેનો શીવાજ પાલે છે તે યોગ્ય છે કે નહી.

ઊ—ઘણા લોકો મરનાર પાછલ રૂદન કરે છે તે કેવલ મુર્ખ જાણવા, કેમકે જગતવાસી જીવ સર્વે આપણા સબંધી છે, અનાદિકાલ આશ્રી છ કાયના જીવ આપણું કુટુંબ છે કેઇ ઘણા કાલનો કેઈ વર્તમાનકાલના સગા છે, તે સબંધે ભેગા થયા છે. કર્માનુસારે જન્મ મરણ કરે છે. તેનો શોચ કરવાથી નવીન કર્મ બંધાય છે. માટે ફોકટ લોક દેખાડવા રૂદન કરવું તે નેત્રને પીડાકારી છે, કેટલાક લોકોમાં છાતી કુટવાનો ચાલ છે, કેઇ માથુ કુટે છે, કઇ કેશ તોડે છે. કેઇ હાથ ઘસે છે, કેઈ વિલાપ કરે છે. કેઇ છાજીયાં લે છે, કેઈ રાગડા તાણી પણજીયા લે, કેઇ પછાડયો નાખી ભૂમિએ પડી જાય છે. કેઈ ખાલડાં ચુંટી નાખે છે, કુટતાં પીટતાં મોં વાલતાં પરલોક ગયેલાને પરસ્પર સંભારી સંભારીને શોકની ઉદીરણા કરી દઝાપો કરાવે છે. ઇત્યાદિ અનેક પ્રકારના કતોહલ કરે છે તે સર્વે ફોગટ છે. એથી કાંઇ વલતું નથી, ઊલટી નેત્ર અને મસ્તકને વેદના ઊત્પન્ન થાય છે. એ સર્વે અજ્ઞાન દશા જાણવી. માત્ર પોતાના વર્તમાન કાલના પુદગલ સુખની ખામી પડયાથી ખટપટ કરે છે, જો મરનારના પ્રિય (વાલ્હેસરી હોય તો) અંતાબવસરે પૂર્ણ પ્રેમથી જીન પ્રણિત ધર્મનું રૂડા પ્રકારે આરાધન કરાવી સદગતીએ પહોંચાડે તે સબંધી સાચો જાણવો, નહીં તો સુરિકાંતા સ્ત્રીએ પોતાના સ્વામીને ઝેરૂં દીધું, ચુલણીએ કામ વશથી પુત્રને લાક્ષાગૃહમાં બાલવા ઉપાય કર્યો. કુણીકે પીતાને પાંજરે ઘાલ્યો. ભરત બાહુબલીએ સંગ્રામ કર્યો સુભૂમ ફરસુરામે પરસ્પર લડાઈ કરી ચાણકયે પરબત સાથે ઠગાઇ કરી. तस्मात्, मात्रु, पित्रु, पुत्र, भ्रात्र, मित्र, कलत्र, स्नेहो पिक्रतीर्म (ખોટો) જાણવો. ઈહાં સમકિત દૃષ્ટિ જે લોકાપવાદ ટાલવા લોકાચાર કરે છે પણ તે વાતનો વારંવાર ખેદ કરે નહી. કેમકે એમજ ભાવીભાવ સમજે છે. અનિત્ય પદાર્થની હાની વૃદ્ધિનો સદ્ભાવ છે એમાં આશ્ચર્ય નથી. એમ જાણી માધ્યસ્થ રહે છે. પુત્રાદિકનું મરણ થવાથી પણ પશ્ચાતાપ ન કરે, કર્મની વિચિત્ર ગતિ છે, શ્રીવીર પ્રભુને પુત્ર નહી, એક પુત્રી થઇ. પ્રથમ ચોમાસે અનાવૃષ્ટિ એટલે વરસાતનો અભાવ થયો, માટે ભાવીભાવ બનેજ. શ્રી સુધર્મ ઇંદ્રે શ્રી વીર પ્રભુને વિનંતી કરી જે હે વિભો: અઠ્ઠાસી ગ્રહ માંહેલો ત્રીસમો ભસ્મગ્રહ તે જન્મ નક્ષત્ર થકી ઊતર્યો નથી માત્ર બે ઘડી બાકી રહ્યો છે એટલું તમારૂ આયુષ્ય બે ઘડી વધારો તો તે ગ્રહ ઊતરી જાય તો પછવાડે ધર્મને વિષે ઊદયપૂજા થાય. અને સાધુ સાધ્વીની માનતા થાય. નહી તો તમારા મોક્ષ ગયા પછે તમારા સંતાનીયાને બે હજાર વર્ષ પર્યંત પીડા થશે. તે સાંભલી ભગવંત બોલ્યા હે ઇંદ્ર એ થયું નથી, થાતુ નથી. થાશે પણ નહી. એક સમય માત્ર આયુ માત્રાથી વધે નહી એમજ ભાવિભાવ છે. હવે વિચાર કરો કે જે ભાવજ્ઞાનીએ દીઠા છે તેજ રીતે બને છે. તો શોગ સંતાપ કરવાથી શું વલવાનું છે. માટે વૈરાગ્ય ભાવ ધરવો. यथा ॥ धर्माख्याने स्मशाने च । रोगिणं यामतिर्भवेत् । यदि सानिश्चलाबुद्धिः । कोन मुच्येत बंधनात् ॥ १ ॥ હવે આવિ ઉપર માલીની છંદ કહે છે.

उदंयति यदिर्भानुः । पश्चिमायां दिशायां ।
प्रचलंतियदिमेरुः शीततां यांति वन्हिः ।
विकसित यदि पद्मं पर्वताग्रे शिलायां ।
तदपि न चलतीयं भामिनी कर्मरेखा ॥ १ ॥

અર્થાત્ પૂર્વોક્ત વસ્તુ ઊલટ પાલટ થાય તો પણ કર્મરેખા ચલે નહી.

હવે લોકરૂઢી સાચવવા ભણી થોડા દિવસનું પથરણું ઘેર રાખે તેમાં મોં વાળવા રાગડા તાણી સગા સંબંધીને સંભારે છેકણીનું નિમંત્રણ કરી લેંટના લપકા નાંખી જીવોને ફસાવવા એ કેવી મુઢતા છે. ફક્ત પથરણે બેસવા આવનારને જુજ વાર્તાલાપ કરી પરસ્પર પુદગલનું અનિત્યપણું દર્શાવી મહા મંગલ કલ્યાણકારી નમસ્કાર મંત્રનું સ્મરણ પ્રતેક જણ દીઠ નોકરવાલી આપવી. પરંતુ વારંવાર રડવું, કુટવું, વિલાપ કરી મોહની કર્મ બાંધવું ઠીક નહી. મતલબ કે સંસાર નીતિસર પથરણું પણ થોડી મુદતમાં વહેલું ઊઠાવી લેવું બસ છે. એવી રીતે પ્રતિદીન સુધારાની કેળવણીમાં ઊત્તેજન આપવું એ ઉતમ પુરૂષોની રૂડી આચરણા જાણવી. ૪૦

પ્રઃ—૨૯૫ વ્યવહાર શુદ્ધિ અરથે, લૌકિક લૌકોત્તર હીત ભણી વિવેકી શ્રાવકોએ કેવી રીતે વર્તવું.

ઊઃ—પ્રથમ રાત્રિકૃતમાં રાત્રિએ નિંદ્રા થોડી લેવી. જીવ રહિત સજ્જામાં ડાબુ પાસુ હેઠલ કરી સુવું. પશ્ચિમ ઊત્તર તરફ મસ્તક કરી દેવમંદીરમાં સર્પની બીબી ઉપર વૃક્ષતળે સ્મશાનમાં સુવું નહીં લઢાઇ મટાડી પાણી પાસે રાખી વસ્ત્ર ઓઢી બારણું બંધ કરીને ચૈત્યવંદન કરી દેવગુરૂને વાંદી સર્વ અહાર ત્યાગ કરી દેસાવગાસીક વ્રત લેઇ ચાર સરણ સર્વ જીવરાસ ખમાવી પાપ સ્થાન આલોઇ સુકૃત્યની અનુમોદના કરી દુઃકૃત્યની નિંધા કરી બ્રહ્મવ્રત ધરી जइ मे हुज्जपमाओ એ ગાથા નમસ્કાર મંત્રપુર્વક સાગારી અણસણ કરી. अरिहंतो मह देवो આખી ગાથા કહી પાંચ નવકાર ગણી સુવું એ રીતે ઉપશાંત મોહપણે વૈરાગ્ય ભાવવાસીત થઈ નિંદ્રા લેતાં કદાચ આયુ સમાપ્ત થઇ જાય તો રૂડી ગતી થાય કેમકે આરાધના પુર્વક મરણ થાય માટે વળી એથી ખોટું સ્વપ્ન પણ ન આવે, રૂડું ધર્મ સ્વપ્ન આવે હવે રાત્રિએ જાગે તે વારે ધર્મ ધ્યાન ચિંતવે, કદાપી અનાદિના આભ્યાસથી કામ પીડા કરે એટલે સ્ત્રીના વિષયની અભિલાખા થાય તેવારે તેના અપવિત્રપણાની વિચારણા કરે જે હાડ ચાંબડી ચરબી આંતરડાં લોહી માંસ વિષ્ટા વાગેરે પુદગલ સ્કંધ શરીરના આકારે પરણમ્યા છે એવી સ્ત્રીના વિષયમાં રમણીક થાય છે. એમ વિચારી મહા પુરૂષ શ્રી જંબુસ્વામી, થુલીભદ્રજી, સુદર્શનશેઠ, વિજયશેઠ આદે ઉત્તમ પુરૂષોની પ્રસંસા

ર્પંની અમો ઉપર, વૃક્ષ તળે સ્મસાનમાં સુતુ નહી. લકાક મટાડી પ્રાણી પાસે રાખો, વસ્ત્ર ઓઢી, બારણુ બંધ કરી ચૈત્યવંદન કરી દેવગુરૂને વાંદી સર્વ આહાર ત્યાગ કરી દેસાવગાસીક વ્રત લઇ ચાર સરણ કરી, સર્વ જીવરાસ ખમાવી, પાપસ્થાન આલોઇ સુકૃત્યની અનુમોદના કરી, દુઃકૃત્યની નિંદા કરી બ્રહ્મવ્રત ધરી. जइमे हुज्ज पमाओ એ ગાથા નમસ્કાર મંત્ર પૂર્વક સાગારી અણસણ કરી. अरिहंतो महदेवो આખી ગાથા કહી પાંચ નવકાર ગણી સુવું. એ રીતે ઉપશાંત મોહ પણે વૈરાગ્ય ભાવ વાસીત થઇ નિંદ્રા લેતાં કદાચ આયુ સમાપ્ત થઇ જાય તો રૂડી ગતી થાય કેમકે આરાધના પૂર્વક મરણ થાય માટે વળી એથી ખોટુ સ્વપ્ન પણ ન આવે, રૂડુ ધર્મ સ્વપ્ન આવે, હવે રાત્રિએ જાગે તે વારે ધર્મ ધ્યાન ચિંતવે કદાપી અનાદિના અભ્યાસથી કામ પીડા કરે એટલે સ્ત્રીના વિષયની અભિલાખા થાય તે વારે તેના અપવિત્રપણાની વિચારણા કરે જે હાડ ચાંમડી ચરબી આંતરડાં લોહી માંસ વિષ્ટા વીગેરે પુદગલ સ્કંધ શરીરના આકારે પ્રણમ્યા છે એવી સ્ત્રીના વિષયમાં તું કેમ રમણીક થાય છે. એમ વિચારી મહાપુરૂષ શ્રી જંબુસ્વામી થુલીભદ્રજી, સુદર્શન સેઠ વિજયસેઠ આદે ઉત્તમ પુરૂષોની પ્રસંસા કરે, ભવસ્થિતિ દુઃખની ખાણ જાણી કષાયાદિ. દુરગુણોને જીતવા ઉપાય ચિંતવે, વૈરાગ્યવંત થકો સંસાર ચારક (બંધીખાનુ) રૂપ જાણી નિકલવાનો મનોરથ રૂપ ભાવના ભાવે જેથી કામ કટકને જીતાય છે. વાહ આ કેવી ખુબી છે. કામભોગ જાદે કરવાથી આંખનું તેજ ઘટે, દમ ચડે બેહેરો અને કમજોર થાય, છેવટ દુઃખ પડે.

માતા પિતાને નમસ્કાર કરતાં તીર્થ યાત્રાનુ ફલ થાય છે. વૃદ્ધ અને શીલ, જ્ઞાનાદિ ગુણવંતની સેવા કરવી. નીયમ લેઇ વિરતીપણું ધરવું. તેમજ લીધેલા વ્રતને પાલવું. ધર્મનો અભ્યાસ કરવો, मन्ह जिणणंआणं ની પાંચ ગાથા મુજબ વર્તવું. ૧ પેસાબ વડીનીત, ૨ મૈથુન, ૩ સ્નાન, ૪ ભોજન, ૫ પૂજાજાપ એવં પાંચ મૌનપણે કરવાં, કહ્યું છે કે,

मूत्रोत्सर्गे मलोत्सर्गे, मैथुनं स्नान भोजनं ॥
संध्यादि कर्म पूजाच, कुर्यात् जत् पंच मौनवान् ॥ १ ॥

ઉપવાસાદિ તપવાલો દાતણ ન કરે, મુનિ પણ ન કરે કેમકે તપસ્યાવંત પુરૂષ દાતણ કર્યા વિના પણ શુદ્ધ છે, અન્યશાસ્ત્રે પિઉક્તં.

उपवासे तथा श्राद्धे, न कुर्यात् दंत धावनं ।
दंताना काष्ट संजोगा, हंति सप्त कुलानिवै ॥ ઇતિ.

નિરવદ્ય ભૂમિએ સ્નાન કરે, નગ્ન થઇ તથા સેવાવળાદિક આચ્છાદિત મલીન જલમાં ન્હાવું નહી. ઉષ્ણ જલથી સ્નાન કરીને ઠંડુ ખાવુ નહી, તેમજ શીતલ જલથી સ્નાન કરીને ઉષ્ણ ભોજન કરવું મૃતકની ધુણી લાગવાથી અને

મસ્તક મુંડાવી સ્નાન ન કરે પણ ગામ સંગ્રામે જતાં વિદ્યા મંત્ર સાધતાં રાત્રિએ પર્વ દીવસે સ્નાન કરે અને મસ્તક પણ ન મુંડાવે, જીન પુજાદિ કાર્યે સ્નાન કરે તે ભાવસુધીનું નિમિત છે. પરંતુ શરીર સુખ માટે સ્નાન ન કરે વારંવાર લધુ નીતી વડી નીતી કરીને શંકા કરી વહેમ ધરી પુનઃ પુનઃ સ્નાન કરતો પગલે પગલે જીવહિંસા કરે તે દ્રવ્ય સુધીમાં પુન્ય નથી, માત્ર પાપનુંજ કારણ છે, આ વિષય મારા મીત્રોની વિચિત્ર આનુચરણ પ્રત્યક્ષ જોઇ દાખલ કર્યો છે. આત્મા સદા પવિત્ર છે. અન્ય શાસ્ત્રે પિઓક્તં.

सत्य शौचं तप शौचं, शौचं इंद्रिय निग्रहः ॥
सर्व भूतदया शौचं, जल शौचं च पंचमं ॥ १ ॥

ભાવાર્થઃ—૧ સત્યવાદી, ૨ તપસી, ૩ જીતેંદ્રિય, ૪ દયાવંત એ ચાર ભાવથી પવિત્ર છે. ૫ પાંચમો જલથી પવિત્ર તે દ્રવ્યથી જાણવો. કેટલાક લોકો કુંડ તથા ગંગાજી જમુના ગોદાવરી નર્મદા આદે નદીયોમાં અધિક માસમાં સ્નાન કરવાથી પુન્ય માનેછે તેણે સર્વજ્ઞ ભાષિત ધર્મનું સ્વરૂપ જાણ્યું નથી. કેમકે જલાશ્રીત રહેલા જીવો ઉપર પડતુ મુકી તેઓને ત્રાસ ઉપજાવતાં બેધડકથી વિષ પાન કરી મગ્ન થાયછે એ કેવી અજ્ઞાન દશા છે. જો જલ શરણથી પાપ જાય તો મત્સાદિક જીવોની સિધ્ધાએ સિદ્ધિ થવી જોઇએ. માટે દયાવંત પુરૂષોએ પુદગલાનંદ માટે થોડું જળ ગળીને નિરાલી ભૂમિએ સ્નાન કરવું ઉચીત છે.

શિષ્યઃ—લૌકીકમાં જલ શૌચવાલાને આચાર વંત કહે છે તે વિષે શું સમજવું.

ગુરૂઃ—शीलं प्रधानं नकुलं प्रधानं, कूले न किं शील विवर्जितेन ॥
बघोनरा निच कूले प्रसूताः, स्वर्गे गताशील मुपैश्च धीराः ॥ १ ॥

અર્થાત રૂડા આચારથી પ્રધાનપણું તથા સ્વર્ગનાં સુખ મલે છે, પરંતુ કુલનું પ્રયોજન નહી. ઇતિ અન્યમતે કથીતં વલી.

અન્યમતા વલંબીઓએ ભસ્મ ૧ ધુલ, ૨ માટી, ૩ આતાપના ૪ બ્રાહ્મ, ૫ જલ ૬ માનસ સ્નાન, ૭ એમ સાત પ્રકારે સ્નાન માનેલુ છે. ઇહાં ગંધ મેલ લેપનો નાશ કરનાર એવું જે પાણી તેને દ્રવ્ય સ્નાન કહીએ. પરંતુ ધુલ ભસ્માદિનુ સ્નાન તેતો વ્યર્થ છે.

જલથી પણ કાંન નાકાદિની શુદ્ધિ થતી નથી ફક્ત ચાંબડીની શુદ્ધિ થાય છે, તે પણ થોડીવાર રહે છે હવે જે અંતરંગ મેલને દુર કરનાર એવું જે શુભ ચિત્ત ધર્મ ધ્યાન રૂપ પાણી તે ભાવ સ્નાન કહીએ. શેષ અસ્નાન છે. ઇહાં જીન પૂજા ગુરૂ ભક્તિ નિમિતે જે જલ સ્નાન કરવું તે ભાવ. સ્નાનનું કારણ ભૂત સમજવું તેને પૂર્વ પૂરૂષોએ સોભનીક કહ્યું છે એની વિશેષ વાખ્યા.

હરિભદ્ર સૂરિકૃત બીજા અષ્ટકજીમાં છે ત્યાંથી જોવી. આ ઉપરથી બ્રાહ્મણાદિક લોકોનું જલ આચાર રૂપ ધર્મનુ ખંડન થયું. અર્થાત ભાવ સ્નાન—રૂપ આચાર ધર્મ તેજ પ્રધાન છે સ્યા માટે જે જલના બીંદુમાં માત્રમાં પણ ઘણા જીવ રહેલા છે તેની વીરાધના થાય છે. ॥ तद्यथा ॥

एगंमि उदग बिंदूमि, जे जीवा जिण वरेहिं पन्नता ॥
ते जइ सरिसव मित्ता, जंबु दीवे नमायंति ॥ १ ॥ ઇતિ

માહા ભારથને વિષે તીર્થાધિકારે કહ્યું છે.

आत्मा नंदी संजम तोयपूर्ण, सत्यावहा शील तटादयोमि ॥
तत्राभिषेकं कुरुपांसु पुत्र, नवारिण शुद्धति चांतरात्मा ॥ १ ॥

ભાવાર્થ:—આત્મરૂપ નદી સંજમજે રૂડા નીયમરૂપ જલ, સત્યરૂપ પ્રવાહ, શીલરૂપ કાંઠો, તેમાં અહો પાંડુ પુત્ર યુધિષ્ટર સ્નાન કરો, પણ જલ મંજનથી અંતર આત્મા શુદ્ધ થાય નહી. વલી કેઇક પરસ્ત્રી ભોગી, પવિત્રપણું રાખવા ઘણું પાણી ઢાલી છટાછટ રાખેછે. જલના છાંટા નાખે છે પણ તે જેમ મુસલમાન પેસાબના બીંદુને નાપાક ગણી ધોતીઆમાં ઢેખારો રાખે છે અને અશુચિ દુગંછનીક બીભત્સ વસ્તુ જે માંસ તેનું ભક્ષણ કરે છે, તેવા એ જડ સીરોમણી જાણવા, કેમકે જલના અસંખ્ય જીવો તથા તેના પ્રવાહમાં ત્રસ જીવોની અનુકંપા ઉઠી જવાથી નિર્દયપણું થાય છે. જે કારણ માટે અન્ય શાસ્ત્રે પિઓક્ત.

सर्वे वेदानतत् कूर्युः, सर्वे यज्ञाश्च भारत ॥
सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात् प्राणीनां दया ॥ १ ॥

ભાવાર્થ:—સર્વે વેદનું પંઠન કરે સર્વ યજ્ઞ કરે, સર્વે તીર્થ કરે, તે થકી પણ પ્રાણીની દયા વિશેષ સફલ છે. અર્થાત જીવ દયાનો લાભ બીજા કૃત્યોથી મલી શકતો નથી. વળી કહ્યું છે.જે

इंद्रियाणि पशुन् कृत्वा, वेदीं कृत्वा तपोमया ।
अहिंसा माहुंति कृत्वा, आत्म यज्ञं यजाम्यहं ॥ १ ॥

અર્થ:—ઇંદ્રિયોરૂપી પશુ કરીને તપરૂપ વેદીકા કરીને દયારૂપી આહુતી કરીને હું આત્મરૂપી યજ્ઞ કરૂંછું એમ વિષ્ણુ યુધિષ્ટર પ્રત્યે કહે છે. શા માટે જે

यूपं छित्वा पशुन् हत्वा, कृत्वा रुधिर कर्दमं ॥
यदैवं गम्यंते स्वर्गे, नरके के न गम्यते ॥ १ ॥

અર્થ:—પશુ બાંધવાનો યજ્ઞ સ્થંભ છેદીને પશુને હણીને લોહીનો કર્દમ કરીને જ્યારે સ્વર્ગે જવાતું હોય તો હે, યુધિષ્ટર પછે નરકે કોણ જશે. જે કારણ માટે કહ્યું છે કે अहिंसा लक्षणो धर्मो ઇતિ વચનાત.

વિષય સુખના અંરથી જીવો મન ગમતા કપોલ કલ્પીત ઉડાવ કરે છે. પરંતુ પરિણામે તેને ધર્મની ધનની શરીરની હાની થાય છે, ધન્ય, શરીર યૌવન એ ત્રણ કામનાં કારણ છે, અને દાન, દયા, ઇંદ્રિ દમન એ ત્રણ ધમનાં કારણ છે, અને સર્વ સંગ પરિત્યાગ કરવો એ મોક્ષનું કારણ છે.

છતી વસ્તુના ત્યાગપણાનું ફલ તો વિશેષ છે તેમાં આશ્ચર્ય નથી પરંતુ અછતી વસ્તુ જેમ મરૂ દેશમાં અંબ ફલ નાગરવેલનાં પત્રનો પણ નિયમ કરવાથી વિરતિરૂપ મોટું ફલ મલેછે જેમ પલ્લી પતી વંકચુલને ગુરૂ મહારાજાએ અજાણ્યા ફળ ન ખાવાનો નિયમ કરાવ્યો હતો તેથી તેણે અટવીમાં ભુખ્યો છતાં તથા લોકોએ ઘણું કહ્યું છતાં કિંપાક ફળ અજાણ્યાં હોવાથી ખાધાં નહી બીજા સાથેના લોકોએ ભક્ષણ કર્યાં તેથી મરણ પામ્યા એમ આ લોકમાં પણ ફલદાઇ છે. ઇહાં કોઈ કહેશે જે નિર્ધન ભીક્ષુકને તપસ્યા કરે અને ચારિત્ર ગ્રહણ કરે તેમાં શું વિશેષ છે. તે ઉપર દ્રષ્ટાંત આપેછે.

રાજગૃહી નગરીમાં એક ભીખારીએ દીક્ષા લીધી, તે જોઇ લોકો તેની હાંસી કરવા લાગ્યા જે ઘણું ધન ત્યાગ કર્યું ભાઇ તેથી મુનિ ત્યાંથી વિહાર કરવા સુચવ્યું. ત્યારે અભય કુમારે ત્રણ કરોડ સોનૈયાનો ઢગલો ચૌટામાં કરાવી લોકોને બોલાવી કહ્યું કે જે માણસ કાચુ જલ, અગ્નિ, સ્ત્રીનો સ્પર્શ એ ત્રણ વસ્તુ જાવ જીવ સુધી ત્યાગ કરે તેને આ ધનનો ઢગલો આપવાનો છે તે વારે લોકોએ વિચાર્યું જે એ ધન છોડી શકાય પણ જલ પ્રમુખ વસ્તુ ન છોડાય ત્યારે પ્રધાને કહ્યું અરે મુઢ જનો તમે આ દ્રુમક મુનિની હાંસી કેમ કરો છો એણે એ જલાદિ ત્રણ વસ્તુઓ ત્યાગવાથી ત્રણ કરોડથી પણ વધારે ત્યાગ કર્યો છે. તે સાંભળી લોકો પ્રતિબોધ પામી તે દ્રુમક મુનિને ખમાવ્યા માટે અછતી વસ્તુનો પણ ત્યાગ કરવો, નહી તો પશુના પેરે અવિરતિપણામાં કાલ જાય છે, અને ત્યાગવાથી વિરતિપણાનું ફલ પ્રાપ્ત થાય છે. લક્ષ્મી ઘણી છતાં નિયમ કરવું, શક્તિ છતાં ખમવું, યૌવન વયમાં વ્રત લેવું દળાદ્રીપણામાં અલ્પ પણ દાન દેવું. એ ચાર પ્રકારથી ઘણો લાભ થાય છે.

પરિગ્રહ પ્રમાણ કરવાથી પારવિનાની આશા ત્રક્ષા મર્યાદમાં આવે છે. તેથી સંતોષ વૃદ્ધિ પામે છે અને સર્વ સંતોષવંત મુનિ તો અનુતરવાસી દેવનું સુખ અત્રે અનુભવે છે. चपुनः

संतोष स्त्रीषु कर्तव्यः, स्व दारे भोजने धने ॥

त्रिषुचैव न कर्तव्यः, दाने चाध्ययने तपे ॥१॥

ભાવાર્થ:—પોતાની સ્ત્રીને વિષે ૧ ભોજનને વિષે, ૨ ધનને વિષે સંતોષ કરવો, અને દાન ૧ ભણતર, ૨ તપ, ૩ એ ત્રણને વિષે સંતોષ ન કરવો ૬૦

સર્વે જીવોએ સર્વ પ્રકારના સબંધ માંહોમાંહે પુર્વે ઘણીવાર મેળવ્યા છે પરંતુ સાધર્મિક પ્રમુખ સંબંધને પામનારા જીવો તો વિરલાજ હોય છે, સાધ-

મિ ભાઇનો આદરસત્કાર કરવાથી ઘણું પુન્ય બંધાય છે. પુત્રાદિકના વિવાહાદિકમાં પણ સાધર્મિને નિમંત્રણ કરવું. ઉત્તમ ભોજન વસ્ત્રાદિ આપવું શ્રી સંભવનાથનો જીવ પુર્વે ત્રીજા ભવે વિમલ વાહન રાજા હતો જેણે મહોટા દુર્ભિક્ષમાં સર્વે સાધર્મિ ભાઇયોને ભોજનાદિક આપીને જીન નામ કર્મ બાંધ્યું છે. કદાચ સંકટ આવી પડે તો ગાંઠનું ધન ખરચી ઉદ્ધાર કરવો વળી તે પ્રમાદથી અનાચાર સેવે વા ધર્મથી ચુકી જાય તો તેને જૈન ધર્મ સંબંધી બોધ કરી ધર્મમાં જોડવા સામેલ થવું.

શ્રાવિકાનું વાત્સલ પણ શ્રાવકની પેરેજ કરવું, કારણ કે જ્ઞાન દર્શન ચારિત્રને વિષે અનુરાગ ધરનારી શીલ પાલનારી સંતોષવાલી એવી શ્રાવિકાની કાંઈ પણ ઓછી ભક્તિ કરવી નહી શ્રાવક સમાન ગણવી કેમકે જેના શીલના મહીમાથી અગ્નિ જલ થાય, સર્પ તે ફુલ માલ થાયછે. જલ થલ થાય વાઘ, શીયાળ થાય, વિષ અમૃત થાય છે, સંઘનું ચોથું અંગ શ્રાવિકા છે સુલસા આદે શ્રાવિકાઓની શ્રીવીર પ્રભુએ પ્રશંસ્યા કરી એ વાત કાંઇ થોડી છે? વાહ!!

સ્વજન સાધર્મે સદગુરૂને યાત્રાએ જવાનું નિમંત્રણ કરવું, અને તેને ભાતુ ભાડા વિગેરેની મદદ કરવી તીર્થનાં દર્શન થવાથી સુવર્ણ ફુલ મોતી આદેથી વધાવીએ. પછે પ્રભુને વાંદી પુજી સ્તવના કરી યાચકને દાન દીજે તો ઘણું ફળ છે. જેમ પુર્વે તીર્થંકરના આગમનની વધામણી લાવનારને દાન આપતાં સાંભળીએ છીએ.

ધર્માચાર્ય માતા પિતાદી નવનો સાથે ઉચીત આચરણા કરવી, કેમકે જે લૌકીક ઉચિત આચરણામાં કુશલ નથી તે સુક્ષ્મ લોકોત્તર જૈન ધર્મને વિષે શી રીતે કુસલ થાય. વલી સત પુરૂષોએ કરેલી પ્રતિજ્ઞાનો ભંગ—ગઇ વસ્તુનો શોક—કોઇની નિંદાનો છેદ કોઇ કાલે ન કરવો. ઘણા મતમાં પોતાનો મત આપવો. શુભ ક્રિયામાં આગેવાન થવું. ખાર મોરી કરાવવી નહી. નગ્નપણે ન્હાવું સુવું નહી.

ચોમાસામાં વિશેષ વ્રત નિયમ કરવાં. ચૈત્ય પ્રવાડી કરે હલ, ગાડાં આમાત્તર ન કરે-વર્ષાઋતુમાં બહુ જીવ ઉત્પન્ન થાય છે. માટે સર્વ વસ્તુ સોધન કરી ખાય, સચિત્ત ત્યાગ કરે--કેમકે શ્રાવકને તો નિરવદ્ય નિર્જીવ પરિમીત આહાર કરવો કહ્યો છે. તે ઘણી ધીરતાએ નહી તેમજ ઘણી ઉતાવલથી નહી નહી જમવું. એઠું ન મુકવું. વળી દરરોજ સ્ત્રી પુત્રાદિકને દ્રવ્યથી યથાયોગ્ય વસ્ત્રાદિક આપીને તથા ભાવથી ધર્મોપદેસ કરી તેનો ખબર લેવી. નહીતો તેના કરેલા કુકર્મથી તે શ્રાવક લેપાય છે. જેમ ચોરને સંહાય કરનાર માણુસ ચોરના અપરાધમાં સપડાય છે. તેમ ધર્મ બાબતમાં પણ જાણવું. તથાવિધ સ્ત્રીના કરેલા પુન્યમાં પણ સ્વામીને ભાગ મલે છે.

દેવ પૂજા—દાન, સામાયક વ્રત કરે, રસ ત્યાગ કરે, અભક્ષ ત્યાગે-કાઉસગ્ગ કરે, જ્ઞાન ભણે ગુરૂ વાંદે. શીળ પાલે, વનસ્પતિ ત્યાગે, વળી ચોમાસામાં

માંચો પગરખાં દાતણ વસ્ત્રરંગણ લીંપણ ત્યાગ કરવું ભીંત પાટલા ઘૃત તેલના વાસણ ઇંધણ ધાન્યાદિ વસ્તુમાં લીલ ફુલ થાય છે માટે પહેલાથી ચુનાદિ ક્ષાર વસ્તુ લગાવવી જેથી એ જીવોની રક્ષા થાય છે. પાણી એકુ હોય તે જુદું નાંખવુ. ગોળ ઘી તેલના ભાજન યત્નથી બાંધી રાખવાં, જીન મંદીર પૌષધસાલા સમારી રાખે. વિષય કષાય મંદ કરે. છઠ અઠમાદિ તપ કરે. પાપારંભ ત્યાગે. ખાંડ ખજુર ખારેક દ્રાક્ષ ટોપરાં આદે મેવા અભક્ષ થાય છે. સાક ભાજીની સુકવણીમાં લીલ ફુલ તથા ત્રસ જીવની ઉત્પત્તિ થવાથી અભક્ષ થાય છે. સંઘ ભક્તિ કરવી.

ગીતાર્થ પાસે પ્રાયશ્ચીત લેવું જેથી દ્રઢ પ્રહારી વ્રત પાપથી હલુઓ થાય છે. ઇત્યાદિ કૃત્યો વિશેષે ચોમાસામાં કરવાં. શક્તિ અનુસારે હમેસાં પાલે તેને ધન્ય છે. જ્યાં હમેસ દાન પુન્યનું કામ થાય છે તે ઘર દેવલોકનો નમુનો જાણવો.

ધર્મસ્થાનક કરાવે, જાવત વર્ષ મધ્યે એક જાત્રા કરે, શ્રુત જ્ઞાનની પૂજા વાસક્ષેપ નીપુરાદિકથી કરે. શાસન ઊંનતી કરે. જૈનાગમ પુસ્તક મેળવી ભંડાર કરાવે. ધર્મ, અર્થ, કામ એ ત્રણની સિદ્ધિ થાય એહવા સ્થાનકે રહેવુ. હિંસક દુરગુણીના પાડોસમાં નહી રહેવું. દેરાસરની પાસે રહેવાથી હાની થાય છે. અવસર વિના દીવસે નિંદ્રા લેવી ઠીક નહીં. પૂર્વ તરફ મસ્તક કરી સુએતો વિદ્યાનો લાભ થાય. દક્ષણ તરફ મસ્તક કરી સુવાથી ધન લાભ થાય. પશ્ચિમ તરફ મસ્તક કરી સુવાથી ચિંતા ઉપજે, ઉત્તર તરફ મસ્તક કરી સુવાથી મૃત્યુ યા નુકસાન થાય છે એમ નિતિ સાસ્ત્રમાં કહ્યું છે. જે ગામમાં જીન મંદીર ઉપદેસક ગુરૂ અને સાધર્મિ ભાઈ હોય ત્યાં શ્રાવકને વસવું યોગ્ય છે. સર્વ કલામાં કુસલ થવું. જેથી સુખે નિરવાહ થાય. અને ધર્મ સાધી સકાય. પ્રથમ મનુષ્ય માત્રને અકૃત્યનું તજવું, પછે સુકૃત્યનું ભજવું. એ શાસ્ત્રનું રહસ્ય છે. દિક્ષા મહોત્સવ કરતાં મહાપુન્ય ઉપાર્જન કરે. જેના કુલમાં ચારિત્રવંત થાય તે કુલ પણ પુન્યવંત જાણવું. માટે ઉત્તમ પુરૂષ ચારિત્રની ચાહના કરે. ન બને તો આરંભની ઓછાસ કરે. મરણાંત અવસરે દશ પ્રકારની આરાધના કરે જેથી આઠ ભવમાં સિધ્ધિ વરે શ્રાવકે દેવગુરૂ ધર્મના સાચા અથવા જુઠા સોગન ખાવા નહી. અને ખાયતો ઘણો સંસાર વધારે. દ્રવ્યસતરામાં દ્રષ્ટાંત તરીકે પ્રશ્નોતર સમુચ્ચય ગ્રંથમાં હીર સૂરિજીએ દેવ દ્રવ્યના ભક્ષણ કરનારને ઘેર મુખ્ય વર્તિએ શ્રાવકને નીસુકપણે જમવું ન કલ્પે આ ઉપરથી શ્રાવકે વદેવ દ્રવ્યના રક્ષણ વિષે ખુબ લક્ષ આપવું.

હવે આજીવીકાના સાત પ્રકાર કહ્યા છે. ૧ વ્યાપાર, ૨ વિદ્યા, ૩ ખેતી ૪ પશુપાલન, ૫ કારીગરી, ૬ નોકરી, ૭ ભીક્ષાવૃતિ એ સાત મધ્યેથી શ્રાવક યથાયોગ્ય નિર્દુષણ ન્યાયથી વ્યાપાર કરે.

लक्ष्मीर्वसति वाणिज्ये, किंचिदस्ति च कर्षणे ॥
अति नास्ति च सेवायां, भिक्षायां न कदाचनं ॥ १ ॥ ઇતિ

૧ વળી બુદ્ધિથી કમાવું તે ઉત્તમ છે. ૨ હાથે કમાય તે મધ્યમ છે. ૩ પગે કમાય તે અધમ છે. માથે બોજો ઉપાડી કમાય તે અધમાધમ જાણવું. એ ચાર પ્રકારની કમાઈમાં શ્રાવક ઉચિત રીતે કરે, પણ ભીક્ષાવૃતિ શ્રાવક ન કરે. કોટવાલાદિકની નિર્દયપણાની નોકરી શ્રાવક ન કરે.

ગુણવંત, કૃતજ્ઞ, ગંભીર ધીર્યવંત પુરૂષની નોકરી કરવી, દેશકાલ અનુસરી ન્યાયથી પણ જ કરે. દેવું થયું હોય તો કરાર પ્રમાણે આપવું.

धर्मारंभे रुणच्छेदे, कन्यादाने धना गमे ॥
शत्रु घातेग्नि रोगेच, काल क्षेपं नकारएत् ॥ १ ॥

અર્થાત એટલા કામમાં વાર ન કરવી.

હવે અશક્તિપણે દેવું પુરૂ ન થાય તો તેના નોકર થઇ પુરૂ કરવું. નહી તો ભવાંતરે એના ચાકર મહીષ (પાડો) બળદ, ઊંટ, ખર, ઘોડે પ્રમુખ થઇ દેવું પુરૂ કરવું પડે, લેણદાર પણ જાણે જે આ દેવાને સમર્થ નથી તો માગે નહી અને કહેજે ભાઇ મળે તો આપજે. નહીં તો આ ધન મેં ધર્માદા ખાતે કર્યું. ચોપડામાંથી વાળુંછું જે તારી પાસે મારૂં લેણું નથી. કેમકે જો આજીવીકા પુરી થતી નથી એવા ગરીબ રાંક ઉપર જુલમથી વા, દાવો અરજી કરી જપ્તીથી બળાત્કારે આજીવીકાનાં સાધન હરાજ કરાવી લેણું વસુલ કરવાથી કેવલ નિર્દયપણું હોવાથી સમકિત રત્ન કલંકીત થાય છે. માટે ભવભિરૂ પુરૂષોએ સદાચરણ સદયપણે વર્તવું. મુખ્ય વૃત્તિએ તો શ્રાવક ધર્મી સાથે લેણ દેણ કરે, ધનની અપ્રાપ્તિથી પણ ખેદ ન કરે. કદાચ નિરવાહુન થાય તો ખર કર્મ કરે તે સસંકપણે કરે પણ મકલાય નહી, ધનનાસ્તિ, વા, નિરધનપણામાં પણ ધર્મ છોડવો નહી, કેમકે પુર્વે સંચિત પુન્ય પાપના ઉદયથી સંપદા વિપદા થાય છે માટે ધૈર્ય અવલંબન શ્રેષ્ટ છે. ઘણું ધન થાય તો પણ ૧ અહંકાર, ૨ નિર્દયતા, ૩ ત્રશ્ના, ૪ કઠણ વચન, ૫ વેસ્યા નટ આદે નિચ પાત્ર શું વાલ્હપણું એ પાંચ ન કરે કારણ એ પાંચ વાંના પ્રાયે ધનવંતને થવાનો સંભવ છે. માટે તે તજવાં ઉક્તચં

निर्दयत्व महंकार, त्रश्ना कर्कश भाषणं ॥
नीच पात्र प्रियत्वं च, पंच श्री सहचारिण ॥ १ ॥ ઇત્યર્થ.

ગામમાં વ્યાપાર કરવાથી કુટંબ મેળાપ, ઘરકાર્ય, ધર્મકાર્યાદિ સુખે બને માટે પ્રાય પરગામ વ્યાપાર ન કરવો ન ચાલતાં નજીક દેશાંતરે વ્યાપાર કરે તો ઠીક છે, હવે દેશાતરે જતો કેવી રીતે વર્તવુ તે કહે છે.

ॐनमो भगवते श्री गौतमस्वामिने, सर्व लब्धि संपत ॥

मम सर्वे भिष्टार्थ सिद्धि कुरु २ स्वाहा ॥

કલ્યાણ મંગલકારી નમસ્કાર મહામંત્ર તથા ગૌતમ સ્વામીનુ સ્મરણ કરવું જેથી વાંચ્છીત કાર્ય સિધ્ધપણે થાય છે. કુકમ તીલક કરી શ્રીફલ પ્રમુખ ફલ હાથમાં લેવું મસ્તકે સ્યામ વસ્ત્ર પહેરવું નહી ઉઘાડે મસ્તકે નહી. કલેશ રહિત પ્રયાણ કરવું. દેશાંતર જતીવેલાએ પોતાની ડાભી બાજુએ વૃષભનો મયુરનો શંખનો ઝાલરનો પોપટનો કોયલનો કોઈપણ વાજીંત્રનો શબ્દ સંભળાયતો શુભ સુચક જાણવો. તેમજ જમણી બાજુએ સિંહનો ઉંટનો કાગનો અશ્વનો હસ્તિનો કૌચ પક્ષિનો શબ્દ સંભલાયતો શુભને સુચવે છે ઘરમાંથી નિકલ્યા બાદ પાછુ વળી જોવું નહી. અને ઘરમાં પાછુ આવવું નહી. કેમકે તે અપમુકન છે. તે વખતે પોતાને અથવા પરને છીંક આવેતો થોડો વખત વિશ્રામ લેઇને જવું. વળી તે વખતે આંગણામાં પાણી ઢોલવું નહી. થુંકવું નહી લઘુનીત કરવા બેસવું નહી મસ્તક ખણવું નહી. રૂદન કરવું નહી. જે દીવસે દેશાંતર જવું હોય તે દીવસે કાલ ઉદવેગ ચોઘડીઆ વખતે પ્રયાણ કરવુ નહી. જે દીવસે કુટુંબમાં કોઇ માણસનું મૃત્યુ થયુ હોય તો તે દીવસે પ્રયાણ વર્જવું. મસ્તક મુંડન મૈથુન સેવન દુધ ભોજન પશુ તાડન વર્જવું. કેમકે તે અપશુકન છે દહી દુધ મધ અથાયાર મીઠાઇ તાંબુલ, ધોએલા વસ્ત્ર લેઈ ધોબી સામો મલેતો ફતેહ હોય, પાછળ અને જમણી તરફ જો પવનચાલે તો શ્રેષ્ટ છે, ગર્ભવંતી રજસ્વલા વિધવા સ્ત્રી સામી મલેતો ઠીક નહીં પરંતુ માતા વિધવાસામી મલે તો હરકત નહી. લુલો આંધળો કાંણો કાઠીનો ભારો દુર્ગંધની વસ્તુ રાખ હાડકાં પથ્થર તેલ ચાંમડુ સુકી ઘાસ છાસ કપાસ કાલી વસ્તુ લોઢું હીજડો ઊંટ રાસભ પાડાની સ્વારી રોતો આદમી સામો મળે તો ઠીક નહી એક બેવાર ખોટા સુકન થયાથી ફરી રહેવું, તીસરીવાર તેમ થાય તો જાણવું જે જરૂર બુરૂ થનાર છે. પુર્વોપાર્જીત કર્માનુસારે શુભાશુભ સુકન થાય છે પણ દેવગુરૂનું અપમાન કરીને કોઇ નીભ્રંછણા કરીને બાળકને રોવરાવાને સ્ત્રીને લઢીને દેશાતર ન જવું જીવિતવ્યની ઇચ્છા કરનારો શ્રાવક નોંકાર મંત્ર ગણી દેવગુરૂને વાંદી સર્વને રૂડા પ્રકારે બોલાવી વોલાવી ગામાંતર કરે રોગી, બુટા, પુજારો. ગર્ભવતી સ્ત્રી વતરાને કાંઇક આપીને પ્રયાણ કરવું સારૂં છે. પરંતુ દુધ પીને મૈથુન કરીને સ્નાન કરીને પોતાની સ્ત્રીને હણીને થુંકીને કઠણ શબ્દ સાંભળીને ગાળો સુણીને મસ્તક મુંડાવીને ખોટા સુકન થવાથી પરદેશ જવું નેષ્ટ અને વિઘ્નકારી જાણવું માટે શુકન નિમિત મુહુર્ત્ત જોઇને દેશાંતરે જવું, ઇહાં કોઇ કહેશે જે ભાવી ભાવ બને છે શુકનનો વેહેમ છે પણ તેણે સમજવું જે ભવિકાલે વાંચ્છીત અર્થની સિદ્ધિ આદે જણાવનાર નિમિત્ત કારણરૂપ શુકન છે જલ ભરેલો ઘડો સામો મળે તે રૂડા શુકન છે, રૂડો ચંદ્ર

નક્ષત્ર મુહુર્ત્ત આવે તે શુભ શુકન છે. શ્રીપાલ રાજાએ વિજય મુહુર્ત અને સૂર્ય નાડી સ્વર ચાલતાં પ્રયાણ કર્યાથી જય પામ્યા છે. પ્રયાણ વખત ઉલટી થાય, પાગડી પડી જાય, વમન થાય, ઠેસ વાગે તો અશુભ છે. સર્પ, બીલાડી આડાં ઉતરે તો વિશ્રામ લીધા વિના પ્રયાણ કરવું નહી. હથીયારબંધ સ્વાર સામો આવે, ઘોડો હેષારવ કરે, હસ્તી સામો આવે, ગાય કુમારીકા માટી ભરેલો રાસભ જલ ભરેલો પાડો બલદ્ર સધવા સ્ત્રી મગ મીઠું વાસણમાં લેઇ આવતી મળે. અક્ષત લેઇ આવે, નાપિક જો હથીયાર સહિત સામો મલે, સ્ત્રી તીલક શ્રીફલ સહિત, બાલક લેઇને સામી મલે, પુષ્પ લેઇને કુંકમ તથા કોઇ કેરી લેઈ આવે, રૂ સમુહ, શંખ, શેલડો, પાન, ત્રાંબા રૂપાના વાસણ, ગોળ દાંતની અખંડ ચુડીઓ લેઇ સન્મુખ આવે તો શુભ છે.

ત્રીડંડીયો યોગી, ભીક્ષુક, રંડા સ્ત્રી, ગર્દભ, નોલીઓ, રોતી કુમારીકા, ભેંસ, વાંદરો, ઉંટ, દીપક હાથમાં લેઇ તથા રડતા સહિત મડદુ સન્મુખ મલે તો અશુભને સુચવે છે. વલી પ્રયાણ વખતે સૂર્ય અસ્ત થતો હોય, અકસ્માત મેઘ ગર્જના ધુઅડનો ધુત્કાર શબ્દ, શિયાલનો શબ્દ, સંભળાય તો અશુભ સુચવે છે, શરીર ઉપર કાગડાની વિષ્ટા પડે, ભ્રમર ડંખ મારે, હાથમાંથી ફલ પડી જાય, પોતે સોપારીઆદિ ફલ કાપે, ગલેથી ફુલમાળ તુટી જાય, શરીરપર રૂધીર પડે, તીલક ભુશાઇ જાય, ખીસકોલી શરીરપર પડે, તુચ્છ ફલની ભેટ મલે, સન્મુખ માટીનું વાસણ કોઇ ભાગી નાંખે, શરીરપર કોયલો પડે, પકાવેલું અનાજ પડે તે અશુભને સુચવે છે. તે વખતે ઘરમાં પાછા ન પેસતાં નજીકની જગોપર વિશ્રામ લેઇ ફેર શુભ સુકન આવેથી પરદેશ પ્રયાણ વિલંબ રહિત કરવું. વ્યાપારાદિ કાર્ય માટે જે ગામમાં પ્રવેશ કરવો હોય ત્યાં આસપાસ ચાલીસ હાથ સુધીની ભૂમિપર પેશાબ કરવો નહી, વલી મોર, બગલુ જમણી તરફ શબ્દ કરે તો શુભ છે, તેમજ હંસ, કાગ, કુકડો, ક્રોચપક્ષિ, કોકીલ ડાબી બાજુએ શબ્દ કરતાં બેઠેલું હોય તો તે શુભને સુચવે છે. વલી તે ગામમાં પેસતાં પાછુ વલી જોવું તે પણ અશુભને સુચવે છે. તેજ વખતે પોતાને અથવા સન્મુખ આવતાને જો છીંક થાય તો અશુભ છે, મસ્તકનું વસ્ત્ર ત્યાં ઉતારવું તે અશુભ છે. વલી પ્રવેસ કરતાં જો ઉઘાડે માથે સ્ત્રી પુરૂષ મલે, ગર્દભ, રંડા સ્ત્રી, મહીષ આવતાં મલે તો અશુભનેજ સુચવે છે. માટે તે વખતે નગર પ્રવેશ કરવો નહી અને જો તેજ વખતે ગાય, હરિણિ, હસ્તિ, અશ્વ, કુમારિકા, હથિયારબંધ પુરૂષ સન્મુખ આવે તો તે ઉતમ સુકન છે. માટે વિલંબ રહિત પ્રવેસ કરવો. ઇત્યાદિ ઘણી વાખ્યા શુકન શાસ્ત્રથી જાણવી.

થુંક, શ્લેષ્મ, મડદુ, મનુષ્ય, રૂધીર, વિષ્ટા. મુત્ર, બલતી અગ્નિ, સર્પ, શસ્ત્ર એટલું ઓલંઘવું નહી. નદીકાંઠે, ગાયના ગોકુલમાં, વડવૃક્ષ હેઠલ, જલાશયમાં, કુપકાંઠે, રસ્તામાં ઝાડે (જંગલ જવું નહી) રાત્રિએ વૃક્ષ હેઠલ ન રહેવું,

મહીષ, ગર્દભ, ગાય ઉપર સ્વારી ન કરવી, વસ્ત્રાદિ પહેરવાનો બડો આડંબ રાખવો. જે કામ કરવું તે પંચ પ્રમેષ્ટિ સ્મરણ પૂર્વક કરવું, ધન કમાવા પ્રારંભમાં અમુક ભાગનું ધન શુભ માર્ગમાં વાપરવાની ભાવના જરૂર કરવ અને તે લાભ થવાથી તેમાંજ વાપરવું. ધર્મ કામમાં જે વાપરે તે ધન રિ કહીએ. અને શરીરના ભોગમાં આવે તે ભોગરિદ્ધિ કહીએ. ધર્મ અને ભોગ થી રહિત તે પાપરિદ્ધિ કહીએ. માટે રૂડા કામે ધન ખરચવું તેજ શ્રેય દ ન્યાયથી ધન રળીને સુપાત્રમાં ખરચવું તે શ્રેષ્ટ છે. અન્યાયનું ધન પણ ધ કાર્યમાં વાવરવું તે સારૂ છે પરંતુ તે કુપાત્ર પોષણ કરતાં ફલ નથી. અનુક પાએ દેવુ ઠીક છે. જેમ ગાયને હણીને કાગડાને માંસ દેવું તેમ અન્યાયનું ધ કુપાત્રને આપવું છે. ન્યાયનું ધન કુપાત્રને આપવું તે પણ નેષ્ટ છે. ઇત્યાદિ ચૌભંગી વિચારી દાન આપવું. હવે શ્રાદ્ધવિધિમાં. કુડી સાક્ષી ભરે. ૧ ઘણે કાલ દ્રેષ રાખે. ૨ વિશ્વાસીને હણે. ૩ કર્યા ગુણનો ઘાત કરે. ૪ એ ચાર ચ ડાલ કહ્યા છે. પાંચમો જાતીનો ઉપનો તે ચંડાલ જાણવો. રાજ વિરૂદ્ધ, દે વિરૂદ્ધ, કાલ વિરૂદ્ધ, લોક વિરૂદ્ધ, ધર્મ વિરૂદ્ધ, એ પાંચ પ્રકારના વિરૂ ત્યાગ કરવા. જેથી સમકિત ધર્મની પ્રાપ્તિ થાય છે. હવે પિતા થકી પ માતાની ઉચીત આચરણા વિશેષ કરવી કેમકે વિશેષ પૂજ્ય છે માટે સ્વજનાં માતા પિતાના પક્ષવાલાની હીનતાનો ઉદ્ધાર કરવો. પરંતુ તેમની સાથે લે દેણ વ્યાપાર ન કરવો. સ્ત્રીઓએ લૌકીક ગાણાં ગાવાં નહી અને ઘુમવું નહી સ્ત્રી રીસાણી થકી મનાવવી. કારણ કુપાદિક આપઘાત કરે માટે. પરતિર્થિ પણ ઘેર આવે થકે યથાયોગ્ય દાન દેવું, રોગી દુઃખીનો ઉદ્ધાર શક્તિ અનુ સારે કરવો. તલનો દલીદો ન કરે કંદમુલ ફુલ, રીંગણા આદ મહુડાંનો વ્યા પાર ન કરવો, શેલડીમાં ખોર મુકાવવો નહી, ઘણાં ઘર કરી ભાડે આપવ નહી. છીંક બગાસ્ર મુખ ઢાંકી કરવું, સભામાં બુરી ચેષ્ટા ન કરવી. નાકમ આંગળી ઘાલી મેલ ન કાઢે. મુખ ફાડી હસે નહી. ભૂમિ ઉપર લખે નહી દાંતે નખ ન તોડે. માતા પિતા, પુત્ર, સ્ત્રી, બાલવૈદ્ય, પામર, તપસ્વી આચાર બેહેન, મિત્રાદિ સાથે વચનની લડાઈ ન કરે, ગ્રહણ ન દેખે, કુપમાં ન જુએ સંધ્યા સમય આકાસ ન દેખે. મૈથુન કરનારને, સીકાર મારનારને, નગ્ન સ્ત્રીને યૌવન સ્ત્રીને, પશુ ક્રિડાને, કન્યાના યોનીને એટલાંને જોવાં નહી. તેલમાં શસ્ત્રમાં, મુત્રમાં, જલમાં, રૂધીરમાં આપણું મુખ ન જોવું, આયુ ટુટે માટે નષ્ટ થઈ વસ્તુનો શોક ન કરવો. રવિ, ભોમ, શનીવારે મસ્તક મુંડાવવું નહી ઘણાંથી વૈર ન કરવું, ધર્માદિ શુભ કાર્યમાં અગ્રેસરી થવું. બુરા કામમાં આ ગેવાન થવું નહી, થાકેલાને, ભણનારને, રોગી મુનિને, લોચ કરનાર મુનિ દાન દેવાથી ઘણું ફલ થાય છે, રોગી આદ મુનિને તો અશુદ્ધ અહારાદિ આ પવાથી પણ ફલ થાય છે. અભય ૧. સુપાત્રદાન ૨. તે મોક્ષદાયક છે. શે ત્રણ દાન તે સંસારીક સુખ આપનારૂં છે. મુનિ અછતાં દિશા અવલોકન કર જમે તેને પણ ઘણું ફલ છે. માગણ અંધાદિકને પણ અનુકંપાએ ભોજન આ

પવું. માતાદિ પશુ વિગેરેને ભોજન કરાવી પછે ભોજન કરે. જે માફક આવે તેવું ભોજન કરે. અતિ રસગરધો ન થવું જે માટે કંઠ નાડીથી હેઠળ ઉતરેથી સર્વ વસ્તુ સરખી થાય છે માટે ક્ષણ સ્વાદ અર્થે લોલુપ્ત ન થવું. ઘણા પાપની વસ્તુ ન ખાવી. અતી ભોજનથી અજીર્ણ થાય છે, થોડું ખાધાથી વિશેષ બળ હોય. છે. પ્રભાતે, સંધ્યા સમયે, રાત્રિએ ભોજન ન કરવું, સડેલું, વાસી અન્ન, અભક્ષ, આગાસે, ચાલતાં, ધુપમાં, વૃક્ષતલે, અંધારે, મુખ હાથ પગ, વસ્ત્ર વિના ધોયાં મલીન છતાં, નગ્નપણે, ભીનો વસ્ત્ર પહેરીને, અપવિત્રપણે ન ખાવું. વ્યગ્ર ચિત્તથી, પગરખાં પહેરીને, નબળે આસને બેશીને દક્ષણ દિશાએ, ચ્યાર વિદિશાએ બેશીને, ચંડાલ દ્રષ્ટિએ ધર્મભ્રષ્ટ દ્રષ્ટિએ ન ખાવું, ફુટેલા પાત્રમાં, મલીન પાત્રમાં, વિષ્ટા થકી ઉત્પન્ન થએલી વસ્તુ, રજસ્વલા સ્રીના સ્પર્શવાળી વસ્તુ, બાળહત્યાકારકના સ્પર્શથી, પશુ પંખીએ સુઘેલી બોટેલી હોય, અજાણી વસ્તુ, ફરીથી ઉષ્ણ કરેલી વસ્તુ ન ખાવી. બેચાર જણ ભેગા બેશીને ન જમવું. સ્વજનનું રાંધ્યું મૌનપણે નમસ્કાર સ્મરણ પૂર્વક જમવું શ્રેષ્ટ છે. વસ્તુ માત્ર સર્વે નાસિકાથી સુંઘીને ખાવાથી દ્રષ્ટિ દોષ નષ્ટ થાય છે. અતિ ખાટું, ખારૂં, ઉષ્ણ, ઠંડુ ન ખાવું, શામાટે જે અતિ ઉષ્ણ ખાધાથી રસ હણાઇ જાય છે, અતિ ખટાશથી ઇંદ્રિયોની શક્તિ કમ થાય છે, અતિ લવણથી નેત્ર બગડી જાયછે. અતિ સ્નિગ્ધથી નાસિકા વિષયરહિત થાયછે તીક્ષણ દ્રવ્યથી કફ દુર જાયછે. કષાયલો મીઠો દ્રવ્ય ખાય તો પીત નષ્ટ થાયછે. સ્નિગ્ધ ધૃતાદિકથી વાયુ દુર જાય છે. બાકી શેષ રોગ છે તે ન ખાવાથી દુર જાય છે માટે ઉપવાસાદિ તપસ્યા શ્રેષ્ટ છે. જે પુરૂષ શાક ન ખાય, ઘૃત રોટી, ચાવલ, દુધ ખાય અને ઘણુ પાણી ન પીએ, અજીર્ણ છતાં ખાય નહી, સ્રી ભોગ ન કરે તે રોગને જીતે છે. ભોજન પહેલુ પાણી પીધાથી મંદાગ્નિ થાયછે ભોજનની વચમાં પાણી પીવાથી રસાયણવત ગુણકારી છે, ભોજન અંતે પાણી પીવાથી વિષ માફક જાણવું, અર્થાત પાણી થોડું પીવું એ જપથ્ય છે. કોઇ ઠેકાણે ભોજનની આદિમાં પાણી વિષ સમાન કહ્યું છે. અને અંતે સટ્લાસમાન પણ કહ્યું છે. ૧ વાત જવર. ૨ શ્રમ જવર, ૩ ક્રોધ જવર, ૪ શોક જવર, ૫ કામ જવર, ૬ ઘાવ જવર. એટલા તાવ ટાલી શેષ તાવ તથા નેત્રના રોગની આદિમાં લાંઘણ કરવી શ્રેષ્ટ છે. વળી તાવવાળાએ ૧ સ્નાન. ૨ સ્રીભોગ, ૩ ભૂમિ સંથારો, ૪ ભારે ખાણું વર્જવુ સારૂં છે. ઉત્સર્ગે તો શ્રાવક દિવસમાં એકવાર ભોજન કરે, રાત્રિએ દુવિહાર, તિવિહાર, ચોવિહાર કરે. ઉત્સર્ગે દિવસ છતાં કરે. અપવાદેતો રાત્રિએ પણ કરે, પણ તે દિવસ ઉગ્યા તક જાણવું. ઘણાં કોઇ અજ્ઞાની જીવો પાછલની બે ઘડી રાત્રિ શેષ રહે તેવારે પ્રભાત સમજી [illegible], ભોજન કરે છે તે વ્રતને પિડાકારી જાણવું. વળી કેઈ મુર્ખ સચિતનો ત્યાગ કરી એકાસણાદિકમાં બીડી હોકો પીએ છે તે અગ્નિના સંસર્ગથી વ્રત ભંગ કરે છે. આવી અજ્ઞાન દશા બહુધા ગામડામાં વિસ્તાર પામી ગઇ સાંભળીએ છે. માટે વ્રત અને વ્યસન બંનેતું બેસતું કેમ આવે. કહ્યુંછે કે,

ब्रह्मचारि थइ भुंइ संथारी वेश्यावाडे वसवुं,
वे कामतो नहीं बने, आटो खावो ने भसवुं. १

ઉત્તમ પ્રકૃતિવંત, સાધર્મિ, બુદ્ધિમાન, સત્યવાદી, ગાંભિર્યાદિક ગુણવંત એવાને મિત્ર કરવો. જેનાથી પ્રીતિ મિત્રાઇ હોય, તેનાથી વિવાદ, દ્રવ્યનો વ્યવહાર અને તેની સ્ત્રી સાથે એકાંત વર્જવી.

ભૂમિ ખોદીને તેમાં ફરી તેજ માટી પુરતાં વધે તો તે ઉત્તમ ભૂમિ જાણવી. બરાબર થાય તો સામાન્ય ભૂમિ, અને ખુટે તો નેષ્ટ ભૂમિ જાણવી. જે ભૂમિમાં વ્રહી દિન ૩ માં ઉગે તો શ્રેષ્ટ ભૂમિ જાણવી, દિન ૫ માં ઉગે તો મધ્યમ, દિન ૭ માં ઉગે તો હીન ભૂમિ જાણવી.

વૃક્ષ તથા ધજાની છાયા પહેલા તથા છેલ્લા પ્રહર ટાળી શેષ પ્રહરની પડે તો દુઃખદાઇ છે જીનમંદીર પાછલ ન વસવું, અર્હંતની દ્રષ્ટિએ પણ ન વસવું.

વિરોધ રહિત સારા પાડોશમાં ઘર લેવું, યુદ્ધ નાટારંભઆદે ચિત્રામણ ઘર આગલ અશુભ છે, ચૌદ સ્વપ્ન, ફુલવેલ, વૃક્ષાદિ ચિત્રામણ શુભ છે. નવું ઘર કરવું હોય તો ઇંટ, કાષ્ટ, ચુનો તૈયાર નિરદુષણ લેવો. તેમાં જીન મંદીરની વસ્તુ તથા વાવ્ય, કુપ, સ્મશાન, મઠ, રાજમંદીરનાં કાષ્ટ પાષાણ ઇંટનો કડકો પણ વર્જવો. હળસકટ, રેંટ, યંત્રનાં કાંટાવાલાં કાષ્ટ વર્જવાં. ઘર પ્રવેશ કરે તે. સ્નાત્ર, સ્વામીવાત્સલ, રૂડા મુહુર્તમાં કરવું. જેથી લક્ષ્મિ વૃદ્ધિ પામે. પરંતુ હોમ હવનાદિ આરંભ કરી બ્રાહ્મણ પોષવા યુક્ત નહી. હવે ઘરનાં કમાડ દ્રઢપણે સુખે ઉઘડે એવાં કરવાં, કેટલાક પ્રમાદિ લોકો હજારો રૂપૈયાની ઇમારત બંધાવે છે પરંતુ રૂડા ચણીયારા બધાવવાના ચાર આના નહી ખરચવાથી હજારો જીવોનું નુકસાન ઘસારાથી થાય છે. અહો કેવી મુર્ખતા છે, પંચેદ્રિ જીવનું નુકસાન થવાના સંભવથી કમાડે ભૂંગલ તો ભીડાવવીજ નહી. કમાડતો યત્નથી ભીડાવે અને જતનાથી ઉઘાડે. હરેક સંસારિક કામમાં પૂર્વાપર હાની વૃદ્ધિનો વિચાર કરી શુભાશુભ કાર્ય કરે. ઇત્યાદિ વ્યવહાર શુદ્ધિ અર્થે અનેક પ્રકારના ઉપચાર શ્રાદ્ધવિધિ આદે ગ્રંથોમાં શ્રાવકને દર્શાવ્યા છે. શામાટે જે અવનાદિ કાલની સંજ્ઞાથી શ્રાવકને અર્થચિંતા આદે કરવી પડે ત્યારે તેણે ધર્મ પ્રમુખને બાધક ન આવે તે માટે જાણવું.

શિષ્ય—શ્રી. કેવળી ભાષિત આગમ તેવા સાવદ્ય વ્યાપારમાં જીવોની પ્રવૃત્તિ શામાટે કરાવે?

ગુરૂ—મુનિને વિહાર, આહાર, વ્યવહાર, વચન એ ચાર વાનાં શુદ્ધ જોવાય છે, અને ગૃહસ્થને તો માત્ર એક વ્યવહારશુદ્ધિ જોવાય છે, કેમકે એથી સર્વ ધર્મકૃત્યો સફલ થાય છે. ન્યાયથી ધન મેલવેલું શુદ્ધ હોવાથી આહાર શુદ્ધ હોય છે, તેથી દેહ શુદ્ધ હોય તેથી મન શુદ્ધ થાય છે, તેથી ધ્યાન શુદ્ધિ હોય છે, તેથી અવ્યાબાધ સુખ સધાય છે, ઇત્યાદિક પરંપર કારણભણી એ ઉપદેશ છે.

પ્ર:—૨૯૬ ચાર ગતી, ચોવીસ દંડક, તથા ચાર ગતિના જીવોના ગતિ આગતિનું સ્વરૂપ સમજાવો?

ઉ:—૧ દેવગતિ, ૨ મનુષ્ય ગતિ, ૩ તિર્યંચ ગતિ, ૪ નરક ગતિ. એ ચાર ગતિમાં જીવ પરિભ્રમણ કરે છે.

| | |
|---|---|
| ૧ સાત નરકનું દંડક | ૧ ગર્ભજ તિર્યંચ પંચેદ્રિ. |
| ૧૦ ભુવનપતીનાં ૧૦ | ૧ ગર્ભજ મનુષ્ય પંચેદ્રિ. |
| ૫ પૃથ્વિકાયાદિ પાંચના. | ૧ વ્યંતર દેવ સોલનું, |
| ૩ વિગલેદ્રિનાં બેરેંદ્રિ તેરેદ્રિ ચૌરેંદ્રિ. | ૧ જોતિષિ દેવ પાંચનું. |
| | ૧ વૈમાનિક દેવ બેતું. |

એ રીતે ચોવીસ દંડક જાણવા, હવે તે જીવોની ગતી આગતીનું સ્વરૂપ કહે છે.

પર્યાપ્તા પંચેંદ્રિ તિર્યંચને મનુષ્ય, ચાર નિકાયના દેવતામાં જાય, તેમજ સંખ્યાતા આયુવાળા પર્યાપ્તા પંચેંદ્રિ તિર્યંચ મનુષ્ય પર્યાપ્તા પૃથ્વિકાય, અપકાય, પ્રત્યેક વનસ્પતિકાય એ પાંચ દંડકમાં નિચે દેવતાનું આવવું છે. પર્યાપ્તા સંખ્યાતા આયુના ગર્ભજ તિર્યંચ મનુષ્ય એ બે સાતે નરકમાં જાય. તેમજ નારકીમાંથી નિકળી એજ બે દંડકમાં ઉપજે બીજે નહી. એ સામાન્ય પણે સંગ્રહણીમાં સાતમી નરકમાંથી નિકળીને મનુષ્ય ન થાય એમ કહ્યું છે માટે, પૃથ્વિ, અપ, વનસ્પતિકાયમાં નારકી વર્જીને જીવ સર્વે ત્રેવિસ દંડકના આવી ઉપજે. થાવર પાંચ, વિગલેંદ્રિ, તિરી, નર એ દશ પદમાં પૃથ્વિ, અપ, વનસ્પતિકાય જાય. પૃથ્વિકાયાદિ દશ પદથી નિકળી તેઉ, વાઉમાં ઉપજે. તેઉ વાઉમાંથી જવું, મનુષ્ય વર્જીને નવ પદમાં હોય, એજ દશ પદમાંથી નિકળી વિગલેંદ્રિ થાય અને વિગલેંદ્રિમાંથી નિકળી પૃથ્વિકાયાદિ દશમાં જાય, મનુષ્ય ચોવિસ દંડકમાં જાય, તેમજ તેઉ વાઉ વર્જી બાવિશ દંડકમાંથી નિકલ્યા મનુષ્ય થાય. ગર્ભજ તિર્યંચને જવું આવવું ચોવિસ દંડકને વિષે હોય, એમ દંડક પ્રકરણ ગાથા ૩૯ માં કહ્યું છે. અંતરદ્વિપનાં જુગલીઆ, દશ ભુવનપતિ, વ્યંતર ૧ મળી અગિયાર દંડકમાં જાય, અને આ ગતિ, મનુષ્ય, તિર્યંચ મધ્યેથી છે. અસન્નિ તિર્યંચનું જવું જોતિષિ વૈમાનિક વિના બાવિસ દંડકમાં છે. અને આ ગતિને જે આવવું, પાંચ થાવર, વિગલેદ્રિ, પંચેંદ્રિ, તિર્યંચ, મનુષ્ય એ દશમાંથી છે. સમુર્છિમ મનુષ્ય, એજ થાવરાદિ દશમાં જાય. આ ગતિ તેઉકાય, વાઉકાય વિના આઠમાંથી છે. એમ દંડક પ્રકરણે કહ્યું છે.

હવે ચાર નિકાયના દેવપણું કયા કયા જીવો કેઈ કેઇ ક્રિયાથી પામે તે સંગ્રહણી સુત્ર ગાથા ૧૪૯ થી ૧૫૬ સુધીથી જાણવું સમુર્છિમ તિર્યંચ મરીને ઉત્કૃષ્ટ ભુવનપતી વ્યંતર સુધી જાય, પણ જોતિષિમાં ન જાય,

આશંકા—પુર્વે અધ્યયવસાયનું ફલ કહ્યું છતાં મનરહિત સમુર્છિમ દેવગતી કેમ પામે.

સમાધાન—અભય દેવસુરિ મહારાજ કહે છે, સંજ્ઞા વિશેષ રૂપ અધ્યવસાએ કરી મનરહિત સમુર્છીમ પણ દેવગતિ પામે. ઇત્યર્થ.

પ્રભુઆણા રહિત તત્વજ્ઞાને શુન્ય બાલ જે મિથ્યાત્વી હોય તેનું જે પંચાગ્નિ પ્રમુખ તપ જીવ હિંસાનું કરનાર તેને વિષે આશક્ત હોય, વળી તપ છતાં મહા રોષવંત હોય, તપ કરી અહંકાર કરે, વૈર પ્રતિબંધ કરે, એહવા જીવ મરીને અસુર કુમાર ભુવનપતીમાં ઉપજે ગાથા ૧૫૦ થી ગળાં ફાંસો ખાઇ મરે, વિષ ખાઈ મરે, પાણીમાં મરે, અગ્નિમાં બળી મરે, ત્રષા ક્ષુધાએ મરે, વિરહ દુઃખથી મરે, ગિરિ શીખરથી પડી મરે, એટલા ઠેકાણે અભ્યંતર રૂદ્ર પ્રણામના અભાવે અને મંદ શુભય પરિણામે શુલ પાણી પ્રમુખ પેરે જો શુભ પરિણામ આવે તો મરીને વ્યંતર દેવગતી પામે ૧૫૧ કંદમુલ અહારી, વનવાસી તાપસ જાતી, મરીને ભુવનપતી આદે દેઇને જોતિષિ સુધી જાય ચરક પરિવ્રાજક ભુવનપતીથી બ્રહ્મ દેવલોક સુધી જાય કંબલ સંબલ જેવા તિર્યંચ સમકિતિ દેશવિરતિ સહિત મરીને સહસ્રાર સુધી જાય દેશવિરતિ શ્રાવક મરીને બારમા દેવલોક સુધી જાય. ૧૫૨

વેસધારી યતીલીંગે મિથ્યાદૃષ્ટિ હોય તે ક્રિયાબળે કરી દશવિધ ચક્રવાલ સમાચારી પ્રભાવે મરીને નવમા ગ્રૈવેયક સુધી જાય, દ્વાદશાંગી સુત્ર સુદ્ધાં સદ્દહે પરંતુ સુત્રોક્ત એક પદને પણ અસદ્દહતો મિથ્યાદૃષ્ટિ કહીએ. ગાથા ૧૫૩ છદ્મસ્થ સાધુનુ ઉપજવું ઉત્કૃષ્ટ સર્વાર્થ સિદ્ધ વિમાન સુધી. ગાથા ૧૫૫ ચાૈદપુર્વિ સાધુ જગન્યથી લાંતકે ઉપજે અને તાપસ સન્યાસી સાકયાદિક જગન્યથી વ્યંતરને વિષે ઉપજવું હોય એ સર્વે પોતપોતાના શાસ્ત્રોક્ત માર્ગે ચાલીને પોતપોતાની ક્રિયામાં સાવધાન હોય તેમનું ઉપજવું સમજવું. ઇ૦ ગાથા ૧૫૬થી જાણવું.

પ્રઃ—૨૯૭ ચાર ગતીમાં ચાૈવીસ ડંડકને વિષે જગન્ય ઉત્કૃષ્ટ દેહમાન તથા આયુમાન કેટલું હોય?

ઉઃ—ચાર થાવરને જગન્ય ઉત્કૃષ્ટ શરીર માન અંગુલને અસંખ્યાતમે ભાગે જાણવું, બાકી વીસ ડંડકે જગન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ પાંચસે ધનુષ નારકાનું દેવતા તેરમાં સાત હાથ દેહમાન હોય, મત્સ્યાદિક તિર્યંચનું એક હજાર જોજનનું વનસ્પતિનું તેથી અધિક હોય. મનુષ્યને ત્રણ તેરેંદ્રિને કાનખજુરાદિકનુ ત્રણ ગાઉનુ બેરેંદ્રિ શંખાદિકનું બાર જોજનનું ચાૈરેંદ્રિ ભ્રમરાદિકનું એક જોજનનું શરીર માનશાસ્ત્રમાં કહ્યું છે. પૃથ્વિકાયનું આયુ ઉત્કૃષ્ટ બાવીસ હજાર વર્ષનું હોય, અપકાયનું સાત હજાર તેઉકાયનું ત્રણ અહોરાત્રિનું વાઉકાયનું ત્રણ હજાર, વનસ્પતિકાયનું દશ હજાર વર્ષનું નર તિર્યંચનું ત્રણ પલ્યોપમ જાણવું, દેવતાનારકીને સાગર તેત્રીસનું આયુ હોય એ શરવે ઉત્કૃષ્ટથી જાણવું. વ્યંતરનું એક પલ્યોપમનું જોતિષિનું એક પલ્યોપમ

લાખ વરસ અધિક ભુવનપતીને એક સાગર અધિક બેરેંદ્રિનું બાર વરસ તે-રેંદ્રિનું ઓગણપચાસ દીવસનું ચૌરેંદ્રિનું છ માસનું ઉત્કૃષ્ટથી જાણવું. હવે જગન્યથી પૃથ્વિકાયાદિ દશ ડંડકે અંતર મુહુર્ત્ત આયુ સ્થિતિ હોય. ૧૩ શેષ દેવતા ૧ નારકીને દશ હજાર વર્ષ આયુ સ્થિતિ જગન્યથી જાણવાં. હાથી, સિંહ, અષ્ટાપદ પ્રમુખનું આયુ મનુષ્ય સરખું હોય, અને ઘોડા વેસર પ્રમુખનું મનુષ્યને ચોથે ભાગે હોય, ગાડરાં બકરા શિયાલ પ્રમુખનું મનુષ્યને આઠમે ભાગે હોય, ગાય ભેંસ ઊંટ ગર્ધભ (ગધેડું) પ્રમુખનું મનુષ્યને પાંચમે ભાગે હોય, કૂતરાં પ્રમુખનું મનુષ્યને દશમે ભાગે આયુષ્ય જાણવું, ઇત્યર્થ.

પ્રઃ—૨૯૮ વનસ્પતિ તથા ત્રસકાયનું બીજ સ્થાન શું ? તથા છકાય જીવોની ઉત્પત્તિ સ્થાન કયાં સુધી છે ?

ઉઃ—૧ અગ્ર બીજાઃ—જેના અગ્ર ભાગે બીજ છે તે કોરટાદિ. ૨ મુલ બીજાઃ—મુલને વિષે બીજ છે તે કમલકંદાદિ. ૩ પર્વ બીજાઃ—પર્વમાં બીજ છે તે ઇક્ષુ (શેલડી) આદે ૪ સ્કંધ બીજ—સ્કંધને વિષે બીજ તે વડ પ્રમુખ ૫ બીજ રૂહા—બીજ વાવ્યાથી ઉગે તે સાલીગોધુમાદિ ૬ સમુર્છિમા—જેનું બીજ દીઠામાં આવતું નથી તે ત્રણ લતાદિ જાણવા એમ દશવૈકાલિક ચતુર્થાધ્યયનથી જાણવું.

હવે ત્રસકાય આશ્રી કહે છે.

૧ અંડજાઃ—ઇંડાથી ઉત્પન્ન થયેલા કોકીલાદિ ૨ પોતજાઃ—બાલ થકાજ ઉપજે તે હાથી પ્રમુખ જાણવા, ૩ જરાયુજાઃ—ગર્ભના વેષ્ટને કરી વેષ્ટિત તે મનુષ્ય ગોમહીષાદિ ૪ રસજાઃ—દધી પ્રમુખ ચલીતરસથી ઉપજે તે બેરેંદ્રિ આદિ ૫ સંસ્વેદજાઃ—પરસેવાથી થાય તે માલીખાદિ જાણવા, ૬ સમુચ્છિમાઃ—સ્ત્રી સંજોગ વીના ઉપજે છે તે મક્ષીકાદિ, ૭ ઉદ્દભિદાઃ—ભૂમિ ભેદીને ઉપજે છે તે તીડપંપતંગાદિ, ૮ ઓપપાતિકાઃ—જે ઠેકાણે અવતરવું હોય તેજ ઠેકાણે એકદમ પ્રાપ્ત થઈ ઉત્પન્ન થાય તે દેવનારકી જાણવા. ઇતિ.

હવે છકાયની ઉત્પત્તિ સ્થાન કહે છે.

પૃથ્વીકાય, વાઉકાય ત્રણ લોકમાં છે. અપકાય સાત નરકથી બારમા દેવલોક સુધી છે, વિગલેંદ્રિ ત્રીછા લોકમાં છે. અગ્નિકાય મનુષ્ય ક્ષેત્રમાં છે. બીજે નહી પંચેંદ્રી ત્રણ લોકમાં છે. સીદ્ધસીલા ઉપર તો સિદ્ધ ભગવાનની છે સુક્ષ્મ થાવર તો ચૌદ રાજમાં ભરેલાં છે. એમ જ્ઞાનીનાં વચન સુણી નિગોદની અંધારી રાત તિરિયંચ તારાની રાત મનુષ્ય ચાંદણી રાત, અનુભવ રૂપ સુર્ય તેજવંત આત્મજ્ઞાની પુરૂષો પોતાના ઘટમાંજ રત્નત્રયરૂપ શોધી જોઇ રહ્યા છે. જેથી મરણ નજીક આવ્યાથી પણ વિષ્ટાથી ખરડાએલાં વસ્ત્રની પેરે કાયાને છોડી દેછે પણ ખેદ ધરતા નથી એહવા અધ્યાત્મી પુરૂષોને ધન્યવાદ છે. ઈ.

પ્રઃ—૨૯૯ મુલ નાયક પ્રભુની દૃષ્ટિ દ્વાર સાખાના કયા ભાગે સ્થાપવી. તથા પદ્માસનનું માપ કેમ થાય.

ઉ:—દ્વાર સાખાના આઠ ભાગ કરી ઉપરનો આઠમો ભાગ મુકી દેઇને સાતમા ભાગના ફરી આઠ ભાગ કરવા તેમાંથી આઠમો ભાગ મુકવો. ને સાતમા ગજાંસ ભાગે પ્રકારવડે દૃષ્ટિ મેળવવી શ્રેષ્ટ છે. સેન પ્રશ્ને પણ એમજ જણાવ્યું છે. હવે સમ ચતુરસ્ત્ર પદ્માસન તે એક ઢીચણથી બીજા ઢીચણ સુધી દોરી માપી લયો, ફેર ડાબા ઢીચણથી જમણા ખભા સુધી ત્રીજું જમણા ઢીચણથી ડાબા ખભા સુધી ચોથું પ્રભુના નીચા સ્થળથી મસ્તક સુધી સર્વ માપ સરખું હોય તે સમચોરસ કહીએ. ઇ૦

પ્ર:—૩૦૦ પ્રતિષ્ટાદિ મુહુર્ત્ત તથા શુભા શુભ યોગેની સમજુતી ટુંકામાં બતાવો.

ઉ:—मुहुर्त्त मुक्तावलि उक्तं ॥

અથ મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ શુક્લ પક્ષ શુક્ર, બુધ, સોમ, ગુરૂવાર.

माघादि पंच मासे, शशि धवल गते शुक्रसोम्यंदुजीवे.

પુર્ણાતે ૫-૧૦=૧૫ જયાતે ૩-૮-૧૩ તીથી વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ લગ્ન.

वारे पूर्णा जयाख्या तिथि वृष हरिमेवृश्चिके कुंभ लग्ने

રોહણી, પુષ્પ, ત્રણ ઉતરા. મૃગશર, પુનરવસુ, હસ્ત. ધનેષ્ટા, મુલ, અનુરાધા.

धातापुष्योत्तरात्रय मृगाद्दितिकरे वासवे मूलमैत्रे

રેવતી, અશ્વની, સ્વાતી એ નક્ષત્રે સ્થાપના પ્રતિષ્ટા થાય ઇહાં ગુરૂ તથા શુક્રનો અસ્ત જોવો.

पौश्वा धन्योनिलक्षे त्रिदशगुरुसदा स्थापनं वा प्रतिष्टा ॥ १ ॥

વળી લગ્નશુદ્ધી ગ્રંથમાં માગસર, અષાઢ કહ્યા છે, કોઇ ઠેકાણે શ્રાવણ પણ છે. પરંતુ અધિક માસ લેવો નહીં.

તીથિયો સુદ ૧૦ થી વદ ૫ સુધી પણ કહી છે. આરંભસિદ્ધિમાં ભોમવાર વર્જી બીજા વાર લીધા છે. મઘા, શ્રવણ નક્ષત્રાદિ પણ કહ્યાં છે. હવે એમ જોગ ન બને અને દેવ સ્થાપન કરવાની ઉતાવળ હોય અને શુભ લગ્ન મુહુર્ત સારૂ ન મળે તો લગ્નશુદ્ધિ પ્રકરણ તથા નારચંદ્ર ટીપ્પણમાં છાયા લગ્નનીવિધી કહી છે, તેના અનુસારે મુહુર્ત્ત કરવું.

नग्रथा न तिथि नच नक्षत्रं, नवारो नच चंद्रमा,

नग्रहौ पग्रहाश्चैव, बायालग्नं प्रशस्यते. ॥ १ ॥

તેની સમજુતી આપે છે, કોઇ પુરૂષ સૂર્યને પુંઠ દેઇ ઉભો રહી છાયાથી પગલાં ભરે તે વાર પ્રમાણે સમજવું. અથવા સાત આંગલનો શંકુ મુકે તેની તેની છાયાથી છાયા જોવી તે આંગળ ભરવાનાં કહે છે. રવિવારે આંગલ ૧૧ સોમવારે આંગળ ૮॥ ભોમે ૯ બુધે ૮ ગુરૂવારે ૭ શુક્રે ૮॥ સનીવારે ૮ એ રીતે સરખી જમીન ઉપર પાટીયાનો શંકુ મુકીને આંગળની છાયા જોઇ મુહુર્ત

કરવું તે કલ્યાણકારી છે. એ છાયા લગ્નથી યાત્રાદિ હરેક કાર્યનો પ્રારંભ કરે તે કલ્યાણકારી કહ્યા છે. પ્રતિષ્ઠા દિક્ષા યાત્રાએ જવા. મુનિને વિદેશ ગમને, નગર પ્રવેશે, ઉજમણે, અષ્ટોતરી શાંતિ સ્નાત્રાદિ શુભ કાર્યારંભમાં તથા પ્રકારના દુષ્ટ યોગ વર્જવા. અને અમૃત સિદ્ધિ, રાજયોગ, રવીયોગ, કુમારયોગ આદે ઉત્તમ યોગ ઉત્તમ ગ્રહ, લગ્ન શુદ્ધિ રૂડો ચંદ્ર શુભ મુહુર્ત લેવું શ્રેષ્ઠ છે, પ્રભુને દેરાસરમાં પ્રવેશ કરતાં જમણે તથા સન્મુખ ચંદ્ર લેવો. પ્રતિમાજીને ચંદ્રબલ જોવું, અંધારીયામાં તારાબલ જોવું, વાર તીથી નક્ષત્ર ચંદ્રબલ ન હોય તો પણ લગ્ન બલવાન જોવું. ધુલે કરી આકાશ ઢંકાઇ ગયું હોય તો તે દીવસે મુહુર્ત કરવું નહી.

ઉત્પાત—જે ગાજવીજ, જલકુંડા, ધનુષ ખેંચે, રક્તવર્ણ આકાશ થાય, અકાળે વૃષ્ટિ થાય તે સર્વે દીવસ વર્જવા. ગ્રહણના દીન ૭ આગલ પાછલ વર્જવા, ઘાતી ચંદ્ર નક્ષત્ર તીથી માસ વર્જવો, જવાલામુખી, વત્છ, ગલ્હ, મૃત્યુ, કાણ, વૃષ્ટિ, યમઘંટ, વૈધ્રત, યોગિની, વ્યતિપાતાદિ કુયોગ વર્જવા. જૈનનાં જ્યોતિષના ગ્રંથોમાં રવિકુમાર, રાજ, થિવિર યોગમાં કામ કરે તે અતિશય ફલ ફળ આપે છે. અને તેમાં બીજા કુયોગ હોય તો પણ હરકત કરી શકતા નથી.

ચંદ્રસ્વર ચાલતાં દેવ સ્થાપન કરવું શ્રેષ્ટ છે.

રવિયોગ તે—ચાલતા સૂર્ય નક્ષત્રથી. ૪, ૬, ૯, ૧૦, ૧૩, ૨૦ એમાંનું નક્ષત્ર હોય તે રવિયોગ જાણવો.

કુમારયોગ—મંગલ, બુધ, સોમ, શુક્ર, તિથી ૧, ૬, ૧૦, ૧૧, ૫ નક્ષત્ર અશ્વિની, રોહણી, પુનર્વસુ, મઘા, હસ્ત, વિસાખા, મુલ, શ્રવણ, પૂર્વા, ભાદ્રપદ એ વારમાંનો વાર, તિથિમાંની તિથિ, નક્ષત્રમાંનું નક્ષત્ર આવે તો કુમારયોગ થાય.

રાજયોગ—રવિ, મંગલ, બુધ, શુક્ર, ૨, ૭, ૧૨, ૩, ૧૫, એ તિથિએ, ભરણી, મૃગશર, પુષ્પ, પૂર્વાફાલ્ગુણી, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનેષ્ટા ઉત્તરા ભાદ્રપદ, એ નક્ષત્ર માંહેલુ નક્ષત્ર, તિથિયો માંહેલી તિથિ, વારમાંનો વાર હોય તો રાજયોગ થાય. તે પણ ઘણો ઉત્તમ છે.

સ્થિવિર યોગ—ગુરૂ, શનિવાર, ૧૨, ૮, ૪, ૯, ૧૪, તિથિ, કૃતિકા, આર્દ્રા, અશ્લેષા, ઉત્તરા ફાલગુણી, સ્વાતિ, જેષ્ટા, ઉતરાષાઢા, શતભિષા, રેવતી, એ નક્ષત્રમાંનું નક્ષત્ર, તિથિમાંની તિથિ, વારમાંનો વાર આવે તો સ્થિવિર યોગ જાણવો. તે અણસણ તથા રોગનું ઓષધ કરવામાં ઉત્તમ કહ્યા છે.

હવે લગ્ન શુદ્ધિ પ્રમાણે સિદ્ધિયોગ નિચે પ્રમાણે જાણવો.

| તિથિ | વાર | નક્ષત્ર. |
|---|---|---|
| ૮ | રવિ | હસ્ત, ઉતરા ત્રણ, મુલ. |
| ૯ | સોમ | રોહણી, મૃગસર, પુષ્પ, અનુરાધા, શ્રવણ. |
| ૧, ૬, ૮, ૧૩ | મંગલ | ઉતરા, ભાદ્રપદ, અશ્વિની, રેવતી. |
| ૭, ૧, ૧૨ | બુધ | કૃતિકા. રોહણી, મૃગસર, પુષ્પ, અનુરાધા. |
| ૧૦, ૧, ૧૫ | ગુરૂ | અશ્વિની, પુષ્પ, પુનરવસુ, અનુરાધા, રેવતી. |
| ૭, ૬, ૧૧, ૧૩, ૧, | શુક્ર | રેવતી, અનુરાધા, શ્રવણ. |
| ૧, ૯, ૧૪ | શનિ | રોહણી, શ્રવણ, સ્વાતિ. |

તીથી વારે સિદ્ધિયોગ—વાર નક્ષત્રે સિદ્ધિ યોગ જાણવો, હવે આરંભ સિદ્ધિમાં સિદ્ધિયોગનું મેલાપ મળતો નથી તે બહુશ્રુત ગમ્ય છે.

હવે આરંભ સિદ્ધિને અનુસારે અમૃત સિદ્ધિ યોગ કહે છે.

રવિ-હસ્ત નક્ષત્ર
સોમ—મૃગસાર
મંગલ-અશ્વિની
બુધ-અનુરાધા
ગુરૂ-પુષ્પ
શુક્ર-રેવતી
શનિ-રોહણી
એ વાર નક્ષત્રે અમૃતસિદ્ધિ યોગ જાણવો.

હવે નારચંદ્ર ટીપણમાં તો યાત્રાના પ્રયાણું વિષે ઉત્તમ નક્ષત્ર કહ્યાં છે, તે અશ્વિની, પુષ્પ, રેવતી, મૃગસીર, પુનર્વસુ, હસ્ત, જેષ્ટા, અનુરાધા, મુલ ઇ૦ હવે દિક્ષાવાર કહે છે રવિ, બુધ, ગુરૂ, શનિ ઉત્તમ છે. શીવાયના વાર પણ સિદ્ધિયોગાદિ હોય તો લગ્ન શુદ્ધિમાં ઉત્તમ કહ્યા છે. પ્રતિષ્ટા અને દિક્ષા તો ચંદ્રમાની હોરામાં કરવુ સારૂ છે. રવિના હોરામાં ઠીક નહીં. લગ્નનો સ્વામી બલવાન જોવો. વળી યાત્રાએ તથા પરદેશ જવું હોય તો સન્મુખ વા જમણો ચંદ્ર લેવો. અને ચંદ્ર બલ પણ જોવું. યોગિની પુંઠે રાખવી. સામો કાલ વર્જવો. શુભ લગ્ન વા છાયા લગ્નમાં પ્રયાણ કરવું સારૂ છે.

उत्तर हस्ता ददाण चिता पूरव रोहण सुणरे मित्ता ।

पश्चिम श्रवण मकारि सगमण हरिहर ब्रह्म पूरंदर मरग ॥ १ ॥

पूरव वलनो गयो निवास उतर पांडव गया वनवास ॥

पश्चिम रावणे सीता हरि दक्षण अगस्त गया तेना व्याकरी ॥ २ ॥

ઇતિ અન્ય શાસ્ત્રે.

હવે સાત વારનું ફળ નારચંદ્ર પ્રમાણે કહે છે. પ્રાણીગ્રહણમાં ગુરૂ સારો, પરદેશ જવામાં શુક્ર સારો, ભણવામાં બુધ સારો, દક્ષણા આપવામાં શનિ સારો, લડાઇમાં વા રાજાને મળવામાં મંગલ સારો, સોમવાર સઘળા કામમાં સારો, પરદેશ જવામાં પણ સારો છે. પરંતુ રવિ, મંગલ વિશેષે કરી વર્જવો.

હવે કુંભ સ્થાપનામાં રવિ નક્ષત્રથી પ્રથમનાં પાંચ નક્ષત્ર મુકીને પછીનાં આઠ લેવાં. તે પછીના આઠ વરજીને પછીનાં ૭ લેવાં. એવં ચૌદ નક્ષત્ર કુંભ ચક્રનાં છે, તેમાં કુંભ સ્થાપન મુહુર્ત કરવું. કુંભચક્ર મુહુર્ત જોવું.

रोहण्यो तर रेवत्यो मूळ स्वाति मृगा मघा ।

अनुराधाश्च हस्तश्च विवाहे मंगल प्रद्राः ॥

ઇતિ વિવાહ લગ્ન નક્ષત્ર જાણવાં.

विसाखादि चतुष्केषु भास्करा दौक्रमेणतु ।

उत्पात मृत्यु काणरव्यं सिद्धि योगा प्रकीर्तिता ॥

એમ નક્ષત્રવારના અનુક્રમથી ચાર જોગ થાય છે.

आदित्य हस्तो गुरुणांच पुष्पो बुधेनु राधा शनि रोहणीच ॥

सोमेन सोम्यं भृगु रेवतिच भोमाश्विनी चामृत सिद्धियोगाः ॥

ઇતિ અમૃત સિદ્ધિયોગ જાણવો.

मघा अर्कवारे शशिने विशाखा आद्राकुजे सोम सुतेचमूलं ॥
गुरु चक्रतिका भृगु रोहणीच शनीच हस्तो यमघंट योगा ॥ १ ॥

ઇતિ યમઘંટ યોગ જાણવો.

बडवे मूलने पांचम भरणी आठम क्रतिका नाम रोहणी ।
दसमं अश्लेषा सुणरे सहियां ए पांच जोग ज्वाला मुख कहिया ॥
जायोतो जीवे नही वसीयो उजड थाय ।
नारी पहेरे चुडलो बांह मणूलि जाय ॥
वावे ते लणे नही कुण नीर न होय ।
गाम गयो आवे नहीं जो सीमातु जोय ॥

ઈત્યાદિ ઘણી વાખ્યા ઘણા શ્લોક છે પણ ગ્રંથ ગૌરવના ભયથી બસ રાખ્યું છે. વિશેષ યોગાદિકનું સ્વરૂપ જોવું હોય તો શા. રા. અનુપચંદભાઇ નું રચેલું પુસ્તક પ્રશ્નોરત્ન ચિંતામણી જોવું.

પ્ર:—૩૦૧ બાધાધક અતવાલા ભાતની પેરે પ્રસિદ્ધ પ્રાણીના અંગને (માંસ) ભક્ષણ કરવું માને છે. એટલે ચોખા છે તે એકેંદ્રિ પ્રાણીનુ અંગ છે અને માંસ છે તે પંચેદ્રિ પ્રાણીનુ અંગ છે એમ તુલ્ય ગણે છે તે વિશે શું સમજવું.

ઊ:—બોધો વનસ્પતિને આદે એકેંદ્રિને પદાર્થોને પ્રાણી તરીકે માનતા નથી માટે અંગ તરીકે ભક્ષણના સાધનમાં મલતુ નથી. વલી માંસ અંગ છે તે વારે તેના અસ્થ (હાડકાં) પણ અંગ છે તેને કેમ ભક્ષણ કરતા નથી બંને સરખુ નથી જેમ ગાય અને માતા આદિકનાં ઉત્તમ દુધ અને લોહી માંસાદિક વસ્તુમાં ભક્ષાભક્ષપણુ પ્રસિદ્ધ દેખાય છે વલી સ્ત્રી અને માતા બંનેમાં ભોગવિલાસ અને પૂજ્યપણાનો સરખી પ્રવૃતિ હોતી નથી, બોધના લંકાવતાર સૂત્રમાં પણ માંસનો નિષેધ કર્યા છે, વલી જૈનમાં તો નિગોદ આદે અન્ય જીવોની ઉત્પતિ માંસમાં માનેલી છે તેથી અભક્ષ છે. બ્રામણ લોકો વેદ મંત્રથી પવિત્ર કરેલું માંસ ખાવુ કહે છે તે પણ તેના શાસ્ત્રથી ઉલટુ છે. આ બાબતની વાખ્યા શ્રીહરિ ભદ્રસૂરિજીએ સતરમા અષ્ટકજીમાં દર્શાવી છે, ત્યાંથી જાણવી.

પ્ર:—૩૦૨ ઘણા લોકો વિઘ્નોપશાંત તથા રોગ મંદગી નિર્વાણર્થ મંત્રયંત્રાદિ અનેક પ્રકારના અનુચિત ઉપચાર કરે છે અને મિથ્યાત્વ જાલમાં ફસાય છે તે અસત્ય પ્રવૃતિ હઠાવા માટે જૈનમાં સત્ય ઉપચારનું સાધન કોઈ છે?

ઊ:—સદગુરૂ પ્રણિત ૧૭૦ તીર્થંકરનો મહા પ્રભાવીક યંત્ર તીજય પહુતમાં મંત્રાક્ષરે સહિત છે તેને ઉક્ત વિધિએ સેવતાં વાંછીત ફલની સિદ્ધિ થાય છે. તે કહે છે પવિત્રપણે પાટીઆ ઉપર ચંદન કપૂરાદિક લેપ કરી યંત્ર લખી ધુપાદિકે પૂજીએ. પછે દ્વાર સાખાએ બાંધીએ વા પાન કરીએ જેથી અનેક પ્રકારના અદ્ભુતાદિ દોષનું અપહાણ અને ઉપસર્ગ આધિ વ્યાધિ પીડા સંકટ કષ્ટથી મુક્ત થાય છે, અને ઇષ્ટ ફલની પ્રાપ્તિ થાય છે. એહવો મહીમાવંત યંત્ર છે.

ઈત્યાદિ અનેક પ્રકારના જૈન મતમાં *અક્ષર અંક લબ્ધીવંત—પુષ્ટત્તર ઉપચાર છતાં અવર મંદમતી મિથ્યાત્વી એ આચરેલા લુલા ઉપાયનું કોણ મુર્ખ સેવન કરે. અર્થાત મિથ્યાત્વરૂપ ભ્રમજાલમાં ભવ્ય જીવોએ ફસાવવું નહી. ઇહાં કોઈ કહે જે એમ કરવાથી શ્રાવકને લૌકોત્તર દેવગત મિથ્યાત્વ લાગે કે નહી, તેને માટે સમજવું જે માત્ર પુદ્‌ગલ સુખના અરથી વિષયાશક્ત ભવાભિનંદી જીવને તો મિથ્યાત્વ લાગે પરંતુ આત્માનંદી શ્રદ્ધાવંત ભવભીરૂ જીવો છે તે પરંપરાએ ધર્મકાર્યને બાધક રોગોપસર્ગ અંતરાય ઉચ્છેદવા પ્રબલ પ્રસિદ્ધ અપૂર્વ મંત્રનું સેવન કરતાં દુષણ નહી. ઇતિ૦

પ્ર૦ ૩૦૩—સ્વામીવત્છલ કેવી રીતે કરવો.

ઉ૦:—વિશેષ ચોમાસામાં ચુલા ચ્યારીને પૂંજી પ્રમાર્જી ચંદરવો બાંધી વાસણ પ્રતિ લેખન કરી જયણાપૂર્વક સીધુ સામન જોઇ ઝાડકી ચાલી સોધન કરી પવિત્ર જળ એટલે ગરેલા પાણીથી રસવતી કરે ત્યાં ત્રસ જીવ સંસર્ગ વસ્તુ અભક્ષ અનંતકાય વર્જી રજત (રૂપુ) પાત્રસમ સ્વધર્મનું મિષ્ટાન વસ્તુથી પોષણ કરે ભૂમિખોદી આ રસોઈ કરવી તે કરતાં લોઢાના ચુલાથી કરવી ઠીક છે, કેમ કે ચોમાસામાં કયારી ખોદી અગ્નિ કરતાં અસંખ્ય ત્રસાદિ જીવનો વિનાશ થાય છે. તથા ઇધણ છાંણુમાં આશ્રીત રહેલા ત્રસ જીવો તથા લીલ ફુલના જીવો અગ્નિથી ભસ્મભૂત થઇ જાય છે. વળી કેટલાક અવિવેકી માણસો સીધા વાસણની સુધી ન કરતાં ધમાધમિએ રાત્રિને વિષે પકવાન ચુરમુ રાંધીને સંઘ ભક્તિ કરે છે તથા નાતવરો નોકારસી આદેમાં પણ ચણાના આટા સાથે કાચા દુધનો માવો તથા દાણાના ઓસામણમાં કાચી છાશ દહી નાંખી કઢી કરે છે, તથા સડેલી ત્રસ જીવસહિત સાક ભાજીનુ છેદન ભેદન કરે છે. જીવાકુલ ભુમિએ ભાંણા માડી જમે છે. વધેલું અન્નવાસણ એઠુ વાસી રાખે છે. એક ઠેકાણે એઠું ઉષ્ણ ઢોલે છે, જેથી અસંખ્ય જીવોત્પતિ વિનાશ થાય છે. અને દુર્ગંધના ઉછાલાથી રોગોત્પતિ પણ થાય છે અરે શું થોડી અજ્ઞાનતા છે ગામડામાં આ બાબતના ઘણા ગોટાલા દેખાય છે રસના ઇંદ્રિના લોલપી જડબુદ્ધિ જનોને ભક્ષાભક્ષનું ભાન રહેતું નથી દયાપડહ વજાડનાર મહામાહણ બીરૂદધારક પ્રભુજી, આવો પ્રકારના સ્વામી વત્છલની પુષ્ટિ કેમ આપે જે કારણ માટે સર્વ જીવોનું ઇચ્છિનાર સજન શ્રાવક વર્ગે, અવિવેકી માણસોની આચરણ દુર કરી જયણા પૂર્વક પુર્વાપર દ્રષ્ટિ દેઇ લાભલાભ વિચારી દ્રવ્યસ્વામી વાત્છલ કરવો. વલી તનમન અને ધનથી સીજાતા સાધર્મિને યથા વાત્સલ્ય યોગ્ય રીતે સહાય કરવી. ઇત્યાદિક દ્રવ્ય વાત્છલના અનેક ભેદ છે. અને ભાવથી તો ધર્મોપદેશ દેઇ જીન પ્રણિત ધર્મને વિષે જોડવો જેથી ઘણો કાલ સુખી થાય.

આ ઉપરથી હમેશાં શ્રાવકને વિશેષ પ્રકારે સમજવાનુ જે પોતાના ઘેર

---

* અક્ષર સંનોગ તે મંત્ર કહીએ તે મંત્ર ઉચારવાથી જે જે પરમાણુ ફેલાય છે તેથી કોઇ પ્રકારની અસર પેદા થાય છે જેથી સર્પ ઝેહેર આદે નષ્ટ થાય છે ઈત્યાદિ ઘણા ફાયદા થાય છે.

રસવતી નીપજાવવાનાં પૂર્વોક્ત રીતે ઇંધણ છાંણાં વિગેરેની શુધી કરી પૂર્વોક્ત રીતે વર્તવું, કારણ કે માત્ર ઊદર પુરણ અરથે અનેક જીવોનુ બલીદાન કરવું યુક્ત નહી. આવો વિવેકરૂપ દીપક તો જેના હૃદયમાં દયારૂપી અંકુર ઉગેલો છે તેનેજ હોય છે આ વિષય ઉપધાનાદિ ટોલા પોસાતી ઓલી અઠાઈઘર આદે હરેક તપના પારણા અંતરવારણાદિ ચોમાસી સંઘભક્તિ સંસારી જમણવાર સર્વ કાર્યમાં લાગુ કરવો ઇહાં કોઇ તૈયાર પકવાનાદિ વસ્તુ લાવી સ્વામી ભક્તિ કરે તે પણ શ્રેય છે, પરંતુ વિશેષ ભક્તિથી વિશેષ ફલ છે. કેમકે ઉત્તમ સુવર્ણ પાત્ર સમાન મુનિનો જોગ નિરંતર મળવો મુશ્કેલ છે. માટ મધ્યમ રૂપાના ભાજન સમાન શ્રાવકની ભકિત નિરંતર શકિત પ્રમાણે અવશ્ય કરવોજ.

પ્ર૦ ૩૦૪:—પુરૂષ સ્ત્રીનાં શુભાશુભ લક્ષણ ટુંકામાં સમજાવો ?

ઉ:—સામુદ્રિક આદ શાસ્ત્રાનુસારે કિંચિત ભાવ લીખ્યતે. બે હાથ બે નેત્ર એક નાસીકા એ પાંચ લાંબા હોય અને કંઠ, લીંગ, જંઘા, પીઠ એ ચાર ટુંકાં હોય તે ધનવંત હોય. જેનું લીંગ છ આંગલ હોય તે રાજા પ્રધાન થાય, લાંબુ જાડુ લીંગ હોય તે દરિદ્રિ થઇ દુ:ખ પામે હાથ પગની આંગળીયો પાતળી હોય તે ચતુર ધનવાન હોય, જેના નખ પાતલા હોય તે ગુણવાન, બલવાન આયુવાન ઘણો હોય, રાજા થાય. શુક્ષ્મવાળા મનોહર હોય તે સવળામાં શીરદાર થાય. હાથ અને પગનાં તલીઆં લાલ હોય તેને સુખ ભોગ ધન મળે છે. આંખોના ખુણા લાલ હોય તે ભાગ્યશાળી જાણવો. જીભ અને હોઠ લાલ હોય તે સુખભોગી જાણવો. જેનું હૃદય અને મસ્તક તથા કપાલ વિશાલ હોય તે રાજા થાય. પગની વચલી આંગલીથી અનામીકા જો મોટી હોય તો વિદ્યાગુણી તથા પ્રભુનો ભક્ત થાય. હસ્ત રેખામાં કનિષ્ટકા આંગલી પાસેથી નિકળીને જેટલી રેખા આંગલીયો ઓલંઘી જાય તેટલા પચીસ પચીસ વર્ષોનું આયુષ્ય અધિક જાણવું. છેક તર્જની સુધી તે રેખા જાય તો સો વર્ષાયુ જાણવું. જેના હાથમાં ઘણી રેખાઓ હોય તે દરિદ્રિ મુર્ખ નિર્લજ નિર્ધન જાણવો. અને જેના હાથમાં થોડી રેખાયો હોય તે નિર્ધન જાણવો. પગની નીચે એક બે તલ હોય તો તે ઉત્તમ જાણવો. જેનું હૃદય વિશાલ હોય તેને ઘણું ધન અને પુત્રો હોય તથા રાજ પામે. જેના હાથ ઘુંટણ સુધી લાંબા હોય તથા સીધા હોય તે અત્યંત ગુણી જાણવો. જેના મુખમાં બત્રીસ દાંત હોય તે રાજા થાય. એકત્રીસ હોય તે પ્રધાન થાય ત્રીસવાલો સુખી હોય, અનુક્રમે ઉતરતા હોય તે કનિષ્ટ જાણવો જુદા જુદા દાંતવાળો વિદ્વાન હોય. જેના આગલના દાંત બાહેર નિકળેલા હોય તે ભાગ્યસાલી હોય. જેની આંખો લાંબી હોય તે મંત્રી થાય, ગોલ હોય તે સુરો થાય વિશાલ નેત્રવાલો ભાગ્યશાલી રાજા થાય. નરમ રેસમ જેવા કેશવાલાને રાજ તરફથી માન મલે છે. હાથમાં છત્રચામર ચક્રધ્વજ શ્રીવત્છ અંકુશ કમલ ધનુષ ગદાના આકારો હોય તે ચક્રવર્ત્તિ રાજા થાય. પગમાં ઉર્ધરેખા તુટાવિગર હોય તો ધનવાન ભાગ્યસાલી થાય. પગમાં રથ ચક્ર છત્ર હોય તો રાજપદવી મેલવી સકે છે. કપાલ મસ્તકે તીલમસા હોય તે માન પામે આંખ મુખ નાક કાને

ઉપરનો હોઠ ગર્દન ભ્રુકુટી છાતી હાથ ઉપર તીલ હોય તે સુખી હોય જંઘા-પર તીલ હોવે સ્વારી કરે. પગપર તીલક હોય તે પરદેશ ભમાડે, લીંગપર તીલ હોય તો સારી સ્ત્રી શું મેલાપ કરે છે, કોખ અંથીપર તીલવાલો મલાખી હોય પેટફુરકેતાં ફીકર ટલે, નાભી ફુરકે હોદ્દાથી પડે, ગુદા ફુરકેથી દુસમનની અ-હાર થાય લીંગ ફુરકે તો સ્ત્રીનો મેલાપ થાય. આંખોથી ચાર અંગુલ ઉંચા કપાલમાં કેશ હોય તે ઠકુરાઇ ભોગવે, માંજરી આંખવાલો દગાબાજ અને ખુની હોય. સ્નિગ્ધ નેત્રવાલો નિર્ધન ઉંડી આંખવાલો દિર્ધાયુવંત કમલ સમ-નેત્રવાલો ઉમરા હોય, જેના કપાલમાં પાંચ રેખા હોય તે ૧૦૦ વર્ષ જીવે ચાર ત્રણ બે, એક રેખાવાલો, ૮૦–૬૦–૪૦ વર્ષ અનુક્રમે જીવે, હસમુખો સદા સુખી હોય લાંબા કાંનવાલો સુખી હોય. છોટાકાન વાલો કંજુસ હોય સપાટ છાતી ઉંડી છાતીવાલો આનંદ ભોગવે, હાથની આયુષ્ય રેખા વિભવ રેખા પિતુરેખા એ ત્રણ રેખા લાંબી અખંડીત હોય તે ઉમર ઈજત દોલતવંત પુરૂષ જા-ણવો. અંગુઠાના મધ્યભાગમાં જવરેખા હોય તે ધનવાન હોય, અંગુઠાના ઉપ-રના પાછલના ભાગમાં જવ હોય તે સુખી હોય આંગલીયા ઉંચી કહીએ તે મળેલી દેખીએ તે દોલતવંત હોય અંતર હોય તે ખરચ કરાવે, અનામિકાના મૂલથી કનિષ્ટાંગુલીનુ મૂલ નિચે હોય તે બુદ્ધિવંત હોય તેમજ મધ્યમ અને તર્જનીનું મૂલ નિચે હોય તે બુદ્ધિવંત ઉપદેશક હોય.

અનામિકા કનિષ્ટાંગુલીની આડી અને ઉર્ધરેખા ઉત્તમ કહી છે, મધ્યમાનુ ફલ ઉલટુ છે.

૧ જેની પિતુરેખા નિર્દોષ હોય તે દેવલોકથી આવ્યો અને દેવલોક જવા-વાલો જાણવો.

વચલી માઝુ જે વિભવરેખા નિર્દોષ હોય તે મનુષ્ય ગતીમાંથી આવ્યો અને મનુષ્ય ગતીમાં જવાવાલો જાણવો.

૩ આયુરેખા નિર્દોષવાલો તિર્યંચ અધોગતીમાં આવ્યો અને અધોગતી-એ જવાવાલો જાણવો.

જે પુરૂષના ડાબા હાથની વચલી વિભવરેખા અખંડ લાંબી નિર્દોષ હોય તેને ભોગ વીલાસ મલે, વામા હાથની આયુરેખા અને કનિષ્ટાંગુલીનો વચમાં જે રાજ રેખા હોય છે તેથી દીક્ષા, ધર્મ, ઇજતવંત ગણાય છે, જેના પગમાં નવ આંગલ લાંબી ઉર્ધરેખા હોય તે રાજા, મુનિ બને, જેનો શુક્રપાત જલદી થાય તથા હમેસાં સુકુ નાક રહે તે લાંબા આયુષ્યવાલો જાણવો, લાંબી તથા ઉંડી આં-ખવાલો પણ દિર્ઘાયુવંત હોય. જલ ભરી આંખવાલો દલીદ્રી, એક આંખવાલો દગાબાજ હોય. ઇત્યાદિ ઘણી વાખ્યા છે.

૨ હવે સ્ત્રીના લક્ષણો નીચિક્ષા કરે છે. જે સ્ત્રીના કેશ સુક્ષ્મ, ચીકાશવાલા હોય તે સતી જાણવી લાંબી આંખવાલી ઉત્તમ જાણવી નકુંની આંખ-

વાલી પતીવશ કરે. મુછની જગોએ વાલ ઉગેલા હોય તે લક્ષ્મી નેહરે, જે સ્ત્રીના ડાબા સ્તનપર તલ અથવા મસ હોય તે ઉતમ જાણવી. અને જેના સ્તનોપર વાળ હોય તે ડાકણી સરખી જાણવી. જેની નાભી ગંભીર હોય તે ઉત્તમ જાણવી. જે સ્ત્રીના પેડુના ભાગ ઉપર બીલકુલ વાળ ઉગતા ન હોય તે વાંઝણી જાણવી, ઉંડી યોનીવાળી પણ વંધ્યા જાણવી. લાંબી યોનીવાળી દુર્ભાગીણી જાણવી. જે સ્ત્રીની સાથલ ઉપર વાળ ઉગેલા હોયતે પુત્ર તથા પતીનો ક્ષય કરનારી જાણવી, જેની સાથળો હુંમેશાં પસીનાથી ભીની રહેતી હોય તે ઉત્તમ જાણવી. જેને ડાબા પગને તલીએ ઉર્ધ્વ રેખા હોય તથા જેનુ મુખ ગોળ હોય, લાંબા કેશ પાતલા હોય, નાસીકાના બે છીદ્ર છોટા હોય, આંખમાં શ્યામ હોય તે પદમણી સ્ત્રી જાણવી. લાલ કેશવાળી છોટી ઉંમરમાં રંડાય, કોમલ કંઠ અને મોટા દાંતવાળી સ્ત્રી ભાગ્યશાલી જાણવી. ઇત્યાદિ સામુદ્રીક શાસ્ત્રાનુસારે જાણવું.

પ્રઃ—૩૦૫ હવે ગ્રંથકર્તા પોતાની લઘુતા કરતો થકો સમભાવની સર્વોત્કૃષ્ટતા બતાવે છે.

परापवादेन मुखंसदोष नेत्रंपरस्त्री जन वीक्षणेन ॥
चेतः परापाय विचिंतनेन कृतं भविष्यामि कथं विमोहं ॥ १ ॥

અર્થ—પર અપવાદ બોલવે કરી મુખને દુષણ સહિત કર્યું; પરસ્ત્રીનું રૂપ દુષ્ટ બુદ્ધિએ દેખવે કરી આંખને સદોષ કરી પરને કષ્ટ થવા ચિંતવવે કરી ચિતને સદોષ કરયું, એહવાં કર્મ કર્યાં માટે હે પ્રભુ આગલ માહરી સી ગાત થશે.

पुनः वैराग्य रंगोपरवंचनाय धर्मोपदेशो जन रंजनाय ॥
वादाय विद्याध्ययनंचमे भूत् कियद्ब्रुवे हास्यकरं स्वमीश ॥ १ ॥

ઇતિ સુગમાર્થ.

लोकैर्वि लोक्यते चौरो गते स्वल्पेपि वस्तुनि ॥
सर्वस्व हरमात्मान येन पश्यंति नो जना ॥ १ ॥

ભાવાર્થઃ—થોડી વસ્તુ ગયે છતે લોકો ચોરને શોધે છે, પરતુ આત્માનું સર્વસ્વ હરણ થતાં મનુષ્યો જોતા નથી. અર્થાત રાગ દ્વેષરૂપ ચોરો આત્મારત્નત્રયી ગુણરૂપ ધનનું હરણ કરે છે તે કાંઈ ભાળતા નથી. હા ઇતિ ખેદે પ્રમાદપણામાં આત્મ દ્રવ્ય લુંટાઈ જાય છે, માટે જેમ બને તેમ પણ રાગ દ્વેષને જીતવા ઉદ્યમ કરવો.

यंस्मात् दुहो.

संजयपाले सिद्धजने शीलेन खंडे लेश ॥
तोहे तस शिवगती वेगली जसमत राग न द्वेष ॥ १ ॥

શિષ્ય—તે રાગ દ્વેષનો પ્રેરક કોણ છે?

ગુરૂ—રાગ દ્વેષ પરિણામનો હેતુ મિથ્યાત્વ મોહનીરૂપ મદિરાનું ઉદ્ધતપણું નિશ્ચયથી છે. મોહ રાજા છે રાગ દ્વેષ પ્રધાન છે. કામ ક્રોધાદિ સુભટ છે, માટે તેના વશ ન થતાં સંવર ભાવ ધરવો. કેમકે:—

आश्रवो भव हेतु स्यात् संवरो मोक्ष कारणं ॥
इतीय मार्हती मुष्टी रदनस्या प्रपंचनं ॥ १ ॥

નયની અપેક્ષાએ ષટ દર્શન જીનનું અંગ છે, માટે મધ્યસ્થ ભાવે વર્તવું. કેમકે સર્વ અનુષ્ટાન ધર્મસાધન, વિધિવિધાન, ભણવું, ગણવું, જાણવું, સદહવું આદરવું, પાલવું, ધારવું, વિચારવું, માત્ર રાગ દ્વેષ જીતવાને અર્થે છે. પંદર ભેદે સિદ્ધ થયા તે પણ એ રાગ દ્વેષનો અભાવરૂપ સમભાવ પ્રગટ થવાથીજ થયા છે. અર્થાત સમભાવ એજ મોક્ષ છે.

यदुक्तं सेयं बरोय आसंबरोय बुधोय अहव अन्नोवा ॥
समभाव भावि अप्पा लहइ मुखं न संदेहो ॥ १ ॥

એમ સંબોધસતરીમાં કહ્યું છે. એટલે સ્વેતાંબર, દિગંબર, બુદ્ધ વા અન્ય મતાવલંબી હોય પણ આત્માને સમભાવે ભાવતાં મોક્ષ લહે એ નિસંદેહ છે.

किंबहुणाइ हजहजह रागदो सालदुविलज्जंती ॥
तह तहपय दिअव्वं एसा आणा जिणंदाणं ॥ १ ॥

અર્થ:—ઘણું શું કહીએ જે જે પ્રકારે રાગ દ્વેષ વિલય થાય તેવી રીતે પ્રવર્તવું, એજ શ્રી વિતરાગ દેવની આજ્ઞા છે.

ઇતિ અધ્યાતમ મત પરિક્ષા ગ્રંથ વચનાત.

संघोयं गुण रत्न रोहण गिरिः संघस्सतां मंडनं ।
संघोयं प्रबल प्रताप तरणि संघो महा मंगलं ॥
संघोभि प्तित दान कल्प विटपी संघो गुरुभ्यो गुरु : ।
संघ सर्व जनाधिराज महिता संघश्चिरं नंदता ॥ १ ॥
मंगलं भगवान् वीरो मंगलं गौतमः प्रभु : ॥
मंगलं स्थूल भद्राद्या जैन धर्मोस्तु मंगलं ॥ २ ॥



## અથ દેવવિજય મહારાજ વિષે.

( મનહર છંદ. )

પ્રગટ પ્રભાવવંત દેવવિજયસુ સંત, પુરવ સૂરિ રચીત મારગ દીપાવતો;
કુવાદી હઠાવનાર ન્યાય નીતી ધારતાર, અરથ જણાવનાર સુમન વિચારનો.
યુગતી હેતુ દ્રષ્ટાંત નય ભંગને પ્રમાણ તીક્ષણ બુદ્ધિથી બોધ સુક્ષ્મ ઉચારતો;
પ્રથમ દુઃકૃત ત્યાગ પછે સુકૃતનો ભાગ, ઇત્યાદિ પ્રબોધ તણો ખેમને આભારતો. ૧

સંવત ૧૯૪૫ ની સાલમાં શ્રી પાલીટાણે ચોમાસુ રહેલા તે વખતે તેમના ગુરૂભાઇ મુનિ ગુણવિજયજી પણ ત્યાંજ હતા. તે વખતે પજુસણમાં હું ત્યાં તેમની સમીપ દીવસ ૧૫ રહી પ્રશ્નોતર સમ્યગ પ્રકારે ધારેલા બાદ ઘેર આવ્યા પછે થોડી મુદતમાં તેઓ કાલ ધર્મ પામ્યા તે વાત સાંભળી તેમના પ્રસિદ્ધ ગુણ ટુકામાં કવિતમાં ઉતાર્યા છે.

## અથ માતુશ્રી ઉમીયાબાઈ વિષે.

જાત્યવંત માત ઉમીયાની કહુ વાત ભ્રાત, સાંભળો પ્રખ્યાત છે પ્રસિદ્ધ નીજ ગામમાં;
જોઇને વિચારીને સુધારીને આચારી કરે, પાણી રસવતી આદે ઘર તણા કામમાં;
દેવ ગુરૂ સેવ અહ મેવ પડી ટેવ જેને, પરમ ધરમ રૂચી વિરતીના ધામમાં;
ઇત્યાદિ અનેક ગુણ સોણીત જનેતા મુજ, ખેમ કેમ વીસરે સમય ઠામ ઠામમાં. ૨

ઘણી એક શ્રાવિકાઓ દયાળુ દેખીએ છે કિંતુ મારી માતુશ્રીની જયણા અનુકંપા; ઘર કામમાં દ્રષ્ટિ પ્રતિલેખન પુંજન પ્રમાર્જન સદ્રસ્ય અવર સ્ત્રીવર્ગ આખી ગુજરાતમાં જોતાં થોડીજ હસે એમ અનુમાન કરૂછું. કિંબહુના.

## અથ પ્રીય મીત્ર મુંબાઇનિવાસી સંસ્થાન રૂપાલ.

લલુભાઇ નાનચંદ અવર કસ્તુરચંદ પ્રીયમીત્ર માહરા ઉદાર ચિતવંત છે;
પરમ ધરમ જૈન ધારવા ધીરજવંત, દીન દુઃખ ટાલવા દાયક પુન્યવંત છે.
ગુણીજન સાથે સુખકાર ધરે પ્યાર સાર, જીનરાજ તણા ગુણ ગાવા ગુણવંત છે;
સરલ સૌભાગ્યવંત મારગાનુંસારી જેહ, સ્નેહવંત મીત્ર ખેમચંદ તે ભણંત છે. ૩

## અથ બીજી ઓરત કરવાના અભીલાખીને અનુભવ સિદ્ધ સીખામણ.

પરણવું પરણવું કરીને મુરખ મન મોહમાં મુઝાયો મુઢ બહુ મકલાય છે;
વિવિધ વિવિધ ભલા ભોગની આતુરતામાં મનુષ્ય અમુલ્ય ભવ નિઃફલ ગમાય છે.
વિષયમાં વાહ્યો જેહ દાખલો જરૂર નેહ ખાતરનો ખોદનાર ખુબ ખત્તા ખાય છે;
કહે ખીમચંદ ધારી ધારીને વિચારી જુઓ, પુનરપિ પ્રણનારો પૂરણ પસ્તાય છે. ૪

## અથ ગુપ્ત આંકની સંખ્યા સમજવા વિષે.

૧ ૧ ૧ ૨ ૨ ૨ ૩ ૩ ૩ ૩ ૩ ૩ ૩
શશી ભૂમિ એક ભુજ નયન યુગમ દોય, ભૂાનુ ત્રી વન્હી લોક ગુણ ત્રણ ધારીએ;
૪ ૪ ૪ ૪ ૪ ૪ ૫ ૫ ૫
મુગતી વરણ યુગ વેદ ચઉચ્યાર.સાર.શરો ભુત બાણ હવે છઆંક વિચારીએ.

૬ ૬ ૬ ૬ ૬ ૭ ૭ ૭ ૮ ૮ ૮ ૮
ખટ ચક્ર શાસ્ત્ર રસ દર્શનને મુનિ સમ સાત વસુ નાગ ગજ અપ્રતે ઉચ્ચારીએ.
૯ ૯ ૯ ૧૦ ૧૦
ખંડ ભક્તિ અંક દશ દીસી કહે ખીમ ઇમ અંક ગતીયામ આણી ગણીત વધારીએ. ૫

**અથ કર્મ વ્યાપ્ત અશુદ્ધ જીવદ્રવ્યનાં નામ કહે છે.**

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
ચિદાનંદ બુધરૂપ ચેતન અલખજીવ, અબુદ્ધ સમયસાર અશુદ્ધોપયોગીહે;
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
ત્વદ્રુપ સ્વયંભુ ચિતમુરતી ધરમવંત, પ્રાણુવંત પ્રાણી જંતુ ભુત ભવભોગીહે;
૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫
ગુણધારી કલાધારી ભેષધારી વિદ્યાધારી અંગધારી સંગધારી યોગધારી યોગીહે;
૨૬ ૨૭ ૨૮ ૨૯ ૩૦ ૩૧ ૩૨
ચિન્મય અખંડ હંસ અક્ષર આતમરામ કરમનો કરતાર પરમવિયોગીહે. ૬

**અથ શુદ્ધ જીવ દ્રવ્યનાં નામ કહેછે.**

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧
અખંડ અક્ષય શિવ અક્ષર અચલ ઇશ, અજર અમર બુદ્ધ શુદ્ધ અનાહારીહે;
૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
અકષાઇ અવ્યાબાધ અનાદ અનંત સિદ્ધ પરિગ્રહ પૂરણપરમ પદધારીહે.
૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬
નિરંજન નિરાકાર અકલ અમલ અજ અશરીરી અવિનાશી ઉપાધિનિવારીહે.
૨૭ ૨૮ ૨૯ ૩૦ ૩૧ ૩૨
અયોગી અભોગી નહીરાગદ્વેષ મોહવેદ પ્રભુચિંદાનંદ ભગવાન ખેમતારીહે. ૭

ઇતિ કર્મ મુક્ત સિદ્ધ ભગવાનનાં નામ જાણવા.

**અથ સાત પ્રકારે આયુ ક્ષય પામેછે તે કહે છે.**

૧
શોપક્રમી. સીથલ આયુષ્ય ઘટે સાત ભેદે રાગ સ્નેહ ભયથી પ્રથમ ભેદ જાણીએ,
૨ ૩
હથીયાર દોરડાદિ નિમિત્તથી બીજો કહ્યો, ત્રીજો ઘણો સરસ અહાર અંગ આણીએ.
૪ ૫
સુલાદિક વેદનાથી યુગ ભેદ પરાઘાત ખાડામાં પડયાથી ભેદ પાંચમો પીછાણીએ,
૬ ૭
અહી વન્હી વિષાદિ પ્રમુખના પ્રયોગે ષટ શાસો શાસ રૂંધવાથી સપ્તમ વખાણીએ. ૮

**અથ ત્રેસઠ લાખી પુરૂષ માતા પિતા શરીર જીવ વિત (કવિત)**

૨૪ ૧૨ ૯ ૯
વીસ ચાર અરિહંત દશ દોશ દોય ચક્રવર્તિ નવ હરી નવ બલદેવ નવસારએ,
૯
પ્રતિ વાસુદેવ મળી સલાખી પુરૂષ થયા ત્રેશઠ માત તાત દેવ જીવ ધારએ.

